# ઇંગ્રેજ લોકનો
# સંક્ષિપ્ત ઇતિહાસ.

કર્તા

(સ્વ.) નવલરામ લક્ષ્મીરામ પંડ્યા.

---

[illegible] કર્તા

[illegible]લાલ અમરશી મહેતા;

મેનેજર—પ્રિન્ટિંગવર્ક્સ એન્ડ બુક્સ એજન્સિસ: અમદાવાદ.

---

મૂલ્ય રૂ. ૧-૮-૦

# ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

કર્ત્તા

(સ્વ.) નવલરામ લક્ષ્મીરામ પંડયા.

પ્રકાશક

ગુજરાતી સાહિત્યપરિષદસંરક્ષણ કમિટિ તરફથી

મંત્રી—બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.

આવૃત્તિ બીજી. ]    પ્રત ૨૦૦૦.    [ ઇ. સ. ૧૯૨૧.

મુખ્ય વિક્રેતા

જીવનલાલ અમરશી મહેતા;

મેનેજર—પ્રિન્ટિંગવર્ક્સ એન્ડ બુક્સ એજન્સિસ; અમદાવાદ.

અમદાવાદ: પાંચકુવા નવા દરવાજા શ્રી "આદર્શ" પ્રિન્ટિંગ

પ્રેસમાં પંડિત વાડીલાલ ડાહ્યાભાઇએ છાપ્યો.

મૂલ્ય રૂ. ૧–૮–૦.

# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની ભંડોળ કમિટિના ઠ. સ. ૧૯૧૮ ના એક ઠરાવ પ્રમાણે સ્વર્ગસ્થ નવલરામ લક્ષ્મીરામ પંડ્યાની આ અપૂર્ણ પણ અમૂલ્ય કૃતિ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરતા આનંદ થાય છે. એ સાલના ચોમાસામાં છાપવાનું શરુ થયેલું અને પછીના જૂન માસ સુધીમાં પુસ્તક પ્રસિદ્ધ કરી દેવાની ઇચ્છા હતી, પણ ગઇ સાલ દરમિયાન મારી નોકરીમાં એક ઉપર એક બે મોટા ફેરફાર થયા. તેથી આટલો વધારે વખત લાગ્યો છે. કર્તાના પુત્ર રા. રા. ધીમતરામ નવલરામે આ વાતમાં પ્રથમથી જ ઉમંગભરી અનુકૂલતા દેખાડી, પણ એમની પાસેના કાગળોમાં પુસ્તક જ્યાંથી અટકેલું તે પછીનો કંઈ પણ લખેલો ભાગ, કે એ વિષય ઉપરની કોઈ પ્રકારની નોંધ, કે ગુજરાત શાળાપત્રમાં જે પ્રકરણો છપાઈ ગયેલા તેની હસ્તલિખિત મૂલ પ્રત કે તેની નકલ કે છાપેલાં પાનાઓની એમની નકલમાં કોઇ જાતના સુધારા વધારા કે ફેરફારનો લેશ પણ ઈસારો ન હોવાથી, શાળાપત્રની છાપેલી ઉપર જ બધો આધાર રાખવો પડ્યો છે. એ ફાઇલોની સાથે આ પુસ્તકને સરખાવતાં જે કંઇ ફેરફાર, કાપકૂપ અને વધારા જોવામાં આવે તે સર્વની જવાબદારી મારી છે.

ફેરફાર બનતાં સુધી ઓછા કરવા એ જ ધોરણ સ્વીકાર્યુ છે. નવલરામભાઇ જેવા સમર્થ પંડિત અને સાક્ષરે એમની ઉચ્ચ અને વિશિષ્ટ શૈલિ અને શક્તિના પરિપાકના છેલ્લા દાયકામાં પૂરી હોંસ અને કર્તવ્યબુદ્ધિથી રચવા માંડેલી આ કૃતિમાં એક પણ બિંદુ ફેરવવાનું કાર્ય સાહિત્યની અદાલત આગળ અતિ સાહસનું બલ્કે ગુનાહ અને પાપનું જ ગણાય અને તોપણ એ કૃતિના ફરી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરનાર સંપાદકને બીજી કેટલીક બાબતો પણ ધ્યાનમાં લીધા વગર ચાલે એમ ન હતું. કૃતિ અપૂર્ણ રહી જવાથી કર્તાનો છેવટનો હાથ એના ઉપર

ફેરેલો ન હતો. કોઈ પણ ભાગનું પુનરવલોકન એમણે કરેલું ન હતું. શાળાપત્રનું મુદ્રણ ઘણું બેદરકાર અને ભૂલ ભરેલું હતું. કેટલીક ભૂલો કર્ત્તાના શરતચૂકથી જ થયેલી દેખાતી હતી. કોઈક ભૂલો કર્ત્તાએ જે ઈંગ્રેજી ઇતિહાસનો ઉપયોગ કરેલો તે મૂલ આધારોમાંથી ઉતરી આવેલી હતી. રચના અને મુદ્રણનું કટકે કટકે કરેલું કાર્ય ઘણો લાંબો વખત ચાલેલું હતું; પહેલું પ્રકરણ શાળાપત્રમાં ઇ. સ. ૧૮૮૦ ના ઑગસ્ટ માસમાં તો છેલ્લું છેક ઇ. સ. ૧૮૮૭ ના માર્ચ માસમાં પ્રકટ થયું હતું; આ લાંબા અરસામાં વચ્ચે વચ્ચે કર્ત્તાની તબિયતને લીધે તેમ બીજાં એટલી જ અગત્યનાં પણ વધારે વખતસર કરવાનાં કામકાજ અને અભ્યાસના દબાણને લીધે મહિના બે મહિનાના ગાળા ચૌદ પંદર પડ્યા હતા; વધારે મોટા ગાળા પણ બે ત્રણ વાર પડ્યા હતા. શાળાપત્રની છપામણી ઉપર કર્ત્તાની નજર કેટલી ઓછી રહેતી હતી તે આ વિષયને લગતી એક ઝીણી વિગતથી સાફ જણાઈ આવે છે: ઈ. સ. ૧૮૮૩ ના એપ્રિલ માસના અંકમાં જે પાનાં છાપ્યાં છે તે એ સ્થળે આપવામાં શરતચૂક થયેલી છે, એ પછી જૂન માસમાં છાપેલાં પાનાં એના પહેલાં વાંચવાનાં છે. વળી આટઆટલી ત્રુટો સાથે આટલા લાંબા વખત સુધી ચાલેલા કાર્યમાં કામોના ભાર તળે વધારે વધારે દબાતા જતા અને શરીરે અસ્વસ્થ થતા જતા આપણા કર્ત્તા પોતે કાર્યારંભ વખતે કલ્પેલી યોજના અને વિસ્તારની મર્યાદાને એક સરખી રીતે વળગી રહી શક્યા નથી એમાં જરા પણ નવાઈ જેવું નથી. રિચર્ડ ૩ જા સુધીનો ઇતિહાસ એકજ ઇમારત જેવો જણાય છે. સાતમા હેન્રિના સમયથી કર્ત્તા વિષયના વધતા મહત્વને અનુરૂપ કંઇક વધારે વિશાલ યોજના ઉપર ગયા છે. પરંતુ સ્ટુઅર્ટોના સમયથી આરંભાતો વિષય એ નવી યોજનામાં પણ સમાયો નથી અને લખાણનો વિસ્તાર વધી ગયો છે. આનાં કારણ બે જણાય છે: એક તો એ ઇતિહાસ ભાગનું જ મહત્વ; અને બીજું એ ઇતિહાસ ભાગની સાથે નવલરામભાઇના માનસ જીવનનો સંબંધ. ઈંગ્રેજોના

ઇતિહાસના એ પ્રજાવિગ્રહના સમયમાં અભ્યાસી જેમ જેમ ઉંડો ઉતરે છે, તેમ તેમ તેને એનું ગૌરવ વધતું જતું જ માલુમ પડે છે. અને એટલું જ નહીં, ઈંગ્લાંડમાં સત્તરમા સૈકાના પૂર્વાર્ધનો સમય કેવલ રાજકીય વિપ્લવનો નહતો; પ્રજાના ધર્મ, સંસાર અને આચારવિચારમાં પણ એ સમય ભરતીઓટના મહાભારત મોજાંઓનો હતો. હવે શિષ્ટ ગુજરાતના પોતાના જમાનાના જ ઇતિહાસમાં નવલરામભાઈએ પોતાની સ્થાયી પ્રીતિના પાત્ર અને દેશના અગ્રણી વીર નાયક નર્મદાશંકરને સુધારાના આચાર વિચારને છેલ્લે પાટલેથી ઉઠી આપણા પૌરાણિક આચારવિચારને પણ છેલ્લે પાટલે જઈ બેસતો-" બુદ્ધિવાદ " ના મહારથી સેનાપતિને " અગમ્યવાદ " નો સૈનિક બનતો પોતાની આંખે જ જોયો હતો. અને આ ઉલગુલાંટના ખરા કારણ વિષે નવલરામભાઈની ચિકિત્સા એવી હતી કે એ નર્મદાશંકરે કરેલા ઇતિહાસના અભ્યાસનું પ્રામાણિક પરિણામ હતું. * નવલરામ પોતે મરણ પર્યંત સુધારક જ રહ્યા હતા; પણ તે ' સુધારો ' અને ' સુધારક ' શબ્દના સામાન્ય અર્થમાં નહીં. પોતે કયા અર્થમાં સુધારક હતા તેનું સ્પષ્ટીકરણ જે નિબંધથી થાત, તે-' સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન'-એમણે નર્મદાશંકરના ' ધર્મવિચાર ' ની પ્રસિદ્ધિ થતાં થતાં સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના આગ્રહથી આરંભેલો, પણ નર્મદાશંકરના મૃત્યુથી ' કવિ જીવન ' લખવાને માટે પડતો મુકેલો, અને ફરી પાછો હાથમાં જ લીધેલો નહીં. પણ નર્મદાશંકર અને નવલરામ બંનેના અંતિમ મંતવ્યોમાં એક સામ્ય એ હતું કે પોતપોતાના સ્વતંત્ર માનસ વ્યાપારથી બંને એવા સિદ્ધાંત ઉપર આવી ઠરેલા, કે ' સુધારા ' આદિ આચારવ્યવહારના સંસાર નીતિના પ્રશ્નોને

---

* જુઓ નવલરામ કૃત ' કવિ જીવન '—નર્મ કવિતા, પૃષ્ઠ ૩૭ થી ૪૪; અને એમનું 'સુધારાનું ઇતિહાસરૂપ વિવેચન' નવલ ગ્રંથાવલિ, ભાગ ૨. પૃષ્ઠ ૧૩૮ થી ૧૫૫. આ 'વિવેચન ' ની રચ્યા સાલ નવલ ગ્રંથાવલિની અનુક્રમણિકામાં ૧૮૮૦ આપેલી છે તે ૧૮૮૨ જોઇએ.

માટે શુદ્ધ ફિલસુફીને નહીં પણ ઈતિહાસની ફિલસુફીને જ પૃચ્છા કરવી ઘટે છે. વળી

"સમય!–એ જ રચે છ બલાબલ,"

એ કવિ માઘની ઉક્તિને પણ નર્મદ નવલ બંને માન્ય ગણતા. પણ નર્મદને–ઉત્તરાવસ્થાના નર્મદને–મન એ મહાવાક્યનો જે અર્થ હતો તે નવલરામને માન્ય નહતો; એઓને એ મહાવાક્ય કયા અર્થમાં માન્ય હતું તેની કંઈક ઝાંખી આ ઇતિહાસમાં છે. + ઇંગ્લાંડના સત્તરમા સૈકાના પૂર્વાર્ધનો ઈતિહાસ લખતાં લખતાં એમની કલમ એમણે કલ્પેલી વિસ્તાર મર્યાદાને અવગણીને સ્વચ્છંદે વર્તી છે, તે કેવલ વિષયના મહત્વને લીધે નહતું, તો તે એ ઇતિહાસમાં એમને ખાસ, અંગત, અને શુદ્ધ ઉચ્ચ કર્તવ્યનિષ્ઠાનો રસ હતો તેને લીધે હતું, એ એમના માનસ જીવનની ઉપલી હકીકતથી સમઝી શકાશે. પણ ઈ. સ. ૧૬૬૦ ની સાલ આવતાં જ કર્તા પોતાની કલમને અટકાવે છે અને ત્યાંથી ચાલતું લખાણુ છેક અંત સુધી પોતે બીજી વાર (એટલે હેન્રિ ૭ મો આરંભતી વખતે) કલ્પેલી યોજના અને વિસ્તારની ઇયત્તામાં જ સમાવે છે.

આ સર્વ ધ્યાનમાં લઈને ઇ. સ. ૧૬૦૩ થી ૧૬૬૦ નાં પ્રકરણોને ટુંકાં કરવામાં આવ્યાં છે, પણ તેમ કરતાં કર્તાનો રસપ્રવાહ કે એમના વિચારપટના તંતુઓ કોઈ ઠેકાણે ત્રુટે નહીં તેની ખાસ સંભાળ રાખી છે. અને એ પ્રકરણોમાં જ નહીં પણ આખા પુસ્તકમાં મુદ્રણની શરતચૂકની, અને બીજી ભૂલો અતિ અલ્પ ફેરફારો કરીને બનતાં સુધી

+ નર્મદના મૃત્યુના ખાથી, કે "એ તો ગયો, મારે જવાની ઘડી પણ આ દોડતી આવે, હવે મારે સત્યાન્વેષણના મહા વાદવિવાદ કેવા ! અને બીજો છે પણ કોણુ કે તેની સાથે એ કરું" એવા નિવૃત્તિમય વિષાદથી કે વિષાદજન્ય નિવૃત્તિથી પડતું મુકાયેલું ઉપલું "વિવેચન" જો નવલરામ પુરૂં કરી શકયા હોત તોજ એમના કાલબલ વિષેના વિચારો આપણે બરોબર સમઝવા પામત.

સમારી લીધી છે. બેશક, નવલરામભાઈનો આ ઇતિહાસ એની રચનાના સમય પ્રમાણે હેલમ, ગ્રીન, મેકોલે, અને ફ્રીમેનના ગ્રંથોને આધારે લખવામાં આવેલો છે. સ્ટબ્સ, રાન્ક ગાર્ડિનર, આદિ એ પછીની વીશીના કર્તાઓ ઈ. સ. ૧૮૮૫–૯૦ સુધીમાં આપણા ઇલાકામાં ઓછા જ જાણીતા હતા. અને જીવંત વિદ્યાઓમાં દરેક જમાને નવી શોધો, નવાં સાધનોનું પ્રકાશન, જૂનાનું પુનઃશોધન, નવાં દૃષ્ટિબિંદુએ જૂની રચનાનું ખંડનમંડન, આદિ ચાલ્યા જ કરે છે. અને એ પ્રમાણે જમાને જમાને નવા ગ્રંથો રચાય છે, જેના નવા તેજ આગળ જૂના ઝાંખા પડે છે. પણ આ બધું તે તે વિદ્યાના પારંગત થવા ઇચ્છતા પંડિતોને માટે છે. શાળોપયોગી અને પ્રવેશક સંક્ષેપોમાં એ નવાં તેજથી થોડો જ ફેર પડે છે. પણ આ દિશામાં એ સંપાદકે કંઈક પ્રયાસ કર્યો છે,* જે આ પુસ્તકને શાળાપત્રના મૂલ અંકોની સાથે સરખાવી જોતાં જણાઈ આવશે. આ સર્વ જોઈ તપાસીને અધિકારી નિરીક્ષક એવા અભિપ્રાય ઉપર આવે છે કે "ફેરફાર બહુ થોડા અને બ્હીતાં બ્હીતાં કર્યા છે. આજ દિશામાં અને વધારે સાવધાનતાથી વધારે ફેરફાર કરવા જોઈતા હતા," તો સંપાદક પોતાને કર્ત્તાપ્રીત્યર્થ પડેલી મહેનતનો સંપૂર્ણ બદલો મળી ગયેલા માનશે.

---

*અત્ર કહેવું પડે છે કે નર્મદાશંકર અને નવલરામના વિચાર વિકાસનો ઇતિહાસ પુરેપૂરો ઉકેલી આપવાની અગર તેનાં સાધનો પ્રજાની આગળ પૂરેપૂરાં મુકવાની કીંમત ગુજરાતી પ્રજા કેટલી અનિર્વચનીય ગણશે, તેનો ખરો ખ્યાલ એ સાધનો જે જે માણસોના હાથમાં આવ્યાં તેમાંના કોઈને પણ આવેલો જણાતો નથી.

* વિહગ વિચારના સામ્રાજ્ય તળે થયેલા કર્ત્તાની કૃતિમાં કંઈક મધ્યસ્થતા જાળવવાના; લૉર્ડ, સ્ટ્રેફર્ડ, આલ્બર્ટ, આદિના ચારિત્રનિરુપણમાં દોષનિરુપણ જ પ્રધાન હતું, તેમાંથી વર્તમાન શોધખોળ જે જે દૂષણોને ના સાબીત ગણે છે તે ચાળી નાખવાના; વગેરે.

એથી ઉલટું, પરીક્ષક જેટલે અંશે કરેલા ફેરફારોને અયોગ્ય ગણશે તેટલે અંશે સંપાદકનું કાર્ય સદોષ જ ઠરશે.

કર્ત્તાએ આ કૃતિ રચતાં બે વર્ગના વાંચનારાઓ ધ્યાનમાં રાખેલા હતાઃ શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ, અને ઇંગ્રેજોના ઇતિહાસમાં રસ પડતો હોય કે તેનું મહત્વ જાણી સાંભળી જિજ્ઞાસુ થયા હોય, પણ ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હોય એવા મેલ અને ફીમેલ ટ્રેનિંગ કૉલેજોના અને બીજા સામાન્ય વાંચનારાઓ, નવલરામભાઈની સંક્ષિપ્ત 'એકાગ્રશૈલિ' + જેવી એમના અકબર બિરબલમાં અને કવિ જીવનમાં વિલસે છે, તેવી જ તે એમની આ કૃતિપ્રસાદીમાં વિલસે છે. પ્રૌઢિની સાથે સરલતા, રસપ્રવાહની સાથે વિચારવણાટ, ધટ્ટ શાસ્ત્રીયતાની સાથે પારદર્શક સ્પષ્ટતા, તરંગલીલાની સાથે વિવેક, તીક્ષ્ણ તળપદા શબ્દો, ટુંકા વાંક વગરનાં વહેતાં વાકયોની લક્ષ્યવેધી કલમો, વચ્ચે વચ્ચે ઝળકી આખી કલમને તેજોમય કરતો પ્રસાદ, સમતોલ પ્રમાણુસર પણ ત્વરિત ગતિ ઊંડી છાપ પાડવાનું અતકર્ય સામર્થ્ય, મધુર લીલામય પણ ગદ્યને છાજતો ગંભીર વિવિધ સ્વરસંવાદ, વગેરે નવલશૈલિના મોહક સ્થાયી ગુણો આ વર્ણનાત્મક વિવેચનાત્મક નિશ્ચિત વસ્તુવાળી અને સંક્ષિપ્ત કૃતિમાં સાંતોજ્જવલ વિકાસ પામેલા છે. આવું પુસ્તક ગુજરાતી ભાષાની શક્તિ અને સુંદરતાના ભોગીને વાંચવાને માટે એના આંખ આગળ ધરવું એ જ બસ છે. અને આ પુસ્તક શાળાના વિદ્યાર્થીઓના હાથમાં મુકવું એ તેમનામાં ગુજરાતી ગદ્યની શક્તિ અને સુંદરતાની કદર જગાડવાનો સહેલો રાજમાર્ગ છે. મારા જમાનાના હાઈસ્કૂલના વિદ્યાર્થીઓમાંથી કેટલાક

+ એમની શૈલિભાવના એમના પોતાના જ વર્ણનને માટે જુઓ એમનું 'સુબોધ ચિંતામણિ' નું વિવેચન—નવલ ગ્રંથાવલિ, ભાગ ૨ જો, પૃ૪ ૨૨૭–૨૮. પોતાની શૈલિનું પોતે પાડેલું 'એકાગ્રશૈલિ' નામ એમને ઘણું જ પ્રિય હતું.

ગ્રીનના સંક્ષિપ્ત ઇતિહાસનાં પ્રકરણો અને મેકોલેના નિબંધો ફુરસદ અને વૃત્તિના પ્રમાણમાં વાંચી શકતા અને જે વાંચતા તેનો સ્વાદ અને સાર પોતાની મેળે લઈ શકતા; પણ એ તો ત્રીશ બત્રીસ વર્ષ પહેલાંની વાત. હાલની હાઇસ્કૂલોમાં મળતું ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું ઉતરતા પ્રકારનું થઈ ગયું છે, અને શાળાખાતાંના ઉપરીઓએ ઇતિહાસ ( અને એક બે બીજા વિષયો ) માતૃભાષામાં શીખવવાની હેડ માસ્તરોને છૂટ આપેલી છે. દક્ખણના હેડ માસ્તરો આ છૂટનો લાભ વધતી જતી સંખ્યામાં લેતા જાય છે અને ત્યની હાઇસ્કૂલોમાં અપાતું ઇતિહાસજ્ઞાન, ન સમઝાય એવા ચમત્કારી બનાવોની ગોખી નાખવાની યાદીનું રૂપ છોડીને રસિક બુદ્ધિગ્રાહ્ય અને માનવ લાગણીઓથી ભરપૂર વિષયનું રૂપ પકડતું જાય છે. બેશક, આમ વિદ્યાર્થીઓના રસ, ઉમંગ અને આત્મ પ્રયત્ન વધતાં શિક્ષકને તેમના પ્રતિ કરવાના એના કાર્યમાં પણ વધારે ઉંચા પ્રકારની માગણી ( ડિમાન્ડ—demand) ઉત્પન્ન થાય છે. પરંતુ યોગ્ય શિક્ષકો અને વિદ્યાર્થીના હિતને પ્રથમ પહેલું સ્થાન આપનારા હેડ માસ્તરોની સંખ્યા ગુજરાતમાં યે દક્ખણના જેટલા જ પ્રમાણમાં હોવાનો દરેક સંભવ છે. દખ્કણ અને ગુજરાતમાં મૂલ ફેર એજ છે કે ત્યાંની પ્રજા આપણા કરતાં વ્યવહારૂ અને આગ્રહી દેશભક્તિ, સહકાર અને અન્યોન્યોત્તેજનમાં ચડિયાતી છે. અહીં આપણામાં કોઈના પણ ગુણોનું દર્શન ઓછું અને દોષોનું વધારે જોવામાં આવે છે. તથાપિ, સ્વ. નવલરામભાઇ જેવા શિક્ષકરત્નને માટે તો ગુજરાતના આખા શિક્ષકસમૂહમાં બહુમાન અને ભક્તિભાવ એક સરખાં વ્યાપી રહ્યાં છે. તેથી હાલના શિક્ષકસમૂહને વિજ્ઞપ્તિ કરવાની રજા લઉં છું કે એમની કૃતિ શાળાઓના ઉપયોગમાં આવે એ એમની વાંછના બની શકે તો તૃપ્ત કરશો.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

પૂના, તા. ૩૦ જૂન ૧૯૧૪.

---

# ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઈતિહાસ.

## સાલવાર અનુક્રમણિકા.

તરજુમો ૧૫૩૫. ૭ કલમોનો કાયદો ૧૫૩૯. ઉપાસના વિધિનું પુસ્તક ૧૫૪૮. ઈંગ્લાંડ ફરી પોપને ચરણે ૧૫૫૪. ધર્મના ૩૯ કલમો ૧૫૬૩–૭૧.

## ૧૩૨ ભાગ ૪ થો: સતરમો સૈકો. ૧૬૦૩–૧૭૧૪.

# ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઈતિહાસ.

## भाग १ लोः इ. स. १०६६ सुधी.

---

### પ્રકરણ ૧ લું. પ્રવેશક.

શું, હવે તમારે સાહેબલોકનો ઇતિહાસ સાંભળવો છે ? તો બહુ સારૂં. હું તે કહુંછું.

તમારી એ ઇચ્છા સ્વાભાવિક અને વખાણવા જોગ છે. ઈંગ્રેજો આપણા દેશમાં એકચક્રે રાજ્ય કરે છે અને વળી તેમની ચતુરાઈ બધી વાતમા બેહદ છે, તેથી એવા લોકનો ઇતિહાસ આપણે ખસુસ જાણવોજ જોઇએ.

પણ વારૂ, પ્રથમ તો વિલાયત ક્યાં છે તે તમે બરાબર જાણો છો ? આ પૂર્વ ગોળાર્ધનો નકશો છે તે જુએ. આ હિંદુસ્તાનથી વિલાયત જવું હોય તો કેટલા દહાડા લાગે ? આગબોટને જતાં ૧૪–૧૫ દહાડા થાયછે. ખરી વાત, ડાકની આગબોટ હોય તો; નહિ તો વધારે પણ થાય. પહેલાં જ્યારે કેપ–ઑવ્–ગુડ–હોપને રસ્તેજ વાહાણોથી જવાતું હતું ત્યારે તો છ છ મહિના વહી જતા હતા. વારૂ ચાલો, આપણે વિલાયત જવા મુંબાઇ જઇને આગબોટમાં બેસીએ. ત્યાંથી આથમણી દિશાએ હંકાર હંકાર કરતાં આરબસ્તાનનું આ એડન બંદર આવશે. તેને વટાવી ઉત્તરમાં ચાલ્યા કે લાલસમુદ્ર આવ્યો. એની છેક ઉત્તરમાં આ નહેર છે તેનું નામ શું ? સુએઝની–નહેર. અહિંયાં અસલ તો જમીન હતી, પણ હાલ કેટલાંક વરસથી તે ખોદી કહાડીને નહેર બનાવી છે. આ નહેર સુધી કે આપણે મોટા ભૂમધ્ય–સમુદ્રમાં પડ્યા. એ સમુદ્રની ઉત્તરમાં આ બધો મુલક છે તેને યૂરોપખંડ કહેછે. એ ખંડમાં (ફક્ત આ ટર્કી

(સિવાય ) બધે ટોપીવાળાઓ વસેછે ને ખ્રિસ્તી ધર્મજ ચાલેછે. એમાં ઘણા દેશ છે, પણ તે બધા લોક યૂરોપિયન કહેવાય છે-હાલ દુનિયામાં યૂરોપિયનો સૌથી ચહડતે ફાંટે છે. વારૂ, હવે, આ યૂરોપની છેક પશ્ચિમમાં આ બે નાના ટાપુઓ છે તે જોયા? આ બેટને આયર્લાન્ડ કહેછે અને આનું નામ ગ્રેટબ્રિટન એટલે "મોટો બ્રિટન" કરીને પાડેલું છે. એ ટાપુમાં તો હજી ત્રણ ટુકડીઓ છે. ઉત્તર તર્ફનીનું નામ સ્કોટલાન્ડ અને પશ્ચિમ તર્ફનીનું વેલ્સ. હવે અગ્નિકોણમાં જે આ ત્રિખૂણિયા ટુકડી રહી તે ઇંગ્લાન્ડ-ઇંગ્રેજ લોકની મૂળ વિલાયત-જેનો હાલ જગતમાં ડંકો વાગી રહ્યો છે.

આ જોઈ તમે આટલા બધા કેમ આશ્ચર્ય પામી રહ્યા છો? તમને એમ લાગેછે કે આવા મોટા બળવાન લોકનો મુલક તે છેક આવડો નાનો હોય! જો એટલાથીજ તમે છક થઇ ગયા તો જ્યારે તમારા વાંચવામાં આવશે કે અસલ અહિના લોકની હાલત છેક જંગલી હતી, ત્યારે તો તમને કેટલું આશ્ચર્ય લાગશે? પણ તમારે જાણવું જોઈએ કે કોઈ પણ દેશની ચડતી તેના વિસ્તાર કરતાં ત્યા વસનારા લોકના ગુણની ઉપર વધારે આધાર રાખેછે. તમે પૂછો છો કે ત્યારે ઇંગ્રેજોમાં એવા શા ગુણ હતા કે તેઓ થોડા વખતમાં સુધરીને આવા વિદ્યાવાન, લક્ષ્મીવાન ને પ્રતાપવાન થઇ શક્યા? એ જાણવાને માટે જ આ ઇતિહાસ છે. એક દેશના લોક શી રીતે ઉન્નતિને પહોંચી શકે તે જાણવું હોય તો ઇંગ્રેજ લોકનો ઇતિહાસ સમજની સાથે ભણવો. એ કામને માટે જગતમાં એના જેવો એકે ઇતિહાસ નથી, અને યૂરોપખંડના બીજા લોકો પણ એ અર્થે એનોજ ખંતથી અભ્યાસ કરે છે. એ ઇતિહાસ મહા સુબોધકારી તથા મનોરંજક છે.

આ છેક નવતર લોકનો ઇતિહાસ છે તેથી વખતે અટપટાં નામ ઠામ આવે, તો તે જોઈને ગભરાશો નહિ. બનશે ત્યાં સુધી તો કું નામ કે સાલ આપવાનોજ નથી. તેમજ બીજા ઇતિહાસોના પેઠે કું રાજાઓની વંશાવળી તથા લડાઇઓનાજ તમારો વખત રોકનાર

નથી, મારો વિચાર તો એવો છે કે ઇંગ્રેજલોકની ચડતી શી રીતે થઈ તે વાતોનુંજ સંક્ષેપમાં વર્ણન કરવું. એ કારણથીજ હું એને ઇંગ્લાન્ડનો ન કહેતાં ઇંગ્રેજ લોકનો ઇતિહાસ કહું છું. તમને વાંચતાં રસ લાગે અને સુબોધ મળે એજ મારો હેતુ છે. માટે તમે ધ્યાન દઇને વાંચજો અને જે વાંચો તે ઉપર વિચાર કરજો. વાંચતી વેળા નકશો હમેશાં પાસેજ રાખવો, કેમકે ભૂગોળના જ્ઞાન વિના ઇતિહાસ બરાબર સમજાતો નથી.

પહેલાં તો તમે આ યાદ રાખજો કે ઇંગ્રેજ લોકનો ઉદય અને વૃદ્ધિ પાછલાં સાતસેં વરસમાંજ છે. તે પહેલાં આ ટાપુની હકીકત જાણુવા જોગ એટલીજ છે કે કેટલીક જંગલી ટોળીઓ અહિંયાં ઉતરી પડી, અને પાછલીને મારી છૂંદી પોતે ત્યાં વસી. એ વખતે આ ભૂમિ ઉપર જુલમ ને ખૂનરેજીજ ચાલી રહ્યાં હતાં. પણ પાછળથી ધીમે ધીમે એ હાડવેર ઓછું થતું ગયું, અને તેઓને એક બીજા સાથે સંસાર વ્યવહાર બંધાયો. એ પ્રમાણે એક બીજા સાથે સેળભેળ થઇને એક નવી કોમ ઉત્પન્ન થઇ. તેનુંજ નામ ઇંગ્રેજ. આ નામ પહેલવહેલું ઇસવીસનના તેરમા સેંકડામાં પડયું.

ઇંગ્રેજ પ્રજા ચાર જાતના લોક મળ્યાથી થએલી છે-બ્રિટન, સૅક્સન, ડેન, અને નૉર્મન. ઇંગ્રેજ લોકના લોહીમાં ઘણો અંશ સૅક્સન અથવા ઍન્ગ્લો-સૅક્સનનો જ છે, તો પણ એમાં સૌથી જૂની જાત બ્રિટનની હતી, તેથી પ્રથમ તેનીજ વાત કરીએ.

---

## પ્રકરણ ૨ જું. ( ઇ. સ. ૪૪૯ સુધી. )

### બ્રિટન લોક ને રોમનોનું રાજ્ય.

બ્રિટન લોક ક્યાંથી અને ક્યારે અહિંયાં આવેલા તેની કાંઈ ખબર નથી. રોમન લોકોએ ચડાઇ કરી ત્યારથી તેઓ બરાબર દુનિયાની જાણમાં આવ્યા. તે વેળા આ ટાપુની હાલત આ પ્રમાણે માલમ પડી હતી. જ્યાં જુઓ ત્યાં મોટાં મોટાં જંગલો અને

શિકારી જાનવરો. માણુસની વસ્તી કાંઇક છૂટી છૂટી હતી, પણ તેનાં રૂપ પેલાં જાનવરોથી પણ બિહામણાં હતાં. તાબુતના વાઘની પેઠે શરીરને લીલાંપીળા રંગી હાથમાં તીર ને કામઠું લઈ તેઓ જાનવરોની પછાડી જંગલમાં દોડયા કરતા. કાંઈ હાથ આવે તો ખાય, નહિ તો ભૂખે મરે; અને રાત પડે ત્યારે પર્વતોની ગુફામાં કે ઝાડપર પડી રહે. ઘર કે બાર કાંઈ બાંધી જાણતા નહિ, લૂંગડાંલતાં પણ પહેરવાનું ભાન નહોતું, ટાઢ વાએ તો ચામડાં ઓઢે, ને નહિ તો નવઆંજ ફરે.

દક્ષિણભાગના દરિયાકિનારા ઉપરના લોકો છેક આવી ×વનચર અવસ્થામાં નહોતા. તેઓ ઝુંપડા બાંધી રહેતા અને થોડીઘણી ખેતી પણ કરી જાણતા. બગલમાં ઘાલીને લઇ જવાય એવી નાની ચામડાની હોડી પણ તેઓ બનાવતા. એઓના ગોર ડ્રુઇડ કરીને હતા તે કાંઈ વધારે સમજણા હતા. તે માણુસના બળિદાન આપતા.

બ્રિટનલોક કેલ્ટ જાતના કહેવાયછે અને આયર્લાન્ડમાં પણ તેઓનીજ વસ્તી હતી. એ લોક જંગલી પણ ચંચળ બુદ્ધિના અને શૂરા હતા.

**રોમનરાજ્ય**—આ સમે રોમન લોક દુનિયામાં સૌથી બળવાન, સુધરેલા અને પ્રતાપી હતા. જ્યાં ત્યાં એમનુંજ રાજ્ય ફેલાએલું હતું. પણ લોભને થોભ હોતો નથી. બીજા મુલક જીતીને પરવાર્યા ત્યારે તેઓએ આ કંગાલ ટાપુ પણ દાઢમાં ઘાલ્યો. પહેલવહેલી ચ્હડાઇ રોમના જગપ્રસિદ્ધ સેનાપતિ જૂલિયસ સીઝરે ઇ. સ. પૂર્વે ૫૫ માં કરી. એ થોડીક જીત કરીને ગયો ત્યાર પછી સોએક વર્ષ સુધી તો કોઇએ બ્રિટનોનું નામ લીધું નહિ, અને તેઓ પહેલાંના જેવાજ સ્વતંત્ર રહ્યા. પણ પછીથી રોમનલોક તેમની પછાડી ખાઈ પીને

× વનચર, ગોવાળ, અને ખેડુ એવી માણુસોની ત્રણ અવસ્થા ગણાય છે. છેક જંગલી શિકારીની અવસ્થા તે વનચર, તેથી કાંઇક સુધરે ત્યારે ગોવાળીયાની હાલતમાં આવે, પણ ખેતી કરતાં શીખે ત્યારેજ તે ઠરી ઠામ બેસે અને સુધારામાં આવે.

અંક્યા, મોટાં મોટાં લશ્કરો મોકલ્યાં, અને પાદશાહો પંડે ચડ્યા. આ તો છેક કીડીપર કટક ચડે તેવું થયું. તો પણ બ્રિટનલોક ડર્યા નહિ અને નમણું તો નજ આપ્યું. રોમન લોકે જોયું કે એમને શૂરાતન ચડાવનારા ડ્રુઈડલોકો છે અને તેથી તેમને તેઓ વીણી વીણીને મારવા લાગ્યા, અને એક છોકરૂં પણ જીવતું રહેવા દીધું નહિ. (ઇ. સ. ૬૧.) આ દુષ્ટ કર્મથી ધારેલી અસર થઈ. ચાળીશેક વર્ષ સુધી આ રીતે મથ્યા ત્યારે રોમનું રાજ્ય આ ટાપુમાં સ્થપાયું, તો પણ ઉત્તર તર્ફનો ભાગ તો જીતી શકાયો નહિ. ત્યાં પિક્ટ અને સ્કૉટ નામના લોક આવી વસ્યા હતા તેઓ તો ઉલટા આવીને રોમના રાજ્યને હેરાન કરતા. તેમને રોકવાને માટે રોમનલોકે સોલ્વે ફર્થથી ટાઇન નદી સુધી કોટ બાંધ્યો. (ઇ. સ. ૧૨૧.) તેજ તેમના રાજ્યની હદ થઈ. એ હદ પાછળથી કાંઇક વધારવામાં આવી હતી, પણ તે સાચવી શકાઈ નહિ.

સ્વતંત્રતા ગઈ પણ બીજી રીતે આ ટાપુને રોમના હાથમાં જવાથી ઘણા ફાયદા થયા. રોમનલોકો આવીને વસવા લાગ્યા અને તેની સાથે વિદ્યાકલાઓ આવી. હવે ખેતી દેશમાં ધમધોકારે ચાલી અને ગામો વસવા લાગ્યાં. શહેરો બંધાયાં અને હુન્નર દાખલ થયા. યોર્કમાં આ વેળા રાજધાની હતી, અને લન્ડન શહેર પહેલવહેલું વસ્યું, દેશમાં જવા આવવાને ચાર મોટા રાજમાર્ગ બંધાયા. દરેક શહેરને પોતાનો વહીવટ ચલાવવાનો અને વેરા વસુલ કરવાનો જે રીવાજ મ્યુનિસિપાલિટીને નામે હાલ ઇંગ્લાંડમાં ચાલે છે તેનો પાયો આ વખતે જ નખાયો હતો. એ રીતે રોમનું રાજ્ય ત્રણસે વરસ સુધી ચાલ્યું એટલામાં આ મુલકનો દેખાવ છેક બદલાઇ ગયો અને તે ઘણા સુધારાપર આવ્યો.

આટલું છતાં પણ એક મોટો ગેરફાયદો એવો થયો હતો કે તેણે સઘળા ફાયદા ઉપર પાણી ફેરવ્યું. રોમન રાજ્યની તજવીજ એવી હતી કે તાબેના લોકમાંથી ક્ષત્રીવટ જાય અને વાણિયાઈ આવે.

તેથી બ્રિટન લોક ધંધારોજગારમાં તો આબાદ થયા પણ પોતાનું સઘળું શૂરાતન ખોઈ બેઠા. કોઈ પણ પ્રજામાં શૌર્ય એ કેવી અમૂલ્ય વસ્તુ છે તે બ્રિટનોના હવે શા હાલ થયા તે ઉપરથી તમને માલમ પડશે. તેઓની દોલત લૂટાઈ, મુલક પારકે હાથ ગયો, અને તેઓની જડ મૂળ પણ જગતમાંથી ઉખેડી ગઈ.

**રોમન રાજ્યની પડતી.** કદાપિ તમે કહેશો કે રોમનું રાજ્ય હતું તો તેણે બાપડા બ્રિટનોનું રક્ષણ કેમ ન કર્યું ? પણ બાપડું રોમજ મરવા પડયું હતું, તો તે બીજાને શી મદદ કરી શકે ? ચડતી ને પડતી એ સઘળાને છે. આ દુનિયામાં કોનું રાજ્ય અવિચળ રહ્યું છે ? તેમજ રોમને પણ થયું. ઘણી આબાદીથી રોમના લોકો એશઆરામમાં ગરક થઇ ગયા, કુસંપ વધ્યો, રાજ્યનો બધો તંત્ર સળી ગયો, અને તે વેળા દૈવયોગે તેમના રાજ્યપર ચારે તરફથી જંગલી લોકોનાં ટોળાં ધસી આવ્યાં. ઇસવીસનના ચોથા સૈકાથી દસમા સૈકા સુધી આખા યૂરોપની ઉત્તરમાં માણસોનું કીડિયારૂંજ કોણ જાણે કયાંથી ઉભરાયું હતું, અને ત્યાં નહી સમાવાથી તેઓ ફળદ્રુપ દક્ષિણ ને પશ્ચિમ ભાગના સઘળા દેશો ઉપર તૂટી પડતા હતા. એ લોક આવીને યૂરોપના સઘળા રાજ્યોને તોડી પાડયાં, જૂના સુધારાને નાબુદ કર્યો, અને આખા ખંડમાં જંગલીપણાનું અંધારૂં પાથરીને જગતનો જમાનો જ બદલી નાંખ્યો.

આવા લોકના હુમલા છેક રોમ સુધી જ્યારે આવવા લાગ્યા ત્યારે બ્રિટનમાંથી સઘળું લશ્કર પોતાના બચાવ માટે પાછું બોલાવી લેવાની રોમને જરૂર પડી. (ઇ. સ. ૪૧૦.) બ્રિટનોને આ રીતે પાછી સ્વતંત્રતા મળી, પણ તેઓ તો એથી રડવા ને કકળવા લાગ્યા. એ લોકના સઘળા લડાયક ગુણ નાશ પામ્યા હતા, અને તેથી પિક્ટને સ્કોટ લૂટારાની સામા પોતાનો જાન કે માલ બચાવવાની જરાપણ શક્તિ રહી નહોતી. એ શત્રુઓ તો રોમનું લશ્કર જવા-નીજ રાહ જોઈ બેઠા હતા. તેઓનાં ટોળેટોળાં ટપ નીચે ઉતરી આવ્યાં

અને બ્રિટનોને તોબાતોબા પોકરાવવા લાગ્યા. આ સમે તેઓએ "બ્રિટનનું રૂદન" એ નામની રોમ ઉપર અરજી મોકલી હતી તે વંચી આપણને પણ દયા આવે છે. જે લોક રોમ જેવાની સાથે પણ આથડતાં ડર્યા નહોતા તે ધાડપાડુઓની સામા પણ પોતાનો બચાવ કરી શકયા નહિ! રોમે જતી વેળા હથિયારો પાછાં આપ્યાં હતાં અને કવાયત પણ શીખવવાની મહેનત કરી હતી, પણ જાતની હિંમત વિના બાપડાં હથીઆરો શું કરે?

**બ્રિટનોનો નાશ**–પણ રોમથી તો કાંઈ પણ મદદ કરી શકાય એમ હતુંજ નહિ. તેથી બ્રિટનો વિચાર કરવા લાગ્યા, કે હવે કરવું શું? માંહોમાંહે પણ કુટ ને વઢવાડ વધી. આ ગભરાટના વખતમાં જર્મનીમાંથી હેન્જિસ્ટ ને હોર્સા નામના બે સરદારને પોતાની મદદે બોલાવ્યા. (ઇ. સ. ૪૪૯.) તેમણે આવી પિકટ ને સ્કૉટનું દુઃખ તો તુર્ત ટાળ્યું, પણ આ તો બકરૂં કહાડતાં ઊંટ પેઠા જેવું થયું. આ જર્મનલોકે લૂટારૂઓને તો કહાડયા પણ એ લોકને હવે કહાડે કોણ? તેઓ પાછા ગયાજ નહિ અને કેટલોક મુલક પચાવી પડયા. એમને સહેજમાં રાજ્ય મળ્યું એ વાત સાંભળી જર્મનીમાંથી બીજાં ટોળાં એક પછી એક આવવાજ લાગ્યાં. હવે બ્રિટનોની પૂરી કમબખ્તિ આવી. આ જંગલી પરદેશીઓ મહાદુષ્ટ, લોભી ને તમોગુણી હતા. રોમનલોકની પેઠે રાજ્ય મેળવીનેજ તેઓ ધરાયા નહિ, પણ બ્રિટનોનું સર્વસ્વ હરીને તેઓનું નિકંદનજ કરવા તર્ફ મંડયા. એવું ધારવામાં આવ્યું છે કે બ્રિટન લોકમાંના સઘળા ભાયડાઓને તો એ રાક્ષસોએ શોધી શોધીને કતલજ કરી નાખ્યા, અને બાયડીઓને પકડી ઘરમાં રાખી; કેમકે ઘણાખરા તેઓ અહિંયાં છડાજ આવ્યા હતા. બ્રિટન લોકમાંથી જે વતન છોડીને નાઠું તેજ બચ્યું અને આખો દેશ એ પરદેશીઓથીજ વસ્યો.

બ્રિટન લોકમાંથી જે થોડાક નાઠા તે વેલ્સ, સ્કૉટલાંડ, આયર્લાંડ કે ફ્રાન્સમાં જઈને રહ્યા.

# પ્રકરણ ૩ જું.

## ( ઇ. સ. ૪૪૯ થી ૧૦૬૬ સુધી. )

## ઍન્ગ્લો-સેકસન ને ડેન લોકોનું રાજ્ય.

પાછલા પ્રકરણમાં આપણે કહ્યું કે ઇંગ્લાંડમાંથી બ્રિટનલોકની જડમૂળ ઉખડી ગઈ, પણ તેમ તુર્તનું તુર્ત બન્યું હોય એમ સમજવું નહિ. એમ થતાં આશરે દોઢસો વર્ષ લાગ્યાં, અને તે દરમ્યાન એ પરદેશી લોકનાં જૂદાં જૂદાં સાત રાજ્ય સ્થપાયાં. એ લોક આ ટાપુનો જે ફળવંત ભાગ કબજે કરી પડયા તેનું હવેથી ઇંગ્લિાંડ, એટલે, ઍંગલ લોકની ભૂમિ એવું નામ પડયું, કેમકે જર્મનીમાંથી જે લોક આવ્યા હતા તેમાંની ઍંગલ જાત બહુ બળવાન હતી. ઍંગ્લ સિવાય બીજી મુખ્ય જાત સૅકસન અને જ્યૂટ હતી. એમાંના સૅકસન લોક પાછળથી બહુ આગળ પડયા, અને તેમના રાજા ઍગબર્ટે બધાને જીતી ઇંગ્લાંડનું એક રાજ્ય કર્યું. ( ઇ. સ. ૮૨૭. ) આ વખતથી આ મુલકના બધા લોક ઍંગ્લો-સૅકસન એટલે ઇંગ્લાંડના સૅકસન એ નામથી ઓળખાવા લાગ્યા.

આ પ્રમાણે ઇંગ્લાંડનું એક રાજ્ય થતાં આશરે ૪૦૦ વર્ષ લાગ્યાં. એ દરમ્યાન આવા તમોગુણી ને લોભી લોકોએ માંહોમાંહે હજારોવાર લડાલડી ને કાપાકાપી ચલાવી હશે એમ તો તમે તમારી મેળેજ ધારી શકશો. હજી પણ તેઓ સખણા બેસી રહે એવા નહોતા, અને અધુરામાં પુરૂં એ વખતે બીજા જંગલી લોકના દરિયાપારથી હુમલા થવા લાગ્યા. ડેન્માર્કના ચાંચીઆઓ સપ્તરાજના વખતમાં પણ કોઈ કોઈ વેળા આવીને હેરાન તો કરતાજ હતા, પણ હવેથી તેઓ વધારે જથાબંધ અને અહિંમાં વસવાના ઇરાદાથી આવવા લાગ્યા.

ડેન અને સૅકસન એ બન્ને મૂળે તો એક જાતના હતા, પણ સૅકસનો ઇંગ્લાંડમાં વસ્યા પછી હાલ કેટલેક દરજ્જે સુધર્યા હતા, અને ખ્રિસ્તી ધર્મ ( ઇ. સ. ૫૯૭ થી ) પાળતાં શીખ્યા હતા. ડેન લોક તો મૂળનો જંગલી ધર્મ રાખી રહ્યા હતા, અને તેથી સૅકસનો

તદ્દ જરાએ સ્વજાતિભાવ રાખતા નહોતા. એ લોક અનેક ક્રૂર દેવોને માનતા, અને પરલોક સંબંધી તેમના વિચાર પણ એવાજ ક્રૂર ને જંગલી હતા. તેઓ માનતા કે લડાઇમાં મરનાર સ્વર્ગે જાય છે અને સ્વર્ગમાં મોટામાં મોટું સુખ એ છે કે શત્રુની ખોપરીમા દારૂ ભરીને પીવા મળે છે. આવા લોક જ્યાં જાય ત્યાં દૈત્ય જેવા લાગે એમાં કાંઇ નવાઈ નથી.

મહાન આલ્ફ્રેડ–ડેન લોકના હુમલા બહુજ જોર ઉપર આવ્યા તે વેળા ઇંગ્લાંડના સારા નશીબે તેની ગાદી ઉપર બહુજ ડાહ્યો અને પરાક્રમી રાજા હતો. આલફ્રેડનું નામ હજુ પણ લોકપ્રિય છે અને તેને મહાન આલફ્રેડ કરીને કહે છે. આ વેળા જો કોઇ બીજો રાજા હોત, તો બેશક સઘળું રાજ્ય ડેન લોકનાજ હાથમાં ગયું હોત. આલફ્રેડને ડેન લોકના સરદાર વચ્ચે ઘણી ઘણી લડાઇઓ અને કોલકરારો થયા. કોલકરાર થાય પણ ડેનનો સરદાર બે દહાડા પણ બરાબર પાળે નહિં. એક વખત આલફ્રેડ જીતે, તો બીજી વખત ડેન. કેટલી વાર તો રાજપાટ છોડી આલફ્રેડને જંગલમાં રખડવું પડયું હતું. પણ એ મહાખંતી ને શૂરો હતો. આખરે એણે તેમને નરમ પાડયા અને પૂર્વ તરફનો કેટલોક મુલક આપીને કજીઓ પતાવ્યો. એ રીતે ડેન લોકને આ ભૂમિ ઉપર વાસ મળ્યો, અને ધીમે ધીમે તેઓની સંખ્યા વધતી ગઈ.

આલફ્રેડે આ પ્રમાણે રાજ્યનું રક્ષણ કરવા ઉપરાંત દેશના કાયદા પણ શોધીને બાંધ્યા, અને રાજ્યનો સારો બંદોબસ્ત રાખ્યો. એ જાતે પણ ઘણો ઉદ્યોગી, દેશાભિમાની, વિદ્યાનો શોખી ને ઉદાર હતો. એને મહાન્ એવું જે ઉપનામ આપ્યું છે તે બધી રીતે યોગ્યજ છે. એ મોટી ઉમરે લખતાં વાંચતાં શીખ્યો તે છતાં એટલો ખબરદાર થયો હતો કે કેટલાંક પુસ્તકો લખી ગયો છે. એણે ૧૨૦ વહાણ બંધાવી ઇંગ્રેજોના નૌકાસૈન્યનો પાયો નાંખ્યો. આ પ્રતાપી રાજા ઇ. સ. ૯૦૧ માં મરણ પામ્યો.

બેલો એથલ્રેડ–આ રાજાના મુઆ પછી થોડાંક વર્ષ સુધી

રાજ્ય ઠીક ચાલ્યું, પણ પછીથી પાછી મારામારી શરૂ થઈ. ગાદીને માટે ઘણી વઢવાડો ઉઠતી, ઝેર દેવાતાં, ખૂન થતાં અને લડાઈઓ ચાલતી. રાજકુંવરો તર્ફની ખટપટની સાથે ધર્મગુરૂઓની ખટપટથી પણ રાજ્યની ખરાબી થતી, કેમકે આ સમે લોક ધર્માંધ થઈ જવાથી તેમનું ચલણ દરબારમાં ઘણું વધી પડયું હતું. ડેનલોકની વસ્તી વધતી ગઈ અને તેઓ બંડ ને ફિસાદ કરવા લાગ્યા. દેશની આવી તો સ્થિતિ ચાલી રહી છે, એવામાં એથલ્રેડ નામનો એક રાજા થયો. એને ઘેલો એથલ્રેડ કહે છે અને તે ખરેખર તેવોજ હતો. એણે પોતાના સામાવાળાઓને રાજી કરવા સારૂ નૉર્મંડીના ડ્યૂક રૉબર્ટની કુંવરી એમા સાથે પોતાનાં લગ્ન કર્યાં. એના વખતમાં નવા ડેન લોક દરિયાપારથી પાછા આવવા લાગ્યા. એણે પૈસા આપી તેમનું મન મનાવા માંડયું. અને તેથી તેઓ વધારે લોભાયા. પાછળથી એને એમ વિચાર સૂઝયો કે આવે સમે ઇંગ્લાંડમાં વસેલા ડેનલોક તરફનું બહુ જોખમ રહે છે અને તેથી તે બધાને એક રાત્રે કતલજ કરી નાખવાનો હુકમ કર્યો. આ ચંડાળ કર્મથી સૅક્સન ગાદીનો અંત આવ્યો. એ કતલમાં ડેનમાર્કના રાજાની એક બહેન મારી ગઈ, અને એ વાતની ખબર થતાંજ ત્યાંના રાજાએ ચડી આવી એના હાથમાંથી ઇંગ્લાંડનું રાજ્ય પડાવી લીધું, પણ તે રાજા મરી જવાથી એને ગાદીપર બેસવાનો પાછો લાગ મળ્યો. પણ તેનો છોકરો કૅન્યુટ મહા જબરો હતો, અને તે ચડી આવ્યો એટલે બાયલો રાજા લન્ડનમાં ભરાઈ ગયો અને ત્યાં થોડા વખતમાં મરણ પામ્યો. અમીરોએ વચમાં પડી એવી વિષ્ટિ કરાવી કે એથલ્રેડના કુંવરે અને કૅન્યુટે ઇંગ્લાંડનું રાજ્ય વહેંચી લેવું. પણ એ કરાર અમલમાં આવે તે પહેલાં તો સૅક્સન રાજકુંવરનું ખૂન થયું અને કૅન્યુટ લાંચિયા અમીરોની સંમતિએ આખા રાજ્યનો ધણી થયો. ( ઇ. સ. ૧૦૧૬. )

કૅન્યુટ ગાદીએ બેઠા પછી તો બહુ સારો રાજા નીવડયો. કોઈનો પક્ષ રાખ્યા વિના અદલ ઇનસાફ કરતો અને કાયદા પ્રમાણે

ચાલતો. સ્કૉટલાંડ પર ચડાઇ કરી પોતાનું પરાક્રમ બતાવ્યું. એના મૂઆ પછી એના ત્રણ છોકરાઓએ ઇંગ્લાંડ, નોર્વે ને ડેન્માર્કનાં રાજ્ય વહેંચી લીધાં. ઇંગ્લાંડની ગાદી જેને મળી હતી તે મરી ગયો, ત્યારે ડેન્માર્કવાળાને તે પણ મળી. એ મહા દુરાચરણી નીકળ્યો અને તેમાંજ એનું મોત આવ્યું. એક દિવસ એણે એટલો દારૂ પીધો કે દારૂનો પ્યાલો હાથમાં ને હાથમાંજ રહી ગયો, ને એના પ્રાણ નીકળી ગયા.

હાલ ગૉડ્વિન નામના એક કાવતરાખોર અમીરનું ઘણું પ્રબળ વધી ગયું હતું. તેણે ઘેલા એથલ્રેડના એક છોકરા એડવર્ડને ગાદી અપાવી અને પોતાની પુત્રી તેને દીધી. રાજા સંન્યાસી એડવર્ડ એ નામથી ઓળખાય છે, કેમકે રાજપાટ ઉપર એને કાંઇપણ પ્રીતિ નહોતી. એ પોતાના મામાને ત્યાં નૉર્મંડીમાં ઉછર્યો હતો તેથી એણે ગાદી ઉપર બેઠા પછી ઘણા નૉર્મનોને પોતાના દરબારમાં બોલાવ્યા, નૉર્મન લોક આ વેળા વધારે કેળવાએલા, ચતુર ને રસિક હતા. અને તેથી જે મોટી પદવીઓ આપી તેને યોગ્યજ હતા; પરંતુ આથી દેશીઓને સ્વાભાવિક રીતે દુઃખ લાગ્યું. આ બેદિલીનો લાભ લઇ ગૉડ્વિને બંડ ઉઠાવ્યું. એમાં એ હાર્યો તોપણ એનું બળ એટલું હતું કે એને રાજાથી કાંઇ થઇ શક્યું નહિ. ગૉડ્વિન પછીથી થોડા વખતમાં મરી ગયો અને એની સઘળી અમીરાતો એના છોકરા હેરોલ્ડને મળી. હેરોલ્ડ બાપ કરતાં પણ ઘણો બળવાન નીકળ્યો; રાજ્યમાં ઘણી સત્તા મેળવી; અને રાજા મરી ગયો ત્યારે લોકો તરફથી એને ગાદી મળતાં કાંઇ હરકત પડી નહિ. ( ઇ. સ. ૧૦૬૬. )

હેરોલ્ડ મહા પરાક્રમી, ડાહ્યો ને ગુણવાન હતો, પણ એના નસીબમાં એ રાજ્ય હતું નહિ. રાજ્યભિષેક નથી થઇ રહ્યો એટલામાં એનો પોતાનોજ ભાઇ નૉર્વેના રાજાને લઇ ચડી આવ્યો. એ સેના બહુ બળવાન હતી, પણ હેરોલ્ડના પરાક્રમ આગળ તે બિલકુલ હારી ગઇ. પણ મોટું નુકસાન એ થયું કે આ રોકાણથી બીજો એક

મોટો શત્રુ ઇંગ્લાંડમાં આવીને ઉભો રહ્યો, અને તેને જમીનપર ઉતરતાં ખાળી શકાયો નહિ. આ શત્રુ નોર્મંડીનો ડયૂક વિલિયમ હતો. આ શત્રુની તરફથી વધારે દહેશત રાખવાનું એ હતું કે તેનો ધર્મપક્ષ છે એમ લોકમત થઈ ગયો હતો. ખરૂં જોઇએ તો ઇંગ્લાંડની ગાદી ઉપર એનો કાંઇપણ હક નહોતો—એ સંન્યાસી એડવર્ડના મામાના છોકરાનો દાસીપુત્ર થાય. પણ એનું કહેવું એમ હતું કે મરનાર એડવર્ડ પોતાનું રાજ્ય એને આપી ગયો છે. એ વિચાર એડવર્ડની હયાતીમાં ચાલતો હતો ખરો. અને એક વખતે હેરોલ્ડ નોર્મંડીમાં ગયો હતો ત્યારે વિલિયમે એની પાસે શપથપૂર્વક એવો લેખ કરાવી લીધો હતો કે ઇંગ્લાંડનું રાજ્ય મળવા સારૂ તમને સહાય થઇશ. હેરોલ્ડ કહેતો કે આ લેખ બળાત્કારથી મારી પાસે કરાવ્યો છે. આ તકરાર પોપ આગળ ગઈ અને તેણે વિલિયમનો દાવો મંજુર રાખ્યો તથા હેરોલ્ડને શપથ ભંગ કરનારો ઠેરવ્યો. આ કારણથી યુરોપમાંથી બીજા પણ ઘણા લોક આ ધર્મયુદ્ધ છે એમ સમજી વિલિયમના વાવટા નીચે ભેગા થયા, અને હેરોલ્ડનું પોતાનું લશ્કર એની તર્ફથી લડવાને આચકો ખાવા લાગ્યું.

હેસ્ટિંગ્સનું યુદ્ધ.—તોપણ હેરોલ્ડ બીહે એવો નહોતો. વિલિયમ આવ્યાની ખબર સાંભળતાંજ તે તેની સામા ધાયો. વાટે એનું લશ્કર વિખરાઈ જવા લાગ્યું પણ તેની કાંઈ પરવાહ રાખી નહિ. શત્રુઓને જમીન ઉપર ઉતરી ચૂકેલા દીઠા તોપણ એ ગભરાયો નહિ. એણે હિંમત અને ખબરદારીથી હેસ્ટિંગ્સ આગળ મોટું યુદ્ધ કર્યું. વિલિયમે બહુ બહુ ધસાવડા કર્યા પણ તે સઘળા મિથ્યા ગયા હેરોલ્ડે ચતુરાઈથી લડાઈનું સ્થળ એવું પસંદ કર્યું હતું કે ત્યાંથી એ ખસે નહિ ત્યાં સુધી વિલિયમનું કોઈપણ વળે એવું નહોતું. વિલિયમે આ પ્રસંગે એક છળ કર્યો. જાણે નાસી જતા હોય એમ પોતાના લશ્કરને પાછા હઠવાનો હુકમ કર્યો, અને એથી ઇંગ્લિશ લડાઈને આગળ આવ્યા કે પાછા ફરી તેમને યુદ્ધ આપ્યું. આ...

પ્રમાણે બે વાર ઇંગ્રેજો હગાયા અને તેથી ભારે નુકસાન ગયું. તો પણ હેરોલ્ડ તો ખરા રજપૂતની પેઠે પ્રતિજ્ઞા જ કરીને આવ્યો હતો કે મારવું કે મરવું. એના જોદ્ધાઓ ખપી જવા આવ્યા, બે ભાઇઓ પોતાની નજર આગળ પડયા, અને તીરોથી શરીર વીંધાઈ ગયું તોપણ શૂરો હેરોલ્ડ રણસંગ્રામમાં ઘૂમ્યો રહ્યો અને સામે મોઢેજ મૂઓ. હેરોલ્ડ પડયો અને તેના સાથે સેકસન રાજ્ય પડયું, ને ઇંગ્લાંડમાં પરદેશી રાજ્યનાં દારૂણ દુઃખો પાછાં શરૂ થયાં. ( ઇ. સ. ૧૦૬૬. )

આ માઠા સમાચાર સાંભળી ઇંગ્રેજો બીજા કોઈ સેકસન રાજકુંવરને ગાદી આપવાનો વિચાર કરતા હતા, પણ એટલામાંતો વિલિયમ ત્યાં ઉતાવળે જઇ પહોચ્યો અને તેને જોઇ બધા ડરી ગયા. દેશના જૂના કાયદા પ્રમાણેજ રાજ્ય કરીશ એવા સોગન લઈ તે ઇંગ્લાન્ડની ગાદીએ એકદમ ચડી બેઠા. ( ઇ. સ. ૧૦૬૬ ) ને બધા લોક કાંઈ પણ બોલ્યા વિના તેને તાબે થઈ ગયા.

---

## પ્રકરણ ૪ થું.

### એન્ગ્લો—સેક્સન વગેરે ચારે જાતની પ્રકૃતિસ્થિતિ.

નોર્મન લોક આવ્યા, ને તેની સાથે જે ચાર જાત મળીને ઇંગ્રેજી કોમ ઉત્પન્ન થવાની હતી તે સઘળી આ ભૂમિપર આવી ચૂકી. પહેલી ત્રણ વર્ણનું તો સંમિશ્રણ થઈ રહ્યું હતું, અને તેમાં નોર્મન લોક શી રીતે ભળી ગયા તેનું વર્ણન આગળ કરવામાં આવશે. માટે, આ ચારે વર્ણના સ્વભાવ તથા આચારવિચાર કેવા હતા તેનો આ પ્રસંગે કાંઇક વિચાર કરીએ તો ઠીક.

**બ્રિટન લોક.**—એ બિચારા તો અહિંયાંથી ઘણું કરીને નિ-ર્મૂળજ થઈ ગયા હતા એટલે તેમને વિષે કાંઈ ઝાઝું બોલવાની જરૂર નથી.

એ લોકની પ્રકૃતિ બહુજ આવેશી, સ્વભાવ ખરો ને તીખો તથા બુદ્ધિ ચપળ ને વિચક્ષણ હતી. તેની સાથે તેઓ ભલા પણ હતા. ઇતિહાસમાં દેખાયા તે વેળા તેઓ વનચર સ્થિતિમાં હતા. તેઓ બીજા જંગલી લોકની પેઠે માંહોમાંહે લડી મરતા નહોતા. લડાઈ આવી પડે ત્યારે કેવા નિડરપણાથી લડતા તે તો આપણે પાછળ જોઈ ગયા છીએ. યુદ્ધકળા ભૂલી જવાથી જંગલી સેકસનો-ની સામા ટકી શકાયું નહિ, પણ શરણું તો નજ આપ્યું અને આખરે મરી છૂટયા. ઇંગ્રેજોમાં જે ઉત્સાહ ને ચંચળ બુદ્ધિ છે તેનું મૂળ આ લોક છે એમ ધારવામાં આવે છે.

**એંગ્લો–સેકસન લોક**–આ લોકની મૂળ પ્રકૃતિ તમોગુણી હતી તે તો આપણે પ્રથમ કહી ગયા. પણ આ તમોગુણ ગાંડો કે આવેશી સમજશો નહિ. તેઓ તો સ્વભાવે ધીરા ને મહા અર્થ-બુદ્ધિવાળા હતા. તેથી તેઓ મદોન્મત્ત રહેતા, પણ કદીએ મદાંધ થતા નહિ તેથી તેઓ શૂરા ને સ્વાભિમાની બહુજ હતા, તો પણ સમો જોઈ વર્તતા. કોઈપણ કામ વિચારીને જ તેઓ આદરતા, અને તેમનો સઘળો તમોગુણ કાર્યસિદ્ધિમાંજ પ્રકાશતો. આરંભેલું કામ કદી છોડતા નહિ. હાલ આગ્રહનો અમૂલ્ય સદ્‌ગુણ જે ઇંગ્રેજોમાં છે તે એમના આ વનવાસી તીર્થરૂપોની તર્ફથીજ વારસામાં આવેલો છે.

આવા સ્વભાવના લોક જે સંસારી કામમાં પડે તેમાં ફતેહ પામ્યા વિના કદી રહે નહિ. જર્મનોના લોક જંગલોમાં જ્યારે રહેતા હતા ત્યારે યુદ્ધ એજ તેમનો ધંધો હતો. ત્યાં થોડીક ખેતીવાડી હતી ખરી પણ તે કરવાનું કામ તેમણે ગુલામોનેજ હાથ રાખ્યું હતું, રોમનોએ ઘણા ઘણા જંગલી લોકોને જીત્યા હતા. પણ જર્મનો તેમનાથી કદીએ જીતાયા નહિ. ઉલટા એ લોકો તેમના મુલકોપર તૂટી પડી સદા લૂટફાટ ચલાવતા, અને આખરે એ જાતનાજ કોઈ લોકે એ પાદશાહી સામ્રાજ્યને ઊંધું વાળ્યું.

આ લોકને છૂટાપણું બહુજ ગમતું તેથી તેઓ માંહોમાંહે પણ

કેટલીક અતડાઈ રાખતા. જર્મનીમાં તેઓ રહેતા તે શહેર કે ગામ વસાવવાને નહિ. પણ એક બીજાંથી ગાઉગાઉને છેટેજ. નકામું બંધન કોઈ પણ રીતનું વેઠવું નહિ એજ એ લોકનો સિદ્ધાંત હતો.

એ ની સ્ત્રીઓ પણ એવીજ શૂરી ને સ્વતંત્ર બુદ્ધિની હતી. તેઓ લડાઈમાં સાથે જતી ને હમેશા મિત્ર પ્રમાણે મનાતી. આજલ પડદાનો કે એ બાયડી કરવાનો ધારો આ લોકમાં બિલકુલ હતો નહિ. સ્ત્રીઓને પુરૂષની પેઠે સઘળી છૂટ હતી, ને તેથી તેઓ શૂરીને સદ્‌ગુણી નીવડતી.

એમના મૂળ વતનમાં રાજ્યવ્યવસ્થા પણ આ પ્રકૃતિનેજ અનુસરતી હતી. તેઓ લડાઈમાં જતા, ત્યારે પોતામાંથી ગમે તેને સરદાર કરી લેતા. રાજગાદી એમનામાં પરંપરાની નહોતી, પણ રાજકુળમાંથી લોક જેને પસંદ કરે તેજ રાજા થાય. રાજાનો અખત્યાર પણ વળી હદમાં રાખેલો હતો. મોટાં મોટાં કામ તો લોકને ભેળા કરી પૂછે ત્યારેજ તેનાથી થઈ શકે. માંહોમાંહે સમાધાની રાખવા સો સો માણસના જથા બંધાતા અને લડાઈ ટંટો ન થાય તેની તેઓ પોતેજ તપાસ રાખતા. મોટા ગુનાહને માટે છૂટા ન્યાયાધીશો હતા. પરંતુ તે પણ લોકેજ પસંદ કરેલા.

આ ઉપરથી તમે કહેશો કે આ લોકને સ્વાધીનપણું બહુ જ વહાલું હતું. કદાપિ તમે કહેશો કે સ્વાધીનપણું કોને નથી ગમતું સૌને ગમે છે, પણ ગમવા ગમવામાં ફેર છે. આ લોકને તો સ્વાધીનપણું શ્વાસ ને પ્રાણ હતું. એ વિના સઘળાં સુખ તેમને કડવા ઝેર લાગતાં. સ્વાધીનપણા વિના તેઓ જીવીજ શકતા નહોતા. પરાધીન રહેવા કરતાં મરવું ભલું એમ તેઓને લાગતું, અને તેથી તેઓ સ્વાધીનપણાને માટે સુખસંપત્તિનો એકદમ ત્યાગ કરી પ્રાણ આપતાં પણ આંચકો ખાતા નહિ.

આ લોક ઇંગ્લાંડમાં આવ્યા પછી ઠરી ઠામ પડયા અને સુધરવા લાગ્યા, ત્યાં કાયદાઓ લખાયા અને રાજાને હદમાં રાખવા

સારૂ વિટન નામની મોટી સભા સ્થપાઇ. ઇનસાફ વગેરેનું કામ પણ મૂળને ધોરણે એવું રાખ્યું કે સ્વાધીનતા જળવાય ને જુલમ થાય નહિ. પણ એ વખત લડાઇટંટાનો હતો તેથી સર્વેના રક્ષણ તથા સમાધાનીની ખાતર સરદારોને વધારે અખત્યાર સોંપવાની જરૂર પડી. એમ થવાથી તેઓ ધીમે ધીમે ઘણા બળવાન થવા લાગ્યા અને આખરે એક મોટો અમીર વર્ગ ઉભો થયો.

જ્યારે ઇંગ્લાંડનું રાજ્ય થયું ત્યારે રાજાનું બળ પણ ઘણું વધ્યું અને વખતે તેઓ મર્જીમાં આવે તેમ ચાલતા તોપણ રાજા ઉપર અમીરોનો જબરો અંકુશ હતો. વિટન સભામાં તેઓ જે કાયદા મંજુર કરે તે પ્રમાણે રાજાને ચાલવું પડતું. રાજ પરંપરાનો ધારો હજી તેમને સુઝયો નહોતો, તેથી રાજકુંવરોમાં વખતો વખત લડાઇઓ ઉઠતી અને દેશમાં હંમેશાં તકરારો ચાલતાં. જેની તરફ ઘણા અમીર થાય તને રાજ્ય મળે. આ કારણથી અમીરોની સત્તા હતી તેથી પણ વધી, સાધારણ લોકની સ્વાધીનતા ઘટી, રાજફેરફારમાં તેમને કઇ લાભ રહ્યો નહિ, અમીરોમાં અદેખા, કુસંપી, ખુશામતિયા ને પોતપોતાના સ્વાર્થ તકાવનારા વધી ગયા, અને તેથી છેવટે આખો દેશ પરાયાને હાથ ઝપાટામાં ચાલ્યો ગયો તે વેળા કોઇ પણ વહારે ધાયું નહિ.

આ ઉપરથી જણાય છે કે એંગ્લો-સેકસન લોકોએ ઇંગ્લાંડમાં એક અપૂર્વ રાજ મંડાણની ઉઠાવણી તો કરી, પણ તેમનાથી જોઇએ તેવો મજબૂત પાયો નાખી શકાયો નહિ, અને તેથી તે અધવચમાંજ ભાગી પડયુ. તેમનાં સ્વતંત્ર અંતઃકરણે ઉત્તમ રાજનીતિનાં ખરાં તત્વ ઓળખ્યાં તો ખરાં, પણ તેમનાથી જોઈએ તેવી તેની વ્યવસ્થા થઇ શકી નહિ. એ કામને માટે વધારે સૂક્ષ્મ, દીર્ઘ ને વિસ્તીર્ણ બુદ્ધિની જરૂર હતી. તે આ લોકમાં નહોતી. પણ આ ભાગ્યશાળી દેશને તેવા લોક પણ પરમેશ્વરે મેળવી, અને તેમણે આવી એવું એક રાજમંડાણ ધીમે ધીમે ઉભું કર્યું કે તે તરફ હાલ દુનિયાના સઘળા

લોક સાનંદાશ્ચર્યથી જોઈ રહ્યા છે.

ચતુર વાંચનાર ચેતી ગયા હશે કે આ લોક તે નૉર્મનોજ, પણ તેમનું વર્ણન કરતાં પહેલાં ડેનલોક કોણ ને કેવા હતા તે કહેવું જોઈએ.

ઈંગ્લાંડની સંસારસ્થિતિ સુધારવાને માટે પણ ભિન્ન પ્રકૃતિના લોકની કેટલીક જરૂર હતી. સૅકસનો ઈંગ્લાંડમાં આવ્યા પછી સુધર્યાં હતા અને ઘણીએક હુનરકળાઓ દાખલ થઈ હતી, તો પણ હજી એ મુલકના બધાં જંગલો કપાઈ રહ્યાં નહોતાં અને પૂરેપૂરી ખેતી ચાલી નહોતી. તેઓ ડુક્કરો બહુ પાળતા, અને એજ તેમની મોટી દોલત હતી. તેઓ ઘર બાંધતા તેમાં કાંઈ વગ કે શોભા હતી નહિ. રાચરચીલાનું નામજ ન લેવું અને આખું ઘર ઉકરડા જેવું લાગતું. અમીરોના ઘરમાં પણ કાંઈ ઝાઝી ભલીવાર નહોતી. તેમની રીતભાત ફુવડ ને બુસી હતી. ખૂબ ડુક્કરનું માંસ ખાવું, દારૂ પીવો, ને કેફની ધુનમાં મુડદાની માફક પડી રહેવું, એજ તેઓની મોજ હતી. તેમણે આખા યૂરોપમાં ખારવાપણાને માટે મોટું નામ મેળવ્યું હતું. તેમનામાં સુઘડતા બિલકુલ નહોતી અને બધા તેમને ફુવડ કહી ધિક્કારતા, માટે સુઘડ ને રસિક લોકની ખરેખર ઈંગ્લાંડમાં જરૂર હતી, અને તે પણ પેલા લોકના આવવાથી કેટલેક દરજ્જે પૂરી પડી.

ડેનલોક—નૉર્વે, ડેન્માર્ક ને સ્વીડન તર્ફથી એ પ્રથમ ચાંચીઆ તરીકે આવતા. તેઓ સૅકસનો કરતાં પણ વધારે તમોગુણી, ઉછંગળી ને સ્વાધીનતાને ચાહનારા હતા. એ લોકમાં રાજા નામનાજ હતા. પસંદ ન પડે તો તેને પદભ્રષ્ટ કરતાં તેઓ વાર લગાડતા નહિ. એ લોક સ્વભાવે શૂરા, સાહસિક, નિડર ને નિર્દય હતા. વહાણની લડાઈમાં તો ઘણા હોંશીઆર હતા, અને તેઓ ફક્ત ચાંચિયાપણાને માટેજ વહાણ રાખતા હતા એમ નહિ. યૂરોપના ઉત્તર ભાગમાં તેઓ ભારે વેપાર ચલાવતા, ને વેપારી વહાણને લૂટતા નહિ. તેઓ ખાણો પણ ખોદી જાણતા, અને ધાતુ કહાડી ભાતભાતના ઘાટ

બનાવતા. તેમને કવિતા તથા ગાયનનો ઘણો શોખ હતો. સ્ત્રીઓ તર્ફ માન તથા પ્રેમભક્તિથી જોતા.

આ રીતે સૅક્સનો કરતાં કેટલીક વાતે એ લોક ચડિયાતા જણાય છે, તોપણ મૂળ જાત તો એકજ હતી, અને કેટલીક રજોગુણી પ્રકૃતિની સાથે નિર્દયપણું વધારે હતું. ઈંગ્લાંડ ને ફ્રાન્સમાં એમના નામનો ત્રાસજ વર્તી રહ્યો હતો. એમના મછવા દૂરથી દેખાતા કે કાંઠાપર રડાપીટ થઈ રહેતી, કેમકે એમને મન માખી મારવી ને માણસ મારવું એ સરખુંજ હતું.

દરિયો ખેડવાની ટેવ, સાહસિક સ્વભાવ ને વેપારની બુદ્ધિ જે ઈંગ્રેજોમાં ઘણી છે તે આ લોકમાંથી આવી એમ ધારીએ તો ખોટું નહિ કહેવાય.

ઍંગ્લો–સૅક્સને જે રાજરચના ઉઠાવી તેમાં આ લોકની પણ કેટલીક મદદ હશેજ, કેમકે તેઓ કડકે કડકે આવ્યા પણ સરવાળે તેઓની સંખ્યા દેશમાં કાંઈ ઓછી નહોતી. ઈંગ્લાંડના ઈશાન ભાગના લોકો ડેનવંશના છે એમ ધારવામાં આવે છે. નેલસન એ નામ ડેનલોકોમાં બહુ સાધારણ હતું.

નૉર્મનલોક—એ પણ મૂળે તો નોર્વે તર્ફના ને ડેન જાતના હતા, પણ દોઢસોક વર્ષથી ફ્રાન્સમાં આવી ત્યાંના ઉત્તર ભાગમાં ભારે હાકમી બથાવી પડયા હતા. ફ્રાન્સના સુધરેલા મુલકમાં આવ્યા ત્યારે તેઓ હતા તો જંગલી, પણ તેમની રજોગુણ પ્રકૃતિ સુધારાને ઘણી અનુકૂલ હતી. સારૂં તેમને સ્વાભાવિકપણેજ ગમતું, અને તે હોંસથી જ્યાં દેખે ત્યાંથી લેતા. ફ્રાન્સમાં વસ્યા કે તુર્તજ તેઓએ પોતાની મેળે ત્યાંની ભાષા, ધર્મ, તથા રીતભાત સ્વીકાર્યાં, અને થોડા વખતમાં તેઓ બીજાથી પણ ચડિયાતા થઈ પડયા.

આ વેળા યૂરોપમાં પ્રેમશૌર્યભક્તિ (શિવલ્રી–chivalry) એ નામની જે સુઘડ રજપૂતાઈ ચાલુ થઈ હતી તેમાં નૉર્મનોસૌથી આગળ પડતા હતા. તેઓ બુદ્ધિબળને પણ બહુ માન આપતા, અને તેને માટે વખણાતા.

આખા ફ્રાન્સમાં એમનું રાજ્ય આ વેળા ઘણુંજ જબરદસ્ત હતું, કેમકે એ લોક ધીર અને વીર બંને હતા. તેઓ રણમાં જેવા નિડર તેવાજ મસલતમાં શાણા હતા. અગમબુદ્ધિ તેમનામાં ઘણી હતી, અને સમજતા કે પરસ્પરના લાભને માટે કાયદાનો બંધ જરૂરનો છે. તેથી તેમના રાજ્યમાં સ્વાધીનતા અને બંદોબસ્ત એ બંને સમાન હતાં.

આવા સદ્‌ગુણની સાથે કેટલાક દુર્ગુણ પણ તેમનામાં બહુ મોટા હતા. તેઓ મહા અહંકારી ને જુલમગાર લોક હતા. તેઓ પોતાની નીચલી વર્ણના લોકોને તુચ્છ પશુ જેવાજ ગણતા, અને તેમના સંબંધમાં દયા કે ઈન્સાફ શું તે તેઓ સમજતા નહિ. વાત કરતાં નીચ માણસનું ખુન કરતાં પણ આંચકો ખાતા નહિ. એમના રાજ્યમાં ખેડુ વગેરે લોકો ગુલામની હાલતમાંજ હતા એટલુંજ નહિ, પણ તેમની ઉપર દરરોજ મહા મહા જુલમ ગુજરતો, અને કાલે આપણે જીવતા રહીશું કે નહિ તેનો એ બીચારાઓને જરાપણ ભરોંસો રહેતો નહિ.

નોર્મનોના આ સઘળા ગુણ તેમના ડ્યૂક (ઠાકોર) વિલિયમમાં પરિપૂર્ણપણે ખીલી નીકળ્યા હતા. એ જમાનાનો તે ખરેખરો વીર હતો, અને તેની સાથે ઘણો ડાહ્યો, શાણો, અને દીર્ઘ દૃષ્ટિવાળો પુરુષ હતો. સ્વભાવે નિર્દય હતો નહિ, પણ કાર્યસિદ્ધિને અર્થે ગમે એવાં ક્રૂર કર્મ કરવાં પડે તો તે બેલાશક કરે એવો હતો.

હાલ જે ઇંગ્લાંડમાં અમીરો છે તે ઘણું કરીને આ નોર્મનોના વંશજો છે, અને બધા ઇંગ્રેજોમાં જે કેટલાક પાદશાહી મિજાજ, બુદ્ધિનું વિશાળપણું તથા સુધારાનો શોખ માલમ પડે છે તેનું મૂળ નોર્મન લોકજ જાણવા.

# ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઈતિહાસ.

## भाग २ जोः इ. स. १०६६ थी १३९९ सुधी.

---

## પ્રકરણ ૫ મું.

### નોર્મન કુળના રાજાઓ—ઈ. સ. ૧૦૬૬ થી ૧૧૫૪ સુધી.

---

નોર્મનોના આવવાથી જરૂરની ખોટ પૂરી પડી તથા ઈંગ્લાંડને ઘણો ફાયદો થયો એમ આપણે પાછલા પ્રકરણમાં કહી ગયા ખરા, પરંતુ તે ફાયદો તુતંજ થયો હોય એમ સમજશો નહિ. પ્રથમ તો દેશમાં તેમના આવવાથી જુલમનો વરસાદ વરસી રહ્યો, અને એંગ્લો-સેક્સનો છેક ખરાબખસ્ત થઈ ગયા.

**વિજયી વિલિયમ**—આ રાજા ગાદી ઉપર બેઠા પછી થોડાક મહીના સુધી તો ન્યાય ને નરમાશથી ચાલ્યો; પરંતુ કોઈ પણ લોક એકદમ તો પરદેશી રાજ્યને કેમ તાબે થાય? એક બંડ ઊઠયું અને તે બંડની ખબર સાંભળતાંજ એણે પોતાની જાતનું વિકરાલપણું પ્રકાસ્યું. આ બંડખોરોને તલવારને ઝપાટે એણે ઉડાવી દીધા એટલુંજ નહિ, પણ હવેથી દેશીઓને છૂંદવાજ એવો નિશ્ચય કરી બેઠો.

હવેથી વિલિયમે દયા ને ઇનસાફ એક કોરે મુકયાં, અને ઈંગ્લાંડમાં ઠેર ઠેર ઘાસની માફક માણસોની કાપણી ચાલી. એક વખત હુંબર ને ટે નદીઓની વચ્ચેના મુલકમાં કાંઈ નહોતું સરખું બંડ ઊઠયું, તે ઉપરથી એણે ત્યાંનો આખો ૧૦૦ માઈલનો પ્રદેશજ ઊજડ કરાવી નાખ્યો. માણસનું એકે જણ્યું ત્યાં રહેવા દીધું નહિ એટલુંજ નહિ, પણ ઢોરઢાંખરને પણ શોધી શોધીને કાપી નાખ્યાં, લોકના ઘરબાર તોડી પાડયાં, અનાજના ઢગલે ઢગલા કરી બાળી મુકયા, ને ખેતરો તથા ઝાડો પણ કપાવી નાખ્યાં. એની મતલબ એ મુલકમાં માણસ હવેથી રહી શકેજ નહિ એ હતી, અને બંડનું તો

માત્ર બહાનું હતું. પણ એમ કરવાનું ખરૂં કારણ એ હતું કે ડેન-લોક ઇંગ્લાંડ ઉપર હુમલો કરવાને એ તર્ફ ઉતરવાના હતા તેમને કોઈ રીતનો આશરો મળી શકે નહિ. આ ક્રૂર કર્મથી એક લાખ આણુસના જીવ ગયા હશે એવો અડસટ્ટો કહાડવામાં આવ્યો છે. એંગ્લો-સૅક્સનો તર્ફ એ ખરેખર છેક સ્વચ્છંદ અને મદમસ્તપણેજ વર્તતો. એક વેળા પોતાને શિકાર કરવાને સારૂ એક વન કરાવવાનું મન થયું, તો તે માટે તેણે કેટલાક ગામડાં ને દેવળો પણ ભાગી નખાવ્યાં. બીજા નોર્મનોએ પણ એ પ્રમાણેજ નાનાં નાનાં વન બનાવ્યાં હતાં અને તેમાંનું એક પણ જાનવર કોઈ દેશી મારે તો તેનો એકદમ હાથ કાપી નાખવો એવો સખ્ત કાયદો તે વેળા ચાલતો હતો.

આ પ્રમાણે જે રાજા દેશી પ્રજાને બોકડાની માફકજ જબે કરવા મંડ્યો હતો. તે રાજાએ લૂટફાટ કેટલી ચલાવી હશે તે તો તમે પોતાની મેળેજ ધારી શકશો. એણે દેશીઓ પાસેથી તમામ જમીન ઝુંટાવી લઈ નોર્મન સરદારોને આપી, તથા બધા સૅક્સનોને ભીખ માગતા કરી નાખ્યા. હવે બીચારા સૅક્સનોની ખરાબીમાં કાંઈ બાકી રહ્યું નહિ. તેમના ઉપર નોર્મન લોકો મર્જીમાં આવે તેવા જુલમ ચલાવતા અને તેની દાદ કે ફર્યાદ કોઈ સાંભળતું નહિ. એમનો જાહેરમાં તેઓ જાણી જોઈ તુચ્છકાર કરતા અને તે બધું તેમને મૂગે મોઢે સાંખી રહેવું પડતું. ટુંકામાં સઘળા એંગ્લો-સૅક્સનો ઉપર જબરૂં દાસત્વ આવી પડયું અને તેઓમાં ચૂં કે ચાં કરવાના જરા પણ હોશ રહ્યા નહિ.

આવા ક્રૂરકર્મથી પાંચ પંદર વર્ષની ટુંકી મુદતમાં વિલિયમે સઘળો મુલક જેર કરી નાંખ્યો, અને પછીથી ઈંગ્લાંડમાં નોર્મન રાજ્યનો એવો અવિચળ પાયો નાંખ્યો કે ફરીથી સૅક્સનો તર્ફથી એકે બંડ કે ફિસાદ થયું નહિ. તેમના મનમાંથી દેશી રાજ્યનું સ્વપ્નું પણ જતું રહ્યું. અને આજ પર્યંત પણ ઈંગ્લાંડની ગાદી એનાજ વંશમાં ચાલી આવે છે. માટે વિલિયમને ઇતિહાસમાં વિજયી કરીને કહે છે તે નામને તો એ બરાબર લાયક છે. જો એણે પોતાનું રાજ્ય સ્થાપન કરવાને

રાક્ષસી ઉપાયો કામે લગાડયા ન હોત તો એ બહુ સારો રાજા પણ કહેવાત; કેમકે એના ડાહાપણમાં કાંઈ ખામી નહોતી. એણે રાજ્યનો બંદોબસ્ત રાખવા જે જે ધારા ચલાવ્યા તેમાં ઘણી અગમબુદ્ધિ વાપરી છે. એના સઘળા ધારામાં "ફ્યૂડલ" ધારો બહુજ અગત્યનો છે અને તે ઉપરથી એની અપૂર્વ દીર્ઘદૃષ્ટિ બરાબર જણાઈ આવે છે.

**ફ્યૂડલ ધારો**—આ ધારો યૂરોપમાં આ વેળા ઘણે ઠેકાણે ચાલતો હતો. વિલિયમે કેટલાક ફેરફારની સાથે તે ઈંગ્લાંડમાં દાખલ કર્યો અને એનું રાજ્ય અવિચળ પાયે સ્થપાયું તથા આગળ જતાં તેમાંથી હાલની ઉત્તમ રાજરચના ઉભી થઈ એ સઘળાનું કારણ તેજ છે.

એને લશ્કરી ઝાગીરનો ધારો કહીએ તો ચાલે. જ્યારે કોઈ રાજા નવો મુલક જીતતો, ત્યારે ત્યાંની જમીનનો કેટલોક સારો ભાગ પોતે રાખતો અને બાકીની જમીન પોતાના સરદારોને એવી શરતે વહેંચી આપતો કે ખપ પડે ત્યારે તમારે આટલા માણસનું લશ્કર લઈને અમારા ભેળા લડવા આવવું. એ સરદારો પાછા એ જમીન એવીજ શરતે પોતાના હાથ નીચેના નાયકોને વહેંચી આપતા અને તેઓ વળી બીજાને. એ રીતે મુલકની સઘળી જમીન લશ્કરી માણસોના હાથમાં રહેતી, અને રાજાને ખપ પડે ત્યારે જોઈતું લશ્કર મળતું જંગલી વખતમાં પરદેશીઓ કોઈ મુલક જીતે ત્યારે ત્યાંની સમાધાની જાળવવાનો આ સ્વાભાવિક રસ્તો હતો. આપણા દેશમાં રજપૂતો પણ ઘણું કરીને એમજ કરતા, અને યૂરોપમાં જ્યાં જ્યાં નવાં રાજ્ય સ્થપાયાં હતાં ત્યાં ત્યાં આવી રીતનીજ ગોઠવણ ચાલી હતી.

પણ આ ગોઠવણમાં હરકત એ હતી કે એ સરદારો ધીમેધીમે સ્વતંત્ર થઈ પડતા અને રાજાને ગાંઠતા નહિ. કેમકે તેમના હાથમાં કેટલીક પૃથ્વી આવતી એટલુંજ નહિ પણ તેઓ પોતપોતાના પ્રાંતમાં સઘળી રીતે પૃથ્વીપતિજ હતા. લડાઈ વખતે અધિરાજને આશ્રય આપવો પડે એ સિવાય કોઈ પણ બાબતમાં રાજાનો દાબ નહોતો. હિંદુસ્તાનમાં માંડળિક રાજાઓ હતા તે કરતાં આ અમીરો

કોઈ રીતે પણ અધિકારમાં ઉતરતા હોય એમ જણાતું નથી. તેઓ કિલ્લા કોટ કરીને રહેતા, લશ્કર રાખતા, દિવાની ફોજદારી ચૂકવતા, અને પોતાના પાડોશી અમીરની સાથે કાંઈ તકરાર પડતી તો અધિરાજને પૂછ્યા વિના માંહોમાંહે લડાઈઓ પણ ચલાવતા. આવા બળવાન અમીરો વખતે રાજાની આજ્ઞા ન ગણકારે અને તેની સામા પણ લડવા તૈયાર થાય, તો તેમાં કાંઈ ઘણું નવાઈ જેવું નથી. ફ્રાન્સમાં ઘણી અમીરાતો આ સ્થિતિનેજ પહોંચી હતી, અને એંગ્લો-સેકસનોમાં પૂરેપૂરો તો ફ્યૂડલ ધારો નહોતો, તોપણ આપણે જોયું છે કે ત્યાંના અમીરો રાજ્યમાં ઘણી સત્તા પચાવી પડયા હતા.

વિલિયમે ફ્રાન્સમાં આ સઘળું જોયું હતું અને તેથી એ ધારો ઇંગ્લાંડમાં દાખલ કરતી વખત ઘટતી સાવચેતી રાખી. એણે દેશીઓ પાસેથી જે સઘળી ઝાગીરો પડાવી લીધી તેમાંનો ઘણો ભાગ તો પોતાનાજ હાથમાં રાખ્યો. પછી પોતાના સરદારોને ભારે ભારે ઝાગીરો આપી રાજી તો કર્યા, પણ તેમાં તજવીજ એવી રાખી કે કોઈ પણ એક અમીરનું રાજ્ય એક જથે થઈ જાય નહિ. તેથી એક ઝાગીર ઉત્તરમાં તો બીજી દક્ષિણમાં, ને ત્રીજી પૂર્વમાં તો ચોથી પશ્ચિમમાં એ પ્રમાણે તેણે જમીનની વહેંચણ કરી; તેથી દરેક અમીર પાસે ઝાગીર ઘણી થઈ પણ તે છૂટી છૂટી. વળી ફ્રાન્સમાં અમીર જેને જમીન વહેંચી આપતા તે લોક તે અમીરનીજ વફાદારી રાખવાને પ્રતિજ્ઞા લેતા હતા, પણ વિલિયમે તો મોટા અમીરથી તે એક નાના પટેલ સુધી સઘળાને અધિરાજની સાથે વફાદાર રહેવાના સોગન આપ્યા. તેમ કેટલાક મોટા ગુનાહનો ઇનસાફ પણ પોતાનાજ હાથમાં રાખ્યો. આ કારણોથી ઇંગ્લાંડમાં નોર્મન અમીરો ફ્રાન્સ કે ઇટલીની પેઠે કદીપણ સ્વતંત્ર થવા પામ્યા નહિ, અને તે છતાં તેમના હાથમાં એટલું તો બળ રહ્યું કે જો તેઓ એકકો કરે તો રાજાને આડો ચાલતાં પૂરી રીતે અટકાવી શકે.

ફ્યૂડલ ધારો તે સમાને અનુકૂલ હતો, અને યૂરોપને તેથી ઘણા ફાયદા થયા છે. પણ તેનું એક અત્યંત માઠું પરિણામ આજ

સુધી બધા લોકને સોસવું પડે છે અને તે ટાળવાનો હવે એક ઉપાય કાયદાના હાથમાં રહ્યો નથી. આ ફ્યૂડલ ધારાથી ખરા ખેડુઓના હાથમાં કાંઈ પણ જમીન રહી નહિ. તેઓ તો બીચારા મજૂરની હાલતમાંજ આવી રહ્યા છે. હાલ ઈગ્લાંડની સઘળી જમીન થોડાજ માણસો ( અમીરો )ની ખાસ મિલ્કત થઈ પડી છે, અને તેથી ઘણા માણસોને કુદરતની આ એક સામાન્ય બક્ષીસનો કાંઈ પણ લાભ મળી શકતો નથી. વળી એ કારણથી સરકારને જમીનમાંથી એક કોડી પણ ઉપજતી નથી અને પોતાનો ખર્ચ ચલાવવાને માટે લોકો ઉપર બીજા વેરા મુકવા પડે છે.

**વિલિયમ વિજયીનું મરણ**—એનામાં જેવી દૈત્ય બુદ્ધિ હતી તેવુંજ દૈવયોગે એનું મરણ પણ નીપજ્યું. ફ્રાન્સના રાજા સાથે તકરાર ઊઠવાથી ત્યાં એ લડવા ગયો હતો તે વળા પોતાની રીત પ્રમાણે એક શહેરને એણે બાળી મુકાવ્યું, અને તે બરાબર બળી રહ્યું છે કે નહિ તે જોવા મદ ને હરખભેર પડે ત્યાં ગયો. ત્યાં એના ઘોડાના પગતળે ધખધખતો અંગારો આવવાથી તે ભડકયો અને વિલિયમ જે ડીલે અતિશય જાડો થઈ ગયો હતો, તે પોતાનાજ જીનના ાગરામાં સખ્ત અફળાયો. આ ઘામાંથી એનું મોત થયું. મરતી વેળા પોતાના દુષ્ટકર્મોનો એને ઘણો બળાપો થયો અને પોતાના આત્માની સમાધાનીને માટે એણે બેહદ ધર્મદાન કર્યાં. મૂઆ પછી એને દાટવા લઈ ગયા ત્યારે એક બહાદુર ગામડીઓ આવીને બોલ્યો કે " હું ઇશ્વરના નામથી પોકારીને કહું છું કે આ જમીનમાં એને નહિ દટાય. એ મોરો ચોર હતો. આ જમીન મારી મારા બાપદાદાના વખતની છે અને તે એણે વગર હકે પડાવી લીધી છે. " આવે પ્રસંગે આ બોલ સાંભળી બધા જોઈ રહ્યા, અને કેટલાક પૈસા આપી તેનું મન મનાવ્યું ત્યારેજ એને ભૂમિદાહ થયો.

**રાજગાદીને માટે વઢાવઢી**—નોર્મન લોકોમાં પણ હજી વડીલ કુંવરને ગાદી મળે એવો ધારો હોય એમ જણાતું નથી. મરનાર રાજા પોતાના મર્જીમાં આવે તે કુંવરને ગાદી આપી જતા. આ

ધારો વારંવાર લડાઈનું કારણ થઈ પડતો. વિલિયમ વિજયી મૂઆ પછી પણ એમજ થયું. મોટા કુંવર રૉબર્ટે બાપની હયાતીમાંજ બંડ ઊઠાવ્યું હતું તેથી કે કોઈ બીજા કારણથી તેને નૉર્મંડી તથા મેઇનની ઠકરાતોજ આપી વિલિયમ વિજયી મરતી વેળા એને ટાળી ઇંગ્લાંડની ગાદી પોતાના બીજા કુંવર વિલિયમ રક્તકેશીને આપતો ગયો. આ ઉપરથી એ ભાઈઓ વચ્ચે લડાઈ ઊઠી. પણ અમીરોએ સમજાવી એવી વિષ્ટિ કરાવી કે હાલ જેની પાસે જે મુલક છે તે તેની પાસે રહેવા દેવા, અને એમાંથી એક મરે ત્યારે બીજાએ તે બંને રાજ્ય ભોગવવાં.

પણ રક્તકેશી મૂઓ ત્યારે રૉબર્ટ તો ક્રૂસેડ લડવા પૅલેસ્ટાઇન ગયો હતો તેથી એનો નાનો ભાઈ હેન્રી બંને રાજ્યનો ધણી થઈ બેઠો. રૉબર્ટ આવ્યા પછી લડાઈ સળગી, પણ અમીરોએ એને સમજાવી પહેલાના જેવીજ વિષ્ટિ કરાવી. પાછળથી હેન્રીએ કરાર તોડી એકાએક નૉર્મંડી ઉપર હુમલો કર્યો અને શૂરો પણ ભોળો રૉબર્ટ પકડાઈ ગયો, તેને ઇંગ્લાંડમાં આણી મૂઓ ત્યાં સુધી સખ્ત કેદખાનામાં રાખ્યો.

આ બંને રાજાઓ પોતાના બાપનાજ જેવા સઘળી વાતે હતા અને તેમણે ઇંગ્લાંડમાં નૉર્મન રાજ્ય મજબૂત કર્યું. હેન્રી જેણે સારી કેળવણી લીધી હતી તેણે તો સૅક્સન પ્રજાની પ્રીતિ મેળવવા પણ કેટલીક તજવીજો કરી. એ સૅક્સન રાજકુળની મટિલ્ડા નામની કુંવરી વેરે પરણ્યો અને લોકોને વચન આપ્યું કે રાજા એડવર્ડ ભગતના કાયદા પ્રમાણે જ હું વર્તીશ. તોપણ એ એના બાપના જેવોજ લુચ્ચો ને મતલબી માણસ હતો. હજી સૅક્સનોનાં દુઃખ કાંઈપણ ઓછાં થયાં હોય એમ જાણશો નહિ.

હેન્રીના મૂઆ પછી ઇંગ્લાંડમાં ગાદીને માટે ભારે લડાઈ ઊઠી. એનો છોકરો તો એની હયાતીમાંજ મરી ગયો હતો, અને તેથી તે પોતાની છોકરી મટિલ્ડાને ગાદી મળવાની પાકી ગોઠવણ કરી ગયો. પણ એનો ભાણેજ સ્ટીફન જેને એણે ફ્રાન્સમાંથી બોલાવી

છોકરાની પેઠે પાળ્યો હતો તે ખટપટ કરીને પોતેજ ગાદી ઉપર ચડી બેઠો.

આથી ભારે લડાઈ ઊઠી. એકવાર એક હરીફ જીતે તો બીજીવાર બીજો, અને ઇંગ્લાંડની ગાદી એક બીજાના હાથમાં વારંવાર ઉથલાયા કરી. આ પ્રમાણે દોઢ દાયકો ચાલ્યું અને તેથી આખો મુલક પાયમાલ થઈ ગયો, ને અમીરો કિલ્લા બાંધી જ્યાં ત્યાં લૂટફાટ ને જુલમ ચલાવવા લાગ્યા. આ અંધાધુંધીના વખતમાં ખેતીવાડી કે ધંધો રોજગાર કોનાથી થઈ શકે ? દુકાળો પડ્યા ને હજારો માણસ ઢેર ઢેર મરવા લાગ્યાં. આ વેળા સૅક્સનોને જે દુઃખ પડ્યાં છે તેવાં તેઓએ કદી પણ સહ્યાં નહોતાં, અને દેશની વસ્તી ઘણીજ ઓછી થઈ ગઈ.

આ રીતે લોકો અને છેવટે અમીરો પણ કાયર કાયર થઈ રહ્યા હતા તેવામાં મટિલ્ડાનો છોકરો હેન્રી (જે હાલ મોટો થયો હતો તે) ભારે લશ્કર લઈને ઇંગ્લાંડપર ચડી આવ્યો. અમીરોએ જોયું કે હવે જો વધારે વાર લડાઈ ચાલી તો બધાની ખરાબી છે. તેથી તેઓએ પહેલાની પેઠેજ નિકાલ કહાડી બંનેની લડાઈ પતાવી, અને વર્ષેકમાંજ સ્ટીફન મરી ગયો એટલે બીજો હેન્રી એ નામથી તે ઇંગ્લાંડની ગાદીએ બેઠો. ( ઇ. સ. ૧૧૫૪. ) ત્યારે લોકોએ આનંદથી જયજયના પોકાર કર્યા.

સૅક્સન લોકોને ખુશી થવાનું વિશેષ કારણ એ હતું, કે એ રાજાની મા સૅક્સન કુળની હતી. પરદેશી રાજ્ય છે એમ જાણી જે તેમને કાંઈક માઠું લાગતું હતું તે હવેથી દૂર થયું, અને તેઓ એને પોતાનુંજ રાજ્ય ગણવા લાગ્યા.

નૉર્મનો હજી દેશીઓ તર્ફ પ્રીતિભાવ રાખતાં શીખ્યાં નહોતા, તોપણ તેમને અહીંયા વસ્યાને સોએક વર્ષ થઈ ગયાં હતાં એટલે સ્વાભાવિક રીતેજ તેઓની મમતા ફ્રાન્સ ઉપરથી ઓછી થઈને ઇંગ્લાંડ ઉપર ચોંટવા લાગી હતી. ફ્રાન્સમાં તેઓ ઍંગ્લો-નૉર્મન એ નામથી ઓળખાતા થયા હતા.

# પ્રકરણ ૬ ઠું.

## પ્લેન્ટેજિનેટ કુળના રાજાઓ.

### બીજો હેન્રી તથા ૧ લો રિચર્ડ: ઈ. સ. ૧૧૫૪ થી ૧૧૯૯.

**રાજ્યવ્યવસ્થા**—લોકોએ આશા બાંધી હતી તે પ્રમાણેજ ગાદીએ બેઠા પછી હેન્રીએ સારી પેઠે રાજ ચલાવ્યું. એણે ૧ લા હેન્રીનો પટ્ટો મંજુર કર્યો, માજી રાજ્યના ગેરકાયદેસર સઘળાં કામો રદ કર્યાં, નવા બંધાએલા કિલ્લાઓ તોડી પડાવ્યા, સિક્કામાં સેળભેળ કરવાની રીત બંધ પાડી, મારામારી ને ધાડચોરીઓ બેસાડી દીધી, અને પોતે પક્ષપાત વિના ઇનસાફ કરવા લાગ્યો. ન્યાયાધીશોએ પરગણામાં ફર્યાદ સાંભળવા ફરવાનો ધારો પહેલવહેલો આ રાજાના વખતમાં નીકળ્યો. પંચ (જ્યૂરી—jury) થી ઇનસાફ કરવાની રીતનું મૂળ પણ આ રાજ્યમાંજ રોપાએલું જણાય છે.

**રાજ્યવૃદ્ધિ**—નોર્મન રાજાઓની મૂળ ઝાગીર ફ્રાન્સમાં હોવાથી તે દેશમાં તેમનું થોડું ઘણું રાજ્ય તો અસલથીજ હતું, પણ આ રાજાના વખતમાં તો એ એટલું બધું વધી પડયું કે ખુદ ત્યાંના રાજાના હાથમાં પણ એના જેટલા મુલક રહ્યા નહિ.

નૉર્મંડી અને મેઇન પ્રાંત પોતાની માની તર્ફથી અને ટૂરેઇન તથા એન્જો બાપની તર્ફથી મળ્યા—બાપે તો એન્જો પ્રાંત એના નાના ભાઇને આપ્યો હતો, પણ હેન્રીએ તેની પાસેથી તે પડાવી લીધો. છેડો ફાડી કહાડી મુકેલી ફ્રાન્સની પતિત રાણીને પરણી એણે પોઇટો ગીયેન વગેરે સાત પરગણાં મેળવ્યાં. થોડા વરસમાં એનો નાનો ભાઈ (જે બાપુકી ઝાગીર ખોયા પછી નાન્ટ્ઝમાં જઈ વસ્યો હતો ને જેને ત્યાંના લોકે પોતાનો ઠાકોર બનાવ્યો હતો તે) મરણ પામ્યો; અને તેથી એ વારસો લેવાને હેન્રી ફ્રાન્સમાં દોડયો. પણ એટલામાં એ પરગણાનો કબ્જો બ્રિટની પ્રાંતનો ઠાકોર કરી બેઠો, અને જ્યારે હેન્રીએ જઈ તેને સતાવવા માંડયો ત્યારે ફ્રાન્સનો રાજા

તેની કુમકે આવ્યો. આ ઉપરથી સર્વેને એમ લાગ્યું કે હવે ભારે લડાઇ જામશે. પણ હેન્રી સામદામ વગેરે સઘળા કામમાં પૂરો હતો. એ પંડે ફ્રાન્સના રાજાની મુલાકાતે ગયો, અને તેને સમજાવી પોતાને લાભકારક સંધિ કરી આવ્યો. પોતાના પાંચ વરસના કુંવરનો વિવાહ હજી પારણામાં ઝૂલતી ફ્રાન્સની કુંવરી જોડે કર્યો, અને બ્રિટનીની કુંવરી વેરે બીજા પુત્રને પરણાવ્યો. આ સગાઈને જોરે તે પ્રાંત પણ સાત વરસ પછી ત્યાંનો ઠાકોર મરણ પામ્યો ત્યારે એના હાથમાં આવ્યો, અને ફ્રાન્સના રાજાને કાંઈ કજારજા થાય, તો તે ગાદી પણ એને મળે એમ દીસવા લાગ્યું.

પણ હેન્રીની રાજ્યતૃષ્ણા આટલાથી તૃપ્ત થઈ નહિ. ઇંગ્લાંડની ગાદીએ બેઠો ત્યારથીજ તેની હદ ચોતર્ફ વધારવાને એણે મથવા માંડ્યું હતું. સ્કૉટલાંડ પર હુમલા કર્યા તેમાં એ કાંઈ ઘણો તો ફાવી શક્યો નહિ. પણ એકવાર ત્યાંનો રાજા પકડાઈ જવાથી પોતાનું આધિપત્ય કબૂલ કર્યું ત્યારેજ તેને છોડ્યો. આગળ પણ વિલિયમ વિજયીનું અને ૧ લા હેન્રીનું અધિપત્ય તે તે વખતના સ્કૉટલાંડના રાજાઓને સ્વીકારવું પડેલું હતું. અને વેલ્સ જીતવાનો એને બહુજ અમત હતો. એકવાર એણે ક્રોધાયમાન થઈ વેલ્સના ઓળમાં આવેલા પુરૂષોની આંખો ફોડી તથા સ્ત્રીઓનાં નાક કાન કાપ્યાં. પણ તે શૂરા લોક હઠ્યા નહિ અને ત્યાં બહાલી જીત તો કાંઈ થઈ શકી નહિ.

આયર્લાંડ જીતવાને સારૂ પોપની રજા તો ગાદીએ બેઠો ત્યારથીજ એણે મેળવી રાખી હતી. આ વખત એવા ધર્માંધપણાનો હતો કે પોપ કોઈ રાજાને કહે કે ફલાણો દેશ જઈને જીતો, તો તે દેશ ઉપર સ્વારી કરવાનો તે રાજાનો સંપૂર્ણ હક ગણાતો. આ રજા આપવામાં પોપનોએ સ્વાર્થ રહેલો હતો. આયર્લાંડમાં ખ્રિસ્તી ધર્મ ચાલતો ખરો, પણ ઉપરીપણું પોપના હાથમાં નહોતું. તેથી એને લાલચ એ હતી કે હેન્રી જીતે તો એ બધા મુલકનું ધર્માધિપત્ય અને મળે. આ રીતે રજા મળી હતી, પણ ઘણા વખત સુધી પોતાનો અનસુબો પાર પાડવાનું બીજી લડાઈઓને લીધે હેન્રીથી બની શક્યું નહોતું. એવામાં એને એક લાગ સારો મળ્યો. આયર્લાંડમાં આ વેળા

કેટલાંક છૂટાં છૂટાં રાજ્ય હતાં. તેમાંનાં એક રાજાએ કોઈ અમીરની બાયડી ખૂંચવી લીધી, પણ પછી એ પાપીને ત્યાંથી નાસવું પડ્યું. તે હેન્રીને શરણે આવ્યો, અને કહ્યું કે મને મારી ગાદી પાછી અપાવો, તો હું તમારૂં સ્વામિત્વ સદા માન્ય રાખીશ. હેન્રીને એટલુંજ જોઈતું હતું, અને તેથી પોતે તો ફ્રાન્સની લડાઇઓમાં રોકાએલો હતો પણ ઇંગ્લાંડના અમીરોને એની વહારે જવાની છૂટ આપી. એક અમીર ઘણુ ક મરણિયા લોક ભેગા કરી આયર્લાંડ ઉપર ચડ્યો, અને એક બે વરસમાં તે ટાપુનો મોટો ભાગ જીતી લીધો. હવે હેન્રીએ જોયું કે જો હું વચમાં નહિ પડીશ, તો એ અમીર પોતાનુંજ સ્વતંત્ર રાજ્ય ત્યાં સ્થાપી બેસશે. તેથી એણે તે લશ્કરમાંથી પોતાની સઘળી રૈયતને ઇંગ્લાંડ બોલાવી લીધી. પછી પેલા અમીર વગેરે સરદારોએ મોટાં મોટાં શહેરો એને હવાલે કર્યાં, અને એનું અધિરાજપણું સર્વ પ્રકારે કબૂલ રાખ્યું. ત્યારે એણે રાજી થઈ તેમણે મેળવેલા મુલકની ઠકરાતો તેમને બક્ષી. બીજે વર્ષે પોતે ત્યાં ગયો, અને બધાનું સ્વામિત્વ સ્વીકાર્યું. (ઇ. સ. ૧૧૭૧.) આ તારીખે આયર્લાંડનો અર્ધોક ભાગ હજી સ્વતંત્ર રહી ગયો હતો ખરો. પણ ધીમે ધીમે તે ઇંગ્રેજી રાજ્યમાં થોડા વખતમાં લીન થઈ ગયો.

**ધર્મગુરૂઓની સત્તા**—આ વેળા યૂરોપમાં ખ્રિસ્તી ધર્મગુરૂઓની સત્તા કેટલી બધી હતી તે નીચેની હકીકત ઉપરથી માલમ પડશે. હેન્રી આવો પ્રતાપી હતો, તોપણ તેને ધર્મગુરુઓથી હારી નાકલિસોટી તાણવી પડી. નોર્મનોનું રાજ્ય આવ્યા પછી ઇંગ્લાંડમાં ધર્મખાતાની સત્તા તદ્દન સ્વતંત્ર કરવામાં આવી હતી, એટલે પાદરીઓ સામે ફોજદારી કે દિવાની કામ સરકારમાં ચાલી શકતું નહિ. તેમનો ઇનસાફ તો તેમના ખાતામાંજ થાય. આથી પાદરીઓ ઘણા બહેકી ગયા અને તેમની બદચાલનાં ઘણાં વગોણાં થવા લાગ્યાં. આ સમે પાદરીઓ ખરેખરા 'ભૂદેવ' જ થઈ પડ્યા હતા અને કોઈની પણ તાકત નહોતી કે તેમને કાંઈ પૂછી શકે. ધર્મગુરુઓ સરકારની આપેલી મોટી મોટી ઝાગીરો ભોગવતા, પણ બીજા અમીરો જેમ

રાજાનું સ્વામિત્વ કબૂલ રાખતા તેમ ન કરતાં તેઓ તો પોપને જ પોતાનો અધિરાજ ગણતા. પાદરીઓ એટલા બેકેદ થઈ ગયા હતા કે હેન્રીને ગાદીએ બેઠાને બે વરસ થયાં નહોતાં તોપણ એટલા વખતમાં તેઓએ ૧૦૦ ખૂન કર્યાં હતાં. હેન્રીએ જોયું કે આ તો ખોટું. હું રાજા કહેવાઉં અને મારી નજર આગળ આવી ઉન્મત્તાઈ ને આવાં દુરાચરણો વગર શિક્ષાએ થયાં જાય એ તે કેમ ખમાય? પણ લોકમાં ધર્માંધપણું ઘણું ચાલતું હતું તેથી કળે કળે ધર્મખાતાની સત્તા ઓછી કરવાનો એણે ઠરાવ કર્યો. તેથી કેન્ટર્બરીના આચાર્યની જગા ખાલી પડી ત્યારે તેણે તે ટોમસ-એ-બેકેટ નામના એક પોતાના માણસને આપી. પણ આ બેકેટ તો પાદરીના પક્ષનો એવો મમતી નીકળ્યો કે તેણે રાજાને હેરાન કરી સઘળી ધારણાઓ આખરે ધૂળ મેળવી.

બેકેટ નાનપણમાં કેન્ટર્બરીના આચાર્યનો ત્યાં નોકર હતો. તેણે એની હોંશીઆરી તથા મહેનત જોઈ એને ધર્મખાતાનું કાંઈ કામ સોંપ્યું. આ કામથી પાંચા પૈસા કમાયો કે તુર્ત તે પોતાનો અભ્યાસ વધારવા પેરિસ અને બોલોના ગયો, ને ત્યાં કેટલાંક વર્ષ રહી મોટો નામાંકિત વિદ્વાન થઈને આવ્યો. પેલા ગુણગ્રાહક આચાર્યે એને મોટી જગા આપી, અને થોડા વખતમાં એનીજ ભલામણથી રાજાએ એને પોતાનો દિવાન ( ચેન્સેલર ) કર્યો. અહીં પણ એણે એવીજ ખબરદારી, ખંત તથા પ્રામાણિકપણું બતાવ્યાં, અને રાજાની એના ઉપર અત્યંત પ્રીતિ થઈ. આ સમે એના જેવો મોભો તથા ઠાઠ દેશમાં કોઈનો નહોતો; એની પાસે મોટામોટા અમીરો બેઠાને બેઠા રહેતા, અને જ્યારે એની સ્વારી નીકળતી ત્યારે ઘણા લોક તે તરફ જોઈ રહેતા, પણ આચાર્યની પદવી મળતાંજ તેણે આ કારભાર છોડ્યો, કેમકે એ ધર્મખાતાની વિરુદ્ધ રાજાના [illegible] મનસુબા છે તે બરાબર જાણતો હતો, અને તે મનસુબાની સામા [illegible]વાનો વિચાર તો એણે ધરથીજ કરેલો હોય એમ જણાય છે. [illegible]તાની નોકરી છોડી તેથી રાજાને ખોટું તો લાગ્યું, પણ શું કરે ?

બેકેટ તો હવેથી સઘળો વૈભવ તજી દારૂણ વૈરાગ્ય લઈ બેઠો, અને એના તપસ્વીપણાનાં લોકમાં ઘણાં વખાણ થવા લાગ્યાં. તે છતાં જે કામમાંથી આગળ જતાં રાજા સાથે ઝગડો વધી પડ્યો તે કામનું સ્વરૂપ જોતાં તો તેમાં આ ધર્માધ્યક્ષનોજ અધર્મ જણાય છે.

એક પાદરીએ કોઈ સ્ત્રીને બગાડી તેના બાપને મારી નાખ્યો. રાજાએ કહ્યું કે અમને એ પાપીને સ્વાધીન કરી દો, કે એને ઘટતી સજાએ પહોંચાડીએ. આ અહંકારી આચાર્યે કહ્યું, તમારો એમાં કાંઈ અખત્યાર નથી, અમેજ એનો ઈનસાફ કરીશું. ઈનસાફમાં માત્ર તેને બરતર્ફ કર્યો. રાજાએ કહ્યું કે હવે એ પાદરીખાતામાંથી બરતર્ફ થયો છે અને તેથી અમે એનો બીજી રૈયતની માફક ઈનસાફ કરી શકીએ. બેકેટે કહ્યું, એમ નહિ કરાય; એક ગુનાહને માટે બે વાર શિક્ષા હોય નહિ.

આ ઉપરથી રાજાને ઘણોજ ક્રોધ ચડ્યો, અને તેણે મહદ્ ગુરુઓની સભા મેળવી પ્રશ્ન મુક્યો કે તમે દેશના ધારાને માનોછો કે નહિ? તેમણે તજવીજથી જવાબ આપ્યા, કે અમારા આશ્રમ વિરુદ્ધ ન હોય તેવા બધા ધારા અમે માનીએ છીએ: આ ખંધાઈભરેલા ઉત્તરથી જે મુદ્દો હતો તે તો દૂરજ રહ્યો. પણ હેન્રી એમ ભોળવ્યો ભોળવાય એમ નહોતો. એણે બીજી સભા ભરી તેમાં અમીરોને પણ બોલાવ્યા, અને તેમને કહ્યું કે તમે આ મહંતોની સાથે વિચાર કરી નિશ્ચય કરો કે જૂના રીવાજ પ્રમાણે ધર્મખાતાનો કેટલો અખત્યાર છે. આ સભાએ કાંતો રાજાના ભયથી, ન્યાયાન્યાયની બુદ્ધિથી, કે જૂના રીવાજને અનુસરી, એક મોટો લેખ તૈયાર કર્યો. તેનો મુખ્ય સાર એ હતો કે પાદરી ઉપર જો કોઈ ગુનાહનું તહોમત આવે તો તેનો ઇનસાફ કરવાની રાજાને સત્તા છે. એમાં બીજા પણ રાજાને લાભના કેટલાક ઠરાવો છે. આ લેખને 'કલેરન્ડનના ધારા' કહે છે, કેમકે એ સભા એ નામના ગામમાં મળી હતી. (ઈ. સ. ૧૧૬૪.)

આ લેખ ઉપર બીજા ધર્મગુરુઓએ સહી કરી તેથી બેકેટને પણ કરવી પડી. "આશ્રમ વિરુદ્ધ નહોય તો" એવી શરત મુકવા

માંડી પણ કબૂલ થઈ નહિ, અને હું મારા અંતઃકરણથી એ પ્રમાણે વર્તીશ એમ પ્રતિજ્ઞા કરવી પડી. પણ પોપે આ લેખ નામંજુર કર્યો–પોતાના અધિકાર વિરુદ્ધ હતો એટલે તે તો નામંજુર કરે એમાં શી નવાઈ? અને એ વાતનું બહાનું કહાડી બેકેટે પોતાના બોલ પાછા ખેંચી લીધા, ને બીજાને તેમ કરવા ખુલ્લી રીતે ઉશ્કેરવા લાગ્યો. હવે રાજા એના ઉપર સખ્તી ચલાવવા લાગ્યો કોઈએ એના ઉપર લહેણાની ફરિયાદ કરી અને બેકેટ તેનો જવાબ દેવા હાજર ન થયો તેથી એને ભારે દંડ કર્યો. એણે રાજભક્તિની પ્રતિજ્ઞા તોડી એવો આરોપ મુકી એની સઘળી ઝાગીરો જપ્ત કરવામાં આવી. અને ધર્માદાખાતાનો વહીવટ શી રીતે ચલાવ્યો હતો તેનો હિસાબ જોઈ ૪૪૦૦૦ માર્ક લહેણા કહાડ્યા. બધા ધર્મગુરુઓએ ભેગા થઈ બેકેટને કહ્યું કે તેં પ્રતિજ્ઞાભંગનું પાપ કર્યું માટે અમે તને આચાર્ય ગણતા નથી. બેકેટે પરગામ જવાની રજા માગી તે પણ આપવામાં આવી નહિ. આ ઉપરથી એણે જાણ્યું કે હવે જીવ ઉપર વાત આવી છે, અને તેથી તે લાગ જોઈ ફ્રાન્સ નાસી ગયો.

ફ્રાન્સના રાજાએ એનો પક્ષ લીધો, અને તેથી ઇંગ્લાંડ ને ફ્રાન્સ વચ્ચે કેટલાક વખત સુધી લડાઈ ચાલી. આખરે ફ્રાન્સના રાજાએ હેન્રી સાથે બેકેટને સુલાહ કરાવી, અને તે પાછો પોતાના વતનમાં ગયો. પણ ત્યાં જઈને તે સલખણો બેઠો નહિ. વાટે જતાં જતાંજ જે ધર્મગુરુઓ રાજાના પક્ષમાં ગયા હતા તેને એણે ધર્મબહાર કર્યા. તે વેળા ધર્મબહારની શિક્ષા આપણામાં હાલ નાતબહારની છે તે કરતાં પણ વધારે ભયંકર હતી. પેલા ધર્મગુરુઓ ગાભરા પડી ફ્રાન્સમાં જઈ હેન્રી આગળ પોતાનું દુઃખ રોયા. આ સાંભળી રાજાને બહુજ ગુસ્સો ચડયો. તે બોલ્યો કે "અરે આ હરામખોર મારૂં કેટલું અપમાન કરે છે. શું, મારા માણસોમાં કોઈ પણ એવો નથી કે તે જઈને મારૂં વેર લે ?" આ બોલ કદાપિ ગુસ્સાના આવેશમાંજ બોલ્યો હશે, પણ તે સાંભળીને ચાર જોદ્ધાઓ તુર્તજ બેકેટને મારવા નીકળી પડયા, પાછળથી એ વાતની ખબર પડતાંજ તેમને વારવા માણસો

મોકલ્યાં, પણ એટલામાં તો તેઓ ઇંગ્લાંડમાં જઈ પોતાનું ધારેલું કર્મ કરી રહ્યા હતા. તેઓએ ધોળેદહાડે દેવળમાં પેસી ખૂન કર્યું; અને બેકેટ મરતાં મરતાં પણ ધીરજ અને પોતાની મોટાઈ રાખી રહ્યો. આ દુષ્ટ કામથી ત્રાહે ત્રાહેનો પોકાર ચોગમથી ઉઠયો.

પેલા ચાર હત્યારા તો એ કામ કરીને તુર્તજ ઇંગ્લાંડમાંથી નાઠા, અને પોતાનાં પાપ ધોવાને જેરૂસલમની જાત્રાએ ગયા. ત્યાં રખડી રવડીને મરી છૂટયા. હેન્રીએ (ભાવે કે કભાવે) આ ખબર સાંભળતાંજ બહુ દિલગીરી બતાવી, ત્રણ દહાડા સુધી ખાવું પીવું છોડી રડયાજ કર્યું, અને પોપને ઘણી દીનતાથી નિવેદન કર્યું કે આ બ્રહ્મહત્યાની વાતમાં હું કાંઈ જાણતો નથી, તથા જે બન્યું તેને માટે બહુજ દિલગીર છું. પોપને આ વેળા હેન્રી સાથે છેક બગાડવું બોજે એવું નહોતું તેથી તે કાંઈ વધારે બોલ્યો નહિ, પણ ફક્ત મરનાર બેકેટને પીર ( સેઇન્ટ–Saint ) નું પદ આપ્યું. હવેથી એ કારણને લીધે આ પીરની ઘોર આગળ સેંકડો વરસ સુધી મોટી જાત્રા ભરાવા લાગી, અને યૂરોપમાંથી દેશે દેશના લોકો માનતાઓ લઇને ત્યાં આવતા.

હેન્રી આયર્લાંડ જીત્યા પછી ત્યાંનું ધર્માધિપત્ય પોપને આપવા તેના એલચીઓને નોર્મંડીમાં જઈ મળ્યો, અને પવિત્ર અસ્થિપર હાથ મુકીને તેણે સોગન ખાધા કે બેકેટની હત્યા મેં કરાવી નથી અને તેમ કરવાની મારી ઇચ્છા પણ નહોતી. ત્યારે રોમના ગુરુ મહારાજે એને માફી બક્ષી. તોપણ હેન્રીને માલમ પડયું કે લોકોનો અભાવ હજી ગયો નહિ. અને તેથી જ્યારે એના પુત્રોએજ બંડ ઉઠાવ્યાં ત્યારે લોકોની પ્રીતિ મેળવવા એણે ફરીથી જાહેર પ્રાયશ્ચિત કર્યું. કેન્ટર્બરીની જાત્રાએ ગયો, ઉઘાડે પગે ગામમાં પેઠો, બેકેટ પીરની ઘોર પૂજી, અને પછી તે ઠેકાણે પાદરીઓની સભા મેળવી તેમની સમક્ષ પોતાની પીઠ ઉપર કોયડાનો માર મરાવ્યો. બીજે દિવસે ધર્મગુરુએ કહ્યું કે હવે તમે પાપથી બરાબર મુક્ત થયા.

**કુટુંબ કલેશ અને મરણ**—એ કરતાં પણ એના લડાઈખોર કુંવરોની કુપાત્રતાથી હેન્રી બહુ હેરાન થયો. પોતાના ચારે કુંવરને એણે ફ્રાન્સમાં મોટી મોટી ઝાગીરો આપી હતી, પણ એથી ન ધરાતાં તેઓ માંહોમાંહે લડવા લાગ્યા, અને આખરે ત્રણ ભાઈઓએ ભેગા થઈ બાપની સામાજ બંડ ઊઠાવ્યું. આ દુષ્ટ કામમાં તેમની કપાતર માની ઉશ્કેરણી હતી, અને ફ્રાન્સનો રાજા આશ્રય આપે એમાં આશ્ચર્યજ શું? તે છતાં હેન્રીએ ફ્રાન્સમાં જઈ એ ભયંકર અસ્વાભાવિક બંડ શમાવી નાંખ્યું, અને પોતાના કુંવરોને તથા તેમના પક્ષવાળાઓને માફી બક્ષી. માફીને માટે આવેલા બંડખોરોની ટીપમાં પોતાના વહાલા કનિષ્ટ પુત્ર જોન (જેને તો તે પોતાનીજ તર્ફનો સમજતો હતો તે) નું પણ નામ જ્યારે એણે જોયું, ત્યારે એના કલેજામાં એવો કારી ઘા લાગ્યો, કે તે પછી રૂઝાયોજ નહિ. કુપુત્રોથી દાઘેલો હેન્રી તેમને વારંવાર શાપ દેતો ને પોતાના દુર્ભાગ્યને નિંદતો મહા દુઃખમાં ઇ. સ. ૧૧૮૯ માં મરણ પામ્યો. કહેછે કે આ વેળા એનો વડો દીકરો દૂરથી બાપનું મ્હોં જોવા છાનોમાનો આવ્યો હતો તે તર્ફ એ મડદાનાં નસ્કોરાંમાંથી લોહીની ધારાઓ ઊડી અને તે પોતાના પાપિષ્ટ કર્મને સારૂ પસ્તાતો ને રડતો ત્યાંથી એકદમ નાસી ગયો.

## રિચર્ડ ૧ લો.

એ હેન્રીનો વડો છોકરો હતો. એને ઇતિહાસમાં સિંઘ-છાતીનો કહેછે, અને નામ પ્રમાણેજ ઘણો બહાદુર ને જબરો હતો ખરો, પણ એ બહાદુરીથી એના દેશને કાંઈ ફાયદો થયો નહિ.

એ ગાદીએ બેઠા પછી તુર્તજ ક્રૂસેડની લડાઈમાં ગયો, અને ત્યાંથી આવ્યા કેડે પણ તે ઈંગ્લાંડમાં થોડોજ રહેતો. એ ઇ. સ. ૧૧૯૯ માં મરી ગયો, અને એની જોડે બારમો સૈકો પણ પૂરો થયો.



# પ્રકરણ ૭ મું.

## પ્લૅન્ટેજિનેટ કુળના રાજાઓ.

### જૉન અને મૅગ્નાકાર્ટા: ઇ. સ. ૧૧૯૯ થી ૧૨૧૬.

આપણે પ્રથમજ કહ્યું છે કે ઇંગ્રેજોનો ઉદય તેરમા સૈકાથી છે. હવે તે સૈકા સુધી આપણે આવી પહોંચ્યા. આ મુદતમાં સૅક્સન ને નૉર્મન લોકોનું સંમિશ્રણ થઈ રહ્યું; અથવા કાંઇક બાકી હતું તે રિચર્ડની પછી એનો ભાઈ જૉન ગાદીએ બેઠો તેની કારકી-ર્દીમાં વીજળીને વેગે ઘણું ખરૂં થઈ ગયું. હવેથી સૅક્સન કે નૉર્મન એ નામ જઇને બધા ઇંગ્રેજ કહેવાવા લાગ્યા, ને તેઓ એક બીજાને દેશીભાઈ ગણતા થયા. વિલિયમ વિજયીએ નૉર્મન ભાષા ઇંગ્લાંડમાં દાખલ કરવા ઘણી મહેનત લીધી હતી. એણે તેને રાજભાષા કરી હતી એટલુંજ નહિ, પણ નિશાળોમાંએ તેજ શીખવવાનો હુકમ કર્યો હતો. નૉર્મન અમીરો તો તેજ ભાષા બોલે એમાં નવાઈ શી ? પણ સૅક્સનો બડાઇને માટે તેજ બોલવા લાગ્યા હતા, કેમકે તે વખત ઇંગ્લાંડમાં નૉર્મન બોલવું એ કેળવાએલા કે ખાનદાન માણસનું ચિહ્ન ગણાતું હતું. આ પ્રમાણે કેટલાક કાળ સુધી ચાલ્યું, ને નૉર્મનો ઍંગ્લો-સૅક્સન ભાષાને નાબુદ કરવા બહુ મથ્યા; પણ એ રીતે દેશભાષાનો નાશ થઈ શકતો નથી. ઉલટું, બન્યું તો એમ, કે ધીમે ધીમે નૉર્મનો પણ દેશભાષા બોલવા લાગ્યા, ને કાલાંતરે ઍંગ્લો-સૅક્સન તથા નૉર્મન ભાષાઓનું સંમિશ્રણ થઈને એક નવીજ ભાષા ઉત્પન્ન થઈ. જેમ એ મિશ્ર વર્ણનું નામ ઇંગ્રેજ પડ્યું તેમ તેમની આ મિશ્ર ભાષા ઇંગ્રેજી એ નામથી ઓળખાવા લાગી. આ ભાષામિશ્રણ પણ ઘણું કરીને તેરમા સૈકામાંજ સંપૂર્ણ થઈ રહ્યું, અને તેનું ફળ ચૌદમામાં દેખાયું.

પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય એ કહેવત પ્રમાણે ઇંગ્રેજો-ની કોમ આ સૈકામાં ઉભી થઈ, કે તેની સાથેજ તડાકાબંધ તેણે એક પરાક્રમ કર્યો. દુનિયામાં ઘણી જાતના રાજ્યતંત્રો થઈ ગયા

છે; પણ આપણે જાણીએ છીએ કે હાલ જે રીતનો રાજ્યતંત્ર ઈંગ્લાંડમાં ચાલેછે તેની ખૂબી ઓરજ છે. આ બધા રાજ્યતંત્રનો મૂળ પાયો આ સૈકામાં નખાયો, અને પાછળથી ઇંગ્રેજોની જે ચડતી કળા થઈ તે બધાનું કારણ એજ છે. આ સિંહના બચ્ચાએ બાળપણમાંજ આવો પરાક્રમ શી રીતે કર્યો તે તમારે જાણવું હોય, તો જોન રાજાની હકીકત ધ્યાન દઈને સાંભળો.

**જોન રાજાનો સ્વભાવ**—એ રાજા મહા મિજાજી, જુલ્મી, નિર્દય ને તેની સાથે બાયલો તથા કમઅક્કલનો હતો. એ સમાને જરા પણ ઓળખતો નહિ, ને વગર સમજ્યે બધા સાથે દુશ્મનાઈ બાંધતો. દુશ્મનાઈ કરી બાથ ભીડવાના તો એનામાં રામ હતા નહિ, તેથી એની આખી જીંદગી શરમ ભરેલી હાર ખાવામાંજ ગઈ; અને આખરે ચિંતાકોટમાંજ મૂંઝાઇને મૂઓ. પણ એ થોડા વરસ ઇંગ્લાંડની ગાદી ઉપર રહ્યો તેટલામાં એણે દેશમાં ત્રાહે ત્રાહેના પોકાર પડાવ્યા. એના જેવો જુલમ કોઇપણ રાજાએ આગળ કર્યો નહોતો. પરંતુ જે દેશના લોક શૂરા ને સંપીલા હોય છે, ત્યાં નઠારા રાજાથી ઉલટો ફાયદોજ થાય છે. જુલમ જોઈ તેઓનું લોહી તપી આવે છે, અને રાજા નબળો હોય છે, તો તો તેઓ પોતાનું ધાર્યું લડીને ઝટ પાર પાડે છે. ઇંગ્રેજ લોકના સુભાગ્યે આરંભ કાળમાંજ તેમને આ બંને જોગ મળી આવ્યા.

**રાજ્ય હાનિ**—જોન ગાદીએ બેઠા પછી એના મોટા ભાઈના સગીર પુત્ર તર્ફથી બંડ ઉઠયું પણ તેમાં તે પકડાઈ ગયો, અને એમ કહેવાય છે કે જે બંદીખાનામાં એને રાખ્યો હતો ત્યાંથી એને છાનામાના ઉઠાવી એના ચંડાલ કાકાએ પોતાને હાથેજ તેને મારી નાખ્યો. જ્યારે આ ખૂનની વાત પ્રસિદ્ધ થઈ ગઇ ત્યારે તેનો જવાબ દેવા ફ્રાન્સના રાજા ફિલિપે જોનને પોતાની હજૂરમાં બોલાવ્યો. જોન ફ્રાન્સનો એક તાલુકદાર લેખાય એટલે ફિલિપનો એની ઉપર આવો અધિકાર ગણાય ખરો, પણ ઇંગ્લાંડ જેવા સ્વતંત્ર દેશનો રાજા આવા હુકમને માન આપે એ વાત સંભવિત

નહોતી. પણ ફિલિપે તો પક્ષાઈથી જાણી જોઇને લડાઈનું મખાંતર શોધવાજ આવો હુકમ મોકલ્યો હતો. ધાર્યા મુજબ જૉન હાજર થયો નહિ, અને તે ઉપરથી તેની જાગીરો ફિલિપે જપ્ત કરવા માંડી. જૉન લશ્કર લઈ સામો ગયો, પણ તેમાં કાંઈ ફાવ્યું નહિ, અને લ્વાર નદીની ઉત્તરના સઘળા મુલક ઉપરથી પોતાનો હાથ ઉઠાવી જૉનને સલાહ કરવાની જરૂર પડી (ઇ. સ. ૧૨૦૬). આ રીતે ફ્રાન્સમાંથી નૉર્મંડી વગેરે સઘળું રાજ્ય ગયું, ને ફક્ત ગીયેન જેવા એક બે દૂરનાજ તાલુકા રહ્યા.

આ પ્રાંતો જવાથી અંગ્રેજ લોકોના હકમાં તો ફાયદો થયો. નૉર્મનોને ઇંગ્લાંડમાં આવ્યે દોઢસો વર્ષ થઈ ગયાં હતાં, તેથી તેઓ હમણાં સૅક્સન જોડે હળી મળી ગયા હતા ખરા; તોપણ હજી સ્વદેશ તરીકે મમતા તો તેઓ નૉર્મંડી ઉપરજ રાખતા, અને વખતે વખતે અહિંની કમાઈ ત્યાં જઈ ભોગવતા. પણ હવે જ્યારે નૉર્મંડી ઇંગ્લાંડના રાજાના હાથમાંથી જતી રહી, ત્યારે ઇંગ્લાંડ પોતાનું વતન છે એમ ગણવાની તેમને જરૂર પડી.

ફ્રાન્સમાં જે એક બે તાલુકા રહ્યા તેનું પરિણામ પણ આ નૉર્મન અમીરોની ઇંગ્લાંડ પ્રતિ દેશભક્તિ દૃઢ કરે એવું જ હતું. તે તાલુકામાંથી જૉન ભાડુતી લશ્કર લાવતો ને તેની હુંફે ઇંગ્લાંડમાં મર્જી માફક ચાલતો. આ જોઈ નૉર્મન અમીરોની આંખ ઉઘડતી કે આપણે તો ખરૂં જોતાં છીએ અંગ્રેજ, ફ્રાન્સના લોક તે પરદેશી, અને એ પરદેશીને તો મુલકમાંથી હાંકી કહાડવામાં જ આપણો લાભ રહેલો છે.

**પોપ સાથે વિરોધ**—ફ્રાન્સ સાથે લડીને આવો ઉજેશકાર કરી રહ્યો કે જૉને ઇંગ્લાંડમાં આવી પોપની સાથેજ મોટો ઝઘડો ઊઠાવ્યો. કૅન્ટર્બરીના ધર્માધ્યક્ષની જગા ખાલી પડવાથી ત્યાંના સાધુઓએ પોતામાંના એકને તે ગાદી આપી, ને દસ્તુર મુજબ મહંતોનો મત લેવો જોઈએ તથા રાજાની મંજુરી માગવી જોઈએ તે કાંઈ કર્યું નહીં. રાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે

તેણે કોઈ બીજાને જ ધર્માધ્યક્ષ નીમ્યો. અને વળી ટંટાનો લાભ લઈ પોપે હુકમ કર્યો, કે એ બન્ને નેમણુંકો રદ છે, અને હું સ્ટીફનડી લૅંગ્ટન નામના ઈંગ્રેજ પંડિતને મોકલું છું તેને જ તમારે ધર્માધ્યક્ષ કરવો. સાધુઓએ તો અલબત આ આજ્ઞા માથે ચડાવી, પણ ખરૂં જોતાં પોપનો આ ગેરવાજબી પગપેસારો હતો, અને જૉન જો ડાહાપણથી સામો થયો હોત, તો તેમાં એનો કાંઇ વાંક કહાડી શકાત નહિ. પણ એ તો એના અવિચારી ને મમતી સ્વભાવ પ્રમાણે જ વર્ત્યો. એણે પેલા સાધુઓને એકદમ બરતર્ફ કર્યા, ને પોપના ગુસ્સાની કાંઇપણ દરકાર રાખી નહિ. એને એટલો વિચાર સૂઝ્યો નહિ, કે બીજા હેન્રી જેવા મારા પ્રતાપી પિતાનું પણ પોપની આગળ કાંઈ ચાલ્યું નહોતું, તો હું તે તેની સામો શી રીતે ટકી શકીશ. બીજો હેન્રી ગમે એવો હતો પણ બહારથી તો પોપને નમતો જ રહેતો. જૉને તો તેથી ઉલટોજ માર્ગ પકડ્યો.

પોપે ક્રોધાયમાન થઈ ઇંગ્લાંડને ધર્મબહાર મુક્યું. 'ધર્મબહાર' બોલ તો નાનો છે, પણ એની વિપત કહ્યામાં આવે એવી નથી. આ શિક્ષાથી ઇંગ્લાંડમાં સઘળી શુભ કે અશુભ ક્રિયાઓ એકદમ બંધ પડી. કબરસ્તાનમાં મુડદાં પણ દટાય નહિ, એક બીજાને નમસ્કાર કરવાની પણ કોના, અને કોઇથી લુગડાંએ બદલાય નહિ. આપણા દેશમાં સૂતકીને જેટલી હરકત પડે છે તેથી સો ગણી ઈંગ્લાંડના લોકોને આ વેળા દરરોજ પડવા લાગી. આ પોપની શિક્ષા તો એવી હતી કે લોકો કાયર થઈ પોતાની મેળેજ રાજાની સામા થાય. હજી પણ જૉન કાંઈ ન સમજતાં ઉલટો વધારે ઉન્મત્ત થયો. બળાત્કારે પાદરીઓને ક્રિયા કરાવવાની ફરજ પાડી તેમને એ બહુ પીડવા લાગ્યો. પાદરીઓ ગભરાઈને ઘણાખરા ફ્રાન્સ નાસી ગયા, દુનિયામાં હાહાકાર થઈ રહ્યો, ને પોપ ઉપરા-ઉપરી વધારે ધર્મશિક્ષાઓ જૉનને કરવા લાગ્યો. છેવટે ખ્રિસ્તી જગદ્ગુરુનું છેલ્લું બાણ છૂટ્યું. પોપે જૉનને પતિત ઠેરવી પદભ્રષ્ટ કર્યો, ને સઘળા ખ્રિસ્તી રાજાઓને ઇંગલાંડ ઉપર ચડી જઈ તે હુકમ

અમલમાં આણુવા લખી મોકલ્યું.

ફ્રાન્સના ફિલિપને એટલું જ જોઈતું હતું. મોટું સેન તૈયાર કરી તે ઇંગ્લાંડ લેવાને એકદમ નીકળી પડયો, અને તેને ઇંગ્લાંડના અમીરો મળી જશે એમ જોનને લાગ્યું, કેમકે એના જુલમથી તેઓ કયારના કંટાળી ગયા હતા. આ જોઈ બાયલો જોન પહેલાં જેટલો તોર રાખતો હતો તેટલોજ આ પ્રસંગે દીન થઈ ગયો. એ પગે લાગતો પોપના એલચી પાસે ગયો, ઇંગ્લાંડનું તાજ પોપને ચરણે ધર્યું, તેણે પોતાના ખંડિયા તરીકે પાછું આપ્યું તે એણે લીધું, ને દર વર્ષે પોપને ભારે ખંડણી ભરવાનું કબૂલ્યું. (ઇ. સ. ૧૨૧૩.) પોતાના દેશને નીચું જોવડાવનારા આ તહની વાત સાંભળી ઇંગ્લાંડના અમીરો શરમથી લાલચોળ થઈ ગયા, અને પોતાના રાજાને બહુજ ધિક્કારવા લાગ્યા. તોપણ હાલ તો જોનનું વિઘન આ ઉપાયથી દૂર થયું ખરૂં. ફિલિપને આચારજી મહારાજની આજ્ઞા થઈ કે હવે આ મુલક અમારો થયો છે તેથી તમારે એકદમ પાછા વળવું. આ સાંભળી ફિલિપ ઘણોજ ચીડવાઈ ગયો, કેમકે એણે જોયું કે રોમના બાવાએ તો પોતાનો સ્વાર્થ સાધવા મને નકામોજ ખરચમાં ફસાવ્યો, ને મારૂં ધાર્યું તો કાંઈ પણ થવા દીધું નહિ.તોપણ એ સમયને ઓળખનારો હતો તેથી મનમાં ગમે એટલું લાગ્યું પણ સમજીને પાછો ગયો.

**પ્રજાનો પોકાર તથા એકસંપ**—આ રીતે પોપ સાથેનો ઝગડો પતાવી જોને જાણ્યું કે હું પાર પડયો. એને હજી ખબર નહોતી કે આચારજીના ક્રોધાગ્નિ કરતાં પણ પીડાએલી પ્રજાનો ક્રોધાગ્નિ કેટલો બળવાન છે. હવેથી એ તો બહુજ બેહંક્યો, ને લોકોએ કાને પણ સાંભળ્યાં ન હોય એવાં જુલમનાં કામ કરવા લાગ્યો. મરજીમાં આવે તેને દંડે, કેદ કરે, લૂટી લે કે મારી પણ નાખે. એક યાહુદીને વગર વાંકે પકડી લૂટવા માંડયો, ને દાટેલું ધન બતાવ એમ કહી રીબાવી રીબાવી દરરોજ એકેક દાંત તાણી કહડાવ્યો. એમ સાત દહાડા સુધી થયું, ત્યારે તે બાપડાએ હારીને પોતાનું સઘળું ધન બતાવી દીધું. વળી એની બદચાલ તો બેસુમાર હતી. મોટા ઘરની વહુદીકરીની પણ

તે બળાત્કારે આબરૂ લેતો. એક અમીરઝાદી એને વશ થઈ નહિ, ત્યારે તેને ઝેર દેવડાવી એ દૈત્યે મારી નખાવી. આવો જુલમ આપણા દેશમાં પણ કોઈ રાજાએ કર્યો. હોય તો તેની ખરાબી થયા વિના રહેતી નથી; તો નૉર્મન ને સૅકસન લોહીના લોકો એવા જુલમગારની સામાં કમર બાંધીને ઊઠે એમાં કાંઈ નવાઈ નથી. પણ તે ઊઠાવણીમાં જે તેમણે એકસંપીલાપણું, ધીરજ ને અગમબુદ્ધિ બતાવી છે તે ખરેખર એશિઆની સઘળી પ્રજાને બોધ લેવા લાયક છે. આપણે ત્યાં જ્યારે રાજા આવો નીકળે છે, ત્યારે બધા લોકો ત્રાહે ત્રાહે પોકારે છે, પણ જેના માથા ઉપર આવી પડેછે તેજ તેનું ફોડી લેછે. વખતે જેનાથી સાંખી નથી રહેવાતું તે ગાજી ઊઠી રાજાને ઝૂંદી નાખેછે, અને બીજો કોઈ ગાદીએ ચડી બેસેછે. પાછો થોડા વખતમાં બીજો રાજા પણ એવોજ નીવડેછે, અને બહુ થાય છે ત્યારે તેની પણ એજ વલેહ. આ રીતે એશિઆખંડના દેશોમાં નિરંતર જુલમ ને બંડો વારા ફરતી ચાલ્યાજ જાયછે, અને લોકો કદી પણ નિરાંતે ઠરી ઠામ બેસી શકતા નથી.

શૂરા પણ શાણા ઇંગ્રેજ લોકો તો આ ટાંકણે જુદીજ રીતે વર્ત્યા. તેઓ સમજતા હતા કે જેને માથે પડે તે ભોગવી લે એ સમજ જ જંગલી છે, અને એથીજ બધી ખરાબી થાયછે. તેઓ સમજતા હતા કે દેશમાં એકપર જુલમ થયો તો બધાએ પોતા ઉપર થયો એમ જાણવું જોઇએ. કેમકે જેનામાં જરાપણ અગમબુદ્ધિ હોય તે તો સમજે કે આજે એનો વારો તો કાલે આપણો પણ આવશે ખરો. જ્યારથી જૉન રાજાનો જુલમ વધવા માંડયો ત્યારથીજ નાર્મન ને સૅકસન લોકો એક બીજાને સમદુખીઆ સમજી પોતાનું જૂનું વેર ભૂલી ગયા. તાલુકદારોને સમજ પડી કે આ લોકને પક્ષમાં લઈ રાજાની સામા આથડવું એમાંજ આપણો લાભ રહેલો છે. પાદરીઓ તો આ દુષ્ટ રાજાનો મદ તોડવાને મૂળથીજ તત્પર થઈ રહ્યા હતા.

હવે એટલુંજ બાકી હતું કે થોડા માણસો આગળ પડી બધાને

ભેળા કરે. આ કામ કેન્ટર્બરીના ધર્માધ્યક્ષ સ્ટીફન-ડિ-લેંગ્ટને ઘણીજ હિંમત તથા ચતુરાઇથી પોતાના હાથમાં લીધું. એ આચાર્ય મહા વિદ્વાન્, બુદ્ધિવાળો, ભલો ને ખરેખરો દેશભક્ત હતો. રાજ્યતંત્ર કેવી રીતનો હોય તો રૈયતને દુઃખ પડે નહિ એ બાબતનો તે ઘણા વખતથી વિચાર કર્યાજ કરતો હતો, ને જેમ જેમ દેશમાં રાજાનો જુલમ વધતો ગયો તેમ તેમ તે પોતાના વિચાર અમલમાં આણવા હિંમત ને તજવીજથી આગળ પડતો ગયો.

પોપ સાથે સમાધાની થઈ, તોપણ પ્રાયશ્ચિત્ત આપ્યા પહેલાં આ દેશહિતેચ્છુ સાધુએ રાજાની પાસે એવા સોગન ખવડાવ્યા, કે હવેથી હું એડવર્ડ રાજાના કાયદા પ્રમાણે ચાલીશ. અમીરોએ રાજાની હારે ફ્રાન્સમાં લડવા આવવાની ના પાડી હતી. તેથી જ્યારે તે ત્યાંથી પાછો વળ્યો તે વેળા જાણે પારકોજ મુલક હોય તેમ જોન અમીરોનાં ગામ લૂંટતો ને બાળી મુકતો ઇંગ્લાંડમાં પેઠો. એ સાંભળી આ ખરો ધર્મગુરુ તેની સામે ગયો, ને પોકારીને કહ્યું કે આ રાજાનો ધર્મ નહિ. સીધી રીતે ન માન્યું ત્યારે જોનના લશ્કરમાંના દરેક સિપાહીને ધર્મબ્હાર મુકવાની એણે ધમકી આપી, અને ત્યારેજ તે કંઈક સમજ્યો.

પણ લેંગ્ટન જાણતો હતો કે આ રાજા આટલાથી ઠેકાણે આવવાનો નથી, અને તેથી તેણે લંડનમાં મોટા મોટા અમીરો તથા પાદરીઓની એક સભા કાંઈ નિમિત્તે મેળવી, અને પછી તેમની આગળ બધાના મનમાં જે વાત ઘોળાયા કરતી હતી તેજ કહાડીને એણે પૂછ્યું, કે રાજા બહુ ફાટ્યો છે તેનો કાંઈ ઉપાય કરવો છે કે નહિ? આ અનુભવી પંડિત સમજતો હતો કે એક નવી વાત ગમે તેવી સારી હોય તોપણ જ્યાં સુધી તેને જૂના રીવાજનો ટેકો મળતો નથી ત્યાં સુધી ઘણા લોક તેમાં સામેલ થતાં આચકો ખાયછે. તેથી એણે મહા મહેનતે પહેલા હેન્રીએ આપેલા પટ્ટાની નકલ શોધી કહાડી હતી તે બધાની આગળ રજુ કરી કહ્યું, કે રાજાને આ પ્રમાણે ચાલવાની આપણે ફરજ પાડવી જોઈએ. બધાએ એ ઠરાવ

એક અવાજે કબુલ રાખ્યો, ને દરેક જણે ધર્માધ્યક્ષ પાસે જઈ બાઇબલ ઉપર હાથ મુકી સોગન ખાધા કે દેશની સ્વાધીનતાને અર્થે જરૂર પડે તો હું મારો પ્રાણ આપવાને પણ તૈયાર છું,

**પ્રજાનું જાહેર બંડ.**—આ રીતનો એકકો કર્યા પછી થોડેજ દહાડે સઘળા તાલુકદારો સજ્જ થઈ દરબારપર ચઢી ગયા. જોને તેમને ઊડાવવા તો માંડયા, પણ એ હથીઆરબંધ અમીરોના વિકરાલ ડોળા જોઈ એ સમજી ગયો કે એ વેળા તો લટી ગયા વિના છૂટકો નથી. તેથી તેણે મહેતલ માગી વચન આપ્યું કે હું તમારૂં મન મનાવીશ, ને એ વાતના લૅંગ્ટન વગેરે બે ચાર ધર્મગુરુઓને જામીન આપ્યા. આ વાત તેમણે કબૂલ કરી, કેમકે ઉછાળી પગ ભાંગવો નહિ એવી લૅંગ્ટનની સલાહ હતી. પણ એ દરમ્યાન કેટલાક હક આપી પાદરીઓને ફોડવાની રાજાએ તજવીજ કરી, તેમ સાધારણ લોકોને પણ થોડાક હક આપ્યા. પણ રાજાની આ નીચ તજવીજથી આ ઊંચ પ્રજાનો સંપ જરાએ ડગ્યો નહિ, અને ત્યારે એણે પોપને સમજાવી એવી આજ્ઞા કરાવી કે અમીરોએ રાજાની સામા થવું નહિ, ને ધર્માધ્યક્ષે રાજાના સહાયક થવું. પણ આ ખરો દેશહિતેચ્છુ સાધુ તથા પેલા અમીરો તો લોભી જગદ્‌ગુરુના એ બોલવા ઉપર કાંઈ પણ લક્ષ ન આપતાં પોતાના પવિત્ર ઉદ્યોગમાં જારીજ રહ્યા.

મહેતલ પૂરી થઈ કે બધા તાલુકદારો ૨૦૦૦ જોદ્ધા લઈ ઑક્સફર્ડ મુકામે રાજા હતો ત્યાં ગયા. એમની માગણીઓ સાંભળી રાજા તો ચોંકયો, કેમકે આ વખતે પહેલા હેન્રીનો પટો આઘો મુકી તેમણે એક જુદોજ લેખ લખાવી લેવા માગ્યો, અને તેમાં પ્રજાના સઘળા વર્ગની સ્વાધીનતા જળવાય એવી ડહાપણ ને દૂરઅંદેશી ભરેલી ઘણી નવી કલમોજ પેલા પરમાર્થુ પાદરીએ નાખી હતી. નીચ બંધાઇથી જોને જવાબ આપ્યો કે તમારે મારા ધણી પોપને અરજ કરવી, અને તે જે ફરમાવશે તે કરવા હું તૈયાર છું. અમીરો કહે કે અમે પોપ બોપને ઓળખતા નથી, પણ તું અમને પાંશરો જવાબ આપે છે કે નહિ. પોપના એલચી

પાસે લૅંગ્ટનને કહેવડાવ્યું કે આ અમીરો જગદ્ગુરુની સામા બંડ કરેછે માટે તમારે એ લોકોને ધર્મબહાર મુકવા જોઈએ. આ શાણા દેશભક્તે એટલોજ જવાબ આપ્યો કે પોપની શી ઇચ્છા છે તે હું તમારા કરતાં વધારે જાણું છું, અને તેનીજ સાથે રાજાને કહાવી મોકલ્યું કે તમે જો તમારા ભાડુતી સિપાહીઓને રૂખ્સત નહિ આપો તો હું તે સર્વેને ધર્મબહાર કરીશ.

જોન ગભરાઈને નાઠો, તે લંડનના કિલ્લામાં ભરાઈ બેઠો. તાલુકદારોએ ખુલ્લી રીતે બંડનો વાવટો ચડાવ્યો, પોતાના લશ્કરનું નામ "ધર્મસેના" પાડ્યું, અને તેની સરદારી એક હોંશિયાર અમીરને આપી. જેમ જેમ તેઓ આગળ ચાલતા ગયા તેમ તેમ લોકોનાં ટોળે ટોળાં પોતાનાં ઘરબાર છોડી હથિયારબંધ તેમને આવી મળવા લાગ્યાં, અને હવે સાબીત થયું કે આખો દેશ સ્વતંત્રતાને માટે કકડીને ઊભો થયોછે. આ સમે રાજાએ અમીરોને જે હક જોઈતા હતા તે આપવાનાં કહેણુ મોકલ્યાં, પણ તેમણે ઉદાર બુદ્ધિથી જવાબ આપ્યો કે અમે અમારાજ સ્વાર્થને માટે નહિ પણ તમામ પ્રજાને સારૂ ઉભા થયા છીએ. આ સાંભળતાંજ રાજા લંડનમાંથી રતોવાઈ નાઠો, ને ધર્મસેના ત્યાં આવી પહોંચી ત્યારે ત્યાંનો નગરશેઠ ( મેયર–mayor ) તેમને પ્રેમથી વધાવી પોતે તે પક્ષમાં સામિલ થયો. જુલમગાર જોનની તર્ફ હવે કોઈ રહ્યું નહિ, અને તેણે હારીને કહાવ્યું કે તમે જે દહાડે ને જે ઠેકાણે મળીને સમાધાન કરવા ચાહતા હો, તે ઠેકાણે ને તે દહાડે આવી તમારાં મન મનાવવા હું તૈયાર છું. તેઓએ કહાવ્યું કે એમ છે તો તા. ૯ મી જ્યૂને રનીમીડના ક્ષેત્રમાં મળવું. ત્યાં બધા મળ્યા, ને થોડી ખેંચતાણુ કર્યા પછી તા. ૧૫ મી જ્યૂન ઇ. સ. ૧૨૧૫ ને રોજ આ જુલ્મી ને મિજાજી રાજાએ પોતાને હાથે એક લેખ ઉપર મ્હોર કરી. એ લેખને મેગ્નાકાર્ટા અથવા "મોટો પટ્ટો" કરીને કહેછે.

પટ્ટા પ્રમાણે રાજાને ચલાવવા તાલુકદારોએ પોતાના હાથમાં લંડનનો કબજો રાખ્યો, કિલ્લો ધર્માધ્યક્ષને હવાલે સોંપ્યો, અને

૨૫ અમીરોને પ્રજાની સ્વાધીનતાના રક્ષક ઠેરવી તેમને કુલ અખત્યાર આપ્યો. ધાર્યા પ્રમાણેજ આ પાપી રાજાએ પોતાનું વચન તોડતાં વાર લગાડી નહિ. એણે પટ્ટો રદ કરવાની પોપ પાસેથી આજ્ઞા મંગાવી, ને પોતે ભાડુતી સિપાહીઓ ભેગા કરી ચોતર્ફ મુલકને ઉજડ કરવા લાગ્યો. પણ તાલુકદારો ડરે એવા નહોતા. તેમણે એને પદભ્રષ્ટ ઠેરવ્યો, ને રાજની ગાદી ફિલિપના છોકરા લુઇને આપી. તે લશ્કર લઈ દોડતો આવ્યો, અને લંડનમાં સઘળા અમીરોએ એને રાજા પ્રમાણે ગણ્યો. હવે લડાઈ ખૂબ મચી, અને બંને પક્ષની વારા-ફરતી હારજીત થવા લાગી. પણ એવામાં દૈવયોગે વૉશની ખાડી ઓળંગી જતાં જૉનનો સઘળો ખજાનો, ઘાસ દાણો ને રાજચિન્હો ડૂબી ગયાં. એનું શરીર ફિકર ચિંતાથી નબળું ચાલતુંજ હતું તેમાં આ મોટી આફતથી એકદમ વધારો થયો, અને પાસેના કિલ્લામાં જેમ તેમ કરીને જઈ પહોંચતાં એણે પોતાનો દેહ છોડયો. (ઇ. સ. ૧૨૧૬)આ રીતે જૉનના જુલમ ને મમતની આખર આવી.

મૅગ્ના કાર્ટા.—આ રાજ્યમાં સૌથી વધારે યાદ રાખવા જોગ બાબત આ પટ્ટાની છે. એ પટ્ટો બહુ લાંબો છે પણ તેમાંની આ ત્રણ કલમો તો અમૂલ્યજ છે:—

**૧. કોઈપણ સ્વતંત્ર માણસને અમે કેદ, દંડ કે દેશનિકાલ કરીશું નહિ.**

**૨. કોઈપણ સ્વતંત્ર માણસનેતેના બરોબરિયાની સંમતિ વિના અમારાથી ગુનેહગાર ઠેરવી શકાય નહિ.**

આ બીજી કલમ વિના ખરેખર પહેલી કલમ નિરર્થકજ છે, કેમકે ગુનેહગાર ઠેરવવાનું રાજાના હાથમાં હોય તો તે મર્જીમાં આવે તેને શિક્ષા કરી શકે; પણ આ કલમથી ગુનેહગાર ઠેરવવાનું કામ તો તહોમતદારના વર્ગીઓને જ હવાલે થયું, અને તેથી જો તેઓ તેને નિર્દોષ કહે, તો રાજાની ગમે એટલી ઇતરાજી હોય તોપણ તેને હાથ ઘસીનેજ બેસી રહેવું પડે.

**૩. દેશના મહાજનની મંજુરી વિના કોઇપણ કર અમે મુકીશું નહિ.**

આ ગોઠવણમાં બહુજ ડાહાપણ રહેલું છે. આથી લોકોને અણગમતા કર મુકાતા બંધ પડયા, એટલુંજ નહિ, પણ નાણું લેવાને માટે મહાજનનો હરત્ખત ખપ હોવાથી રાજાને હમેશાં વિચાર રહેતો, કે જો હું ગેરકાયદે ચાલી રૈયતને નારાજ કરીશ તો તેઓ કર મુકવાની વખતે મારી આડે આવશે. આ તજવીજ એવી હતી કે વારે વારે બંડ કરવાની જરૂર પડે નહિ, અને રાજા પોતાની મેળેજ પાંશરો ચાલે.

માટે, આ પટ્ટાનું ઈંગ્રેજ લોક જે અભિમાન રાખેછે તે વાજબીજ છે. આવું ડહાપણ ભરેલું પરાક્રમ પહેલાં કોઈ પણ લોકે કોઇપણ દેશમાં કર્યું નહોતું. આ પટ્ટો બરાબર અમલમાં આવતાં અને વિસ્તાર પામતાં અલબત ઘણો કાળ લાગ્યો, પણ આ પટ્ટામાં પ્રજાની સ્વાધીનતાનાં સઘળાં તત્વો સમાએલાં છે. તેથી આ પટ્ટાના દુનિયામાં બધે ગુણ ગવાય અને તેનું નામ સાંભળતાંજ ઇંગ્રેજોના અંતઃકરણ ઉભરાઈ જાય એમાં કાંઈ નવાઈ નથી. એ પટ્ટાનો લેખ, એ પટ્ટાની તારીખ, ને એ પટ્ટાનું સ્થળ સ્વતંત્રતાના સઘળા ચાહનારાને બહુ જ વહાલું હોવું જોઈએ. રનીમીડનું પવિત્ર ક્ષેત્ર જોઈ એકન્સાઇડ નામના એક શાંત ઇંગ્રેજ કવિનો વીરરસ કેવો ઉછળી આવ્યો હતો તે તેની કવિતાના નીચલા ભાવાર્થ ઉપરથી પણ કાંઈક સમજાશે.

## [ લાવણી. ]

खडा रहेवे ओ पंथी, यह हैं वडा रनीमीद रम्य अरन्य,
ज्यां पूर्वे पूर्वजने अपूर्वेहि किया पराक्रम सिपाही बन;
पकर करही जुल्मी राजाका लिखालिया पट्टा पावन,
जिस पट्टेके जोरहि तेरे तूँटे हुवे हैं सब बंधन.

सीस नमा, आसीस दे, सुमरन कर हरदम आनंदित मन;
और होवे कभि दिये देवने तिंझ पुत्र, तौ तूं ततूछन
जा, तिस्को ह्यां बुलाहि ला, अरु खेत्र बताके बोल बचन,
बेटा बेहद है उपकारहि जो कर गयेहि वे महाजन.

अमूल्य है अेशानहि इस्का मिले न बदला चौदभुवन
एक उपायहि है, तुम इस बिध मिंझ दो पुत्र रतन
यह पूर्वजका अजब वारसा मक्षब मुझब करकेहि जतन
सदा अखंडहि अह्मे रखींगे लडके लडकों के कारन.

जब लग घटमें प्रान, कोन हि करे अम्हारा हक हरन
हक खातिर बहिरतहि मरना: बंदिवानका जलो जिवन
इंग्रेज कवि एकन्साइड करत यौं पूर्ण उच्छाह कवंन
तिस्का तर्जुमा तर्खिवे नवलराम वदे रंकवदन.

## પ્રકરણ ૮ મું.

### પ્લેન્ટેજિનેટ વંશના રાજાઓ:
### હેન્રી ૩ જો, એડવર્ડ ૧ લો, એડવર્ડ ૨ જો:
### ઇ. સ. ૧૨૧૬ થી ૧૩૨૭ સુધી.

જોનના અકાળ મૃત્યુથી ઇંગ્લાંડ ફ્રાન્સના હાથમાં જતું જતું બચી ગયું. દેશના હકમાં તો એનું મરણ સવખતેજ નીપજ્યું. એ જુલમગાર મયો કે અમીરોને વિચાર સૂઝયો કે હવ આપણુને લુઇનો શો ખપ છે, અને હાથે કરી પરદેશીને રાજ શા માટે આપવું જોઇએ. તેઓ આમ સંકલ્પવિકલ્પ કર્યા કરતા હતા એવામાં પેંબ્રોકના ઠાકોરે જોનના પાટવીપુત્ર હેન્રીને પદાભિષેક કર્યો હતો તેની તરફથી

તેમની ઉપર આર્જવભર્યાં સલાહસંપનાં કહેણ આવ્યાં. એ ઠાકોર બાળરાજાનો બનેવી, તથા જાતે ઘણો ડાહ્યો ને ભલો માણસ હતો. તેથી સઘળા અમીરો એક પછી એક પોતાના લશ્કર સાથે લુઇને છોડી નવા રાજાને આવી મળ્યા. તેઓએ પેંબ્રોકને રાજ્યનો રક્ષક ઠેરવ્યો, અને આ રીતે ઇંગ્લાંડનો પાછો એક તંત થવાથી લુઇને સલાહ કરી પોતાના મુલકમાં પાછું જવું પડયું.

પેંબ્રોક જીવ્યો ત્યાં સુધી રાજ્યમાં સુખ ને સમાધાની રહ્યાં, પણ એ બે વરસમાં મરી ગયો ને મતલબીઆ લોકો રાજા પાસે આવીને ભરાયા. હેન્રી મોટો થયો તોપણ બાળકજ રહ્યો, અને જન્મપર્યંત બીજાની અકલેજ ચાલ્યો. એના રાજમાં ખરૂં ચલણ એના માનીતાઓનુંજ હતું, અને તે નીચ પરદેશીઓ જેમ બને તેમ પોતાનાં ઘર ભરવાનું કરતા. પણ આ સમયના જબરા મગરૂર અમીરો પરદેશી માનીતાઓનું ચલણ કે જુલ્મ જોઈ શકે એવા નહોતા. હેન્રીને એના પાજી માનીતા મોટો પટ્ટો તોડવાને ઉશ્કેરતા, અને તે વેળા તો અમીરો સિંહની પેઠે ફીફીયારી કરી ઉઠતા.

હેન્રીએ છેક ૫૬ વરસ સુધી રાજ કર્યું, પણ એ બધો કાળ અમીરોના ઝગડામાંજ ગયો. ઘણા વખત સુધી અમીરોએ રાજ્યનો બધો અખત્યાર પોતાનાજ હાથમાં લઈ લીધો હતો, અને હેન્રી કેટલોક વખત ખરેખરો કેદીજ હતો. રાજાના અને અમીરોનાં પક્ષ વચ્ચે ખુલ્લી રીતે ઘણીવાર લડાઈઓ થઈ હતી, અને એકવાર આ પક્ષ જીતે તો બીજીવાર પેલો. પણ ઘણા કાળ સુધી આ રાજ્યમાં અમીરોનુંજ પ્રબળ ચાલ્યું હતું. અમીરોનો આગેવાન અમીર સાઈમન-ડિ-મૉન્ટફર્ડ કરીને હતો તેના સંબંધે આ ઝગડાનો કાંઈક હેવાલ નીચે આપ્યો છે.

**સાઇમન-ડિ-મૉન્ટફર્ડ**—એ પણ રાજાનો બનેવી થાય, એ પેંબ્રોકની વિધવા જોડે પરણ્યો હતો. મૉન્ટફર્ડ જાતે ફ્રેંચ હતો, પણ આ સ્ત્રી કર્યા પછી ઇંગ્લાંડમાં લીસ્ટરની ઠકરાતપર આવ્યો, અને પોતાના ગુણથી અમીરોમાં એણે ઘણો વગ મેળવ્યો.

રાજાએ બે ચાર વાર મોટા પટ્ટાને મંજુર કર્યો, ને બે ચાર વાર તોડયો, ત્યારે અમીરોએ જોયું કે રાજાને બોલ્યાના બંધ નથી, અને એ તો નીચ માણસોની અક્કલેજ ચાલે છે. તેથી તેઓએ ભેગા મળી એકકો કર્યો, ને કરની મંજુરી માટે જ્યારે તેમને પાર્લમેન્ટમાં બોલાવ્યા, ત્યારે તેઓ હથીઆર બાંધીને ગયા, ને રાજાને નજરકેદ જેવો કરી નાખી એની પાસે સોગન ખવડાવ્યા કે તમારામાંના પંદર જણનું મંડળ રાજ્યસુધારાને માટે જે કાયદા બાંધે તે મારે કબુલ છે. આ મંડળનો પ્રમુખ સાઈમન-ડિ-મોન્ટફર્ડ હતો. એના પ્રમુખપણા હેઠે જે કાયદા બંધાયા તે "ઓક્સફર્ડના ધારા" એ નામથી ઓળખાય છે. ( ઇ. સ. ૧૨૫૮. ) આ ધારાથી એણે દેશમાં કેવા મહાભારત રાજ્યસુધારાનો પાયો નાંખ્યો તે આગળ કહેવામાં આવશે, પણ એની આ સમે કેટલીક વર્તણુક ઉપરથી ઘણાને એમ લાગ્યું કે આ પંદર જણા રાજ્યની સઘળી સત્તા પોતાનાજ હાથમાં લેવાનું કરેછે, અને તેમણે કરવા પણ તેમજ માંડયું હતું. તેઓએ રાજ્યના સઘળા અધિકારીઓને ફેરવી નાખ્યા, પાર્લમેન્ટ માટે ન આવી શકાય તેથી કરીને બાર ઝાગીરદારોને પ્રતિનિધિ નીમ્યા, અને દરેક પરગણામાં રાજાના અમલદારોને તેમના કામકાજમાં સામેલ રહી મદદ કરવાને તેમજ પાંશરા રાખવાને આમ તર્ફના ચાર ચાર પ્રતિનિધિઓને ચૂંટવાના હુકમ કર્યા. આ જોઈ કેટલાક અમીરોએ રાજાના પક્ષમાં જઈ લડાઈ ઉઠાવી. મોન્ટફર્ડને ફ્રાન્સમાં નાસી જવું પડયું, પણ ત્યાંથી થોડા વખતમાં પાછા આવી એણે ઓક્સફર્ડના ધારા પ્રમાણે ચાલવાની રાજાને ફરજ પાડી. ( ઇ. સ. ૧૨૬૩ )

ફ્રાન્સના રાજા પાસે આ તકરાર ગઈ, અને તેણે "ઓક્સફર્ડના ધારા" રદ કર્યા. આ ઠરાવ અમીરોએ માન્ય કર્યો નહિ, અને દેશમાં આત્મવિગ્રહ ચાલુ થયો. ઇ. સ. ૧૨૬૪ માં લુઇસ આગળ મોટું યુદ્ધ થયું, અને તેમાં હેન્રી કેદ પકડાયો. હવે અમીરોની જીત પરિપૂર્ણ થઈ. બે ચાર ઠેકાણેથી રાજાની તર્ફની ઉઠા-

વણી થઈ, પણ તેને એક ઝપાટાની સાથે દાબી નાખી. અમીરોને ધર્મ બહાર મુકવાનો હુકમ પોપે મોકલ્યો તે મોન્ટફર્ડે ભરસભામાં તિરસ્કારથી ફાડી નાખ્યો અને ક્રિસ્ટમસનો તહેવાર પોતે રાજ-વૈભવથી પાળ્યો.

મોન્ટફર્ડનો આ ઠાઠ અને આ પ્રતાપ જોઈ કેટલાક અમીરો-ને લાગ્યું હશે કે એ રાજપદનો લોભી છે, પણ એણે આ સંપૂર્ણ ચડતી કળામાં પણ જે પ્રજાહિતનું અપૂર્વ કામ કર્યું તે ઉપરથી સાબીત થાયછે કે એ તો ખરેખરો જનસ્વતંત્રતાનો હમેશાં મિત્રજ હતો. ઇ. સ. ૧૨૬૫ ના જાનેવારી માસની ૨૦ મી તારીખે એણે જે પાર્લમેંટ બોલાવી તેમાં દરેક પરગણા (conuty) અને કસ્બા (borough) ના લોકોને પોતાની તર્ફના બબે માણસ પસંદ કરીને મોકલવાની એણે પહેલવહેલી સત્તા આપી. ઓક્સ-ફર્ડના ધારામાં એણે આ કાર્યનું મંગળાચરણ કર્યું હતું, અને આ સમે તેનો આરંભ કર્યો.

પરંતુ અમીરોમાં એના સામી બેદિલી દહાડે દહાડે વધતી ગઈ, અને તેનો લાભ લઈ રાજકુંવર એડવર્ડે પોતાના બાપની તર્ફથી ખટપટ કરવા માંડી. એ બાપની સાથે કેદમાં આવી રહ્યો હતો ત્યાંથી છટક્યો ને એણે લડાઈનો ઝુંડો ઉઠાવ્યો. ઈવિશામ આગળ જંગ મચ્યો. ઘણાં વધારે મોટા સેનની સામે દઢતાથી લડતાં મોન્ટફર્ડ કપાઈ મૂઓ. આ પ્રતાપી પુરુષના પડવાની સાથે અમીરોનો પક્ષ તુટી ગયો, અને રાજસત્તા પાછી સ્થાપન થઈ. હેન્રીએ 'મોટા પટા' પ્રમાણે ચાલવાના સોગન લીધા, અને પાર્લમેંટે એને ફરીથી માન્ય કર્યો. મોન્ટફર્ડે જે સુધારો દાખલ કર્યો હતો તે બંધ પાડ-વાની રાજાએ હિંમત ચલાવી નહિ, અને તેથી એ મૂઓ ત્યાંસુધી તે તો દેશમાં સારી સમાધાની રહી. એ સમાધાની એવી તો થઈ ગઈ હતી કે એડવર્ડ નિરાંતે ક્રૂસેડની લડાઈએ ગયો, અને દરમ્યાન એનો બાપ મરી ગયો. (ઇ. સ. ૧૨૭૨.) તોપણ

કાંઈ તકરાર ઉઠી નહિ, અને એ ગેરહાજર છતાં લોકોએ એના નામની દવાઈ ફેરવી.

**આમની સભા**—આ પ્રમાણે આ લાંબા રાજનો અંત આવ્યો. એમાં સૌથી યાદ રાખવા જોગ બીના સાઇમન-ડિ-મૉન્ટફર્ડનું પેલું મહાભારત કામ છે. રાજકાજમાં ભાગ લેવાનો હક અમીરોનો તો મૂળથીજ હતો, પણ આ વખત પહેલાં સાધારણ લોકને કોઈ કાંઈ પૂછતું કે સાંભળતું નહિ. પાર્લમેંટનું ખાસ સ્વરૂપ જે લોકો તર્ફની પસંદગી, તે પહેલવહેલું "ઑકસફર્ડના ધારા" થી દાખલ થયું, અને હાલને સમે ઈંગ્લાંડની આમની સભા જે દુનિયામાં ગાજી રહી છે તેનો મૂળ પાયો નાખવાનો જશ આ ફ્રેંચ જનને છે. તે વેળાના લોકને એનામાં ગમે એવા દોષ ભાસ્યા હશે પણ ઇતિહાસમાં તો એનું નામ ઉજ્વલ સ્વતંત્રતાની જોડેજ સદા જોડાએલું રહેવાનું, અને જ્યાં સુધી ઇંગ્લાંડની પાર્લમેંટ રહેશે ત્યાં સુધી સાઇમન-ડિ-મૉન્ટફર્ડનું નામ લોકો ઉમળકાની સાથે સ્મરણ કરશે.

## એડવર્ડ પહેલો.

મુસલમાનોની સાથે લડાઈઓમાં મહા ફત્તેહ કરીને એડવર્ડ પૅલેસ્ટાઇનથી પાછો આવતો હતો ત્યાં રસ્તામાં એને ખબર મળી, કે હેન્રી મરી ગયો છે પણ એને નામે રાજ સારી રીતે ચાલેછે. તેથી એ કાંઈ ઉતાવળ ન કરતાં બેત પ્રમાણે ફ્રાન્સમાં ગયો અને ત્યાં એક વરસ રહી તે રાજ્ય સાથે જે તકરારો હતી તે પતાવી. પછી ઇંગ્લાંડમાં આવી રાજ્યાભિષેક કરાવ્યો, ને થોડાં વરસ દેશનો બરાબર બંદોબસ્ત કરવામાં કાઢયાં. એનો વિચાર પોતાનું રાજ્ય મજબુત કરી તેને ચોતર્ફ વધારવાનો હતો. એણે જોયું કે ફ્રાન્સ સાથે નકામી લડાઈઓ કરવા કરતાં વેલ્સ ને સ્કૉટલાંડ જો જીતીને ઇંગ્લાંડ સાથે જોડી દીધાં હોય તો ઇંગ્લાંડ યૂરોપમાં એક જબરદસ્ત રાજ્ય થઈ જાય. એની આખી જિંદગી

એ મનસુબો પાર પાડવામાં એણે ઉત્સાહ ને ખંતથી કહાડી, અને તેમાં ઘણે દરજ્જે તે પાર પણ પડયો.

**વેલ્સની જીત**—એ પ્રાંત રોમન ને સેક્સનોથી ભાગેલા બ્રિટન લોકથી વસેલો હતો. એમની ભાષા જુદી હતી, અને હાલ પણ હજી તેમજ છે. ઘણા વખતથી એ પ્રાંત ઈંગ્લાંડનો ખંડીયો ગણાતો હતો, પણ ત્યાંના ઠાકોરો પોતાનો વહીવટ સ્વતંત્રપણેજ ચલાવતા, અને ત્યાંના પહાડી લોકો વખતે વખતે પાસેના તાલુકાઓમાંથી ઉતરી પડી ઈંગ્લાંડની વસ્તીના ઢોરઢાંખર વાળી જતા હતા. આથી એ બે પ્રાંતો વચ્ચે હમેશાં તકરારો તો ચાલ્યાંજ કરતી હતી. વળી પાછલા રાજમાં તેઓ અમીરોના પક્ષમાં ગયા હતા. તે બાબતનું એડવર્ડના મનમાં ભારે ઝેર હતું. માટે કાંઈ મિષ કહાડી એણે વેલ્સપર સ્વારી કરી. એ જંગલી લોક મહા શૂરાતનથી ઘણું દેશાભિમાન ધરીને લડયા, પણ કળા ને કવાયત આગળ ફક્ત શૂરાતનનું કાંઈ ચાલતું નથી. એમનામાં કુસંપ ઘણો હતો. પાછળથી તેઓ સમજી એકસંપ થયા પણ શું વળે ? તેમનો રાજા લુવેલિન રણમાંજ પડયો, ને તેનો ભાઈ ડેવિડ નાસતો હતો તેને કોઈ હરામખોરે પકડી એડવર્ડને સ્વાધીન કરી દીધો. આ વેળા ખાસ કાયદો કહાડી ( જે ૧૮૧૪ ની સાલ સુધી કાયદાની ચોપડીમાં કાયમ હતો ) એડવર્ડે એ બીચારા ઉપર ઘણુંજ ઘાતકીપણું વાપર્યું. આંતરડાં ખેંચી કહાડી એની નજર આગળ બાળ્યાં, અને એમ એને રીબાવીને માર્યો, ને એ મૂવા પછીએ એના માથાના ચાર કડકા કરી અકેકો ઈંગ્લાંડની ચાર દિશાએ મોકલ્યો કે તે જોઈ બધા લોક કંપે ! આથી એડવર્ડના નામનો ચોગમ કેર વર્તી રહ્યો, ને સઘળો મુલક ખાલસા કરતાં વાર લાગી નહિ. ( ઇ. સ. ૧૨૮૪. )

**સ્કોટલાંડ લેવાની તજવીજ**—આ પ્રાંત પણ એડવર્ડે મૂળથીજ દાઢમાં ઘાલ્યો હતો. હાલ ત્યાંનો રાજા મરી ગયો. ફક્ત એને એક દીકરીની દીકરી હતી. તેની જોડે એડવર્ડે પોતાના કુંવરનો

વિવાહ કર્યો કે તે ગાદી વગર લડાઈએ પોતાના વંશમાં આવે. પણ તે કુંવરી તો એટલામાં ગત થઈ ગઈ, ને ભાયાતોમાંના ત્રણ જણ એ ગાદીનો દાવો કરવાને ઉભા થયા. એડવર્ડે હિંમત ન હારતાં આ ટંટાનો લાભ લઈ પોતાનુંજ ધાર્યું પાર પાડવાની ઊંડી તજવીજ આરંભી.

એણે એ ત્રણ ઉમેદવારને એવી સલાહ અપાવી, કે તમે માંહોમાંહે લડી મરવા કરતાં ચુકાદો કરવાનું કામ ઈંગ્લાંડના રાજાને સોંપો તો ઠીક. આ વાત તેમને તથા સ્કૉટલાંડની પાર્લમેંટને પસંદ પડી. તેઓ થોડાક અમીરોને લઈ હરખાતા હરખાતા ઇનસાફ કરાવવા ચાલ્યા અને એડવર્ડ સામો જઈ તેમને સરહદ ઉપરનાં નૉરહૅમ અને બેરિક પરગણામાં મળ્યો. મુલાકાત થતાંજ તેમને માલમ પડયું કે આ તો એડવર્ડની ખંધાઈ છે. એણે કહ્યું કે હું અધિરાજદાવે તમારો ચુકાદો કરવાનો છું, તેથી તમારે પ્રથમ તો મારૂં સ્વામિત્વ સ્વીકારવું, તથા તમારા મોટા મોટા કિલ્લાઓ મને સ્વાધીન કરી દેવા. હવે સ્કૉટલાંડ ઉપર સ્વામિત્વનો હક ઈંગ્લાંડનો કાંઈક હતો ખરો, અને એક રાજા ઝલાઈ ગયો હતો ત્યારે જાહેર રીતે તેણે માન્ય પણ કર્યો હતો; પરંતુ એ પ્રાંત અત્યાર સુધી સ્વતંત્રજ હતો, અને ત્યાંના લોકને સ્વામિત્વનું નામ સાંભળીજ ગુસ્સો લાગતો હતો. તેથી શું કરવું તેનો આ લોકને મોટો વિચાર થઈ પડયો. ભરોસામાં તેઓ તો છઠાજ આવ્યા હતા, અને એડવર્ડ ( જે પોતાની જોડે જબરા જોદ્ધાઓ લઈને આવ્યો હતો ) તેણે તજવીજથી ધમકી પણ આપી કે તમે મારૂં સ્વામિત્વ કબૂલ નહિ કરો તો તમે તમારી જન્મભૂમિનું ફરીથી મોં જોવા પામવાના નથી. શું કરે બીચારા એ ઉમેદવારો, કે તેમની જોડે જે થોડાક અમીરો હતા તે ? આમ તેમ ગલ્લાં તલ્લાં મારી આખરે તેઓ નમ્યા.

**સ્કૉટલાંડની જીત**—જયારે બધા કિલ્લાનો કબજો લેવાઈ રહ્યો, અને તેમાં એડવર્ડે પોતાનું લશ્કર ભર્યું, ત્યારે એણે યૂરોપના પંડિતો

પાસેથી જોન બેલિયલ નામના ઉમેદવારની તર્ફનો શાસ્ત્રાર્થ મંગાવી મુકયો હતો તે જાહેર કર્યો. ( ઇ. સ. ૧૨૯૨. ) બેલિયલને આ રીતે રાજ તો મળ્યું, પણ લોકમાં બહુજ ધિક્કાર થયો. તેઓ તો પરદેશીની ઝુંસરી ફેંકીદેવા રાજાને હરઘડી ઉસ્કેરવા લાગ્યા, અને એડવર્ડનો હેતુ પણ એમજ કરાવવાનો હતો, કે લડીને બધો મુલક ખાલસા કરી નાખવાનું એને પૂરતું બહાનું મળે. એ મતલબથી બામુખા એને માઠું લગાડવા એ સહેજ સહેજ કામને સારૂ બેલિયલને લંડન બોલાવવા લાગ્યો. આથી એ અંતે કંટાળ્યો, અને ફ્રાન્સ સાથે ઈંગ્લાંડને લડાઈ થઈ તેનું ટાંકણું સાધી એણે ખુલ્લું બંડ ઉઠાવ્યું.

આ ખબર સાંભળતાંજ એડવર્ડ ફ્રાન્સ જવા નીકળ્યો હતો ત્યાંથી પાછો વળી સ્કોટલાંડ તર્ફ ધાયો, ને ડનબાર આગળ મોટી જીત મેળવી. ( ઇ. સ. ૧૨૯૬. ) બેલિયલ પકડાયો તેને કેદ રાખી એણે પોતાની આણ ફેરવી, અને મુલકના બંદોબસ્ત માટે એક સૂબો ત્યાં મુક્યો.

**વિલિયમ વૉલેસનો બળવો**–આ પુરુષનું નામ દુનિયામાં બહુજ પ્રસિદ્ધ છે. એણે આ સામે પોતાના દેશની લાજ રાખી. સ્કોટલાંડમાં ઈંગ્રેજો બહુ જુલમ કરવા લાગ્યા; પણ કોઈથી કાંઈ બોલી શકાયું નહિ, કેમકે અમીરો કુસંપી ને નબળા થઈ ગયા હતા. વિલિયમ વૉલેસ તો એક નાહીનો સરખો ગરાસીઓ હતો. દેશને દુઃખે એ દાઝી રહ્યો હતો તેવામાં એક દિવસ એ ગામ ગયો હતો, તે વેળા કહે છે કે એક ઈંગ્રેજ અમલદારે આવી એની બાયડીની આબરૂ લીધી, ને તેથી તે ભલી બાયડી એકદમ ગાંડી થઈ ગઈ. આ ગુનોહ છુપાવવા તે પાપીએ વૉલેસ બંડખોર છે, એમ કહી એનાં ઘરબાર પણ બાળી મુકયાં. વૉલેસ ગામથી આવીને જુવે છે તો બાયડી ગાંડી થઈ ગયેલી, ને ઘરબાર બાળી મુકેલાં. એજ વેળા તે “ હવે હું નહિ કે ઈંગ્રેજ નહિ ” એવી પ્રતિજ્ઞા કરીને એક તલવાર

લઈ ડુંગરામાં નીકળી પડયો.

થોડા વખતમાં આ બહારવટિયાની ચોગમ હાક વાગી રહી. હજારો બીજા મરણિયા એને આવી મળ્યા, અને તેઓ ભેગા થઈ ઈંગ્રેજોને કતલ કરી એક પછી એક ઘણાક કિલ્લા સર કરવા લાગ્યા. હવે અમીરો પણ લસ્કર લઈ એના હાથ નીચે આવીને ઉભા રહ્યા, અને સ્ટર્લિંગ આગળ એક મોટી લડાઈ થઈ તેમાં ઈંગ્રેજોને હરાવી દેશપાર કાંઢી મુકયા. આ રીતે આ એક માણસના પ્રતાપથી બધો જીતાએલો મુલક પાછો સ્વતંત્ર થયો.

એડવર્ડે આ માઠા સમાચાર સાંભળતાંજ એક લાખ માણસ ભેગું કર્યું, ને જેમ બને તેમ તાકીદે તે લઈને સ્કોટલાંડ પર તે ચડી આવ્યો. આ જોઈ વોલેસના લશ્કરમાંથી અમીરો એક પછી એક ભાગવા લાગ્યા, અને એમને મનાવવા સારૂ વોલેસે સરદારી છોડી ફક્ત એક સિપાહી દાખલ લડવાનું કબૂલ કર્યું. પણ જ્યાં આવા સ્વાર્થી ને નબળા સરદારો હોય, ત્યાં શી રીતે જય થાય ? એકલો વોલેસ શું કરે ! ફૉલ્કર્ક આગળ મોટી લડાઈ થઈ તેમાં સ્કોટલાંડની સંપૂર્ણ હાર થઈ. ( ઈ. સ. ૧૨૯૮. ) તોપણ રૈયત સહેજમાં તાબે થાય એવી નહોતી. ઈંગ્રેજી લસ્કર આવે ત્યારે તો તે નમી જાય ખરી, પણ તે પાછું વળ્યું કે તે પાછી હતી તેવી ને તેવી. આવી લડાઈ કેટલાક વરસ સુધી ચાલ્યા કરી, અને એડવર્ડ છેક કંટાળી ગયો. એણે જાણ્યું કે જ્યાં સુધી આ એક નર જીવતો છે ત્યાં સુધી એ દેશ કદી પણ પૂરેપૂરો મારે તાબે થવાનો નથી. તેથી એને પકડવાની બહુ મહેનત કરી, પણ ઘણા વખત સુધી કાંઈ વળ્યું નહિ. વાત કરતાં એ આ ડુંગરામાંથી પેલા ડુંગરામાં નાસી જાય, અને કોની તાકત હતી કે એનું પગલું પકડે. લોકોનો ભાવ એના ઉપર એટલો બધો હતો કે તે તો માથું જાય તોપણ બતાવે એવા નહોતા. આખરે એડવર્ડે ભારે લાલચો બતાવી, અને તેથી લોભાઈ એક હરામખોરે પોતાના ઘરમાં પરૂણો ઉતારીનેજ તેને ફસાવી દીધો.

વૉલેસ મરવા ભાગો બીહે એવો નહોતો. પકડાયા પછી એણે જરાએ નમણું આપ્યું નહિ, અને એડવર્ડે લંડન લઈ જઈ આ અમર દેશભક્તને જંગલી રીતે વેલ્સના રાજાની પેઠે રીબી રીબીને મારી નાંખ્યો. ( ઇ. સ. ૧૩૦૫. )

**રોબર્ટ બ્રૂસનો બળવો**—વૉલેસને મારી સ્કૉટલાંડનું રાજ્ય નિષ્કંટક કરવાની એડવર્ડે ધારણા રાખી હતી. પણ પરિણામ તો એથી છેક ઉલટું થયું. વીર પુરુષોના મરણથી પણ દેશને ફાયદોજ થાય છે, કેમકે તેના લોહીનો એક છાંટો પડેછે તેમાંથી બીજા અનેક વીર પુરુષો ઉત્પન્ન થાય છે. વૉલેસને માર્યો એ વાત સાંભળતાંજ આખો દેશ કકળી ઉઠયો અને તેની આગેવાની રોબર્ટ બ્રુસે લીધી. રોબર્ટ બ્રુસ એ જૉન બેલિયલની સાથે બીજો ઉમેદવાર હતો તેનો પૌત્ર થાય, અને હાલ તે બીજા બધા મરી જવાથી સ્કૉટલાંડની ગાદીનો ખરેખરો હકદાર હતો.

અત્યાર સુધી એ એડવર્ડના પક્ષમાં હતો. કહેછે કે ફૉલકર્કની લડાઈને દહાડે એ એકલો નદી કિનારે ફરતો હતો તે વેળા સામે કાંઠેથી વૉલેસે એને દીઠો, અને પૂછયું કે "કોણ, બ્રૂસ ?" એણે હા કહી. ત્યારે તેણે આશ્ચર્યયુક્ત તિરસ્કારથી કહ્યું કે તું ત્યાં ક્યાંથી ? પછીથી એણે દેશના દુઃખનો એવો ચિતાર આપ્યો કે બ્રુસ નીચેથી ઊંચું જોઈ શક્યો નહિ, અને ત્યાર પછી હરઘડી વૉલેસે જે કહ્યું હતું તેના ભણકારા એના કાનમાં વાગ્યા કરતા. વૉલેસ મૂઓ ત્યારે તો એના આત્માએ કહ્યું, " ઊઠ હવે તારો વારો આવ્યો, તું બેસી રહ્યો છે કેમ ? " એ એકદમ વેપ બદલી લંડનમાંથી નાઠો, ને સ્કૉટલાંડમાં આવી અમીરોને મળ્યો. તેમણે એને રાજ્યાભિષેક કર્યો, અને પછી સૌએ એકસંપ થઈ મુલકમાંથી ઇંગ્રેજોને હાંકી કાઢયા. ( ઇ. સ. ૧૩૦૬. )

એડવર્ડે તુર્તજ મોટું લશ્કર મોકલ્યું તેણે સ્કૉટ લોકોને ભારે કતલની સાથે હરાવ્યા. સઘળો મુલક પાછો ઇંગ્રેજોને હાથ ગયો, ને

બ્રૂસને પશ્ચિમ તર્ફના બેટોમાં નાસી જવું પડયું. ખરૂં જોતાં ઇંગ્લાંડ-ના બળ આગળ સ્કોટલાંડથી ટકી શકાય એમજ હતું નહિ, અને તેથી શિવાજીની પેઠે નાસભાગની લડાઈ કરવી એમાંજ કાંઈક આશા રહેલી હતી. આવી રીતની લડાઈમાં ખંત, ચપળતા ને સદા ઉમંગી સ્વભાવની ઘણી જરૂર છે. એ ગુણ બ્રૂસમાં પરિપૂર્ણપણે હતા, અને તે વડે આખરે એણે પેતાના દેશને સ્વતંત્ર કર્યોજ.

એડવર્ડ યુદ્ધકળામાં ઘણો સમજદાર હતો. તેણે જોયું કે બ્રૂસની આ ગત કોઈ દહાડો ખરાબ કરશે. તેથી એને સામટો છૂંદી નાંખ-વાને ઇરાદે મોટામાં મોટું લશ્કર ભેળું કર્યું, ને પોતે હવે જૈફ અને કાયલી થઈ ગયો હતો તોપણ તે લઈને પંડેજ ચડ્યો. પણ વાટે જતાં એનું શરીર વધારે બગડયું, ને કાર્લાઇલ મુકીને જરા આગળ વધ્યા કે એને ત્યાં પોતાનો દેહ છોડવો પડયો. (ઇ. સ. ૧૩૦૭.) સ્કોટલાંડ જીતવાનો મમત એને એટલો બધો હતો કે મરતાં મરતાં એ પોતાના છોકરાને આજ્ઞા કરી ગયો, કે આ મુલક જીતાય ત્યાં સુધી તું પાછો જઇશ મા અને મારા મડદાને ત્યાં સુધી ન દાટતાં એક પેટીમાં મુકી લશ્કરને મોખરે રાખજે. આ આ સલાહ પ્રમાણે વર્ત્યું હોત, તો સો વસા એડવર્ડનું ધાર્યું થાત ખરૂં. પણ એનું કહ્યું તો એની જોડે ગયું, ને કુંવર તો બાપને ભૂમિ-દાહ કરી થોડા વખત સુધી લડાઈનું ડોળ કરી આખરે પાછો વળ્યો.

**એડવર્ડની રાજનીતિ.**—પ્લૅન્ટૅજિનેટ કુળમાં આ રાજાને કેટલાક સૌથી મોટો ગણેછે, અને ખરેખર એ બહુજ બહાદુર ને ડાહ્યો રાજા હતો. એનો દેખાવ ભપકાદાર તથા બોલી ચાલી મીઠી હતી. જે વાત એના મનમાં આવતી તે પાર પડે ત્યારેજ તે જંપતો, અને તેની સાથે અવિચારીપણું જરાએ કરતો નહિ. એ જે ઘાટ રચતો તે પાકા અને દીર્ઘદૃષ્ટિના હતા. એનામાં રાજ્યલોભ એ મોટો દુર્ગુણ હતો, અને તેને લીધે વેલ્સ ને સ્કોટલાંડના સબંધમાં એણે ઘણો અન્યાય કર્યો, તથા ક્રૂર જંગલીપણું વાપર્યું. તો પણ પોતાની રૈયતને તો સારો

ઇન્સાફ આપવા એટલો બધો ખંતી હતો કે તે બાબતના કાયદા-ઓમાં એણે ઘણો સુધારો કર્યો; તથા ન્યાયાધીશો ઘણા લાંચિયા થઈ ગયા હતા તેથી એણે એકવાર બે સિવાય બધાને એકદમ બરતર્ફ કર્યા હતા. એ સજા કરવામાં એવો સખ્ત હતો, કે એના રાજમાં ગુનાહ પહેલાં કરતાં બહુ ઓછા થઈ ગયા.

આ પણ એક નોંધી રાખવા જોગ વાત છે, કે આવા અદલ રાજાના વખતમાંજ યાહુદીઓને દેશપાર કરવાનો કાયદો થયો હતો. અને તેનો થોડોઘણો અમલ છેક પ્રજાસત્તાક રાજ્ય થયું ત્યાં સુધી ઈંગ્લાંડમાં ચાલુ હતો.

પાર્લમેંટનો અંકુશ એને ગમતો તો નહોતો, પણ બાપના વખતના અનુભવપરથી જાણતો, કે ઇંગ્રેજી રૈયતને એ બાબત બહુ કનડવામાં સાર નથી. તેથી ખેંચાય ત્યાં સુધી ખેંચતો, ને નહિ તો પછી મુકી દેતો.

મોટો પટ્ટો એને ઘણીવાર મંજુર કરવો પડયો હતો. એક બે વાર એણે વગર રજાએ કર ઉઘરાવ્યા હતા. પણ અમીરો એવી અડ લઈને બેઠા કે આખરે એને એવો કાયદો પસાર કરવો પડયો, કે રાજાથી પાર્લમેંટની રજા વિના કર મુકી શકાયજ નહિ. આ ઉપરથી તમે જોશો કે એડવર્ડથી પણ એ બળવાન હતા, ને હકની બાબતમાં કોઈના પણ તેજમાં અંજાઈ જતા નહી.

## એડવર્ડ બીજો.

આ રાજા પહેલા એડવર્ડનો વડો પુત્ર થાય. પોતાનો બાપ મૂઓ કે તુર્તજ એ સ્કૉટલાંડનો બળવો ઊભો મુકી પાછો આવ્યો, એ વાત આગળ કહી ગયા; અને તે ઉપરથી તમને વિચાર તો થયો હશે, કે આ નવા રાજામાં શૂરાતન નહી હોય. તેમજ હતું. એ રાજા સ્વભાવે રાંક અને લડાઈટંટાથી કાયર હતો, પણ એને ખબર ન-હોતી કે આ દુનિઆમાં લડાઈટંટા દૂર કરવાનો રસ્તો કાંઈ કાયરપણું નથી. લડાઈથી કંટાળી એ ઈંગ્લાંડમાં આવ્યો, તો ત્યાં એના તાલુક-

દારો ક્યાં એને સુખે બેશી રહેવા દે એવા હતા ? અને આખા રાજ્યમાં અમીરોના બળવા ઉઠ્યા કર્યા અને આખરે તેમાં એનો જીવ પણ ગયો. પરંતુ એ બળવાઓનો હેવાલ આપતાં પહેલાં આપણે આ ઠેકાણે ભેગું ભેગું સ્કૉટલાંડનું શું થયું તે જોઈ લઈએ.

**બૅનોકબોર્નની લડાઈ.**—એડવર્ડ પાછો વળ્યો કે રોબર્ટ બ્રૂસે એક પછી એક કિલ્લાઓ લેવા માંડયા, અને પાંચ સાત વર્ષમાં ઘણોખરો મુલક પાછો એને હાથ આવ્યો. એડવર્ડ તો આ બધો તખત તાલુકદારોના ઝગડાઓમાંજ રોકાએલો હતો, અને હજી પણ તેમાંથી કાંઈ પરવાર્યો નહોતો; પરંતુ સ્ટર્લિંગના મોટા કિલ્લાને બ્રૂસે ઘેરો ઘાલ્યો હતો તેને તો એના હાથમાં બનતાં સુધી જવા ન દેવો જોઈએ કારણથી એણે સ્કૉટલાંડ ઉપર સ્વારી કરવાનો નિશ્ચય કર્યો. એડવર્ડે તૈયારી તો સારી કરી. વીણી વીણીને એક લાખ માણસ ભેગું કર્યું અને તે લઈ સ્કોટલાંડમાં પેઠો.

આ મોટું દળ આવતું સાંભળી બ્રૂસને વિચાર થઈ પડ્યો કે હવે કરવું શું ? એની પાસે તો ઘણામાં ઘણું ત્રીશ હજાર માણસ ભેગું થાય એમ હતું. પરંતુ સઘળા શૂરા, સંપીલા અને દેશાભિમાનથી ભરપૂર હતા. તેથી બ્રૂસે યુદ્ધ આપવાનો નિશ્ચય કર્યો, ને સ્ટર્લિંગથી દક્ષિણે થોડે દૂર આવેલાં સ્ટર્લિંગની વહારે આવનારને વટાવવુંજ પડે એવાં બૅનોકબોર્નના મેદાનમાં પોતાના સેનની ઉત્તમ વ્યૂહરચના કરી શત્રુની રાહ જોતો ઉભો. આ મેદાનની એક તર્ફ મોટા ડુંગરા, ને બીજી તર્ફ બે માઈલના પટવાળી ફ્રૉર્થ નદી આવેલીછે; અને વચમાં બૅનોક નામનું નાળું આડું આવેલુંછે તે ફ્રૉર્થ નદીને જઈ મળેછે, અને તે તર્ફ ઘણો કાદવ રહે છે. ડુંગરા તરફ એ નાળાને કાંઠે મોટું જંગલ ઊગેલું હતું. બ્રૂસે પોતાના લશ્કરને એ કાદવ ને જંગલના વચલા ભાગમાં બૅનોકને ઉત્તર કાંઠે ઊભું રાખ્યું, અને ઠાંઈ ગાળા રહ્યા ત્યાં ખાડા ખોદાવી તેપર ઝાડની ડાળીઓ પથરાવી દીધી.

આ વ્યૂહરચના એવી હતી કે સામાનું મોટું લશ્કર નકામું થઈ પડે; અથવા જો ભૂલથી ઘણાં માણસો આવી પડે, તો તેને માટે એક તર્ફ કળણુ અને બીજી તર્ફ ખાડા તૈયારજ હતા. ઘાટ ઘડયા પ્રમાણેજ ઊતર્યો. એ નેળ વટાવી બીજે રસ્તે તો જવાય તેમ હતું નહિ, તેથી નાળું ઓળંગી આખું સૈન્ય આ તરફ આવ્યું, અને આવતાની સાથેજ સાણુસામાં સપડાઈ ગયું. કેટલાક કાદવમાં કળી મૂઆ, ને કેટલાક ખાડામાં પડયા, તેને શત્રુએ વીણી વીણીને માર્યા. લશ્કર મોટું તેથી તેની ટુકડીઓ માંહે માંહેજ ગૂંચવાઇ પડી. તીરંદાજ, ભાલાવાળા ને તરવારીઆ, પાયદળ અને હયદળ, સઘળું સેળભેળ થઈ ગયું, અને ઇંગ્રેજી લશ્કરમાં મોટો ગભરાટ છૂટયો. આ જોઈ બ્રૂસે છેવટનાં હલ્લાં કર્યાં; ભારે ખૂનરેજી ચાલી, અને લાખ માણસનું લશ્કર ઘડી બેઘડીમાં પાયમાલ થઈ ગયું. (ઇ. સ. ૧૩૧૪.) જે થોડાક બચ્યા તેને નાસતાં ભોંય ભારે પડી, અને ફરીથી કેટલાંક વર્ષ સુધી સ્કૉટલાંડ તર્ફ નજર કરવાની પણ ઇંગ્લાંડની હિંમત ચાલી નહિ. આ યશસ્વી વિજયથી સ્કૉટલાંડ દેશ સ્વતંત્ર થયો તે છેક ઇ. સ. ૧૬૦૩ માં ત્યાંના રાજા જેમ્સને ઇંગ્લાંડની ગાદી વારસામાં મળી ત્યા સુધી છૂટો ને સ્વતંત્રજ રહ્યો.

**તાલુકદારોના બળવા.**—એડવર્ડે પહેલી પાર્લમેંટ મેળવી તેમાંજ અમીરો સામા થયા, ને કહ્યું કે તમારા માનીતા **પીયર્સ** ગૅવેસ્ટનને દેશપાર કરો. આ માનીતો નાલાયકજ હતો અને તે કુંવરને બદસલાહ આપે છે એમ જણાયાથી મોટા **એડવર્ડે** પણ તેને દેશનિકાલ કર્યો હતો. પાર્લમેંટની આ માગણીને ના તો ન કહેવાઈ, પણ દેશપાર કરવામાં એને **આયર્લાંડનો** સૂબો કરી મોકલ્યો, અને દોઢેક વર્ષમાં પાછો રાજાએ પોતાની પાસે બોલાવી લીધો. તાલુકદારોએ તુર્તજ પાછાં હથિયાર પકડયાં, અને ઘણીખરી રાજસત્તા પોતામાંના કેટલાકને સોંપી. પણ હજી આ બેવકૂફ

રાજા કાંઈ સમજ્યો નહિ. એણે ગેવેસ્ટનને ત્રીજીવાર પાછો બોલાવ્યો, અને ત્રીજીવાર અમીરો સામા થયા. આ વેળા તો તેમણે લેંકેસ્ટરના ડ્યૂકની સરદારી હેઠે એવો ખુલ્લો બળવો જ ઊઠાવ્યો કે રાજાને નાસવું પડ્યું, અને ગેવેસ્ટન પકડાઈ ગયો તેનો અમીરોએ શિરચ્છેદ કર્યો. (ઇ. સ. ૧૩૧૨.)

સ્કૉટલાંડમાં હાર ખાધા પછી તો એડવર્ડનો બધો ભાર ભાગી ગયો, અને તાલુકદારો સહેજ સહેજ વાતમાં એનો તુચ્છકાર કરવા લાગ્યા. આ સમે રાજાની પ્રીતિ ડીસ્પેન્સર નામના બાપ દીકરાપર ઘણી હતી. તરૂણ ડીસ્પેન્સર ચતુર અને સુજાણ પુરુષ હતો, પણ તાલુકદારોથી એ દેખી ખમાયું નહિ. તેમણે બંડ કરી લંડન લઈ લીધું, પાર્લમેંટ મેળવી, અને બન્ને ડીસ્પેન્સરને બરતર્ફ કર્યા. આ જોઈ એડવર્ડની આંખ ફાટી, માનીતાઓને પાછા બોલાવ્યા, ને લશ્કર લઈ બંડખોરોની પછાડી ધાયો. તેમણે સ્કૉટલાંડની સહાય લીધી, પણ રાજાએ તેમને હરાવ્યા. (ઇ. સ. ૧૩૨૨.) લેંકેસ્ટરને પકડ્યો અને તેને તેના પોતાના કિલ્લા આગળ આણીને ફજેતીની સાથે ફાંસીએ લટકાવ્યો. પણ "ઘર ફુટે ઘર જાય" એ કહેવત પ્રમાણે બીચારા એડવર્ડને થયું. એની કુભારજા રાણી રોજર મૉર્ટિમર નામે કોઈ અમીરની સાથે કુછંદમાં પડી અને તેની શીખવણીથી હાલ ખુલ્લી રીતે બંડખોરોનો પક્ષ કરવા લાગી. તે ફ્રાન્સમાં ગઈ હતી ત્યાંથી એણે ધણીને કહાવી મોકલ્યું, કે તમે ડીસ્પેન્સરને કહાડી મુકો તોજ આવું. રાજાને પૂછ્યા વિના કુંવર એડવર્ડનો વિવાહ કર્યો, અને તેના સસરા પાસેથી લશ્કર લઈ ઈંગ્લાંડમાં આવી બળવામાં સામેલ થઈ રાજાના બન્ને ભાઈઓ પણ તેમાં મળી ગયા. એકલો બીચારો એડવર્ડ શું કરે? તે વેલ્સમાં નાઠો ને બન્ને ડીસ્પેન્સર પકડાઈ ગયા, તેમને રાણીએ ફાંસી દીધી. રાજા વેલ્સમાંથી આયર્લાંડ જવા નીકળ્યો, પણ માઠા ભાગ્યે એના વહાણને પવને પાછું માર્યું, ને એ શત્રુઓના હાથમાં આવી ગયો.

( ઇ. સ. ૧૩૨૭. ) અને પાપણી રાણીએ એને એક કિલ્લામાં કેદ કર્યો અને કહેછે કે ત્યાં ધગધગતા સળીઆ પેટમાં ઘોંચી મારી નખાવ્યો.

---

## પ્રકરણ ૯ મું.

### પ્લેન્ટેજિનેટ રાજાઓ.

### એડવર્ડ ૩ જો અને રિચર્ડ ૨ જો: ઇ. સ. ૧૩૨૭ થી ૧૩૯૯.

---

**એડવર્ડ ત્રીજો**—અભાગીઓ એડવર્ડ પકડાયા પછી રાણીએ પાર્લમેન્ટ પાસે તેને પદભ્રષ્ટ કરાવ્યો, ને પોતાના કુંવરને ત્રીજો એડવર્ડ એ નામ આપી ગાદીએ બેસાડયો. ( ઇ. સ. ૧૩૨૭. ) એ રાજા હજી ચૌદ પંદર વર્ષનો હતો તેથી સઘળો કારભાર રાણી, એટલે પેલા પાપી મૉર્ટિમરના હાથમાં આવ્યો. ત્રણેક વરસ આમ ચાલ્યું એમાં એણે ઘણો જુલમ કર્યો, ને ઘણાને લૂટી પોતાની ઝાગીરો વધારી દીધી. સ્કૉટલાંડની સાથે લડાઈ ઊઠી તેમાં તો એણે હારી તેનું સ્વતંત્રપણું કબુલ કર્યું. અમીરો કાયર થઈ ફિતુરો કરવા લાગ્યા. મૉર્ટિમરે રાજદ્રોહનું તહોમત મુકી રાજાના કાકાને મારી નાંખ્યો, તેની ઝાગીરો જપ્ત કરી, અને પોતે હવે રાજાના જેવું ડોળ કરવા માંડયું. જુવાન એડવર્ડ આ બધું સાંખી રહે એવો નહતો. કેટલાક અમીરો સાથે મસલત કરી, જે કિલ્લામાં એના મા અને મૉર્ટિમર રહેતાં હતાં ત્યાં એકાએક રાતના ઘૂસી ગયો, તે બંનેને પકડી લીધાં, અને કાંઈ પણ વિધિવિના મૉર્ટિમરને ફાંસીને લાકડે લટકાવી દીધો, તથા પોતાની ભૂંડી માને જીવતાં સુધી એક કિલ્લામાં કેદ રાખી. ( ઇ. સ. ૧૩૩૦. )

**સ્કૉટલાંડ પાછું મેળવવાની મહેનત**—આ રાજા એના દાદા જેવો મહાકાંક્ષી હતો. બાળક છતાં પણ સ્કૉટલાંડ સાથે લડાઈ થઈ તેમાં તે ચડયો હતો. હવે પોતાના હાથમાં રાજ લીધા પછી એણે બે એક વર્ષ રાજનો બંદોબસ્ત કરવામાં કહાડયાં, અને પછી

સ્કૉટલાંડ સાથે પાછી લડાઈ ઊઠાવી. આ વેળા મોટો બ્રૂસ મરી ગયો હતો, ને તેનો પુત્ર ડેવિડ ગાદીએ હતો તે હજી નાની ઉમરનો હતો. તેથી એડવર્ડે બેલિયલના છોકરાને આગળ કર્યો. તે ફ્રાન્સમાંથી આવી લડ્યો ને રાજ લીધું; પણ તે એડવર્ડના પક્ષમાં છે એમ જણાતાંજ સ્કૉટ લોકોએ તેને થોડા અઠવાડિયામાં ગાદીપરથી હાંકી કહાડ્યો. એડવર્ડ એની વહારે ગયો, ને હેલિડન હિલ આગળ મોટી જીત મેળવી; પણ એનું લશ્કર પાછું વળ્યું કે લોકો પાછા હતા તેવાને તેવા–તેમણે નિશ્ચય કર્યો હતો કે પરદેશીને તાબે થવું નથી. આશરે છ વરસ એ લડાઈ ચાલી, પણ કાંઈ ફળ થયું નહિ, ને આખરે ડેવિડ પાછો ગાદીએ આવ્યો.

એડવર્ડે જોયું કે સ્કૉટ લોકોનો હવે ઘણો કેડો લેવામાં કાંઈ માલ નથી. વૉલેસ ને બ્રૂસની તાલીમ લઈ તેઓ દેશાભિમાનથી મસ્ત થયા હતા, અને હવે જીતાય તો શું પણ ઉલટો ઇંગ્લાંડપર ધસારો કરવા માંડ્યા હતા. એડવર્ડ જ્યારે ફ્રાન્સમાં જશના ડંકા કરી રહ્યો હતો, તે વેળા આ લોકે એક ભારે હુમલો કર્યો. પણ એડવર્ડની રાણી જેના હાથમાં આ સમે રાજની લગામ સોંપેલી હતી તેણે હિંમતથી બચાવ કર્યો, ને નેવિલ્સ–ક્રૉસની લડાઈમાં ફતેહની સાથે તેમના રાજા ડેવિડને કેદી પકડ્યો. ( ઇ. સ. ૧૩૪૬).

**સો વરસની લડાઈનો આરંભ**–સ્કૉટલાંડમાં ન ફાવ્યું તેનું વેર એડવર્ડે ફ્રાન્સપર લેવાનો ઠરાવ કર્યો. કેમકે સ્કૉટલાંડને ફ્રાન્સની મદદ હતી. ફ્રાન્સનો રાજા કેટલાંક વરસ થયાં મરી ગયો હતો અને તે વેળા તકરાર ચાલતી હતી, કે હવે એ ગાદીનો હક એની માની તર્ફથી એડવર્ડનો છે; પણ ખરૂં જોતાં એ હક બિલકુલ નાપાયેદાર હતો, ને એડવર્ડે પંડેજ નવા રાજાનું ૧૩૨૯ માં સ્વામિત્વ કબુલ કર્યું હતું. પણ આ સમે એણે તે જૂનો હક ઉકેલ્યો, ને ૧૩૩૮ માં ફ્રાન્સ ઉપર પહેલોવહેલો હુકમ કર્યો.

આ પ્રમાણે ફ્રાન્સ સાથે એક સેકા સુધીની લડાઈ ઉઠી, અને

ફળ એટલુંજ થયું કે બંને દેશ પૈસેટકે ખરાબ થઈ ગયા, અને ઇંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે એવો વેરભાવ બંધાઈ ગયો કે તે છેક હાલ સુધી ચાલતો હતો. એ સમે તો પોતાના બે ત્રણ રાજાએ ફ્રાન્સમાં જે ફતેહો મેળવી તે જોઈ ઈંગ્રેજો ફુલાઈને રાજી રાજી થઈ ગયા હતા. પણ હાલના દીર્ઘદૃષ્ટિવાળા પુરૂષો સમજેછે કે ફ્રાન્સ ઇંગ્લાંડથી બરાબર જીતાઈ ગયું હોત તો ઇંગ્લાંડની મહા દુર્દશા થાત. જો ફ્રાન્સ જીતાત તો ઇંગ્લાંડના રાજા પોતાની રાજધાની ત્યાંજ કરીને રહેત; અને રાજધાની પરદેશમાં હોવાથી કેટલા ગેરફાયદા છે તે ખુલ્લુંજ છે. મુસલમાનના જુલ્મી રાજથી હિંદુસ્તાન આબાદ થયું હતું તેનું કારણ એજ કે તેઓ આ દેશમાં રહેતા હતા, અને હાલ ઇંગ્રેજ જેવા અદલ રાજથી પણ કેટલોક નારાજીપો થાયછે તે એટલાજ માટે, કે અહિંના સઘળા મોટા અમલદારો વિલાયત-વાસી છે. પરંતુ આ કાળ અર્થવિદ્યાના વિચારનો નહિ પણ વીરરસના ઝડાકાનો હતો. આ લડાઈથી ઈંગ્રેજોનાં હથિયાર ઝળકયાં, યૂરોપમાં પંકાયાં, અને પ્રજામાં સ્વાભિમાન આવ્યું. આ વખતથી ફ્રાન્સના રાજા ઇંગ્લાંડપર સ્વામિત્વનો દાવોજ કરવો ભૂલી ગયા, અને હવે પછી ઇંગ્લાંડની યૂરોપના એક મોટા રાજમાં ગણત્રી થવા લાગી.

**ક્રેસીનું યુદ્ધ—ઇ. સ. ૧૩૪૬.**—આ વરસે ફ્રાન્સની લડાઈ બહુ જોરપર આવી. એડવર્ડ ૩૦૦૦૦ ત્રીશ હજાર માણસ લઈને ફ્રાન્સમાં ઉતરી પડ્યો, અને ચોમેર મુલકને ઉજડ કરતો કરતો પૅરિસ સુધી જઈ પહોંચ્યો. પણ એણે એ શહેરને ઘેરો ઘાલ્યો નહિ, કેમકે ત્યાં કિલ્લો બહુ મજબૂત હતો, અને તેની વહારે ફિલિપ રાજા આશરે સવાલાખ માણસ લઈ પાછળથી દોડયો આવતો હતો. તેથી એડવર્ડ સમજીને પાછો વળ્યો અને કૅલે શહેર ફ્રાન્સની કુંચી ગણાતું હતું તે લેવાનો પોતે વિચાર કરી તે તર્ફ ચાલ્યો. ફ્રેન્ચ લશ્કરે એની પૂઠ લીધી. આગળ ઈંગ્રેજ ને પાછળ ફ્રેન્ચ, એ રીતે કેટલા દહાડા સુધી દોડ ચાલી. એડવર્ડે જોયું કે હવે એ પકડી પડયાવિના

રહેવાના નથી, ત્યારે એણે પોતાનું લશ્કર વાટમાં ક્રેસીની ધાર આવી તે ઉપર ચડાવી દીધું. આ ધાર બચાવની લડાઈમાં જોઈએ તેવી હતી. શત્રુઓ ગમે તેટલા હોય પણ ટુકડી તોડીનેજ આવે તો અ-વાય. વળી વધારે રક્ષણને માટે એણે લશ્કરની ચોમેર ખાઈ ખોદાવી દીધી. આ રીતે કોડો બાંધી એણે પોતાનું સેન નીચે પ્રમાણે ગોઠવ્યું. તીરંદાજોને જંગલની અડોઅડ છેટે છેટે ઉભા રાખ્યા, અને પાછળ ભાલોડીયા તથા તરવારીયા પોતાની સોડે રાખ્યા.

હવે ફ્રેન્ચનું લશ્કર ત્યાં દોડતું આવી પહોંચ્યું. ફિલિપનો વિચાર તો થાક ખાઈ તાજા થયા કેડે બીજે દહાડે લડાઈ કરવાનો હતો, પણ ઉછાંછળા સરદારોએ માન્યું નહિ, ને આવી વેરણખેરણ હાલતમાંજ એકદમ હલ્લાં કર્યાં. તીરંદાજો ઘસાવડો કરે છે એટલામાં એક વરસાદનું ઝાપટું આવી ગયું, અને તેમના ધનુષ્યની પ્રત્યંચાઓ ભીંજાઈ ગઈ. તેથી તેઓ તીર ફેંકે તે નિશાન સુધી જાય નહિ, અથવા જાય તો તેને જોરથી વાગે નહિ. ઈંગ્રેજી તીરંદાજો તો ધીરજથી અત્યાર સુધી પોતાના ધનુષ્યને મ્યાનમાં રાખીને ઉભા હતા. તેમણે હવે પોતાના બાણનો મારો ચલાવ્યો. આ સમે ઈંગ્રેજ તીરં-દાજમાં સર્વોપરિ ગણાતા હતા; અને તેમની આગળ ફ્રેન્ચ તીરંદાજોથી ટકી શકાયું નહિ.

એ જોઈ પાછળથી ઘોડેસ્વારોએ મોખરે આવવા દોડ કરી, અને તીરંદાજો પાછા નાસતાં પોતાનાજ ઘોડાની લપટમાં આવી ઘણા ખરા માર્યા ગયા. હવે ઘોડેસ્વારનો વારો આવ્યો. ઈંગ્રેજોના સવા સવા વાર લાંબાં તીર તેમના ટોપ ને ઢાલ ઉપર ખણ ખણ કરીને અથડાય, ને ઘણાના પ્રાણ જાય. આખરે સ્વારોમાં બમણું ભંગાણ પડયું, ને ફરસી તથા ભાલાવાળા ઈંગ્રેજો તેમની ઉપર તૂટી પડ્યા. જેમ ખડકપર અથડાઈને મોજું અસ્ત વ્યસ્ત થઈ પાછું પડેછે, તેમ આ મોટું લશ્કર હારીને પાછું ઓસર્યું. હવે તલવારીઆઓએ તેમની પૂઠ પકડી, નાસતાં નાસતાં પોતાના પેદળપર પણ આવી પડ્યા, અને

તેથી ફ્રેન્ચની સેનામાં દોડાદોડ ને કચડાકચડી થઈ રહી. પાછળથી કાપાકાપ કરતું ઈંગ્રેજનું આખું લશ્કર તેમની ઉપર તૂટી પડયું, ફ્રેંચનું ૩૬ હજાર માણસ મૂકી, અને છેવટે ફિલિપને જીવ લઈ પેરિસ તરફ નાસી જવું પડયું.

આ લડાઈની આગેવાની એડવર્ડના વડા દીકરાને હાથ હતી, અને તેથી આ ફતેહનો ઘણો જશ તેને છે. એની ઉપર અંગ્રેજ લોકની બહુ પ્રીતિ થઈ અને તે લડાઈમાં કાળું બખ્તર પહેરતો હતો તેથી એનું "શ્યામ યુવરાજ" એવું નામ પડયું.

**કૅલે શહેરપર ઘેરો**—હવે એડવર્ડને કૅલે તરફ જતાં કોઈ જાતની દહેશત રહી નહિ. બીજે દહાડે જ ત્યાંથી તેભણી ચાલ્યો. પણ લોકોએ દરવાજા બંધ કરી લીધા એટલે ઘેરો ઘાલવાની જરૂર પડી. આ ઘેરામાં એક વરસ સુધી એડવર્ડનું કાંઈ વળ્યું નહિ તેથી એનો મિજાજ છેક તપી ગયો; અને એણે નિશ્ચય કર્યો કે મારે એ ગામના એકપણ માણસને જીવતું મૂકવું નથી. એવામાં આખરે દાણો પાણી તમામ ખુટી ગયો, ને લોકોને શરણે જવાની જરૂર પડી. એડવર્ડે જવાબ આપ્યો કે તમારામાંના છ આબરૂદાર ગૃહસ્થ પોતાની કોટે તાબરો બાંધી મારી આગળ નકલિસોટી તાણતા આવે, અને હું ફાંસી દઉં તો તેને ખુશીથી તાબે થાય, તોજ હું મારો ઠરાવ ફેરવી બીજા લોકને જીવતા મુકીશ. આ સાંભળી ગામમાં હાહાકાર થઈ રહ્યો. બીજાને સારૂ પોતે મરવા કોણ જાય ? પણ ઈશ્વરના લાલ એવા પણ કોઈ પોતાની મેળે નીકળ્યા, અને એડવર્ડની સામા આવી મરવાને ઉભા રહ્યા. આ જોઈ અંગ્રેજોને પણ એમ લાગ્યું કે આવા પરદુઃખ ભંજનને તો રાજા માફ કરે તો સારૂં. પણ ક્રોધાંધ એડવર્ડે કોઈનું માન્યું નહિ, અને ફાંસીનાં લાકડાં તૈયાર કરાવ્યાં. ચોતર્ફ ત્રાહે ત્રાહેનો પોકાર થઈ રહ્યો, પણ કોની તાકત હતી કે ખીજવાયેલા સિંહને વારે? તોપણ એડવર્ડની ભારેવાઈ રાણીએ જાતે ઘુંટણે પડીને રાજાની પાસે તેમનું જીવતદાન માગી લીધું અને એનાં ચોધાર આંસુથી

એડવર્ડનો કોપ પીગળ્યો અને તેણે રાણીનુ માન રાખ્યું, ને પેલા જણને આખરે છોડયા. ફ્લેંડર્સને એડવર્ડે અંગ્રેજોથી જ વસાવ્યું અ તેના વેપારવણજને માટે એવા ધારા બાંધ્યા કે તે થોડા સમયમાં આબાદ થઈ ગયું. પછી થોડાંક વરસ સુધી ફ્રાન્સ ને ઈંગ્લ વચ્ચેની લડાઈ બંને પક્ષવાળાએ સમજીને બંધ રાખી, કેમકે લડાઈ બંને દેશ પાયમાલ થઈ જવા આવ્યા હતા.

**પોઈટીયરનું યુદ્ધ.** ( ઇ. સ. ૧૩૫૬. )— મહેતલ પૂરી થ અને પાછી બન્ને દેશ વચ્ચે લડાઈ ચાલી. સ્કોટલોક બહુ મર પર આવી છેક ઈંગ્લાંડમાં ધસી આવવા લાગ્યા હતા તેથી આવ એડવર્ડ પોતે દેશમાં જ રહ્યો, અને બધી લડાઈ પોતાના યશસ્વી પુ શ્યામ યુવરાજને સોંપી. આ વેળા પણ આરંભમાં ઈંગ્રેજોએ ઝપા બતાવી દીધો. શ્યામ યુવરાજે દક્ષિણ તર્ફ હુમલો કરી ઘણો મુલ સર કરી લીધો, અને બોર્ડોમાં રાજધાની કરી ચોતર્ફ લૂટફાટ ચલ વવા લાગ્યો. આ પ્રમાણે લૂટફાટ ચલાવી પાછો વળતો હતો તેવા ફ્રેન્ચ લોકે આવી એને ઘેરી લીધો. ફ્રેન્ચ લશ્કર ૫૦ હજારનું હ અને શ્યામ યુવરાજ પાસે માત્ર ૮ હજાર માણસ હતાં. એ સઘળી લૂટ પાછી આપી લડાઈ પણ બંધ રાખવાની મરજી દેખાડ પરંતુ ફ્રેન્ચ રાજાએ તે માન્યું નહિ, યુદ્ધ કર્યા વિના છૂટકો જ ન એમ જણાવ્યું, ત્યારે શ્યામ યુવરાજે પોઈટીયર આગળ રણભૂ પસંદ કરી. વ્યૂહરચના ઘણીખરી ક્રેસીના યુદ્ધ જેવી જ હતી, અ ફળ પણ તેવુંજ થયું. ફ્રેન્ચ લોકે મોટી હાર ખાધી એટલુંજ નહિ પણ તેમનો જાનરાજા પકડાયો. એ પકડાયાની ખબર સાંભળતાં શ્યામ યુવરાજ સામો જઈ તેને માન સન્માનથી લઈ આવ્યો, અ ખાણાની વખતે એની ખુરસી પાસે ઉભા રહીને એણે ખવાર માફક સેવા બજાવી. પછી એને ઈંગ્લાંડમાં લઈ ગયા ત્યાં એડવ પણ એનું સારૂં સન્માન કર્યું. કેદી જોનરાજા આ સઘળાં સન્મા યોગ્ય જ હતો. એણે તો આ વખતે જે ખૂબી બતાવી તેવી આપ

પૌરાણિક ઇતિહાસ સિવાય કોઈપણ ઠેકાણે જોવામાં આવતી નથી. જીતાએલો મુલક તથા કેટલુંક નાણું આપવાની શરતે તે ફ્રાન્સમાં પાછો ગયો. આ કરાર લોકોએ કબૂલ કર્યો નહિ, અને તેથી એ સત્યવાદી રાજા પોતાની મેળે પાછો જઈ એડવર્ડનો કેદી થયો. એડ-વર્ડે આવા અપૂર્વ પ્રમાણિકપણાની કદર બરાબર જાણી હોત, તો આ ક્ષત્રીવટની વાર્તા વધારે રસિક થાત. એણે તો કાંઈ તેમ કર્યું નહિ, અને જોન મૂઓ ત્યાં સુધી તેને બંદીખાનામાં રાખ્યો. હોય, ભક્ત જક્તની રહેણી એક હોતી નથી: પણ આવું જાણવા છતાં ધર્મને માર્ગે વળગી રહેવું, એમાંજ ખરેખરી ખૂબી છે: જક્ત એજ ભક્તની કસોટી છે.

**છેવટ પરિણામ**—આ વેળા સ્પેનમાં કોઈ મહા જુલમી રાજા હતો તેથી તેની રૈયતે તેને મારી કહાડ્યો. તેણે આ દિગ્વિજયી શ્યામ યુવરાજની મદદ માગી. આવા અધર્મીનો પક્ષ પકડ્યો એ એણે સારૂં કર્યું નહિ, અને પરિણામે ફળ પણ ઈશ્વરે તેવુંજ દેખાડ્યું. એણે વિટોરિઆના મેદાનમાં મોટી જીત મેળવી, ને બીચારી સ્પેનની રૈયતને પાછો તે જુલમી રાજા કબુલ કરવો પડ્યો. પણ એ વખતથી શ્યામ યુવરાજને ક્ષયરોગ લાગ્યો, અને એ લડાઈનો ખરચ પૂરો કરવા ફ્રેંચ રૈયત ઉપર ઘણા જુલમ ભરેલા કર એને મુકવા પડ્યા. આથી મોટો ભડકો ઉઠ્યો. રોગથી શ્યામયુવરાજને તો ઇંગ્લાંડ જવું પડ્યું, ને જે સેનાપતિ રહ્યા તેમનાથી ફ્રેંચ રાજાની સામે ટકી શકાયું નહિ. એક પછી એક સઘળો જીતેલો મુલક જતો રહ્યો, ને ઇ. સ. ૧૩૭૪ માં સલાહ થઈ ત્યારે ઈંગ્રેજોના હાથમાં ફક્ત ત્રણ જ ગામ રહ્યાં—બોર્ડો, બેયોન, કેલે. આખી જીંદગીની સઘળી મહેનત આ પ્રમાણે બરબાદ થયેલી જોઈ એડવર્ડને મહા ખેદ થયો, અને તેમાં કાંઈ બાકી હશે તો તે પૂરૂં કરવા શ્યામ યુવરાજ સારો ન થતાં આખરે મુઓ.

આ મોટી લડાઈ એ ચલાવી હતી તો પાર્લમેન્ટની મંજુરીથી

તોપણ તેનો બોજો બહુ ભારે થઈ પડ્યો, અને હવે જ્યારે એ સઘળું ખર્ચ પાણીમાં ગયો એમ માલુમ પડ્યું ત્યારે લોકો બહુ કકળવા લાગ્યા.
આ બધી ગમી દૂર કરવા રાજાએ ધડપણમાં મોજમજા તરફ પોતાનું મન લગાડ્યું, પણ દિલના ઉંડા ઘા એમ શી રીતે રૂઝાય? આખરે ઇ. સ. ૧૩૭૭માં આ પ્રતાપી રાજા ૫૧ વર્ષ રાજ કરી ૬૫ વર્ષની ઉંમરે દેવલોક થયો.

એના રાજમાં પાર્લમેન્ટના હક વધ્યા તથા ઇન્સાફના કાયદા સુધર્યા, પણ એ વેળાની જનસ્થિતિનું વર્ણન આગળ આપવાનો વિચાર રાખીએ છીએ તેથી અત્રે એ વિષે અહીં કાંઈ વધુ બોલતા નથી.

**રિચર્ડ બીજો**—ગાદીનો વારસ શ્યામ યુવરાજ તો આ વેળા મરી ગયેલો હતો, તેથી તેના કુંવર રિચર્ડને ગાદીએ બેસાડ્યો. એની ઉમ્મર ૧૧ વર્ષની હોવાથી સઘળો કારભાર એના કાકાઓના હાથમાં આવ્યો. મોટો થયો ત્યારે એને એ સત્તા પાછી મેળવતાં ઘણી મહેનત પડી, અને પૂરેપૂરી કદી પણ આવી શકી નહિ. એનામાં ડહાપણ કે ઝાઝા રામ નહોતા, ને જુલમ કરતી વેળા પાછું ફરી જોતો નહિ. એ બધાનું ફળ એ થયું કે એણે રાજ ખોયું ને કમોતે એનો જીવ ગયો. એના કાકા ડ્યુક-ઓવ-લેંકેસ્ટરના કુંવર હેન્રીને કાંઈ કારણસર એણે દેશપાર કર્યો હતો, પણ કહ્યું હતું કે તારા બાપની સઘળી જાગીરો તને ભોગવવા દઈશ. વખત આવ્યો ત્યારે રિચર્ડ બાનાં કહાડવા માંડ્યાં તેવામાં હેન્રી આયર્લાંડમાં બંડ ઊઠ્યું હતું તેનો લાગ જોઈ ઈંગ્લાંડમાં આવ્યો અને તેને ઘણા અમીરો મળી ગયા. રિચર્ડ લાગલો ત્યાંથી પાછો વળ્યો, પણ આખો દેશ ઉલટેલો જોઈ બીહી ગયો, ને વગર લડાઈએ શરણ થવાની જરૂર પડી. પાર્લમેન્ટ મળી તેણે એને પદભ્રષ્ટ કરી કેદખાનામાં નાખવાનો હુકમ કર્યો, અને સઘળાએ એક મતે રાજગાદી લેંકેસ્ટરવાળા હેન્રીને આપી. (ઇ. સ. ૧૩૩૯.) એમ ધારવામાં આવ્યું છે કે બંદીખાનામાં ભૂખે મા

રિચર્ડનો થોડા વખતમાં એના શત્રુઓએ અંત આણ્યો.

**વૉટ ટાઇલરનું બંડ**—એ આ રાજ્યમાં પ્રજા સંબંધી જાણવા જોગ બનાવ છે. ફ્રાન્સને સ્કૉટલાંડ સાથે લડાઈઓ ચાલી તેમાં કાંઈ લાભ ન થતાં સોળ વરસની ઉંમરનાં સઘળાં સ્ત્રી પુરુષો ઉપર ભારે માથાવેરો મુકવાની જરૂર પડી. આ સમે વેરા ઇજારે આપવાનો ઇંગ્લાંડમાં ધારો હતો, તેથી દેશમાં ચોતર્ફ ઇજારદારો લોકોને પીડવા લાગ્યા, અને ત્રાહે ત્રાહેનો પોકાર ઊઠયો. વૉટ નામે એક ચાળો હતો તેની છોડીને સોળ વરસ થઈ ગયાં છે એમ કહી ઇજારદારના માણસે વેરો માગ્યો. એણે કહ્યું કે સોળ વરસ હજી નથી થયાં. તે ઉપરથી તે છકેલ માણસ પેલી કુમારિકાને બેઅદબીથી અડકયો. આ જોઈ રૂએ રૂએ વૉટને ક્રોધ વ્યાપી ગયો, અને હાથમાં હથોડો હતો તે વડે તે પાપીને તે ઠેકાણે પૂરો કર્યો. ગામના સઘળા લોકો પણ એની પાસે દોડી આવ્યા, ને સરકારના આવા જુલમની સામે તેમણે ખુલ્લું બંડ ઊઠાવવાનો નિશ્ચય કર્યો. તેઓ જેમ જેમ આગળ ચાલતા ગયા તેમ તેમ ગામે ગામથી લોકો આવીને તેમના લશ્કરમાં સામેલ થવા લાગ્યા. જ્યારે તેઓ લંડન આગળ જઈ પહોંચ્યા, ત્યારે તેમની સંખ્યા વધીને એક લાખ માણસની થઈ ગઈ હતી. કોઈના હાથમાં તરવાર તો કોઈના હાથમાં પાવડા, કોઈના હાથમાં કુવાડા તો કોઈના હાથમાં ભાલા; કોઈના હાથમાં તીરકામઠાં તો કોઈના હાથમાં દાતરડાંજ રહી ગયાં હતાં. આ રીતનું વિલક્ષણ પણ વિફરેલું સૈન જોઈને સરકાર પણ દબી ગઈ, ને તેમને ફોસલાવી પાછા વાળવાની જુક્તિ કરવા લાગી આ ટોળાના આગેવાનોને વતચિત કરવા બોલાવ્યા. તેમાં વૉટ રાજાની સામો એવા ચડી ચડીને બોલવા લાગ્યો કે બાળરાજાની જોડે લંડનનો મેયર વૉલ્વર્થ હતો તેણે ખંજર મારી તેનો ત્યાંજ પ્રાણ લીધો. આ જોઈ પેલું આખું સૈન કીકીયારી કરી ઉઠયું, ને બાળરાજાએ જો અસાધારણ સમયસૂચકતા ન બતાવી હોત તો તેના રાજનું બેશક તે વેળાજ મીંડું વળ્યું હોત. તે તુર્ત ઘોડો

દોડાવતો તેમની તર્ફ ગયો ને બોલ્યો કે " આવો, તમારો આગેવાન પડયો તો હું તમારો આજથી આગેવાન થાઉંછું. ચાલો, હું તમને ઇન્સાફ અપાવું." એમ કહી તે તેમને પાસેના ખેતરમાં લઈ ગયો, ત્યાં બેસાડી ત્હાડા પાડ્યા, ને જે જે છૂટો માગતા હતા તે આપવાનું વચન આપ્યું. અજ્ઞાન ગામડિયા લોકો ભોળા જ હોય છે. તેમણે જાણ્યું કે રાજા કહેછે તે પ્રમાણે કરશેજ. તોપણ એ રાજાએ તો તેમને આ રીતે પટાવી પાછા વાળી તુર્તજ પોતાના તાલુકદારોને બોલાવ્યા, અને તેઓ આવી રહ્યા કે તેમને આ બંડખોરોની પછાડી મોકલી આ ભોળા ગામડિયાઓનો ઘાણ કહાડી નંખાવ્યો.

આવી ચતુરાઈ રિચર્ડે જોટપણે બીજી કોઈ વખત બતાવી નથી, પણ જૂઠો ને જુલ્મી સ્વભાવ તો એનો એજ રહ્યો, અને આખરે એથીજ તે મૂઓ.

## પ્રકરણ ૧૦ મું.

### તેરમા તથા ચૌદમા સેકામાં ઇંગ્લાંડની ઉન્નતિ.

**વર્ણવ્યવસ્થા**—તેરમા સેકાને આરંભે ઇંગ્લાંડમાં ક્ષત્રી અને શૂદ્ર એવી બેજ વર્ણ હતી એમ કહીએ તો ચાલે ક્ષત્રી વર્ગ મહા બળવાન, શૂરો અને મદોન્મત્ત હતો. આ સમે યુરોપમાં પ્રેમ-શૌર્યભક્તિ પૂર્ણ જુસ્સાથી ચાલતી હતી તેના મદ તથા તરંગમાંજ તેઓ સદા ગુલતાન રહેતા. યુદ્ધ એજ તેઓ પોતાનો મુખ્ય ધર્મ સમજતા, અને બીજો કોઈ પણ ધંધો કરવો એ તેઓને મહા નીચ કામ લગતું.

ધંધાદારી લોકો, એટલે વસ્તીનો ઘણોખરો ભાગ શૂદ્ર વર્ગમાં ગણાતો, અને તેમની સ્થિતિ ગુલામગીરી કરતાં થોડીજ સારી હતી. જાગીરો વેચાય તેની સાથે ખેડુતો પણ ઢોર ઢાંખરની પેઠે બીજા ધણીને હાથ જતા, અને જાગીરદારો તેમની ઉપર જુલમ ગુજા-

રવાને ઘણું કરીને મુખત્યાર હતા. વસવાયા લોકપર ભારે વેઠ હતી. બીજા વેપારધંધા અનેક જાતના હતા, પણ તે કરનારને આબરૂ કે સ્વસ્થતા નહોતી.

કેટલાક શહેરના શાહુકારો ધનાઢ્ય હતા અને તેથી તેમનું કાંઈક માન હતું. પણ સત્તા કાંઈ નહિ ને ક્ષત્રીઓને રાજી રાખે તોજ રહેવાય. યાહુદી તો ગમે તેવો લખપતિ હોય, પણ અતિશૂદ્ર ગણાતો, ને તેના ઉપર કોઈ ગમે એવો જુલમ કરે તોપણ તેની કાંઈ દાદ કે ફર્યાદજ હતી નહિ. મતલબ કે આ વેળા બધી રૈયત દુઃખી, ગુલામીમાં, ને એક ક્ષત્રીજ સત્તાધારી હતા. ક્ષત્રીમા પણ ઘણું જોર ઝાગીરદારોનું હતું. તેઓ તો રાજાને પણ ભાગ્યેજ ગાંઠતા. તેમની પાસે મોટી મોટી લશ્કરી ઝાગીરો હોવાથી, એક ડચકારી વગાડે તો સેંકડો સિપાહીઓ આવીને તેમના વાવટા નીચે ઉભા રહે. આવા પાંચ દશ સરદારો ભેગા થાય, તો રાજાને પણ વિચાર પડે એમાં શી નવાઈ? રાજા પાસે પોતીકું લશ્કર તો આ સમે થોડુંજ હતું, અને આ સરદારોનું સમસ્ત લશ્કર તેજ રાજાનું મોટું લશ્કર હતું. તેથી રાજાઓ આ ઝાગીરદારોને પોતાના ભાયાત પ્રમાણે ગણતા, ને કેટલાક ખરેખરા ભાયાતજ હતા. રાજાને જે કામ કરવું હોય, તે પોતાના આ સરદારોને રાજી રાખે તોજ થાય. કદાપિ કોઈ રાજા વાંકો ચાલતો, તો આ ક્ષત્રીબચ્ચાઓ ટપ હથિયાર લઈને ઉભા થતા, અને તે વેળા તેઓ કેવા પરાક્રમ કરી શકતા તે તો તમે પાછળ આ બસો વરસનું વૃત્તાંત વાંચ્યું તે ઉપરથી બરાબર જાણી લીધું હશે.

જેની પાસે મોટી ઝાગીરો નહોતી, તે નાઈટ (Knight-ગરાસીયા) કહેવાતા. એ પણ જાતે ક્ષત્રી તેથી મૂળ તો અધિકાર ઝાગીરદારોના જેટલોજ હતો, પણ તે ધીમે ધીમે ઓછો થઈ ગયો હતો. કેમકે પંડે પોતાની નાની ઝાગીરોની દેખરેખ રાખે તોજ ગુજારો થઈ શકે એવી તેમની હાલત હોવાથી ઘડીએ ઘડીએ લડવું

કે રાજકારભારમાં માથું ઘાલવા લંડન દોડી જવું એ તેમને કેમ પરવડે ! પાર્લમેંટમાં બોલાવે, તોપણ તેઓ ભાગ્યેજ જતા; અને તેથી તેરમા સૈકાને આરંભે તેમના હક નહિ જેવા થઈ રહ્યા હતા. તે પણ તેમણે ક્ષત્રીવટ છોડી નહોતી. અસ્ત્રશસ્ત્રમાં જોઈએ તેવા કુશળ હતા. વખત આવ્યે હથિયાર પકડવાં એ પોતાનું કર્તવ્ય સમજતા હતા. તેથી રાજમાં તેમનીએ કાંઈક તો ગણના હજી હતી ખરી. એ કેવી રીતે વધી, અને આ ગરાસીઆઓમાંથી આગળ જે ગૃહસ્થ વર્ગ ઉભો થયો તેની સત્તા દેશમાં શી રીતે સર્વોપરિ થઈ પડી તે તમે ઇંગ્લંડનો ઇતિહાસ જેમ જેમ આગળ વાંચતા જશો તેમ તેમ તમને સમજાશે.

**પ્રજાસત્તાનો ઉદય ને વૃદ્ધિ**—ઉપર જે કહ્યું તે ઉપરથી તમને માલમ પડ્યું હશે કે તેરમા સૈકાને આરંભે ઇંગ્લાંડના ઘણા લોકો તો કેવળ સત્તા રહિત હતા, પણ તેના બદલામાં થોડા લશ્કરી જમીદારો રાજાને પણ હંફાવે એવા હતા. આ સમે યૂરોપના બીજા દેશોમાં જુઓ, તો તો તે ક્યારના પોતાના રાજાઓ સાથે આથડીને સ્વતંત્ર થઈ રહ્યા હતા; અને જોન, ત્રીજો હેન્રી, બીજો એડવર્ડ અને બીજો રિચર્ડ એ રાજાઓના રાજમાં તેમણે અહિંયા પણ થોડું મદોન્મત્તપણું બતાવ્યું નથી. પણ વિલિયમ વિજયીની દીર્ઘ દૃષ્ટિના પ્રતાપે તેઓથી રાજ તોડી સ્વતંત્ર તાલુકા સ્થાપન થઈ શક્યા નહિ. ઇંગ્લાંડના તાલુકદારો મૂળથીજ જાણતા હતા કે એમ તો આપણાથી થઈ શકવાનું નથી. અને તેથી સ્વતંત્ર થવાની ઉમેદ રાખવાને બદલે તેઓ માંહોમાંહે સંપ કરી રાજાને હમેશાં દાબમાં રાખવાની તજવીજ કરતા હતા.

નૉર્મન તાલુકદારો મૂળથીજ ડાહ્યા પણ હતા. પોતાની જાતનો અમલ જ્યાં સુધી પૂરેપૂરો ઇંગ્લાંડમાં જામ્યો નહોતો, ત્યાં સુધી તેઓ સંપૂર્ણ રાજભક્ત રહ્યા. એ સમે ગાદીને માટે કુંવરો વઢતા ત્યારે તેઓ વાજબી કે ગેરવાજબી કોઈનો પક્ષ ન લેતાં લડાઈ જેમ બને

તેમ પતાવીજ નાંખતા. સમાધાનીમાં પણ એવીજ શરત લાવતા કે એક મરે ત્યારે બીજો ગાદીએ બેસે. આમ કરવાનો હેતુ એ હતો કે નૉર્મન રાજના કકડા પડી જાય નહિ. તે છતાં ગાદીને માટે રાજકુવરો વઢી ન મરે એ હેતુથી તેમણે રાજપરંપરાનો એટલે, એક રાજા મરે તો તેની પછી તેનો વડો પુત્ર કે તેનો પુત્રજ ગાદીએ બેસે એવો રીવાજ જલદીથી પાડી દીધો. ત્રીજા હેન્રીના રાજમાં આટલા બધા બખેડા થયા હતા તોપણ તે મુઓ ત્યારે વડો કુંવર પેલેસ્ટાઇનમાં છતાં લોકોએ તેનીજ દવાઈ ફેરવી

આ વિચક્ષણ જમીદારોએ ઇંગ્લાંડમાં આવી જોયું તો તેમને માલુમ પડયું કે રાજાનો જુલમ અટકે અને લોકોની સ્વતંત્રતા જળવાય એવા કાયદા માજી રાજમાં સારા બંધાયા હતા. તે અમલમાં આણવાની શક્તિ એંગ્લો–સેક્સનોમાંથી જતી રહી હતી, અને તેથીજ તેમનું રાજ પડી ભાગ્યું હતું. પણ આ નૉર્મનો તો જેવા જોઈએ એવા શાણા, સંપીલા ને શૂરા હતા. તેમણે પહેલા હેન્રીના વખતથીજ રાજા પાસે કાયદા પ્રમાણે વર્તવાનું વચન લેવા માંડયુ હતું, ને તેરમા સૈકાના આરંભમાં તો જોન રાજા પાસે "મોટો પટો" લખાવી ઇંગ્લાંડના પ્રજાહકની જબરી કબુલત કરાવી લીધી.

આ 'મોટો પટો,' મેળવવાનુ માન આ ઝગીરદારોને જ છે. એમાં બીજા લોકોનો ભાગ કાંઇજ નહિ અથવા બહુ થોડો હતો. એ પટામાં હક તો આખી પ્રજાના ઘણે દરજ્જે મંજુર થએલા છે, પણ રાજસત્તામાં બીજા લોકને એથી કાંઈ ફાયદો થયો નહિ. એમાં મહાજનની સંમતિ લેવાનું કહ્યું છે; પણ મહાજન મળે તેમાં ઝાગીરદારો સિવાય બીજા કોઈ લોકને આવવાનો હજી અખત્યાર નહોતો. પ્રજાએ પસંદ કરેલા પોતાના પ્રતિનિધિઓ આવે, ત્યારેજ તે દેશનું મહાજન ગણાય, એવું જે હાલ પાર્લમેંટનું મુખ્ય લક્ષણ છે, તે હજી કોઈની સમજમાં નહોતુ. પણ એ મહાભારત કામ કરવાં પણ

ઈંગ્લાંડને ઘણી વાર લાગી નહિ. ઇ. સ. ૧૨૬૫ માં સાઇમન-ડિ-ઓન્ટફર્ડની મારફતે એ અમૂલ્ય હક ઈંગ્રેજી પ્રજાને મળ્યો. એ વખતથી ગરાસીયા અને કેટલાક મોટા મોટા શહેરના લોકો પોતાના પ્રતિનિધિ પાર્લમેંટમાં મોકલવા લાગ્યા, અને આ વખતથીજ ખરેખરી પાર્લમેન્ટ ઇંગ્લાંડમાં થઈ એમ ગણાય છે. રાજા અને ઝાગીરદારોના ઝગડાથી પાર્લમેંટને બહુ ફાયદો થયો. બંને પક્ષના મનમાં એમ રહેતું કે ગરાસીઆઓ આપણી તર્ફ રહે તો સારૂં. તેમાં ઝાગીરદારો તો વિશેષે કરીનેજ તેમની સહાયતા શોધતા, કેમકે તેઓ એકલા રાજાની સાથે આથડી શકે એટલા યૂરોપના તાલુકદારો જેટલા કોઈ જબરા નહોતા. રાજાને પણ જ્યારે નાણાંનો ખપ પડે, ને ઝાગીરદારો વાંકા થયા હોય, ત્યારે તેઓ પાર્લમેંટને ખુશ રાખતા.

પહેલાં તો ઝાગીરદારોની ભેળાજ પ્રજાના પ્રતિનિધિઓ પાર્લમેન્ટમાં બેસતા, પણ સને ૧૩૧૨ થી ૧૩૪૧ સુધીમાં તેઓ જુદા જુદા મકાનમાં બેસતા થયા, અને ત્યારથી " હાઉસ ઓફ લૅાર્ડસ"—અમીરોની સભા,—અને " હાઉસ ઓફ કૅામન્સ "—સામાન્ય લોકની અથવા આમની સભા,—એવાં નામ પડયાં. આમની સભામાં " સ્પીકર "—પ્રમુખ જેવો ઉપરી—પસંદ કરવાનો રીવાજ ઇ. સ. ૧૩૭૭ થી નીકળ્યો.

ત્રીજા એડવર્ડ રાજાએ પાર્લમેંટની રજા વગર કર ઉઘરાવવાની ઘણી તજવીજ કરી, પણ તે આવો પ્રતાપી હતો તોપણ તેમણે તેને કળેકળે નમાવ્યો. તેઓ ઝાગીરદારોની પેઠે લડવા તો નહિ નીકળતા, પણ જ્યારે રાજા એમ કરે ત્યારે તે કામ કાયદા વિરૂદ્ધ છે એમ ઠરાવ કરતા, વારંવાર અર્જીઓ મોકલ્યા કરતા, અને કોઈ અડીના વખતે હઠ લઈનેજ બેસતા કે અમારી ફરીઆદ નહિ સાંભળો તો અમે કર નહિ જ મંજુર કરવાના. કર મંજુર કરતાં આટલી પંચાત ઉઠાવતા એટલુંજ નહિ, પણ આપેલાં

નાણાં શી રીતે વાપર્યા તેનો પણ તેઓ ત્રીજા એડવર્ડના વખતથી હિસાબ માગવા લાગ્યા. આ રાજાના છેલ્લા ભાગમાં જે કાયદાઓ રાજાએ કર્યા તેના મથાળાપર એમ લખ્યું છે કે આ કાયદો અમીરો તથા આમની સભાની સંમતિથી કર્યોછે. વળી રાજા નઠારો ચાલે તો રાજાને ઠપકો દેવાને બદલે કારભારીઓ બદલવાની રીત કહાડી પ્રધાનોને કહાડી મુકવાનો આગ્રહ અમીરોનો તો મૂળથીજ હતો; પણ પાછળથી આમની સભાવાળા તેમ કરતાં શીખ્યા, અને તે કરવાની રીત સારી પકડી. બંડ ઉઠાવવાને બદલે નાણાંની મંજુરી જ ન આપે, અને તેથી આખરે રાજાને એમનું કબુલ કરવું પડે. વખતે રાજા બહુ જબરો ને મમતી હોય તો પાર્લમેંટની માગણી રદ પણ જાય. પણ વળી પાછો લાગ સાધી પોતાનું ધાર્યું મેળવે ત્યારેજ તેઓ જંપે. પાર્લમેટે કળેકળે કેવા હક મેળવ્યા છે તે જોતાં મધ્યમ વર્ગના ઇંગ્રેજોમાં કેટલો આગ્રહ છે તે બરાબર માલુમ પડે છે.

ચૌદમા સૈકાની છેવટે પાર્લમેંટની સત્તા આટલે સુધી વધેલી થઈ હતી. હજી તે ઝાગીરદારોની સત્તાના તેજ આગળ ઝંખવાઈ જતી એ વાત ખરી. ઘણીવાર તે રાજા કે બંડખોર તાલુકદારોની હાએહા જ ભણતી. બીજા એડવર્ડ કે બીજા રિચર્ડને પદભ્રષ્ટ કર્યો એ મદોન્મત્ત જમીનદારોનું જ કર્મ હતું, અને પાર્લમેન્ટનું તો માત્ર નામજ વગોવવાનું હતું. પણ નામને ખાતર પણ પુછવું પડે, નામની એ મંજુરી વિના કાંઈ થાય નહિ, એ તમે નાનો સુનો અખત્યાર સમજશો નહીં. એ ઉપરથી સાફ જણાય છે કે પાર્લમેન્ટ સૌને માથે છે એ મત તો અત્યારથી જ ઇંગ્લાંડમાં સ્થપિત થઈ રહ્યો હતો. આ રીતે મધ્યમ વર્ગના લોકની સત્તા રાજમાં ઉભી થઈ અને વધી. એ વર્ગ હજી નાનો હતો. ધંધાદારી તથા ખેડુત લોકોની સ્થિતિમાં કેટલોક સુધારો થયો હતો, તોપણ તેમની ઉપરના જુલમ તથા શૂદ્રતા ( જેને વિલનેજ—Villeinage કહેતા તે ) હજી દૂર થયાં નહોતાં. તેઓ મહા દુઃખી હતા, અને વોટ

ટાઈલરનું બંડ એ એક તેનુંજ પરિણામ હતું. શૂદ્ર લોકોએ પોતાના હકને માટે ઉઠાવણી કરવાનો ઇંગ્લિાંડના ઇતિહાસમાં પહેલવહેલો દાખલો એજ છે. બસેં બસેં વરસથી દેશમાં હકના પોકાર ઝાગીરદારો ને ગરાસીઆઓ પાડી રહ્યા હતા, અને નિરંતર તેને માટે હથિયારના ઝમકારા થયા કરતા હતા, તો તેની અસર કાંઈ પણ આ લોક પર થયા વિના કેમ રહે? તે પણ સ્વતંત્રતાની કીંમત ઓળખતા થયા હતા. હજી જબરદસ્ત ઝાગીરદારોની આગળ મધ્યમ વર્ગનાનુંજ પુરૂં ચલણ નહોતું. તો આ શૂદ્ર જાતિઓ બિચારી અજ્ઞાન શું કરી શકે? તોપણ આ બંડ વેળા એમનો પોકાર એજ હતો કે સઘળા માણસ સરખાજ છે, અને વળી ઉંચ ને નીચ તે ક્યાંથી થયા? ઠામ ઠામ તેઓ આ દૂહો બરાડતાઃ—

" જ્યારે બાવા આદમે, હળ ખેડયો નિજ હસ્ત;
ઈવે કાંત્યો રેંટિયો, ત્યારે ક્યાં હતો ગૃહસ્થ. "

શારીરિક મહેનત કરવી નહિ અને તે કરે તે નીચ એવું જે અભિમાન ગૃહસ્થ લોકો રાખતા હતા તે ઉપર આ સખ્ત ટાણો હતો.

**વિદ્યા ધર્મની સ્થિતિ તથા સુધારો**—લોક મહા વહેમી ને ધર્માંધ હતા. બગડી ગયેલો ખ્રીસ્તિ ધર્મ ચાલતો, ને તેનો મહારાજ રોમમાં રહેતો તેની સત્તા સઘળે ઠેકાણે મોટા મોટા ભૂપતિઓને પણ કંપાવતી. જોનના વખતમાં ઇંગ્લિાંડ ઉપર ખંડણી બેસાડી તે તો આપણે પાછળ કહી ગયા છીએ. પણ આ નવું લાકડું નીભી શક્યું નહિ, કેમકે લોકને તે ગમ્યું નહોતું. ભાગ્યેજ કોઈ રાજાએ ખંડણી ભરી, ને ત્રીજા એડવર્ડના રાજમાં તો કાયદો કરી પાર્લમેંટે એ વાત બંધ કરી. એજ રાજના પાછલા ભાગમાં એવો કાયદો થયો કે કોઈએ રાજ બાબત મહંતેશ્વરનો ફરમાન (papal bull) દેશમાં દાખલ કરવો નહિ. ધર્મગુરૂઓના ગુણ દોષની ચર્ચા કરતા પણ લોકો થયા હતા, કેમકે રાજકીય બાબતની સાથે ધર્મમાં એ કાંઈ કાંઈ સ્વતંત્ર બુદ્ધિ થવા લાગી હતી. ધર્મસુધારાનો પહેલો પોકાર પણ આજ વખતમાં વિકિલફ નામના સાધુએ ઊઠાવ્યો, અને

તેનું કહેવું તો સો વરસ પછી ધર્મસુધારકોએ જે વાત કરી તેના કરતાં પણ વધારે ચોકખું ને હિંમત ભરેલું હતું. એણે બાઇબલનું ભાષાન્તર પહેલવહેલું ઈંગ્રેજીભાષામાં કર્યું એ મોટું પરાક્રમ હતું, કેમકે એ વેળા સઘળી ધર્મક્રિયાઓ પણ લૅટિન ભાષામાં થતી, અને ધર્મ-પુસ્તકોનો દેશી ભાષામાં તરજુમો કરવો એ તો મહા પાપ એમ પાદરીઓએ બધા લોકને મનાવી મુક્યું હતું. પાદરીઓ આ સમે બહુ લોભી, લુચ્ચા, ઠગારા ને વિષયાસક્ત થઈ ગયા હતા. વિદ્યા તો આ કાળને અંતે દેશમાં થોડીજ હતી. પહેલાં તો કોઈને લખતાં વાંચતાં આવડતું નહિ, અને રાજાઓ તથા તાલુકદારો પોતાના નામની મહોર કોતરાવી રાખી, ખપ પડે ત્યારે સહીને ઠેકાણે છાપ પાડતા. પહેલો હેન્રી કાંઈક ભણેલો હતો તે એટલું નવાઈ જેવું લાગ્યું કે ' વિદ્વાન્ હેન્રી " એવીજ એની અટક પડી ગઈ. એ સમે કાંઈક વિદ્યા હતી, તે સાધુઓના મઠમાંજ; તોપણ કોઈ સાધુને ખરેખરા પંડિત થવું હોય, તો તો તેને ઇટલિ કે ફ્રાન્સની પાઠશાળાઓમાં જવાની જરૂર પડતી.

ચૌદમા સૈકામાં ઉપલા વર્ગના લોકોને ભણવા ઉપર રૂચિ થવા લાગી. પાછલા સૈકામાં દેશમાંના ઈંગ્રેજી થઈ ચુકી હતી તે હવે ખેડાણપર ચડી. ત્રીજા એડવર્ડના રાજમાં બે ઉત્કૃષ્ઠ પુસ્તકો રચાયાં, ને ઇંગ્રેજી ભાષાના સુધારાનો પાયો નખાયો. એક ઉપર કહ્યું તે પ્રમાણે વિકિલફે બાઇબલનું ભાષાન્તર કર્યું તે; અને બીજું ચૉસર કવિનું કાવ્ય. આ કવિની ગણના આજ પણ ઈંગ્રેજી ભાષાના સર્વોપરિ કવિઓમાં થાય છે, અને એનું કાવ્ય લોકો હેતથી ભણે છે. આજ રાજમાં સરકારી લખાણોમાંથી ફ્રેન્ચ ભાષા નીકળીને ઇંગ્રેજી વપરાવા લાગી. લૅટિન ભાષાનો અભ્યાસ વધ્યો. રૉજર બેકન નામના એક સાધુએ પદાર્થવિજ્ઞાન તર્ફ પોતાનું મન દોડાવ્યું, અને એમ કહેવાય છે કે પાછળથી કેટલાક સૈકા કેડે જે શોધો થઈ તે સર્વ એણે પણ કરી હતી; પરંતુ આસપાસના ઘાડા અંધકારને લીધે તે પ્રકટ થઈ શકી નહિ; અને ઉલટું ધર્માંધ લોકો તર્ફથી એને ઘણું દુઃખ ખમવું પડયું. એને માટે એટલે સુધી કહેવાય છે કે વરાળયંત્રનું એક ડોળીયું પણ એણે બનાવ્યું હતું.

# ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઈતિહાસ.

## भाग ३ जो: पंदरमो तथा सोळमो सको.

## પ્રકરણ ૧૧ મું.

### લેન્કેસ્ટર અને યૉર્ક કુળના રાજાઓ:
### ઇ. સ. ૧૩૯૯ થી ૧૪૮૫ સુધી.

**લૈંકેસ્ટર કુળનાં રાજાઓ**—ઇંગ્રેજોના ઇતિહાસમાં હક વિના ગાદી પચાવી પાડવાનો આ પહેલ વહેલો દાખલો બન્યો. બીજા એડવર્ડને જુલમથી પદભ્રષ્ટ કર્યો હતો, પણ એની પછી એના છોકરાને બેસાડયો એટલે કાંઈ ભારે અન્યાય જેવું દેખાયું નહિ. બીજા રિચર્ડને છોકરૂં તો હતું નહિ; પણ એની પછી હેન્રીનો હક હતો એમ કહી શકાય એમ નહોતું. હાલ તો એ ગાદીએ બેઠો ને કોઈ બોલ્યું નહિ, અને તેમ આગળ ૫૦-૬૦ વરસ સુધી એના કુળમાં એ ગાદી રહી, પરંતુ પછી મોટો ઝગડો ઉઠયો ને દેશમાં ભારે કાપાકાપી ઘણી મુદ્દત સુધી ચાલી. માટે આ સ્થળે જ એનો તથા સામાવાળાઓનો ઇંગ્લાંડના રાજ ઉપર કેટલો હક હતો તે આપણે જોઈએ.

**વંશાવલિ**—લૅંકેસ્ટરનો ડયૂક હેન્રી, જે હાલ ગાદીએ ચડી બેઠો, તે ત્રીજા એડવર્ડના ચોથા છોકરાનો છોકરો હતો. પહેલા ને બીજા છોકરાનો તો હાલ કાંઈ વંશ રહ્યો નહોતો એટલે તે તર્ફની કાંઈ હરકત નહોતી, પણ ત્રીજા કુંવર કૅલરન્સના ડયૂકની એક પુત્રી માર્ચના ડયૂકને પરણી હતી તેના છોકરાનો છોકરો આ વેળા હયાત હતો. એણે તો ગાદીનો હક આગળ ન કર્યો, અને

નિર્વંશ મરી ગયો. પણ એની બહેન એન યોર્ક કુળમાં પરણી હતી તેની રૂએ તે લોક પાછળથી રાજનો દાવો કરવા નીકળ્યા. બાકી યોર્ક કુળના ઠાકોરો જાતે તો એડવર્ડના પાંચમા કુંવરના વંશના હતા, પણ ત્રીજા કુંવરની તર્ફનો આ હક તથા ત્રણ કુળની દોલત તથા સત્તા મળવાથી આગળ જતાં તેઓ બહુ બળવાન થઈ પડ્યા.

**ચોથો હેન્રી**—નાહક ગાદીએ બેસનારના રાજમાં બંડ ફિતુરો થાયજ તેમ આ રાજમાં થયાં, પણ હેન્રીએ તે હિંમત તથા ચતુરાઈથી શમાવી દીધાં. એના રાજમાં એ સિવાય વિશેષ કાંઈ જાણવા લાયક નથી.

**પાંચમો હેન્રી**—બાળપણમાં આ રાજાએ જેટલું બદનામ મેળવ્યું હતું તેટલોજ તે ગાદીએ બેસી વખણાયો. એના બાપના વખતમાં, કહેછે કે, લુચ્ચા, લફંગા ને બહારવટીઆ લોકની સોબતમાં તે ફરતો. એક વેળા એનો કોઈ જુગારી સાથી ગુનાહમાં પકડાયો, ત્યારે તેને છોડાવવા પોતે કોર્ટમાં ગયો, અને એના ભલામણ ન માની, ત્યારે એણે જડજને ઉઠાવીને એક તમાચો માર્યો. તે જડજે પણ તુર્ત હુકમ કર્યો કે, " યુવરાજ, હું તમારા બાપનો આપેલો અધિકાર બજાવું છું; તેથી આ તમે મારું નહિ, પણ ખુદ મહારાજનું અપમાન કર્યું છે, અને તે માટે તમે પણ તમારા સાથી જોડે કેદમાં પધારો. " કુંવર સમજીને તુરત તુરંગમાં એક દહાડો ગયો, અને જ્યારે એ વાતની એના બાપને ખબર પડી ત્યારે તે હરખથી બોલી ઉઠ્યો કે, " ધન્ય છે મારા ભાગ્યને કે મને આવો હિંમતવાળો ન્યાયાધીશ મળ્યો છે. અને વળી વધારે ધન્ય છે ભાગ્ય મારાં કે મારો કુંવર આવું કાયદાને માન આપે છે. " આ અમર કીર્તિવાળા ન્યાયાધીશનું નામ ગૅસ્કોઈન હતું. આપણા દેશમાં આવા કામદાર, કુંવર કે રાજા હાલ કયે ઠેકાણે મળશે ?

ગાદીએ બેસતાંજ આ રાજાએ પોતાની ચાલ એકદમ સુધારી નાંખી. જૂના કામદારોને સન્માનથી કાયમ રાખ્યા, ને પોતાના ફક્કડ ગોઠીયાઓને એકાંતમાં બોલાવી કહ્યું કે "જાઓ, તમારી ચાલ સુધારો નહિ ત્યાં સુધી મને તમારૂં મો બતાવશો નહિ. એ દરમ્યાન ભૂખે ન મરો તેને સારૂ હું આ થોડી ખરચી આપુંછું તે લ્યો લેતા જાઓ." એમ કહી તેમને વિદાય કરી પોતે ડહાપણ ને નિષ્પક્ષપાતપણે રાજ ચલાવવા લાગ્યો.

ત્રીજા એડવર્ડના વખતથી ફ્રાન્સ સાથે જે લડાઈ સળગી હતી તેનું હજી સુધી સમાધાન થયું નહોતું. લડતાં બંને પક્ષવાળા થાકતા ત્યારે તે મોકુફ રાખતા અને વરસોનાં વરસ ચાલ્યા જતાં પણ લડાઈ ઉભીને ઉભીજ ગણાતી હતી. ફ્રાન્સનો રાજા આ સમે ઘેલો હોવાથી આ સમે રાજમાં બે મોટાં તડાં બંધાઈને એક બીજા સાથે મોટી મારામારી ચાલી રહી હતી. આ વધરાનો લાભ લઈ હેન્રીએ ફ્રાન્સ ઉપર સ્વારી કરી. એઝંકુરના મેદાનમાં બંને પક્ષના લસ્કરોની ભેટંભેટા થઈ (ઇ. સ. ૧૪૧૫), અને એમાં ફ્રેન્ચ લોકોએ પહેલાની પેઠેજ પોતાના મદને લીધે ભારે હાર ખાધી.

બે વરસ વચમાં આડા જવા દઈ જ્યારે જોયું કે માંહોમાંહે લડીને ફ્રેન્ચ લોકો છેક નબળા થઈ ગયા છે, ત્યારે એણે બીજી સ્વારી કરી, અને એ પેરિસમાં ગયો ત્યારે ફ્રાન્સના નિર્બળ રાજા ચાર્લસે એને તારનાર જેવો ગણ્યો. તેણે હેન્રીને પોતાની કુંવરી પરણાવી, તથા એને ફ્રાન્સનો રાજરક્ષક તથા પછીનો રાજા એ નામથી બધાએ કબૂલ કર્યો. (ઇ. સ. ૧૪૧૭) હવે તો એણે પેરિસ જ પોતાની રાજધાની કરી; નાણાંની જરૂર પડતી ત્યારે ઈંગ્લાંડ આવતો, ને નહિ તો ત્યાંનો ત્યાંજ રહેતો. અને અહિંયા તેને એક છોકરો થયો. આ રીતે ઇંગ્લાંડ એક ઉપરાજ્ય થઈ જવાની તૈયારીમાં હતું, પણ ઇશ્વરે એમ ધાર્યું નહોતું. એને

એકાએક ભારે મંદવાડ થઈ આવ્યો, અને પોતે જાણ્યું કે હવે ઝાઝા દિવસ હું કહાડવાનો નથી ત્યારે એ ડાહ્યા રાજાએ કુંવર મોટો થાય ત્યાં સુધી પોતાના એક ભાઈ બેડફર્ડને ફ્રાન્સનો તથા બીજા ભાઈ ગ્લોસ્ટરને ઈંગ્લાંડનો રાજરક્ષક નીમ્યો. આ રીતે રાજનો બંદોબસ્ત કરી ૩૫ વરસની નાની ઉંમરમાં અપૂર્વ કીર્ત્તિ મેળવી ઇ. સ. ૧૪૨૨ માં એણે પોતાનો દેહ છોડયો.

**છઠ્ઠો હેન્રી**—આ સમે ફ્રાન્સનું રાજ એવું સંપૂર્ણ હસ્તગત થઈ ગયું હતું, કે મહીના એકમાં ચાર્લ્સ રાજા મરી ગયો ત્યારે નાના હેન્રીને ફ્રાન્સનો પટ્ટાભિષેક થયો. એની ઉંમર ભાગ્યે આ વેળા બાર મહીનાની હશે, પણ બેડફર્ડ મહા શાણો ને પરાક્રમી પુરુષ હતો. ફ્રાન્સના મરનાર રાજાના કુંવરે ૭ મો ચાર્લ્સ એ પદ ધારણ કરી જે તોફાન મચાવવા માંડયું હતું તેનો એણે ખંતથી કેડો લીધો. સાત વર્ષ સુધી બેડફર્ડ ખાઈ પીને એની પાછળ એવો મંડયો રહ્યો કે હવે એને શરણ થવાની જરૂર પડશે એમ સઘળાને લાગ્યું, પણ એવામાં જોન ઑફ આર્ક એ નામની એક જુવાન કુમારિકાએ આગળ પડી બાજીનો બધો રંગ બદલી નાંખ્યો. એ બાઈ એક ગરીબ ખેડુતની છોકરી હતી. પરદેશીઓનો અમલ જોઈ એનો આત્મા એવો અકળાયો, કે એનું મન લહેરે ચડયું, અને પોતે પીર પેગંબરોને દેખવા લાગી. “ તું ઉઠ, ને ચાર્લ્સને રાજ્યાભિષેક કર ” એમ એના કાનમાં દરરોજ ગેબી ભણકારા વાગવા લાગ્યા, ને આખરે તેણીએ ચાર્લ્સના પાસે જઈ કહ્યું કે “ ફલાણા દેવળમાં આવી આવી રીતની તલવાર લટકે છે તે મને આપ, અને હું તારા થોડા લશ્કરને લઈ હમણાં ફતેહ કરી આવુંછું. ” એ તલવાર ચળકાવતી પુરુષના પોશાકે સોનેરી સાજના સુંદર ઘોડાપર સ્વાર થઈ પવિત્ર વાવટો ફરકાવતી તે થોડુંક લશ્કર લઈ ઑર્લીયન્સ શહેર ઉપર ઇંગ્રેજોએ ઘેરો ઘાલ્યો હતો ત્યાં દોડી પહોંચી. ( ઇ. સ. ૧૪૨૯. ) ઈંગ્રેજોએ ડરી જઈ એને માર્ગ આપ્યો, અને શહેરમાં જઈ એણે કિલ્લેદારોને કહ્યું “તમે

જોયા શું કરોછો ? ચાલો, મારી જોડે ઈંગ્રેજોની સામા." આ આવેશીટોળાંની સામા ઇંગ્રેજોથી ટકી શકાયું નહિ, અને ઘેરો ઉઠાવી તેઓ નાઠા. હવેથી એ બાઈનું ઓર્લીયન્સની કુમારિકા એવું નામ પડયું. તેણીએ ચાર્લ્સને રીમ્સ શહેરમાં લઈ જઈ પરંપરાની રીત પ્રમાણે રાજ્યાભિષેક કર્યો, ને પછી કહ્યું કે મારૂં કાર્ય હવે થઈ રહ્યું માટે મને પાછી મારે ગામ જવા દ્યો. પણ જેના નામને પ્રતાપે તો ગયેલી બાજી પાછી હાથ આવવા લાગી હતી, તેને તે કોણ વિદાય કરે ? હવે પછી કેટલીક લડાઇઓ થઈ તે બધીમાં ઈંગ્રેજો હાર્યા, અને ઈંગ્લાંડથી અણચિંતવી મદદ આવી પહોંચી નહોત તો બેડફર્ડ ગમે એવો બહાદુર હતો, તોપણ તેને પેરિસ છોડી નાસી જવું પડયું હોત. આ નવા લશ્કરે ઈંગ્રેજી પક્ષને કાંઈક ટકાવ્યો; અને દૈવયોગે પેલી કુમારિકા તેમના હાથમાં આવી ગઈ તેને તેઓએ ડાકણ છે એમ કહીને દુષ્ટતાથી જીવતીને જીવતીજ બાળી મૂકી. ( ઇ. સ. ૧૪૩૧. ) પણ આ ક્રૂરતાનું ફળ ધાર્યા કરતાં ઉલટુંજ થયું. તમામ ફ્રેન્ચ લોકોની આંખમાં ખૂનસ ભરાઈ આવ્યું, ટોળીઓ તોડી નાંખી તેઓ એકસંપ થઈ ગયા, અને સ્વદેશમમતાથી નાના ને મોટા સઘળા આ પરદેશીઓની સામા એવા જુસ્સાથી ઊઠયા કે ઈંગ્રેજોથી ટકી શકાયું નહિ. એવામાં શાણો ને શૂરો બેડફર્ડ મરણ પામ્યો ( ઇ. સ. ૧૪૩૫. ) હવે એક પછી એક ઈંગ્રેજોના હાથમાંથી મુલકો જવાજ લાગ્યા, અને ઇ. સ. ૧૪૫૧ માં કેલે શહેર સિવાય તેમની પાસે ફ્રાન્સમાં કાંઈ પણ રહ્યું નહિ.

આ પ્રમાણે ઝપાટાની સાથે પાછું ઈંગ્રેજોના હાથમાંથી ફ્રાન્સનું આવેલું રાજ જતું રહ્યું એનું એક કારણ તો એ હતું કે ઇંગ્લાંડના રાજકારભારમાં મહા કુસંપ અને અદાવત ચાલી રહી હતી. મરનાર રાજાએ તો રાજ્યરક્ષક એકલો ગ્લોસ્ટરનેજ નીમ્યો હતો, પણ પાર્લમેન્ટે તેની જોડે તેના કાકા બેડફર્ડને સામેલ કર્યો એ ખબરદાર પણ મહા લુચ્ચો ને ખટપટી હતો. આ બને રાજ્ય

રક્ષકોને મૂળથીજ અણબનાવ થયો, અને આગળ જતાં તો વેર એટલું બધું વધી ગયું કે એક બીજા ઉપર રાજદ્રોહનું તહોમત મુકી જીવ લેવા પણ એક બે વાર તૈયાર થયા. રાજા મોટો થયો પણ તેનામાં કાંઈ સત્તા આવી નહિ. તેની રાણી માર્ગરેટ પણ મહા મમતી અને લડાઈખોરી નીકળી. તે એક પક્ષમાં ભરાઈ ગઈ અને બંને ટોળીવાળા એક બીજાને મારવાનાંજ રાત દહાડો કાવત્રાં કરવા લાગ્યા. સામા પક્ષે ગ્લોસ્ટરને કેદ કર્યો, અને ત્યાં કોઈએ તેને મારી નાંખ્યો. આ જોઈ બીજા અમીરોને લાગ્યું કે આપણી જીંદગી આ રાજમાં સલામત નથી, કેમકે રાજામાં તો કાંઈ માલ નથી અને બળવાન ટોળીવાળા પોતાના શત્રુ ઉપર રાજદ્રોહનું તહોમત મુકી તેનો પ્રાણ લેતાં કાંઈ વાર લગાડતા નથી. રાજાને માથે કરજ બહુ વધી ગયું હતું અને તેથી પાર્લમેન્ટ પણ બહુ બૂમ પાડવા લાગી હતી. નીચલા લોકોએ તો એક પરગણામાં બંડ ઉઠાવવાની પણ હિંમત ચલાવી હતી.

**ગુલાબની લડાઈઓ**—આવો લાગ જોઈ યૉર્કના ડ્યુક રિચર્ડે તજવીજથી વાત ચલાવવા માંડી કે રાજપર ખરો હક મારો છે. એણે પાછલા રાજમાં નિમકહલાલીથી નોકરી બજાવી હતી, અને આ રાજમાં પણ ફ્રાન્સમાં ઘણી બહાદુરીથી લડ્યો હતો; પરંતુ આ સમે એણે જોયું કે હવે આ રાજાનું ટકું ઘણા દહાડા નીભે એમ નથી, અને હું મુકું છું તેટલું મારૂં જાય છે. તે છતાં એણે પ્રથમ તો રાજસુધારાનીજ માગણી કરી, પણ તે લશ્કર લઈ ભેગું કરી ખુલ્લી તરવારે જ. એ વેળા એનું કાંઈ ફાવ્યું નહિ ને પોતાના તાલુકા-માં પાછા જવું પડ્યું. એવામાં ભોગજોગે રાજા ગાંડો થઈ ગયો, અને તેથી પાર્લમેંટને સમજાવી માર્ગરેટ ના કહેતી રહી ને રાજ-કારભાર એણે પોતાના હાથમાં લીધો. ( ઇ. સ. ૧૪૫૪. ) પાછલા કારભારીને કેદ કરી એણે પોતાનો પહેલો હાથ દેખાડ્યો. પણ વર્ષેક દહાડામાં રાજા સારો થવાથી તે છૂટયો અને યૉર્કને હજુરમાંથી નાસી જવું પડ્યું. એણે પોતાના તાલુકામાં જઈ લશ્કર ભેગું કર્યું,

ને તેને લઈ રાજનો સુધારો કરો એમ બોલતો લંડન તરફ આવવા લાગ્યો. રાજા કેટલુંક લશ્કર લઈ સામો ગયો, પણ સેન્ટ આલ્બન્સના મેદાનમાં જે લડાઈ થઈ તેમાં તે હાર્યો અને પકડાયો. ( ઇ. સ. ૧૪૫૫. ) પણ માર્ગરેટ રાણી વહાર લઈને આવી અને યોર્કને ઉત્તરમાં નસાડી મુકયો. આ વખતથી ઈંગ્લાંડમાં તલવાર નીકળી તે ૩૦ વરસ સુધી પુરેપૂરી મ્યાન જ થવા પામી નહિ. હવે પછી બે પક્ષ વચ્ચે જે જે લડાઈઓ થઈ તેનું વર્ણન કરવા બેસીએ તો તેનો પાર આવે તેમ નથી. એટલી લડાઈઓ છતાં એ ટંટાનો નિકાલ જલદીથી આવ્યો નહિ, કેમકે ઇંગ્લાંડના તમામ લોકો કોઈ યોર્ક તો કોઈ લેંકેસ્ટર પક્ષમાં સામેલ થઈ લડવાને બાહેર પડ્યા હતા. જેમ જેમ માણસો મરતાં ગયાં તેમ તેમ વેર ને અંટસ વધતો ગયો, અને પછી તો એક બીજાને મારૂં મારૂં એમ બંને પક્ષવાળા ઝંખવા લાગ્યા. રણસંગ્રામમાં સામા આવે તેને તો વીણી વીણીને મારતા જ, પણ જે પકડાય કે તાબે થાય તેને પણ દુષ્ટતાથી કાપી નાખતાં વાર લગાડતા નહિ. ઘરમાં બેઠેલાને પણ પકડી મંગાવી રાજદ્રોહી ઠેરવી જોતા જોતાં ફાંસીને લાકડે લટકાવી દેતા. નિરપરાધી નાનાં બાળકને પણ પકડી રહેંસી નાંખતાં આ સમે એકે પક્ષવાળાને જરા પણ દયા આવતી નહિ. આ દારૂણ દેશવધરાને " ગુલાબની લડાઈઓ " કરીને કહે છે, કેમકે લેંકેસ્ટર પક્ષની ધજા ઉપર રાતું ને યોર્કની ઉપર ધોળું ગુલાબનું ફૂલ ચીતરેલું હતું. આ લડાઈમાં ઘડીમાં યોર્કની જીત થાય, તો ઘડીમાં લેંકેસ્ટરની. રાજા કેટલીકવાર કેદ પકડાયો, ને કેટલીક વાર રાણીએ છૂટો કર્યો. તે કેદમાં રહ્યો તો પણ રાણીએ પોતાના છોકરાને નામે લડાઈ જુસ્સાથી જારી રાખી. રિચર્ડ છેવટે એક લડાઈમાં પડ્યો ( ઇ. સ. ૧૪૬૦ ), તોપણ યોર્ક પક્ષવાળાએ તેના છોકરા એડવર્ડને આગળ કરી માર્ગરેટને હરાવી, અને ઇ. સ. ૧૪૬૧ માં તેને લંડનમાં લઈ જઈ રાજ્યાભિષેક કર્યો.

**યોર્ક કુળના રાજાઓ : ચોથો એડવર્ડ**—એ હવે રાજા કહેવાયો, પણ બે પક્ષની લડાઈઓ હજી તેવીને તેવીજ જોશપર રહી. માર્ગરેટ રાણી મહા જુસ્સાવાળી, બહાદુર ને ખંતી હતી. તેણીએ તુર્ત જ ફિઠાવણી કરી, પણ તેમાં હારી ત્યારે થોડા દહાડા સબૂર પકડી ફ્રાન્સ ને સ્કોટલાંડની મદદ લઈને તે પાછી આવી. હેક્સામ આગળ ( ઇ. સ. ૧૪૬૪ ) એક મરણીયા લડાઈ થઈ તેમાં લેંકેસ્ટર પક્ષના બહુ જ માર્યા ગયા અને ઘણા વખત સુધી તેઓ માથું ઉંચું કરવા પામ્યા નહિ. એ પક્ષના બધા લોકો કપાઈ ગયા અથવા તેમને દેશ છોડીને નાસી જવું પડયું. આથી કાંઈક સ્વસ્થતા થઈ કે ચોથા એડવર્ડે પોતાની અધમ વિષયાસક્તિની લગામો છૂટી મૂકી, ને એનું દરબાર એક મોટી અનીતિનું સ્થળ થઈ પડયું. નીચ કુળની એક વિધવા ઉપર મોહિત થઈ તે તેને પરણ્યો, અને તેનાં સગાંવહાલાંને મોટા માનમરતબા આપી રાજમાં વધાર્યા.

આ જોઈ વૉરિકનો અર્લ જે યૉર્ક પક્ષનો મોટો સ્તંભ હતો અને જેણે પોતાના આ સમયનાં પરાક્રમોથી "રાજા કરનારો" એવું ઉપનામ મેળવ્યું હતું તે વંકાયો, અને તેની સાથે રાજાનો ભાઈ કૅલરન્સ પણ સામેલ થયો. વોરિકે કૅલેમાં નાસી જઈ ત્યાં પોતાની કુંવરી કૅલરન્સને પરણાવી, અને ત્યાંથી એકાએક ધસી આવી રાજાને કેદ કર્યો. પણ એનું શું કરવું તેનો એ વિચાર કરે છે એટલામાં રાજા તુરંગમાંથી નાઠો અને વૉરિક તથા કૅલરન્સને ફ્રાન્સમા નાસી જવાની જરૂર પડી. ત્યાં જઈ માર્ગરેટ રાણી જોડે વૉરિક ભળી ગયો અને તેના કુંવર એડવર્ડને પોતાની બીજી કન્યા આપી તેને ગાદીપર બેસાડવાનું માથે લીધું. મોટું લશ્કર લઈ એ લંડનપર ચડી આવ્યો અને રાજાના ઘણાખરા અમીરો નારાજ થયેલા હતા તે એને મળી ગયા. તેથી લડાઈ કર્યા વિના ચોથા એડવર્ડને પોતાનો જીવ લઈ હોલાંડમાં નાસી જવું

પડયું. " રાજા કરનારે " તુરંગમાંથી કહાડી છઠ્ઠા હેન્રીને પાછો ગાદી ઉપર બેસાડયો ( ઇ. સ. ૧૪૭૦ ) ને શરત પ્રમાણે રાજનો વહીવટ પોતે તથા કેલરન્સ ચલાવવા લાગ્યા. બે ત્રણ મહિના પછી ( ઇ. સ. ૧૪૭૧ ) પાર્લમેંટ બોલાવી, તેણે આ ગોઠવણ મંજુર કરી.

પણ આ વાતને થોડા દહાડા નહિ ગયા એટલામાં એડવર્ડ પાછો કેટલુંક લશ્કર લઈને ચડી આવ્યો, અને કેલરન્સ વગેરે કેટલાક યૉર્ક પક્ષના સરદારો પાછા સમજીને તેને મળી ગયા, કેમકે તેમણે જોયું કે આ તો આપણે ઘરની ફૂટે ઘર ખોયું. આ યુદ્ધમાં વૉરિક મરાણો અને લૅંકેસ્ટર પક્ષની સઘળી આશાઓ અસ્ત થઈ ગઈ. તોપણ માર્ગરેટ પાછળથી આવી પહોંચી તેણે બીજી લડાઈ આપી. પરંતુ તેમાં એનાં સઘળાં માણસો માર્યાં ગયાં, કુંવર કાં તો યુદ્ધમાંજ પડયો કે તેમ નહીં તો પકડાઈ ગયો અને પછી તુરત તેને પૂરો કરવામાં આવ્યો. માર્ગરેટને તેના ભાઈ ફ્રાન્સના રાજાએ પૈસા આપી છોડવી, અને બિચારો રાંક છઠ્ઠો હેન્રી રહ્યો તેને કેદખાનામાં નાંખ્યો, ત્યાં કેટલેક દહાડે તે ઘણું કરીને કમોતે મરણ પામ્યો.

હવે એડવર્ડ નિર્ભય થયો અને તેની સાથે એના કસાઈવેડા ઉલટા વધ્યા. સામાવળીયામાંના તો સઘળાને એણે કાંઈ પણ બોલવા ન દેતાં મારી નાંખ્યા. કોઈની ઉપર જરા શક આવ્યો કે તેનું આવી બન્યું; અને તે વેળા તે પારકા કે પોતાના પક્ષનો છે તેનો પણ એ વિચાર રાખતો નહિ. એ મહા ગુમાની ને ઘાતકી થઈ ગયો. પોતાના ભાઈ કેલરન્સને પણ વગર વાંકે (કહે છે કે) દારૂના પીપમાં ડુબાવી મારી નાંખ્યો. ( ઇ. સ. ૧૪૭૮. ) આ રીતે લોકો કાયર કાયર થઈ રહ્યા હતા એવામાં એ પાપી મૂઓ ને લોકોએ હરખથી એના છોકરાના નામની દુવાઈ ફેરવી. ( ઇ. સ. ૧૪૮૩. )

**પાંચમો એડવર્ડ**—આ બિચારૂં તેર વરસનું બાળક તો ગાદીએ આવ્યું તે મરવાને માટેજ. એના કાકા રિચર્ડને રાજ્યરક્ષક ઠેરવ્યો હતો તેજ એનો ભક્ષક થઈ પડયો. એણે એ બાળરાજાની માને કેદ કરી, ને મામાને ફાંસી દીધો. પછી પોતે રાજા થઈ બેસવાની એણે તજવીજ આરંભી. લૉર્ડ હેસ્ટિંગ્સ નામનો એનો મિત્ર આ ન્યાયમાં સામેલ નહિં થયો તેથી એ મારો જીવ લેવાને જાદુ કરાવે છે એવું ઢોંગથી તહોમત મુકી તેને મારી નખાવ્યો. પછીથી એના મળતીયાઓએ એડવર્ડ રાજા પરણ્યો તે પહેલાં તેણે બીજી કોઈ સ્ત્રીને પરણવાનું વચન આપેલું હતું અને તેથી તેનાં લગ્ન ધર્મના કાનન પ્રમાણે રદ બાતલ હોઈ એ લગનના આ કુંવરો વારસ થવા માટે નાલાયક હતા એમ કહી, તેમજ ચોથો એડવર્ડ અને કલેરન્સ એ બંને એમના બાપના પેટના નહીં પણ રિચર્ડ જ તેનો ખરો પુત્ર હતો એવું ખોટું આળ આગળ કરીને ભર પાર્લમેંટની તર્ફથી રિચર્ડને રાજા થવાની વિનંતિ કરી, અને તે એણે આનાકાનીથી સ્વીકારી. (ઇ. સ. ૧૪૮૩.)

એમ કહેવાય છે કે ગાદી ઉપર બેઠા પછી તુર્તજ એણે કિલ્લામાં મારા મોકલી પેલા એ બિચારા બાળકોને ઉંઘતા મારી નખાવ્યા અને છાનામાના ત્યાંજ દટાવી દીધા.

**રિચર્ડ ત્રીજો**:—ઉપલા દુષ્ટ કામથી લોકો એને રાક્ષસ જેવો ગણવા લાગ્યા, અને યૉર્ક પક્ષમાં બે મોટાં તડ પડયાં. લૅંકેસ્ટર-વાળા તો ફ્રાન્સમાં રહ્યા રહ્યા લાગ શોધ્યા જ કરતા હતા, અને હાલ તેમણે તુર્ત જ પોતાના સરદાર રિચમંડના અર્લ હેન્રીનો ચોથા એડવર્ડની કુંવરી સાથે વિવાહ કરવા માંડયો કે કોપેલો અર્ધો યૉર્ક પક્ષ તો તેમની તર્ફ આવે. આ સાંભળી રિચર્ડે (એમ કહેવાય છે કે) પોતાની રાણીને ઝેર દેવડાવી મારી નાંખી અને પોતે આ કુંવરીને પરણવાની મહેનત કરી. પણ એ રાજકન્યા પોતાના ભાઈઓના ખૂનીની સાથે તે કેમ પરણે? એનો વિવાહ તો રિચમંડ

સાથે જ થયો. લૅંકેસ્ટર પક્ષ જોરપર આવ્યો, બીજા અમીરો પણ કેટલાક ફરી ગયા, અને ઇ. સ. ૧૪૮૪ માંજ તેમણે પાછી ઉઠાવણી કરી. એ વખત ફાવ્યું નહિ, પણ બીજી વખત તેઓએ મોટો હુમલો કર્યો. રિચર્ડ સામો જઈ બૉસ્વર્થ ફીલ્ડ આગળ બહાદુરીથી લડ્યો, પણ એના લશ્કરમાં દગો થવાથી એની હાર થઈ અને પોતે રણને મોખરે લડતાં લડતાં જ પડ્યો.

રિચર્ડ રાજા શરીરે ખુંધો, ઠીંગણો ને સ્વભાવેમહા દુષ્ટ કહેવાય છે. એ બુદ્ધિવાન હતો ખરો અને ગાદીએ બેઠા પછી તો એણે ન્યાય ને ડહાપણથી રાજ ચલાવ્યું. એનો અમલ ટુંકો ફક્ત બે વરસનો–ફેલફિતુરથી ભરપૂર હતો, તોપણ કેટલાક વ્યાપાર-વૃદ્ધિના એણે સારા કાયદા બાંધ્યા, અને સરકારી 'એક્ટ' છપાવી પ્રકટ કરવાનો ધારો પણ એના વખતથી જ નીકળ્યો. એ ઘણી રીતે ઓરંગજેબ જેવો હતો, પણ એ દેશકાળ એવો નહોતો કે ત્યાં એવા માણસ હિંદુસ્તાનની પેઠે ફાવી શકે. એના શા હાલ થયા તે આપણે ઉપર જોયું.

## પ્રકરણ ૧૨ મું.

### ટ્યૂડર વંશના રાજાઓ : હેન્રી ૭ મો.

**રાજપર હક:**—લૅંકેસ્ટરના મૂળ ઠાકોર જૉનઑફ્ગૉટનો રાખેલી સ્ત્રીથી જે વેલો ચાલ્યો હતો તેને બીજા રિચર્ડે તથા પોપે સશાસ્ત્ર ઠેરવ્યો હતો, પણ તેમાં એટલો અપવાદ નાખ્યો હતો કે રાજપર હક નહિ. આ વેલામાં એની પ્રપૌત્રી થઈ તે સાતમા હેન્રીની મા લાગે. વળી પાંચમા હેન્રીની વિધવાને પુનર્લગ્નથી પુત્ર થયો હતો તે એનો બાપ થાય. આ રીતે બન્ને તર્ફથી એનો હક હતો પણ વાંધા પડતો જ, પરંતુ લૅંકેસ્ટર કુળમાં કોઈ બીજુ રહ્યું નહોતું એટલે તે લોકે તો એને એક મતથી પોતાનો અધિરાજ

માન્યો હતો. યોર્ક કુળમાં પણ ચોથા એડવર્ડની એક કુંવરી સિવાય બીજું કોઈ પણ હયાત નહોતું, અને તેની સાથે તો હેન્રીના વિવાહ થયા હતા એટલે એ પક્ષવાળાએ પણ એને ખુશીથી રાજા દાખલ કબુલ કર્યો.

**ગુલાબની લડાઈનું પરિણામ**—હેન્રીને બધાએ ખુશીથી આવકાર આપ્યો તેનું કારણ એક એ પણ હતું કે પાછલા દેશવિગ્રહથી લોકો કાયર કાયર થઈ રહ્યા હતા. એ લડાઈએ એટલી બધી મોંકાણ માંડી હતી કે આ સમે શોક સંતાપ વિનાનાં ઇંગ્લાંડમાં થોડાં જ ઘર હશે. અમીર વર્ગનો તો એ લડાઈથી સાબટો ઘાણ જ નીકળી ગયો હતો. ફક્ત રાજવંશીઓ લઈએ તો આ ત્રીશ વરસની લડાઈમાં ૮૦ એક જણ માર્યા ગયા હશે, અને તાલુકદારો કેટલા મૂઆ તેનું તો લેખું જ નહિ. ઘણા અમીરોને ત્યાં તો તાળાંજ દેવાયાં હતાં. આ મહાભારત મરાનું એક મોટું પરિણામ એ થયું કે અત્યાર સુધી જે આટલો બળવાન ને મદોન્મત્ત હતો તે અમીર વર્ગ હવેથી ઇંગ્લાંડમાં બહુ નરમ પડી ગયો, અને માથામાંથી તાલુકદારીનો પવન કહાડી નાખી તે રૈયતની દાખલ જ રહેવા લાગ્યા. આ કારણથી પ્રથમ તો રાજાઓ નિરંકુશ થઈ ગયા ખરા અને પ્રજાને ઘણી પરાધીનતા વેઠવી પડી, પણ પાછળથી ઘણો ફાયદો થયો, કેમકે તાલુકદારોની હિમાયત જતી રહેવાથી હવે આખી પ્રજાને પડે રાજા સાથે તજવીજથી આથડવાના જરૂર પડી, અને તેમાં દિનપરદિન કસાઈને તે એવી બળવાન થઈ, કે છેવટે રાજની સર્વોપરિ સત્તા આમની સભાના જ હાથમાં આવી. પણ અલબત્ત પહેલાં સોએક વરસ સુધી તો પાર્લમેંટ નહિ જેવીજ થઈ રહી, અને આ આખા ટ્યૂડર કાળમાં રાજાઓએ જે આપઅખત્યારી ભોગવી છે તેવી પહેલાં કે પછી ઇંગ્લાંડનો કોઈ પણ રાજા ભોગવી શક્યો નથી.

**રાજાનો જુલમ તથા મરણ.**—સાતમા હેન્રીએ પોતાનો અમલ બેસાડવા જુલમ કરવામાં કાંઈ મણાં રાખી નહિ. તે યોર્ક

પક્ષવાળાનું નિકંદન જ કરવા મંડયો, અને પોતાના જૂના દોસ્તો ઉપર પણ જરા વહેમ જતાં તેને પણ ઠાર મરાવતો. આથી દેશમાં બંડફિસાદ બહુ ઉઠયાં, તેમાં બે બહુ જબરદસ્ત હતાં, કેમકે તેમાં બે જૂઠા વેશધારી હકદારોને જ લોકોએ આગળ કર્યા હતા. પણ હેન્રી મહા ખબરદાર હતો. એણે ડહાપણ અને મહેનતથી તે બંને બંડને શમાવી નાખ્યા અને પછીથી સમજીને લોકોની પ્રીતિ થાય એ રીતે વર્ત્તવા લાગ્યો. તોપણ એનામાં પૈસાનો લોભ બહુ હતો અને તેથી મૂઓ ત્યાં સુધી તે તજવીજથી લોકોને બહુ દંડતો. ઇ. સ. ૧૫૦૯ માં એ મરણ પામ્યો ત્યારે જેટલો ખજાનો નીકળ્યો તેટલો કોઈ પણ ઇંગ્લાંડના રાજાએ ભેળો કર્યો નહોતો. એના રાજમાં તોલ માપ આખા દેશમાં એક થયા એ એણે એક મોટું દેશોપયોગી કામ કર્યું. હાલ પણ વિલાયતમાં ઘણું કરીને તે જ ચાલે છે.

**સોળમો સૈકો**—હાલને સુધારે યુરોપને ચડાવનાર અને જગતમાં એને છેક નવો જૂનો કરી નાખનાર નામીચો સોળમો સૈકો હવે શરૂ થાય છે. યુરોપનો મધ્યકાળ પૂરો થઈ હવે અર્વાચીન કાળ બેઠો. સોળમો સૈકો યુરોપના ઇતિહાસમાં મહા અગત્યનો છે. યુરોપના સુધારાએ હાલનું વલણ આ વખતથી પકડયું. પંદરમા સૈકાએ આ પ્રતાપી કાળની આગળથી તૈયારી કરી રાખી હતી. સુધારાનું મૂળ જે છાપવાની કળા તે ગટનબર્ગ નામના પુરુષે જર્મની-માં કહાડી, અને તેને ઇંગ્લાંડમાં વિલિયમ કૅકસટને ઇ. સ. ૧૪૭૯ ની સાલમાં આણી. સોએક વર્ષથી પ્રાચીન વિદ્યાનો અભ્યાસ વધવા લાગ્યો હતો, અને છાપાની મદદથી તે વાયુ વેગે આગળ ચાલ્યો. હવે વાંચવુંલખવું એ ઉપલા વર્ગમાં સાધારણ થઈ પડયું, અને કેટલાક તો ખરેખર મહા પંડિતાઈને પહોંચવા લાગ્યા. આજ પર્યંત સરસ્વતી બીહીને ધર્માલયોમાં ભરાઈ બેઠી હતી તે હવે બહાર નીકળી, અને સંસારમાં ઝળાંઝળાં થઈ રહ્યું. હવે લોકો પોતે પોતાની મેળે વિચાર કરતા ને વખતે ધર્મગુરુઓના કાન પકડાવે એવા થયા. શું

ફરી ગયા છે એમ ન પૂછતાં ખરૂં શું છે તેની હવે તપાસ કરવા લાગ્યા. જૂનું માટે જ સારૂં એ વિચાર નાશ પામ્યો, ને નવા તર્ફ મનની અભિરુચિ દોડી. આ વૃત્તિને ઉત્તેજન મળે એવા મોટા સાંસારિક બનાવો પણ એ સમામાં બહુ બન્યા. બંદુકના દારૂની શોધ લાગવાથી પ્રાચીન યુદ્ધકળાઓ નિરૂપયોગી ઠરી ચૂકી, ને નવીજ રીતિના ધડાકા સંભળાવા લાગ્યા. આથી તાલુકદારી હયદળ કરતાં પ્રજાકીય પાયદળ રણક્ષેત્રોમાં વધારે બળવાન ઠર્યું અને તાલુકદારોની સત્તાની તેમ તેમની પ્રેમશૌર્યભક્તિની ભાવનાની આ કારણથી ઓસરતી થઈ. વળી હોકાયંત્રનો શોધ થવાથી દરિયાની ખેડ બહુ જ વધી. ફિરંગી લોકોએ કેપ-ઓફ-ગુડ-હોપને રસ્તે હિંદુસ્તાનમાં આવવાનો માર્ગ ખોળી કહાડયો, અને તેથી વેપારના નવાજ માર્ગ ખુલ્લા થયા. કોલંબસે " નવો મહાદ્વીપ " શોધ્યો ત્યારથી તો નવી જ ભૂમિ, નવાજ લોક, નવી વનસ્પતિ, નવાં જાનવરો, અને સઘળું જ નવું નવું યૂરોપના જોવામાં આવ્યું. નવાએ તો સ્પેનને ન્યાલ જ કરી દીધું હતું. ત્યાં સોનાના ઢગેઢગ આવતા જોઈ આખું યૂરોપ મહા ચંચળ ને સાહસિક બની રહ્યું. આ સમે યૂરોપની વૃત્તિઓ નવલોહિયા જુવાનના જેવી ઉછળતી અને ઉમંગી થઈ ગઈ—જાણે જીર્ણોદ્ધાર પામી તેણે નવો જન્મ જ લીધો હોય. હવે યૂરોપની આંખ આગળથી ભૂતનો પડદો જતો રહ્યો, ને ભવિષ્યનો ઝળકવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

### ટ્યૂડર વંશ : હેન્રી આઠમો.

---

**આઠમો હેન્રી**—આ નવા જમાનાની અથવા સ્વાર્થી રજોગુણની મૂર્તિ હતો. એ આ વેળા ભરજુવાનીમાં, ફાંકડો, ફક્કડ ને ચતુરસુજાણ હતો. ગાદીએ બેઠો કે તુર્ત જ બાપનો મોટો ખજાનો ઉડાવવા માંડી નાચરંગ ને તમાશાઓથી ઇંગ્લાંડનું દરબાર દીપાવી મૂક્યું. પ્રથમ તો રહેમદિલી પણ સારી બતાવી. જે બીચારાઓને

સાતમા હેન્રીએ લૂટી લીધા હતા તેને તેની માલ મિલકત પાછી આપી, ને જે દુષ્ટ કારભારીઓને હાથે એવા જુલમ વર્ત્તાયા હતા તેને પકડી મંગાવી ફાંસીએ લટકાવી દીધા. તેથી આ નવા રાજાને જોઈ રૈયત તો રાજી રાજી થઈ ગઈ. એનામાં મમત, મિજાજ, આપખુદી, કઠોરતા વગેરે જે મોટા દુર્ગુણો હતા તે પાછળથી પ્રકટ થયા.

ફ્રાન્સ સાથે લડાઈ કરવાનો વિચાર તુર્ત કોડીલા હેન્રીએ કર્યો અને ઇંગ્રેજો તો એ કીર્તિના સદા ભૂખ્યાજ હતા તેથી જેટલા પૈસા માગ્યા તેટલા ખુશીથી આપ્યા. આ લડાઈમાં હેન્રીએ કાંઇ સારું પરાક્રમ કર્યું હોય એમ તો જણાતું નથી પણ ઠમઠમાટ ને ડોળ ભારે હતાં. આ લડાઇ અચકાતી અચકાતી ને માંદી માંદી વીશેક વર્ષ ચાલી, પણ તેથી ફાયદો તો માત્ર એટલોજ થયો કે હવેથી યુરોપના રાજમામલામાં ઇંગ્લાંડનો મત પૂછાવા લાગ્યો. આ સમે સ્પેનનું રાજ મહા બળવાન થઈ પડવાથી ફ્રાન્સને તેની સાથે ઘણી હરીફાઈ લાગી રહી હતી. એવામાં જર્મનીની પાદશાહી ખાલી પડી, અને તેને માટે એ બંને દેશના રાજાઓ ઉમેદવાર થયા. સ્વાભાવિક રીતેજ એ દરેકના મનમાં એમ રહેતું કે હેન્રી મારા પક્ષમાં ઉતરે તો બહુ સારૂં. અને એવે સમે મોંઘાસોંઘા થઈ પોતાનો ભાવ વધારવો એ કામમાં તો રજોગુણી હેન્રી મહા પ્રવિણ હતો.

છ રાણીઓ—આ રાજાએ એક પછી એક છ રાણીઓ કરી અને કેટલીકને તો મારી જ નાખી, એ આ રાજાની હકીકતમાં મહાનિંદ ને ત્રાસદાયક વાત છે. સાતમા હેન્રીએ સ્પેનની રાજકન્યા કેથેરાઇન જોડે પાટવી પુત્રને પરણાવ્યો હતો, પણ તે તો ભોગજોગે પરણ્યા પછી થોડા વખતમાં મરી ગયો. તે ઉપરથી લોભી હેન્રીએ તેનું પુનર્લગ્ન પોતાના બીજા દીકરા આ આઠમા હેન્રી જોડે કરાવવા ચાહ્યું, આ ગોઠવણ કુંવરને ઠીક લાગી નહિ. કેમકે ખ્રીસ્તી લોકોમાં સાળી કે ભોજાઈ સાથે લગ્ન કરવાનો ભારે પ્રતિબંધ છે. પણ સાતમા હેન્રીએ વગ લગાડી પોપની ખાસ પરવાનગી મેળવી, અને પછી

કુંવરે કાંઈ વાંધો લીધો નહિ. ગાદીએ બેઠા પછી પણ આઠમો હેન્રી આ સ્ત્રી સાથે હેતપ્રીતથી ૧૮ વરસ સુધી સંસાર માંડીને રહ્યો. પણ આ સમે એ રાણીના સખી મંડળમા એન બોલેન નામની એક સુંદર નવયૌવનાને રાખી હતી તેને જોઈ લંપટ હેન્રીનું મન ચળ્યું- તેને વશ કરવાને એણે ઘણી જુક્તિ કરી, પણ ફાવ્યો નહિ. ત્યારે આખરે તેની સાથે પરણવાનો મનસુબો કર્યો. પણ ખ્રીસ્તી ધર્મ પ્રમાણે એક ઉપર તો બીજી બાયડી થાય નહિ. તેથી આ નિર્દય ધણીએ પોતાની લાંબી મુદતની નિમકહલાલ રાણીને છેડો ફાડી દૂર કરવાનો નિશ્ચય કર્યો, અને તે માટે પોપની આગળ ઢોંગથી કરગરવા લાગ્યો કે આ ધર્મવિરુદ્ધ લગ્ન મારા આત્માને મહા દુઃખ દેનારૂં થઈ પડયું છે અને ગાદીવારસ પુત્ર જોઈએ તે થતો નથી તેથી ઈશ્વર પણ આવાં લગ્ન તર્ફ નારાજ જણાય છે માટે તમે તેને રદ કરો. પોપને મોટો વિચાર થઈ પડયો કે હવે કરવું શું? એક તો એ મોટા અન્યાયની વાત હતી, બીજું પાછલા પોપેજ એ લગ્ન કરવાની છૂટ આપી હતી, અને સૌથી મોટી હરકત તો એ હતી કે એમ કરે તો સ્પેનનો રાજા કે જર્મનીનો પાદશાહ થયો હતો તે કૅથેરાઇનનો ભત્રીજો હોવાથી તેના સાથે લડાઈ થાય. માટે એણે તો આ વાત લંબાવી ફિડાવવા માંડી. આથી કામાતુર રાજા ઘણો અધીરો થઈ ગયો અને એણે બારોબાર યૂરોપના ઘણાખરા શાસ્ત્રીઓના અભિપ્રાય પોતાના લાભમાં લખી મંગાવ્યા, ખાનગી રીતે પેલી સ્ત્રી સાથે લગ્ન કર્યાં; અને મારા દેશમાં ધર્મનો ઉપરી હુંજ છું એવો પાર્લમેંટ દ્વારા કાયદો કરી ઇંગ્લાંડના ધર્મગુરુઓની સભામાં ક્રેન્મર નામના નવાજ એ કામને માટે નીમેલા એક ધર્માધ્યક્ષને મુખે એવો ઠરાવ કરાવ્યો, કે રાજાના કૅથેરાઇન રાણી સાથેના લગ્ન મૂળથીજ ધર્મ વિરુદ્ધ છે. પાર્લમેંટે આ ઠરાવ પણ મંજૂર કર્યો, અને આ રાણીથી રાજાને મેરી નામની એક કુંવરી થઈ હતી તેને બેહકદાર ગણી.

જે નવી રાણીને માટે આટલો બધો ઝગડો ઉઠાવ્યો હતો, તેના

તો આ કામાંધ પુરુષે થોડા વખતમાં એથી પણ વધારે બુરા હાલ કર્યા. વ્યભિચારનું આળ મુકી તેને મારી નાખી અને તેની જે એક સખી ઉપર મોહિત થઈ પડયો હતો તેને તે જ દહાડે પરણ્યો. આ રાણીને પેટે એક કુંવરી થઈ હતી તેનું નામ ઇલિઝાબેથ. એને પણ બેહકદાર ઠેરવાવી.

ત્રીજી રાણી જેન સેમોર કુંવર પ્રસવતાં જ એક વરસમાં જ મરણ પામી. એ કુંવર છઠ્ઠો એડવર્ડ એ નામે આગળ ઓળખાયો. ચોથી રાણીને તો કરી તેવી તજી, કેમકે ચિતારાએ જેવી તેની છબી ચીતરી બતાવી હતી તેવી તે સ્વરૂપવાન માલમ પડી નહિ. પાંચમી રાણી મૂળથી જ વ્યભિચારણી છે, એમ સાબિત થવાથી તેનો શિરચ્છેદ કરાવ્યો. છઠ્ઠીવાર એક વિધવા જોડે પરણ્યો તે ચતુર હતી તેથી તે રાણીએ એને રીઝવી લીધો. અને તેને મારવાનો સમય આવે તે પહેલાં એ પોતે જ મરી ગયો એટલે તે બચી.

**ધર્મસુધારણા**—ઈંગ્લાંડમાં ધર્મસુધારણાનો આ રાજમાં મજબૂત પાયો નંખાયો એ આ રાજમાં ખરેખરી જાણવા લાયક બિના છે. એ બાબતનો વધારે વિગતવાર ખુલાસો સામટો આગલા પ્રકરણમાં આપવામાં આવશે, પણ કુદરતનો ખેલ કેવો અગમ્ય છે કે માણસના દુષ્ટ આચરણમાંથી પણ જગતને લાભકારી જ ફળ નીપજે છે. હેન્રીએ પોપનો અધિકાર કહાડી નાંખ્યો તે તો પોતાની પાપી મતલબને માટે જ અને ધર્મસુધારાની તો એ બીલકુલ સામે હતો, તોપણ એને જ હાથે પરમેશ્વરે વહેમનો કોટ તોડાવી ધર્મસુધારો ઈંગ્લાંડમાં દાખલ કરાવ્યો.

**રાજાનું વસીયતનામું**—મેરી ને ઇલિઝાબેથ અંત્રર્જ પુત્રીઓ છે એવો જે પ્રથમ ઠરાવ થયેલો તે પાછળથી હેન્રીએજ પાર્લમેંટ પાસે રદ કરાવ્યો હતો. તે ઉપરાંત મરતી વેળા પોતે વસીયતનામું એવું કરી ગયો કે મારી પછી એડવર્ડને, તે નાવારસ મરી જાય તો તેની પછી મેરીને, મેરી નાવારસ મરી જાય તો ઇલિઝાબેથને, અને

તે પણ નાવારસ મરી જાય તો ફ્રાન્સવાળી પોતાની બહેન મેરીના કોઈ વંશને ઇંગ્લાંડની ગાદી મળે. એ બહેનને ઇંગ્લાંડના એક અમીર જોડેના પુનર્લગ્નથી એક પુત્રી થઈ હતી તેની લેડી જેન ગ્રે નામે એક કુંવરી હાલ હયાત હતી. આ ગોઠવણમાં હેન્રીએ સ્કૉટલાંડના રાજાને પરણાવેલી પોતાની મોટી બહેન માર્ગરેટના વેલાને પડતો જ મૂકયો, પણ એ વેલો જ પાછળથી ઇંગ્લાંડની ગાદીએ આવ્યો. તેથી તે વિષે પણ આ ઠેકાણે લખ્યું હોય તો ઠીક. તે સ્કૉટલાંડના ચોથા જેમ્સ જોડે પરણી હતી તેના પેટનો જે છોકરો થયો તે પાંચમો જેમ્સ કહેવાયો અને તેને પાછળથી મેરી નામે પુત્રી થઈ તે 'સ્કૉટ લોકોની રાણી" એ નામે ઇતિહાસમાં ઓળખાય છે. એ રાણી બીજી વાર લૉર્ડ ડાર્નલિ નામે એક અમીર જોડે પરણી તે મૂળ માર્ગરેટના પુનર્લગ્નથી થયેલી દીકરીનો દીકરો હતો. આ લગ્નથી દીકરો થયો તે ઇલિઝાબેથ પછી જેમ્સ પહેલાને નામે ઇંગ્લાંડની ગાદીએ આવ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### ટ્યૂડર વંશ: એડવર્ડ છઠ્ઠો અને મેરી.

છઠ્ઠો એડવર્ડ—ઇ. સ. ૧૫૪૭ માં આઠમો હેન્રી મરી ગયો, ત્યારે આ કુંવર પૂરો દશ વર્ષનો પણ નહોતો તેથી સઘળો કારભાર એના મામા ડયૂક ઑફ સમર્સેટે ચલાવ્યો. એના વિચાર સુધારાના હોવાથી ક્રેન્મર વગેરે નવા પંડિતોની સલાહ લઈ એણે ઇંગ્લાંડમાં ધર્મોદ્ધાર કરવાનું કામ ધમધોકારે ચલાવ્યું, અને એજ રાજમાં ઘણુંખરું થઈ ચૂકયું એમ કહીએ તો ચાલે. તોપણ એની વર્તણૂક અવિચારી ને આપખુદીની હતી. તેથી લોકોની અપ્રીતિ થઈ બંડો થવા લાગ્યાં. રાજમંડળમાં પણ સળો પેઠો, ને એને રાજીનામું આપવાની જરૂર પડી. પાછળથી રાજદ્રોહનું તોહોમત આવી એ માર્યો પણ ગયો.

બાળરાજા શાણો, ભલો ને સારો ઇશ્વરભક્ત હતો; અને તે મોટો થશે ત્યારે ઉત્તમ રાજા નીવડશે એમ લોકો આશા બાંધવા લાગ્યા. પણ એટલામાં એને શીળી નીકળ્યાં ને તેમાંથી ક્ષયરોગ લાગી એ સોળ વરસની ઉંમર પૂરી થતાં પહેલાં દેવલોક થયો. (ઇ. સ. ૧૫૫૩.)

આ સમે મુખ્ય કારભારી નોર્ધંબરલાંડનો ઠાકોર હતો તેણે ખંધાઇથી પોતાનું કામ કહાડી લીધું. એનો છોકરો લેડી જેનએ જોડે પરણ્યો હતો. તેથી એણે મરવા પડેલા રાજાને આડું અવળું સમજાવી તેની પાસે એવો લેખ કરાવ્યો કે મારી પછી ગાદી એ બાઇને મળે.

**મેરી–લેડી** જેનએ ઘણીજ વિદ્વાન, સુધરેલી, ભણેલી, શાંત ને રાંક સ્વભાવના હતી. એની તો મરજી નહોતી પણ નોર્ધંબરલાંડે એકદમ એની આણ ફેરવી, અને એ ધણી ધણીઆણીને રાજ્યાભિષેક કરવાની તૈયારી કરવા લાગ્યો. પણ આ અન્યાય જોઇ લોકો મેરીને પક્ષે ધાયા. નોર્ધંબરલાંડ લશ્કર લઇ સામો લડવા તો ગયો, પણ તે જ લશ્કર ફૂટીને હકદાર રાણીને મળી ગયું, અને એ એના સઘળા સાથીઓ ભેગો પકડાઇ ગયો. મેરીએ મુખ્ય બંડખોરોને ફાંસીની શિક્ષા કરી, પણ લેડી જેનએ તથા તેના ધણી ઉપર દયા આણી તેમને કેદમાં જ રાખ્યાં. પણ પાછળથી એ બાઇને નામે બંડો ઊઠવા લાગ્યાં ત્યારે એ બંનેને દેહાંત દંડ કર્યો. (ઇ. સ. ૧૫૫૪.)

**ધર્મસુધારો** આ રાણીએ જડમૂળમાંથી કહાડી નાખવાને બહુ મહેનત કરી. પાછલા રાજમાં પોપ વિરુદ્ધ જે જે કાયદા થયા હતા તે બધા રદ કર્યા, પાછું ઇંગ્લાંડને પોપને શરણે ધર્યું, અને સુધારાવાળાઓ ઉપર એવો તો જુલમ ગુજાર્યો કે "ખૂની મેરી" એવું જ નામ તેનું ઇતિહાસમાં રહી ગયું છે.

**રાણીનું લગ્ન તથા મરણ**—સુધારાવાળાએ પોતાનો પક્ષ

બળવાન કરવા રાણીને સ્પેન તથા જર્મનીના રાજકુંવર ફિલિપ સાથે પરણવાની સલાહ આપી, કેમકે આ સમે એ રાજા કુધારાનો મોટો સ્તંભ હતો. આ સમે યૂરોપમા મધે ઠેકાણે સુધારાવાળા ઉપર વિકરાલ જુલમ થતા હતા, પણ સ્પેનના રાજમાં જે થતો હતો તે તો ન ભૂતો ન ભવિષ્યતિ. આવા રાજાના કુંવર સાથે લગ્ન થવાની વાત સાંભળી ઈંગ્રેજો બહુ સામા થયા અને ઘણીએ ના કહી પણ છેવટે રાણીએ પોતાનું ધાર્યું કર્યું. આથી ઘણાં બંડ ફિસાદો થયાં, ને દેશ હેરાનગતીને પહોંચ્યો. આ લગ્ન કરી રાણી પોતે પણ સુખી થઈ નાહ. ફિલિપ રાજ્યહેતુથી જ એની સાથે પરણ્યો હતો, અને પછીથી બંનને હેત પ્રીત થાય એવું કાંઈ હતું જ નહિ. રાણી ૩૯ વરસની આધેડ બાયડી અને વર ૨૮ વરસનો ભર જુવાનીમાં હતો. વળી ફિલિપનો સ્વભાવ અપ્રેમી, મીજાજી ને બેદરકાર હતો, અને તેમ મેરીમા પ્રેમપાશથી વશ કરી લેવાનો એકે ગુણ એકે હતો નહિ. તેથી થોડા મહીના રહી એ પોતાને દેશ જતો રહ્યો. પછી તે કેટલેક વખતે પાછો આવ્યો, પણ તે પોતાની મતલબને માટે જ. એણે આવીને જક લીધી કે અમારે ફ્રાન્સ સાથે લડાઈ ચાલે છે, તેથી ઇંગ્લાંડે પણ તેમ કરવું જોઈએ. પાર્લમેન્ટે ચોખ્ખી ના પાડી, પણ મેરીએ એના કહ્યા પ્રમાણે કર્યું. એકવાર આ લડાઈમાં ઈંગ્લાંડની મોટી ફતેહ થઈ, પણ પરિણામે પોતાને તાબે ફ્રાન્સમાં એક જ શહેર કેલે હતું તે પણ ગયું. આથી આખા ઈંગ્લાંડને બહુ દુઃખ લાગ્યું. મેરી તો એમજ બોલી કે હું મરીશ ત્યારે પણ મારા હૈયામાં કેલે શહેરનું નામ કોતરાયેલું માલુમ પડશે. એનો મરણકાળ પણ હવે કાંઈ દૂર નહોતો. જન્મની દુઃખણી મેરીને આ બનાવથી એવો ઘા લાગ્યો કે તેની તંદુરસ્તી બગડવા લાગી, અને તે વેળા તાવનો રોગ ચાલતો હતો તેના ઝપાટામાં આવી તેણીએ ઇ. સ. ૧૫૫૮ માં ૪૩ વરસની ઉંમરે પોતાનો દેહ છોડયો.

# પ્રકરણ ૧૫ મું.

## ટ્યૂડર વંશ : ઇલિઝાબેથ.

**સ્વભાવ તથા રાજનીતિ**—આ રાણી ગાદીએ બેઠી ત્યારે ૨૫ વરસની હતી. અને ૭૦ ની થઈ ત્યાં સુધી એણે રાજ કર્યું. આ લાંબા રાજમાં ઇંગ્લાંડની ઉન્નતિનો પાયો રોપાયો. એ દેશમાં ઘણા મોટા મોટા રાજા થઈ ગયા છે, પણ રાજનીતિમાં આ રાણીનો બરોબરીઓ ભાગ્યે જ કોઈ ગણી શકાય. ભલાભલા પુરુષ કરતાં પણ એ સ્ત્રી વધારે બુદ્ધિવાન, દૃઢ વિચારની અને હિંમતવાળી હતી. એનો જુસ્સો એના બાપ જેવો જ હતો, પણ વખત આવ્યે જ બતાવતી. ખૂની મેરીના વખતમાં એને ઘણું દુઃખ વેઠવું પડ્યું હતું, અને તેથી ઘડાઈને પોતાનો જુસ્સો મ્યાનમાં રાખતાં તે બરાબર શીખી હતી. હરકોઈ રાજાનું ખોટું ડહાપણ તો કેવા કારભારી તે પસંદ કરે છે તે ઉપરથી જણાઈ આવે છે. આ રાણીએ મૂળથી ડાહ્યા, શાણા, અનુભવી ને રાજહિતેચ્છુ કારભારીઓ જ રાખ્યા, અને મૂઆ ત્યાં સુધી તેમને પ્રેમથી પાળ્યા.

આ સમો ચોતરફ લડાઈનો હતો અને ઇલિઝાબેથનો તે બધામાં હાથ હતો, તોપણ એ એવી તજવીજથી ચાલી કે બધે ઇંગ્લાંડનું માન વધ્યું, એનું ધાર્યું કામ પાર પડ્યું. અને તે છતાં એને એક જ મોટી લડાઈમાં પડવું પડ્યું. ફ્રાન્સની સાથે સંધિ થવાનો લાગ આવ્યો, ત્યારે એ ડહાપણથી કૅલે શહેરને માટે રકઝક કરવા રહી નહિ. ફ્લૅંડર્સના લોકને મદદ કરી ખરી, પણ તેમણે એને રાજ આપવા માંડ્યું તે લીધું નહિ. સ્કૉટલાંડમાં ખટપટથી એણીએ મોટો ભડકો સળગાવી મુકયો હતો, પણ પોતે ઘણીખરી દૂરને દૂર જ રહી. એનું લક્ષ પોતાના રાજનો સારી પેઠે બંદોબસ્ત કરવા તરફ હતું અને તે કામમાં તે હિંમત, ખંત ને ડહાપણથી મંડી હતી. એ કુંવારી જ રહી તેનું એક કારણ એ પણ હતું કે પરરાજ સાથે લગ્ન

સંબંધ બાંધવાથી ઈંગ્લાંડનું હિત જોઈએ તેવી છૂટથી જાળવી શકાય નહિ.

ધર્મોદ્ધારનું કામ એણીએ પાકે પાયે ને સંપૂર્ણ કર્યું. ઈંગ્લાંડના ધર્મસમાજનું બંધારણ જે આ રાજમાં બંધાયું તે જ ઘણું કરીને આજ પર્યંત ઈંગ્લાંડમાં ચાલે છે. હવેથી એ દેશ ખુલ્લો ને નિઃશકપણે પ્રોટેસ્ટંટ થઈ રહ્યો, અને બીજા દેશની જે જે લડાઈઓમાં ઈલિઝાબેથે હાથ ઘાલ્યો તે આ ધર્મસુધારાની મદદને માટે જ હતો.

ધર્મસુધારો થયો ખરો, પણ ધર્મની સ્વતંત્રતા તો બીલકુલ થઈ નહોતી. પાછલા રાજમાં જેમ ધર્મસુધારાવાળા ઉપર ભારે જુલમ થતો હતો, તેમ હવે બગાડાવાળાઓ ઉપર થવા લાગ્યો. ધર્મને નામે ઇલિઝાબેથના રાજમાં મેરીના કરતાં કાંઈ ઓછાં ખૂન થયાં નથી.

**સ્કૉટસની રાણી મેરી**—એનો ઈંગ્લાંડના રાજ ઉપર કેટલો હક હતો તે વિષે આપણે પ્રથમ કહી ગયા છીએ. એ ફ્રાંસના રાજા વરે પરણવાથી તે રાજાએ ઈંગ્લાંડનાં રાજચિન્હ ધારણ કરવા માંડયાં, આ સાંભળી ઇલિઝાબેથને બહુ કોપ ચડયો, પણ પાછળથી તે રાજા મરી ગયો, અને મેરી પોતાના બાપીકા મુલકમાં જઈ રાજ કરવા લાગી. પણ સ્કૉટલાંડના લોકો બધા પ્રોટેસ્ટંટ થઈ ગયા હતા, અને વળી આગેવાનોને લાંચ આપી ઇલિઝાબેથે ઉશ્કેરી મુકયા હતા. તેથી આ કૅથોલિક મતની રાણી સાથે તેમને જરાયે બન્યું નહિ. તેમાં એણે ચાલ પણ કેટલીક એવી ખરાબ ચલાવી કે મોટું બંડ ઉઠયું, ને એને રાજપાટ છોડી ઈંગ્લાંડમાં નાસી આવવું પડયું. ( ઇ. સ. ૧૫૬૮ ). ઇલિઝાબેથે બહારથી મીઠાશ તો બહુ બતાવી, પણ તેને ફ્રાન્સમાં ન જવા દેતાં ઈંગ્લાંડમાં નજરકેદ જેવી રાખી.

આ કામ અન્યાય ને વિશ્વાસઘાતનું હતું, અને પરિણામે એથી પણ મહા ભૂંડું કર્મ ઇલિઝાબેથને હાથે થયું. ઈંગ્લાંડમાં રોમન કૅથોલિક વગેરે ઘણા લોક બંડફિસાદ તો ચલાવી રહ્યા જ

હતા, અને તેમને હવે ફાવતું નામ મળ્યું. મેરીને નામે હવે સમધોકારે તરકટો ચાલવા લાગ્યાં. એક ફિસાદ શમાવે કે તુર્ત બીજું ઉભું થાય. ઇલિઝાબેથ બહુ ગભરાઈ કે હવે કરવું શું? ફ્રાન્સમાં જવા મેરીને હવે છોડી પણ કેમ મુકાય, અને તેમ એ કેદમાં જીવતી હોય ત્યાં સુધી ઇંગ્લાંડમાં બંડ ફિસાદ પણ બંધ પડવાની શી આશા? આ જોઈ એના મંત્રીઓએ આ અભાગણી પરદેશી રાણીનું કાટલું જ કહાડી નાંખવાનો વિચાર કર્યો. એની ઉપર રાજદ્રોહનું તહોમત મુકયું, ઘણા દહાડા તપાસ ચલાવી, અને ફ્રાન્સના રાજાએ કાલા-વાલા તથા સ્કોટલાંડના રાજા જેમ્સે પોતાની માને ઉગારવા ધમકી ભરેલી બહુ વિનંતિઓ કરી, તે ઉપર કાંઈ પણ લક્ષ ન આપતાં આ ચંડાળચોકડીએ દેહાંતદંડની શિક્ષાનો હુકમ કરાવ્યો. આ હુકમપર સહી કરતાં ઇલિઝાબેથે બહુ ઢીલ, આનાકાની ને દીલગીરી બતાવી, ને સહી કર્યા પછી પણ તે કાગળીઓ પાછો મંગાવવા માણસ મોકલ્યાં; પરંતુ તે પહોંચતાં પહેલાં મેરીનો તો વધ થઈ ગયો હતો. (ઇ. સ. ૧૫૮૭) એ સાંભળી તે બહુ રડી. આક્રંદ કર્યું, મંત્રીઓને ધમકાવ્યા, અને જે સહી કરાવી ગયો હતો તેને ભારે દંડ પણ કર્યો. તે છતાં એ બધા ઇલિઝાબેથના ફતવા હતા, અને એણે હાથે કરીને જ પોતાની ફોઇની પૌત્રીનો પ્રાણ લેવડાવ્યો, એમ કેટલાક ઇતિહાસકર્ત્તા કહે છે. ગમે તેમ હો, પણ એને માથે કાળી ટીલી તો લાગી ખરી. એને પરદેશી રાણી ઉપર રાજદ્રોહનું તહો-મત મુકવાનો કાંઈ પણ હક નહોતો. કેદ ન રાખતાં મૂળથી જ એને ફ્રાન્સમાં જવા દીધી હોત તો પાછળથી આવી મુંઝવણ કદી એને પડત નહિ.

**સ્પેનનું અજીત નૌકાસૈન્ય**—આ વેળા નેધરલાંડમાં સ્પેનનું રાજ હતું ત્યાં ધર્મનો અકરાકેર વર્ત્તવાથી લોકો બંડ કરી સ્વતંત્ર થયા. આ બંડમાં ખાનગી ઇંગ્રેજોએ અને પાછળથી રાણીએ પણ ખુલ્લી રીતે માણસ તથા પૈસાની ઘણી મદદ કરી હતી. વળી

અંગ્રેજી વહાણવટીઓ અમેરિકામાં સ્પેનના સંસ્થાનોને ચાંચિયા પેઠે લૂટવા તથા સતાવવા લાગ્યા હતા. અને રોમન કેથોલિકો સર્વત્ર એમજ માનતા હતા કે ઈંગ્લાંડની ગાદીનો હક ખરી રીતે મેરીનો જ હતો. આ સર્વ વેર વાળવાને હવે સ્પેનના રાજાએ ઈંગ્લાંડને જ જીતી લેવાનો મનસુબો કર્યો. એણે એમ પણ ધાર્યું કે પ્રોટેસ્ટંટ પાખંડનો આ મોટો સ્તંભ ભાગી પડયો કે પછી બીજાને તોડી પાડતાં વાર લાગશે નહિ. આ સમે સ્પેનનું રાજ યૂરોપમાં બધી રીતે સર્વોપરિ હતું, અને તેણે પોતાનું સઘળું બળ વાપરી ઈંગ્લાંડપર ચડાઈ કરવાની તૈયારીઓ આરંભી. દુનિયામાં પહેલાં કોઈ દહાડો ન બનેલી એવી મોટી મોટી મનવારો બાંધી, ને તેમાં વીશ હજાર અનુભવી ને શૂરા સિપાઈઓ ભર્યા. તેનું અજીત નૌકાસેન એવું નામ પાડી ધર્મક્રિયાઓના મોટા આડંબર સાથે ઇ. સ. ૧૫૮૮ માં એને લિસ્બનથી વિદાય કર્યું. વેત એવો રાખ્યો હતો કે આ અજીત નૌકાસેન આ તર્ફથી ઈંગ્લાંડની ખાડીમાં આવી પહોંચે, કે નેધરલાંડ તર્ફ ત્રીશ હજાર લશ્કર ભેગું કરી રાખ્યું હતું તે લેઈને પાર્મા નામનો આખા યૂરોપખંડમાં સર્વોપરિ ગણાએલો સેનાપતિ ત્યાં તેને આવી મળે. આ પ્રતાપી સેનાપતિને આ બધી ચડાઈનું ઉપરીપણું સોંપ્યું હતું. આ ચડાઈની ખબર સાંભળી ઈંગ્લાંડના લોક પ્રથમ તો ભયભીત થઈ ગયા, પણ પછીથી એકસંપે બચવાની તૈયારીઓ કરવા માંડી. આ વેળા ઈંગ્લાંડનું નૌકાસેન થોડું જ હતું, પણ બધા વેપારીઓએ ખુશીથી પોતાનાં વહાણ સરકારને સ્વાધીન કરી દીધાં. શ્રીમંતોએ વણ માગ્યાં જોઈએ તેટલાં નાણાં રજૂ કર્યાં, અને બધા લોકો દેશરક્ષણાર્થે હથિયાર પકડી ઉભા થયા. રોમન કૅથોલિક લોકો અગર જો આ રાણીના જુલમથી કાયર થઈ રહ્યા હતા તોપણ આ પ્રસંગે તો પરદેશીઓને મારી કહાડો એજ પોકારમાં તન મન ને ધનથી સામેલ થયા. આવી જ્યાં ખરી દેશભક્તિ હોય ત્યાં પરમેશ્વર સામું જોયા વિના રહેતો નથી. લિસ્બનથી જે

વહાણોનું સેન નીકળ્યું હતું તેને મુહૂર્તમાં જ તોફાન લાગ્યું, ને ભારે નુકશાન થયું. તેને મરામત કરતાં એક બંદરમાં દોઢેક મહીનો લાગ્યો. તોપણ હજી એ નૌકાસેન મહા વિકરાલ હતું. એ ઈંગ્લિશ ખાડીમાં પેઠું, ત્યારે એનાથી સાત મૈલ સુધીનો દરિયો ધનુષાકારે ઢંકાઈ ગયો. પરંતુ ઇંગ્રેજી અરમારનો ઉપરી એડમિરલ હાવર્ડ પોતાની તૈયારીમાં જ હતો. આ મોટી રાક્ષસી સેનના સામું પૂરૂં પડાય એમ નહોતું, તેથી તેને ઇંગ્લાંડની ખાડીમાં પેસવા દીધું, ને પાછળથી નાસભાગની લડાઈ ચલાવી. આવી લડતમાં સ્પેનિયર્ડોનાં મોટાં ઝાઝ, પાર્માએ અગાઉથી કહ્યું હતું તે પ્રમાણે જ ઉલટાં નુકસાનકારક થઈ પડયાં. એ જલદીથી ફરે નહિ, ને તે થીર ઉભાં રહે એટલામાં તેની સામે તાકેલી તોપોના ગોળા એને બચોબચ વીંધી નાખે ત્યારે એના ગોળા તો ઇંગ્રેજ વહાણોના માથા ઉપર થઈ કયાંના ક્યાં જઈ પડે. અને તેમ ન થાય તેને માટે ઝાઝને ફેરવી રહે એટલામાં તો ઇંગ્રેજોનાં વહાણુ નાશીને દૂર જતાં રહે. મતલબ કે ઇંગ્રેજોનાં વહાણુ નાનાં હોવાથી દરીયામાં માછલાંની પેઠે રમતાં, શત્રુને બહુ બહુ હેરાન કરતાં, ને એવામાં એકાદ વહાણુ વખૂટું પડયું કે ટપ જઇને તેને પકડી લેતાં. આ રીતે દુઃખ પામતું અજીત નૌકાસેન કેલેની ખાડી સુધી જઈ પહોચ્યું, અને ત્યાં પાર્માને આવી મળે ત્યાં સુધી થોભવાનો વિચાર કર્યો. પણ પાર્માને આવવા માટે મૂળથીજ હોડીઓનો સારો બંદોબસ્ત કર્યો નહોતો, ને તે છતાં તેણે આવવાનું કર્યું પણ ઇંગ્રેજોના મિત્ર વલંદનાં વહાણો તેને આવવા દેતાં નહોતાં.

કેલેના બંદરમાં આ રીતે રાહ જોતું સ્પેનિયાર્ડ નૌકાસેન પડયું હતું તેવામા જ હાવર્ડે રાતે ઓચિંતા આતશબાજી ભરેલાં છ વહાણો સળગાવી તે તર્ફ દોડાવી મુક્યાં. આ જુક્તિથી શત્રુના કેટલાંક વહાણુ સળગી ઉઠયાં, ને તેથી ગભરાઈને બધાએ લંગર ઉઠાવી નાસવા માંડયું. એવામાં ઉગમણો પવન ફુરવાથી તે વ-હાણો તે તર્ફ ઘસડાયાં આથી મોટું ધમસાણુ થઈ રહ્યું. કેટલાંક

વહાણો એક બીજાપર અથડાઈને ભાગી ગયાં, કેટલાંક કિનારે ચડી ગયાં, કેટલાંકની પૂંઠે ધાઈ ઈંગ્રેજોએ નાશ કર્યો, અને બાકી-નાં ઉભી પૂંછડીએ જર્મન સમુદ્રમાં નાસી ગયાં. ત્યાંથી ગ્રેટબ્રિટન-ની પ્રદક્ષિણા કરી પાછા સ્પેન જવાનો મનસુબો ધાર્યો પણ સ્કોટલાંડની ઉત્તર સુધી ગયા એટલે ત્યાં એવું તોફાન લાગ્યું કે ઘણાંખરાં વહાણ ભાગી ગયાં. ઉગરેલાં વહાણ સ્પેન જઈ પહોંચ્યાં ત્યારે આ અજીત નૌકાસેનનો ત્રીજો હિસ્સો પણ પૂરો સહીસલામત પાછો આવેલો માલુમ પડ્યો નહિ. આ ફતેહની ખબરથી ઈંગ્લાંડમાં ઠેર ઠેર ખુશી થઈ રહી ને રાણીએ મોટા દેવળમાં જઈ ઈશ્વરનું જાહેર સ્તવન કર્યું. આ વાતની યાદગીરીમાં રાણીએ ચાંદ કોતરાવ્યો તેમાં આટલું જ લખ્યું છે કે "ઈશ્વરે વાયુ છોડયો અને શત્રુઓનો નાશ થઈ ગયો." આ ઉપરથી તમે જોશો કે ઇલિઝાબેથ કેવી ઠરેલ બુદ્ધિની હતી કે આવી મોટી ફતેહથી પણ જરાએ ફુલાઈ ન જતાં સઘળો યશ ઈશ્વરને જ આપ્યો.

## પ્રકરણ ૧૬ મું.

## પંદરમા તથા સોળમા સૈકામાં ઈંગ્લાંડની ઉન્નતિ.

ધર્મસુધારો કે જે આ કાળનું મુખ્ય કર્તવ્ય હતું અને જે વડે આગળ સઘળા સુધારા થનાર છે, તે વિષે આપણે પાછળ વચમાં વચમાં કાંઈ બોલી ગયા છીએ, અને આગળ તેનું ઇલાયદા પ્રકરણમાં જ વર્ણન આપવાનો ઇરાદો રાખીએ છીએ, તોપણ આ ઠેકાણે એટલું ફરીથી કહેવું જોઈએ કે સોળમા સૈકાને અંતે ધર્મોદ્ધારણનું કામ પરિપૂર્ણ થઈ રહ્યું અને હવેથી ઈંગ્લાંડ દેશ પોપની જાળમાંથી નીકળ્યો તે યાવચ્ચંદ્રદિવાકરૌ.

વિદ્યા સંબંધી પણ આ કાળ ઈંગ્લાંડના ઇતિહાસમાં મહા પ્રતાપી છે. સોળમા સૈકાને અંતે શેકસ્પીયર નામના કવિએ એવાં

નાટક લખ્યાં કે તેની જગતમાં જોડી જ નથી. પદાર્થવિજ્ઞાનની શોધ કેવી રીતે કરવી એ બાબત સર ફ્રેન્સિસ બેકન નામના ફિલસુફે એક અનુપમ શાસ્ત્ર રચ્યું કે જેને પ્રતાપે જ હાલની આ બધી ચમત્કારિક શોધો થઈ છે. અને તેથી વાજબી જ રીતે હાલની તમામ પદાર્થવિદ્યાઓનો એ પિતા ગણાય છે. સ્પેન્સર, બેન જોન્સન, વગેરે બીજા ઘણાએ સરસ કવિઓ ઇલિઝાબેથના રાજમા થઈ ગયા છે. ગદ્ય લખાણ પણ ઘણું આ કાળનું તેજદાર હતું. હૂકર નામના એક ધર્મગુરુએ પ્રૌઢ શૈલિનું ગદ્ય લખ્યું તે આજ પણ ઘણું વખણાય છે. ખરે, આ કાળના તમામ ગ્રંથકારોને લઈએ તો તેમના જેવું ગાંભીર્ય પછીના કોઇપણ કાળમાં હજી સામાન્યતઃ ઈંગ્લાંડમાં દેખાયું નથી.

**કલાકૌશલ્ય**–પહેલવહેલું ઈંગ્લાંડમાં આ સમયથી વધવા લાગ્યું. વહાણો બનાવતાં આવડતું હતું પણ તે આ કાળથી ખરેખરી સુધરેલી રીતનાં બનવા લાગ્યાં, અને ઇલિઝાબેથના કાળથી ઈંગ્લાંડનું નૌકાબળ જાહેર પડયું. આ જ સમે ખેતીવાડી સુધરી, અને પટાટા, ગાજર વગેરે અનેક નવી વસ્તુઓનું વાવેતર ક્તેહમંદીની સાથે દાખલ થયું. રેશમના વણાટનો હુન્નર પહેલવહેલો ઈંગ્લાંડમ ધર્મને દુઃખે ફ્લાંડર્સમાંથી નાસી આવેલા કારીગરોએ ઇંગ્રેજોને શીખવ્યો. મોજાં વણવાની કળા પણ આ જ વેળા શોધી કાઢવામાં આવી. સ્વદેશી મોજાં ગુંથવાનું કામ ઇલિઝાબેથના રાજમાં નીકળ્યું, અને એ જ રાણીએ પહેલવહેલાં મોજાં પહેર્યાં. એ જ રાણીને માટે ઈંગ્લાંડમાં પહેલવહેલી ગાડી બની, અને રૂપિયા પાડવાનો સંચો શોધી કહાડવામાં આવ્યો.

**વેપાર વણજને** તો આ કાળમાં કાંઈ અજબ જ વેગ એકાએક મળી ગયો. પંદરમા સૈકામાં કોલંબસે અને વાસ્કો-ડી-ગામાએ જે મહાસાગરોના માર્ગ બતાવ્યા તે જોઈ યૂરોપના સઘળા લોકોમાં દરિયો ખેડી વેપાર કરવાની અત્યંત હોંસ છૂટી. ઈંગ્લાંડના રાજાઓએ

તે કામમાં થોડી જ મદદ કરી, પણ લોકો પોતાની મેળે પોતાને ખર્ચે વહાણો બનાવી દુનિયામાં ચોતર્ફ ઘૂમવા મંડી ગયા. એક ઉત્તર ધ્રુવ તર્ફથી હિંદુસ્તાનનો માર્ગ ઢુંઢવા નીકળ્યો, તો બીજાએ આર્કેન્જલ બંદરે જઈ રુશિયા સાથેનો વેપાર પહેલ વહેલો ઉઘાડ્યો. સર ફ્રાન્સિસ ડ્રેક તો આખી પૃથ્વીની પ્રદક્ષિણા જ કરી વળ્યો. સર વોલ્ટર રેલીએ ઉત્તર અમેરિકાની ભૂમિપર કેટલાક ઇંગ્રેજો લઈ જઈ પહેલવહેલા ત્યાં વસાવ્યા, અને તે મુલકનું નામ પોતાની કુમારિકા રાણી ઉપરથી વર્જિનિયા પાડ્યું. એક મહા દુષ્ટ વેપારનો પાયો પણ આ જ વેળા સર જોન હોકિન્સ નામના ઇંગ્રેજે નાંખ્યો. આફ્રિકાના કાંઠા ઉપર ઉતરી પડી આણે ત્યાંના વતની હબસીઓને પકડી લીધા, ને અમેરિકામાં જઈ સ્પેનિશ સંસ્થાનીઓને તેઓને ગુલામ દાખલ વેચ્યા. આ સમે ઘણા ઇંગ્રેજી વહાણવટીઓ મોટા મોટા સાગરો ખેડતા હતા તેની એક મતલબ ચાંચીયાપણું કરવું એ પણ ખરી.

આ સમે અમેરિકામાંથી પટેટા ને તંબાકુ તથા ચીનની ચાહ પહેલવહેલી ઇંગ્લાંડમાં આવી.

ઇસ્ટ ઇંડિયા કંપની હિંદુસ્તાન તથા પૂર્વ તર્ફના ટાપુઓ સાથે વેપાર કરવાને પહેલ વહેલી સ્થપાઈ એ આપણને સૌથી વધારે જાણવા લાયક હકીકત છે. એ સમે સઘળા ધંધા ઇજારે ચાલતા હતા તે પ્રમાણે ઇલિઝાબેથે આ કંપનીને જ હિંદુસ્તાન તર્ફ વેપાર કરવાનો પટો ઇ. સ. ૧૬૦૦ માં આપ્યો.

વૈશ્ય લોક આવા વૈસ્ય કાળમાં જોરપર આવવા જ જોઈએ, અને તે પ્રમાણે જ આ સૈકામાં થયું. ઉપર જે પરમ પ્રૌઢ વૈસ્ય કર્મો વર્ણવ્યાં તે તો ખરેખરા વૈસ્યોએ નહિ, પણ તેમના નામ ઉપરથીજ માલુમ પડશે કે કાળને અનુસરી વૈસ્યવૃત્તિમાં તલ્લીન થયેલા ક્ષત્રિઓએ કર્યાં હતાં, કેમકે આ સમે યૂરોપ ખંડમાં જૂની રજપૂતી ( શિવલ્રરી ) ભાંગી પડી વૈસ્ય બુદ્ધિનો પહેરો બેઠો હતો. હવેથી પ્રેમશૌર્યની ભક્તિ જઈ લક્ષ્મી દેવીની આવી. પણ ઇંગ્રેજોએ એ

નવા કામમાં પહેલાંના જેવાંજ સાહસ ને ઉત્સાહ વાપર્યા, અને તે કરનારા પ્રથમ તો મૂળના ક્ષત્રીઓ જ હોવા જોઈએ, તે છતાં વૈશ્ય લોકો આ સમે ઘણી ઉન્નતિએ પહોંચ્યા હતા.

તેરમાં સૈકામ આપણે જોયું તો વૈશ્યો પૂરી શૂદ્રતામાં રીબાતા હતા, પણ જેમ જેમ પૈસાનું બળ વધતું ગયું તેમ તેમ તેઓ પોતાની અધમ સ્થિતિ સમજવા લાગ્યા. તાલુકદારોના જુલમની સામે કાંઇક ટકાવો કરવાને સારૂ દરેક ધંધાના કારીગરો મૂળથી જ પોતપોતાની નાત અથવા સાજનું બાંધીને રહ્યા હતા, અને મોટા ગામોમાં તો દરેક સાજનાની તર્ફના એક બે માણસો ભેગા થઈ મહાજન મળવાનો પણ દસ્તુર નીકળ્યો હતો. સાજનાના ધારા કે હુકમ પ્રમાણે સઘળા કારીગરો ચાલતા, ને ન ચલે તેને બધા નાતબહાર મુકતા. જેમ જેમ નવા ધંધા નીકળતા ગયા તેમ તેમ સાજનાઓની સંખ્યા વધતી ગઈ. ઇ. સ. ૧૩૭૬ માં લંડન ખાતે ૪૫ સાજનાં એટલે ૪૫ જાતના જુદા જુદા ધંધા હતા, અને તેમની તર્ફનું એક સામાન્ય મહાજન હતું. આવો એકો કરવાથી કારીગરોની સત્તા પણ પૈસાની સાથે વધવા લાગી.પંદરમા સકામાં આખા યૂરોપ-ખંડમાં આવાં સાજનાં ઠેકાણે ઠેકાણે વધી ગયાં, અને પોતાના હકને માટે તાલુકદારો સાથે પણ આથડવા લાગ્યાં. ઇંગ્લાંડમાં તો તાલુક-દારો "ગુલાબના લડાઈ" થી દમ વગરના થઈ રહ્યા હતા, અને તેથી જમાનાનો આ આંચકો તેમને વધારે લાગ્યો. ફ્યૂડલ ધારો તુટી ગયો અને વૈશ્યો સ્વતંત્રતાને પામ્યા, એટલુંજ નહિ પણ રાજ-માં કેટલીક સત્તા મેળવવાને પણ શક્તિમાન થયા.

**મધ્યમ વર્ગની ઉત્પત્તિ**—વૈશ્ય લોકના ઉચ્ચ ભાગ સાથે ગરાશીઆઓ સેળભેળ થઈ ગયા, અને એ રીતે જે એક વર્ગ ઉત્પન્ન થયો તે મધ્યમ વર્ગ એ નામથી ઓળખવા લાગ્યો. શેઠ શાહુકારો, વેપારીઓ, મોટા મોટા ધંધાદારીઓ, અને મૂળના ગરાસીઆ, એ સઘળા આ વર્ગમાં ગણાય છે. હવેથી ઇંગ્લાંડમાં આ જ વર્ગ આગળ

પડતો થયો, અને દેશની સ્વતંત્રતાને માટે રાજાની સાથે લડવાનું કામ એને માથે જ આવી પડયું, કેમકે તાલુકદારો તો આત્મરક્ષણના અંગજ્ઞાનથી જ કયારના આ વૈશ્યવર્ગને વધતો જોઈ રાજાના પક્ષમાં ભરાઈ ગયા હતા. હવેથી તમે ઇંગ્લાંડના ઇતિહાસમાં જોશો તો અમીરોની સભા તે રાજા તર્ફની અને આમની સભા તે લોકની સ્વતંત્રતાને માટે મથનારી એમજ માલમ પડશે. આ મહાભારત કામ પહેલવહેલું જ આ મધ્યમ વર્ગની ઉપર આવી પડવાથી તેઓ તે બરાબર બજાવી શકયા નહિ, અને અલબત રાજાનો અખત્યાર કેટલોક કાળ સુધી ઘણો જ વધી પડયો, પણ સોળમા સૈકાની છેવટે તેઓ તૈયાર થઈ રહ્યા અને આગળ એમની પ્રકૃતિમાં ધર્માગ્રહનું તત્ત્વ ભળતાં તેમણે કેવાં પરાક્રમ કર્યાં તે હવે પછીના ઇંગ્લાંડના ઇતિહાસમાં પાને પાને લખાએલાં છે.

રાજાઓનું આપઅખત્યારીપણું આ કાળમાં હદપાર જવાની તૈયારીમાં હતું. રાજાના હુકમથી આખા દેશનો ધર્મ બદલાઈ ગયો એ વાત ઉપરથી જ તમે જાણી લીધું હશે કે આ સામે રાજાઓનો કેટલો ત્રાસ હશે. અસલથી સ્ટાર ચેંબર નામની એક કોરટ હતી તો ખરી, પણ તેનું જોર સાતમા હેન્રીએ એટલું બધું વધારી દીધું કે સઘળા જુના કાયદા કાનુનો છતાં રૈયત પરાધીન થઈ પડી. એ કોરટનું કામ ખુણામાં ચાલતું, ને તેની સામે દાદ કે ફર્યાદ કાંઈ હતી નહિ. અસલ આ કોરટ રાજદ્રોહીઓને માટે હતી, પણ હવે તો એ દ્વારા રાજાઓ મર્જીમાં આવે તેમ બધાને પીડવા લાગ્યા. કોઈ શાહુકાર પાસે સરકારે નાણાં માગ્યાં, ને તેણે ના કહી, તો તેને તુર્ત આ કોરટમાં પકડી મંગાવી પાંસરો કરતા. આખા ટયૂડર કાળમાં ખજાનો ખાલી થયો કે તેને તર કરવાનો આ જ એક સાધારણ રસ્તો થઈ પડયો હતો પછી ઇલિઝાબેથ જેવી ડાહી રાણી હોય તો માન મર્તબા સાથે રૂપિયા પાછા આપે, અને સાતમા હેન્રી જેવો હોય તો હોઇયાં કરી

જાય, ને બંદીખાનું સેવડાવે તે જુદું. આ કોર્ટને ગરદન મારવાનો તથા જમીન જપ્ત કરવાનો અખત્યાર નહોતો, તોપણ પરિણામે એમ પણ થતું, કારણ કે દેહાંત દંડને લગતું કામ ચાલે તો બીજી કોરટમાં જાહેર રીતે કાયદેસર, પણ ત્યાંના પંચમાંથી સરકારની મર્જી વિરુદ્ધ બોલે કોણ? જો કોઈ બોલ્યો તો તેને બીજે દહાડે સ્ટારચેંબરમાં ઘસડી દંડયો કે કેદ કર્યો છે જ. આ કારણથી પંચના લોક ઘણાખરા સરકારની રૂખ જોઈને જ અભિપ્રાય આપતા, અને તેથી કોઈને પણ લૂટી લેવો કે મારી નાખવો હોય તો તેમ કરવું સરકારને અઘરૂં પડતું નહિ. ખરે ટયૂડર વંશના રાજાઓ આપણા દેશના જેવા જ આપઅખત્યારી થઈ પડયા હતા. ફેર એટલોજ હતો કે ખરો ખોટો પણ ન્યાયનો વેશ કરવો પડતો, જે નહિ જેવું તોએ કાંઈ પણ બંધન રહ્યું હતું ખરૂં. માર કહેતાં જ મારી નંખાય તેના કરતાં આ બેશક વધારે સારું. વખતે શાક્ષી, પંચ કે ન્યાયાધીશ સત્યવાદી નીકળે તો રાજાનું ધાર્યું તેના મનમાં જ રહે, અને તેમ ન થાય તોપણ કેટલોક વિલંબ લાગે એટલે અણી ચૂકયો સો વરસ જીવે એવું પણ વખતે બનતું. તેથી આટલો અંકુશ પણ ટયૂડર વંશના રાજાઓને આંખના પાટા જેવો લાગતો. અને તેમાંથી છૂટવાને ઇલિઝાબેથે તો કેટલાક વખત સુધી સંપૂર્ણ સલાહ શાંતિ છતાં લંડનમાં લશ્કરી કાયદો ચલાવ્યો હતો.

પાર્લમેન્ટ આ સમે નહિ જેવી થઈ ગઈ હતી. મોટા પટાનું તો કોઈ નામ પણ દેતું નહોતું. રાજાઓ પાર્લમેન્ટને પૂછયા વિના હુકમો કહાડતા અને તે કાયદા પ્રમાણે માનતા. તે છતાં પાર્લમેન્ટની સત્તા છેક જ જતી રહી નહોતી. હજી પણ પાર્લમેન્ટની સંમતિ વિના કર તો નહોતા જ લેવાતા, અને તેમ હતું તેથી જ સ્ટારચેંબરની મારફતે શાહુકારોને નીચોવવાની જરૂર પડતી. તેમજ પાછળથી પાર્લમેન્ટે પ્લૅંટાજિનેટ કાળના જેટલું તો નહિ જ, પણ કેટલુંક પાણી ઇલિઝાબેથના રાજમાં બતાવ્યું. ગાદીની વઢવાડ ન ઊઠે એ માટે

તેમના મનમાં એ હતું કે રાણી પરણે, અને તમારે શી પંચાત છે એમ કહી રાણીએ તેમને બોલવાની મના કરી હતી, તોપણ તેઓએ એ ચાર વાર એ વાતની જીદ લીધી, અને જ્યારે એ વાત તો તેણીએ ન જ માની, ત્યારે તમારા પછી ગાદી કોને આપવી તેનો ઠરાવ કરો, એવી અળખામણી દરખાસ્ત વારંવાર કરવા લાગ્યા. તેમજ રાણીએ ધર્મનો કાયદો કહાડ્યો હતો તે વિરુદ્ધ એક સમે કોઈ બહુ બોલ્યો તેને પાર્લમેન્ટમાં બેસવાનો મનાઈ હુકમ રાણીએ મોકલ્યો. તે ઉપરથી સઘળા સભાસદો કોપ્યા અને ઠરાવ કર્યો કે રાજદ્રોહ સિવાય બધી વાતની ચર્ચા ને દરખાસ્ત કરવાનો તથા રાજગાદી કોને આપવી ત્યાં સુધીનો પણ ઠરાવ કરવાનો અખત્યાર પાર્લમેન્ટ ધરાવે છે તેમાં રાજાથી અટકાયત થઈ જ શકે નહીં. પણ તેઓ એ બાબત ફરિયાદ કરવા આવે તે પહેલાં જ શાણી ઇલિઝાબેથે સમજીને પેલા સભાસદ સામેનો પોતાનો મનાઈ હુકમ ફેરવ્યો, અને તેને સભામાં બેસવા દીધો. તેમજ એક વેળા વસુલાતખાતામાં બહુ ખાયકી જોઈ તે અમલદારો સંબધી પાર્લમેન્ટે કાયદો પસાર કરવા માંડ્યો, ત્યારે મારા નોકરોને તમે પૂછનાર કોણ એમ કહી રાણીએ બહુ ધમધમાટ કર્યો. પણ તેઓ ડર્યા નહિ અને આખરે આ વેળા પણ લડી જઈ રાણીએ કહાવ્યું કે તમે કહો છો તે પ્રમાણે હું બંદોબસ્ત કરીશ. વળી એકવાર ઇજારદારોને આપેલી સનદો પાર્લમેન્ટે લડીને રાણી પાસે રદ કરાવી હતી. તે છતાં પણ પાર્લમેન્ટ ઘણી વખત કાંઈ બોલી શકતી નહિ એ વાત ખરી, કેમકે તેમનામાં ઘણા જણ સરકારના દબેલ ને ખુશામતિયા હતા. સરકાર પોતાના આશ્રિતો જ પાર્લમેન્ટની ચૂંટણીમાં આવે તે માટે વગસગ તથા કળબળ વાપરતી. ફક્ત એક નવા પ્યૂરિટન પંથવાળા કેટલાક સભાસદ સ્વતંત્ર, શૂરા ને સત્યને માટે મરે એવા હતા. એ સત્યના શૂરાઓએ હવે પછી શો ગજબ કર્યો તે આગળ કહેવામાં આવશે.

# પ્રકરણ ૧૭ મું.

## આજ પર્યંત યૂરોપની ધર્મસ્થિતિ.

ખ્રિસ્તી ધર્મની ઉત્પત્તિ બીજા સઘળા ધર્મની પેઠે એશિઆ ખંડમાં છે, અગર જો હાલ તો યૂરોપનું એ વિશેષ લક્ષણ થઈ પડયું છે. તુર્કસ્તાનના પેલેસ્ટાઈન પ્રાંતમાં આજથી ૧૯મા સૈકા ઉપર *ઈસુ ખ્રિસ્તનો જન્મ બેથ્લેહેમ નામના એક ગામડામાં થયો. એ વેળા ત્યાં યાહુદી ધર્મ ચાલતો હતો, તેમાં કર્મકાંડનો આડંબર વધી જઈ જ્ઞાનભકિત નહિ જેવાં થઈ રહ્યાં હતાં. ઈસુ ખ્રિસ્ત એ ક્રિયાકર્મ પંડે પાળતો થકો લોકને ઉપદેશવા લાગ્યો કે ધર્મભક્તિ એજ એક મૂળ વસ્તુ છે. એ માત્ર બાર વર્ષનો હતો ત્યારે એક વેળા જેરૂસેલમના મહા દેવાલયમાં જઈ ત્યાંના આચાર્યો તથા શાસ્ત્રીઓ સાથે એણે એવો વાદવિવાદ કર્યો, કે તેઓથી કાંઈ જવાબ દેવાયો નહિ;અને તેમને લાગ્યું કે આપણો આડંબર તોડનાર આ કોઈ મહા પુરુષ પેદા થયો છે. તે છતાં ત્યાર પછી ત્રીશ વરસનો થયો ત્યાં સુધી ઈસુ કયાં હતો ને શું કર્યું તે બરાબર જણાતું નથી. આ સમે જળસંપ્રદાયક જોન નામનો એક મોટો સાધુ મળ્યો, તેણે એને જોર્ડન નદીમાં જળદીક્ષા

* એની માનું નામ મરિયમ એટલે મેરી હતું. તે યૂસફ નામના સુથાર સાથે પરણી હતી, પણ કહે છે કે તેને ત્યાં જવા પહેલાં એને ગર્ભ રહ્યો હતો. તેથી તેણે એને રાખવા ન માંડી, ત્યારે એક ફિરસ્તાએ આવી સમાધાન કર્યું કે એ તો પવિત્ર આત્માના પેટનો પુત્ર છે. આ વાત સાંભળી જૂડિયાનો રાજા હેરોડ ગભરાયો, કેમકે યાહુદીઓનો ત્રાતા કુમારિકાને પેટે ઉત્પન્ન થશે એવી એ લોકમાં ભવીષ્યવાણી ચાલતી હતી, અને તેથી એણે બે વરસ સુધીના સઘળા છોકરા ચોપાસ ગામડાંમાંથી શોધી શોધીને મારી નંખાવ્યા. તે ઉપરથી ઈસુના માબાપ તેને લઈ, એક ફિરસ્તાની ચેતવણીથી કોઈ કહે છે કે, મિસર દેશમાં નાશી ગયા, અને, કોઈ કહે છે કે, ત્યાંના જ ગેલીલી પ્રાંતમાં પોતાનું વતન નેઝરેથ હતું ત્યાં જઈ વસ્યા.

આપી; અને તે વખતથી ઈસુ ભક્તિમાર્ગની સ્થાપના કરવા નીડર-પણે બહાર પડયો. આ વેળા એણે ઘણા ચમત્કાર કરી બતાવ્યા એમ કહેવાય છે. પણ શુદ્ધ, નિરભિમાની, પરમ કરુણાલુ એની રહેણી એ જ મોટો ચમત્કાર હતો. એની વાણીમાં એવું પારમાર્થિક સત્ય હતું કે તે જે સાંભળતું તેનો આત્મા જાગીને હુંકારો આપતો. તેથી એનો માર્ગ જલદીથી ખૂબ જામવા લાગ્યો; અને જૂના ગુરુ વર્ગે ગભરાઈને લોકોને ભરમાવ્યા, કે આ તો ધર્મનો ઉચ્છેદ કરવા નીકળ્યો છે. ઉશ્કેરાયેલા લોકે ઈસુ ખ્રિસ્તને પકડયો, તેને તે પ્રાંતના રોમન સુબાની કબરૂ લઈ ગયા, અને ત્યાં રાજદ્રોહનું જ એની ઉપર તહોમત મુકયું. એ સુબો કે જેનું નામ પોન્ટિયસ પાઇલેટ હતું તેને ગુનોહ સાબીત તો લાગ્યો નહિ પણ લોકને શાંત પાડવા તેણે શૂળીનો હુકમ કર્યો, અને તે ઘણા ઘાતકીપણાથી અમલમાં આવ્યો. કહે છે કે કબરમાંથી ત્રીજે દહાડે એ ઉઠયો, અને ચાળીશ દહાડા સુધી પોતાના ભક્તોને વખતે વખતે દર્શન દઈ તેમને પોતાનો ધર્મ જગતમાં ફેલાવવાની ભલામણ તથા સમજુતી આપી. આ રીતે ૩૩ વર્ષની નાની ઉંમરમાં ઇસુ ખ્રિસ્તનું શૂળીગમન થયું, પણ એણે જે ધર્મનાં બીજ વાવ્યાં તે થોડા વખતમાં ઉગી, દુનિયા-માં ઠામ ઠામ ઘટા થઈ રહી.

**ખ્રિસ્તી ધર્મનો પ્રસાર** તેના સ્થાપનારના બળાત્કાર મૃત્યુની જ રાહ જોતો હતો એમ જણાયું. ઈસુ ખ્રિસ્તના ચેલાઓ, જેમાં બાર મુખ્ય હતા, તે દેશ દેશ ફરી વળ્યા. રોમે જાણીતી દુનિયામાં સઘળે રાજ્યનું ઐક્ય કરી નાંખ્યું હતું, તે આ ખ્રિસ્તી પ્રસારકોને બહુ અનુકૂલ થઈ પડયું; અને આ સમે પશ્ચિમનો સુધારો નાસ્તિક પંડિતો-ના બોધથી એવો તો સંશયગ્રસ્ત થઈ ગયો હતો, કે જનમંડળ-ને પોતાના આત્માની શાંતિને અર્થે કોઈ ભક્તિમાર્ગની ખરેખરી જરૂર જ હતી. તેથી આ નવા ઉપદેશકોએ જે ચમત્કાર બતાવ્યા તે લોકોએ હરખથી માન્યા અને બાપીકો ધર્મ છોડી ટોળાબંધ આ

સજીવ માર્ગમાં દોડી આવવા લાગ્યા. ઈસુ ખ્રિસ્તના મરણને ૪૦ વર્ષ ન થયાં એટલામાં એનો ધર્મ તુર્કસ્તાન, ગ્રીસ, ઈટલી, મિસર ને બીજા પણ ઘણા દેશોમાં જડ ઘાલીને બેઠો. એ વાત ખરી કે હજી આ ધર્મ નીચ વર્ણમાં જ હતો, વિદ્વાનો કે રાજવર્ગના તેને હસી કહાડતા હતા. અને રોમમાં તે જોરપર આવવા લાગ્યો ત્યારે પીટર ને પૉલ નામના બે મોટા ઇસુના શાગિર્દોને એકદમ દેહાંતદંડ કરી દીધો હતો (ઇ. સ. ૬૮). પછીથી પંડિતો પણ તેમાં ભળવા લાગ્યા, અને રોમન શહેનશાહે જ જળસંસ્કાર ધારણ કર્યો. એ સમયથી એ રાજધર્મ થયો, અને કેટલેક કાળે આપણે હાલ જોઈએ છીએ તેમ આખા યૂરોપ ખંડમાં એ જનધર્મની સ્થિતિએ પહોંચ્યો. એશિયા કે આફ્રિકામાં એનો પ્રસાર મૂળથી જ સામાન્ય હતો, અને કાંઇક હતો તેને સાતમા સૈકામાં મહમદી ધર્મ નીકળ્યો તેણે ઘણો-ખરો તોડી નાખ્યો.

**રોમનો આચાર્ય**—ઈસુ ખ્રિસ્તે કોઈને આચાર્યપદ આપ્યું નહોતું, અને એના બાર ચેલામાંથી કોઈએ પણ એવો દાવો કર્યો નહોતો. તે જ્યાં જતા ત્યાં ધર્મસમાજ જ સ્થાપન કરતા, અને તેમાં સઘળા સરખા ગણાતા. તેમ એ સમાજોમાં ફલાણો સમાજ નાનો ને ફલાણો મોટો એમ પણ નહોતું, પણ જે સમાજો ઈસુના ચેલાઓના ખાસ અધ્યક્ષપણા નીચે રહેલા તેને બીજા સમાજો માન આપે, અને રહેણીકહેણીની કોઈ વાતમાં તકરાર પડે ત્યારે તેનો મત પૂછાવે એમાં કાંઈ આશ્ચર્ય નથી. આ કારણથી ધીમે ધીમે જેરૂસેલમ ઍંટિઓક, રોમ અને સિકંદ્રિઆના ધર્મસમાજો સઘળામાં મોટા ગણાવા લાગ્યા, અને તેમાં રોમ તો દુનિઆની રાજધાની હોવાથી ત્યાંનો ધર્મગુરુ, બધામાં પાછળથી મુખ્ય મનાયો. એથી એનો લોભ વધ્યો ને મુખ્યને સાટે ઉપરી છું એમ બધાને બતાવવા માંડ્યું. એ દાવો ગ્રીસ તરફના ધર્મગુરુઓએ પત કર્યો નહિ, અને તેઓનો સમાજ અથવા પંથ "પૂર્વ તર્ફનો" કહેવાયો. રુશિયા, ટર્કી, વગેરે-

ના ખ્રિસ્તીઓ આજ પણ આ "પૂર્વ પંથ" ના ખ્રિસ્તીઓ છે. પશ્ચિમ તરફના સઘળા સમાજો તો હવેથી રોમના ધર્મગુરુને જગદ્‌ગુરુ ગણવા લાગ્યા. હવેથી રોમના ધર્માધ્યક્ષને જ પોપ એટલે બાવા કહેવાય એવો ધારો પડયો.

**પોપને રાજપદની પ્રાપ્તિ**—આ સમે યૂરોપમાં જે ઘાડું અજ્ઞાન પથરાઈ રહ્યું હતું તેણે આ ધર્માચાર્યની સત્તામાં ઘણો વધારો કર્યો. આખા ખંડનો રાજમામલો પણ એવો હતો. રૂમશામની પાદશાહી નબળી હાલતમાં આવી પડેલી જોઈ આ જગદ્‌ગુરુએ તેનો કેટલોક મુલક ઈટલીમાં પોતે હસ્તગત કરી લીધો. ફ્રાન્સમાં પેપિન નામે એક બળવાન ખવાસ રાજગાદી પચાવી પડયો હતો તેણે લોકોને રાજી રાખવા પોતાને પટ્ટાભિષેક કરવાની પોપને વિનંતિ કરી. તેણે તેમ કરી જગતમાં બતાવ્યું કે પોપ ચાહે તેને રાજ આપે કે ચાહે તેનું લઈ શકે છે. આ ઉપકારના બદલામાં પોપને, ગ્રીક પાદશાહના લૉમ્બર્ડ લોકે જે મુલક છીનવી લીધા હતા તે જીતી લઈ, પોપને ખ્રિસ્તાર્પણ કર્યા. એ રીતે ધર્મશ્રીની સાથે રાજ્યશ્રી પણ રોમની ગાદીને પ્રાપ્ત થઈ. હવે મદ ચડે એમાં શી નવાઈ? હવેથી રોમ ધર્મને ઠેકાણે મહા અધર્મનું સ્થળ થઈ રહ્યું. રાજવૈભવની સાથે મોજ મઝા, કુછંદ ને વિવિધ દુરાચરણો ધર્માધ્યક્ષમાં પેઠાં, અને દુનિયામાં રોમની ફજેતી થવા લાગી. આ સમે કોઈ બે કુલટાઓએ બધાને એવા વશ કરી લીધા હતા કે તેમની મરજી પ્રમાણે આ ધર્માધ્યક્ષની ગાદી અપાતી. આ જ સમે, કહેવાય છે કે એક વ્યભિચારિણી રાંડને પોપની ગાદીએ સ્ત્રીજિત ધર્માધિકારીઓએ બેસાડી દીધી હતી, પણ તેણે એક વરઘોડામાં જતાં જણી દેવાથી લોકમાં પૂરો ફજેતો થયો હતો.

**પોપની સાર્વભૌમ સત્તા**—રોમની ગાદીના આવા ઢંગ જોઈ જર્મનીનો પાદશાહ વચમાં પડયો, અને તેણે પોપની નીમણુક પોતાના હાથમાં લીધી. પણ એનું પરિણામ થયું ઉલટું. હવે પોપને

પાદશાહની હુંફ મળી તેથી તે ધર્મને બહાને બીજા દેશના રાજાઓને બહુ સતાવવા લાગ્યા, ને તેનો ભારઓજ રાજપ્રકરણી કામમાં આખા યૂરોપમાં વધી પડયો. એવામાં હિલ્ડબ્રાંડ નામનો એક મહાકાંક્ષી અપૂર્વ બુદ્ધિનો પોપ થયો, તેણે સાર્વભૌમ સત્તા હાથ કરવાનો મોટો તંત્ર રચ્યો. એણે એવો ધારો કર્યો કે કોઈ પણ પાદરીએ પરણવું નહિ, અને પરણ્યા હતા તેની બાયડીઓને હાંકી મુકી. આથી ધર્મગુરુઓમાં અનીતિનું મૂળ રોપાયું, પણ તેની સાથે હિલ્ડબ્રાંડને જોઈતું હતું તે તો થયું. પાદરીઓને હવે ઘરબાર ન રહ્યાથી ધર્મ-સમાજને પોતાનું ઘરબાર ગણવા લાગ્યા, અને તેની વૃદ્ધિને માટે જ તનમનથી મંડયા. બીજું કામ હિલ્ડબ્રાંડે એ કર્યું કે આજ સુધી દેશ દેશના પાદરીઓની નીમણૂક ત્યાંના રાજાઓ કરતા હતા, તે યુક્તિ પ્રયુક્તિથી પોતાને હાથ લઈ લીધી. પછીથી પાદરીઓનો ઇન્સાફ રાજાથી થાય નહિ એમ ચલાવ્યું. આ રીતે ધર્મખાતાનો સઘળો તંત્ર પોતાને હાથ કર્યા પછી પોપ ચાહે તેને ધર્મબહાર મુકવા લાગ્યા, ને તેથી સઘળા દેશના રાજા કે રંક સર્વે તેના તાબેદાર ગુલામ થઈ પડયા. દીનતાનો બોધ કરનાર પરમ દીન, ઇસુ ખ્રિસ્તનો ધર્મસમાજ, જે પ્રથમ ભાઇચારાના સમભાવથી ભેગો થયો હતો, તેમાં હવે આ રીતે એક માણસ નિરંકુશ આચાર્ય, મદોન્મત્ત ધણી ને રાજનો રાજા થઈ રહ્યો.

પોપની આ ભયંકર સત્તામાં કાંઈ બાકી હતું તે ઇ. સ. ૧૨૫૧ માં પૂરૂં થયું. એ વરસે પેલો દુષ્ટ, રાક્ષસી, હજારોના પ્રાણ લેનારો, સ્વતંત્ર બુદ્ધિનો શત્રુ, ઈંકિવઝિશન ( Inquisition ) નામનો ધારો યૂરોપમાં નીકળ્યો. અનાસ્થક એટલે પોપનો કહેલો ધર્મ કોણ નથી માનતા, તેની બાતમી કહાડી સ્વચ્છંદે બાળી મુકવા સુધીનો અખત્યાર ધરાવનારૂં એ વિકરાલ ખાતું હતું, ને તેની સઘળી દોરી પોપને હાથ. આ જોઈ મોટા મોટા ધર્માધિકારીઓ મોં વિકાસી રહ્યા, અમીર ઉમરાવો ને રાજાઓ પણ શેહ ખાઈ ગયા, ને લોકો તો એનું

નામ સાંભળી જ થરથર કાંપવા લાગ્યા. હવે કોની તાકત હતી કે એક શબ્દ પણ બોલે કે પોપના ધર્મમાં ફલાણી વાત ખોટી છે? પોપ કહે તે ધર્મ એ ઘણા વખતથી મનાવા લાગ્યું જ હતું, ને હવે તો પોપની અદોષતા એ કૅથેલિક માર્ગનો મોટામાં મોટો સિદ્ધાંત થઈ પડયો.

**ધર્મભ્રમનું** તો આવા પ્રપંચરૂપ આચાર્યોના પ્રબળ કાળમાં પૂછવું જ શું? ભ્રમજાળ વધારવામાં જ તેમનું જીવન રહેલું છે. "ધન હરે, ધોખો નહિ હરે" એવા આ યૂરોપના ગુરુઓએ, લોકોને આ સમે અંતઃશુદ્ધિ ભુલાવી કેવળ બાહ્ય કર્મની લેહેજે ચડાવી દીધ હતા. બાહ્ય કર્મોમાં પણ સુનીતિની કરણી કરતાં જડ કરણીનું માહાત્મ્ય બહુ વધારી મુક્યું. પાઠ, પૂજા, વ્રત, ઉપવાસ, જાગરણ, જાત્રા, પાતકોચ્ચારણ (confession), પ્રાયશ્ચિત્ત, દેહદમન, ઇત્યાદિ હજારો જડ કર્મો આ સમે યૂરોપમાં મુક્તિનાં પરમ સાધનો મનાયાં હતાં. ખ્રિસ્તી ધર્મમાં એકેશ્વર ભક્તિ કહેલી છતાં મરિયમ માતાની તથા અનેક મૂએલા* સંત સાધુઓની પ્રાર્થના કરવાનું, માનતા માનવાનું, તથા તેમની કબર-દરઘાએ જાત્રા જવનું બધા લોકોને આ ધર્માચાર્યોએ પ્રબોધ્યું હતું.

મૂર્તિપૂજા પણ દેવળોમાં મોટા ઠાઠથી થતી. સ્મારકભક્તિ એટલે ઈસુ ખ્રિસ્ત કે બીજા સંત સાધુઓના શરીરશેષને ભક્તિભાવથી સંઘરવાનું તો સઘળાને ઘેલું લાગ્યું હતું. એથી દગલબાજી બહુ ચાલતી અને તે ધંધાની મોટી વખાર પોપને ઘેર હતી. આ તો ફલાણા સંતનું હાડકું છે, આ તો ફલાણા મુરીદનો નખ કે

* ઈશ્વર કે ઈસુ ખ્રિસ્તની તો કાંઈ પ્રાર્થના જ કરતા નહિ અને કહેતા કે કોઈ સંતના વસીલા વિના તે આપણું કયાંથી સાંભળે! સહાયક વિના તેને સંભારતાં રખેને તે ચીડવાઈ જાય એમ ધારી પોતાના ઇષ્ટ સંતને પ્રસન્ન કર્યા પછી જ તેનું નામસ્મરણ પણ કરતા, અને ઘણિવાર તો તેને વીસરીએ જતા, કેમકે આ સંસારી સુખો અપાવનાર તો પેલા સંત-સાધુઓ જ મનાયા હતા.

વાળ છે, અને આ તો ખુદ ઈસુ ખ્રિસ્તની દાઢીના વાળ કે ખુદ શૂળીનું લાકડું છે, એમ કહી લાખો રૂપિયા હરામખોરો ધૂતી લેતા. પોપને એથી પણ મોટી કમાઈનું સાધન પાપનાં ક્ષમાપત્રો હતાં. અનંત જીવોનાં અનંત પાપપુંજને એક ક્ષણમાં ભસ્મ કરી નાંખનાર જે ઈસુ ખ્રિસ્તનો પુણ્યભંડાર, તે તો ઈશ્વરે પીટરની (રોમની) ગાદીને સ્વાધીન કરી રાખ્યો છે એમ કહી, આ આચાર્યો પ્રાયશ્ચિતનાં નાણાં લેતા, ને પાપસંતપ્ત જનોને મુક્તિનાં ખાત્રીપત્રકો લખી આપતા. પહેલાં તો સો સો વરસે રોમમાં મહા યાત્રા ભરાતી હતી તે વેળા ક્ષમાપત્ર અપાતાં હતાં, પણ પછી તો પચાસ, ત્યાર પછી તેત્રીસ, અને પછીથી પચીશ વર્ષે તે યાત્રા ભરવા માંડી; અને છેવટે તો આ કરુણાળુ ગુરુ મહારાજ ક્ષમાપત્રોનાં ગાડે ગાડાં ભરીને ગામે ગામ લોકોને ઘરાંગણે મોકલવા લાગ્યા, અને તે ઝપાટાથી ખપાવે એવા ખબરદાર દલાલિયા પણ રાખતા. પાપક્ષમાની કીંમત જણાવવા સારૂ એક આપણા જકાતખાતાના જેવું પત્રક પ્રકટ કર્યું હતું. તેમાં ચોરીના આટલા, ખૂનના આટલા, વ્યભિચારના આટલા, બાળહત્યાના આટલા, પ્રસિદ્ધ ગોત્રગમનના આટલા, ગુપ્ત ગોત્રગમનના આટલા, વગેરે દરેક પાપની કીંમત વિગતવાર લખી દેખાડી હતી. મૂએલા બાપદાદા કે સગાં સંબંધીને પાપમુક્ત કરાવવા હોય, તો તે પણ ઈશ્વરનો આ આડતિયો કરાવી આપવા તૈયાર હતો—માત્ર નાણાં આપવાં જોઈએ. સોળમા સૈકામાં તો, હવે પછી જેટલાં પાપ થાય તે બધાની પણ માફી સામટી આગળથી જ આપવા માંડી. અનીતિને ઉત્તેજવામાં હવે આ ધર્મગુરુ તર્ફથી કાંઈ પણ બાકી હતું?

ધર્મગુરુઓની નીતિ આ સમે કેવી થઈ ગઈ હશે તેનો તમે ખ્યાલ ઉપલી હકીકત ઉપરથી બાંધ્યો હશે જ. તેઓ છેક વિષયી થઈ ગયા હતા. ગામડાના પાદરીઓ પીઠામાં જાય, છાકટા બને, જુગાર રમે, રાંડોની પછવાડે દોડે, મારામારી કરે, લોકોનાં ઘર ફાડે, ને વખતે ખૂન પણ કરે. તેઓ ખુલ્લી રીતે રાંડો રાખતા, ને છોકરાં

ચાય તેને ઘરમાં પાળતા. આ વાત ઉપરી ધર્માધિકારીઓને માલમ હતી પણ તે વરસુનીઆ લાંચ લઈ આંખ આડા કાન કરતા. બોલવા ચાહે તોપણ શું મોં લઈને તે બોલી શકે? એમના આચરણ તેથી પણ ભૂંડાં હતાં. આ સમે ધર્મગુરુઓના વર્ગમાં થોડાજ સારા માણસો હશે. બાવાઓના આશ્રમમાં વિવિધ કુકર્મો થતાં, અને ભલી બાયડીઓ ત્યાં પગ પણ મુકતાં ખંચાતી. બાવીઓના મઠમાં પણ એવા જ બદફેલી દુર્ગંધ મારી રહી હતી.

રોમ તો સઘળા દુરાચારનું મથક, ને પોપ તેનો ધુરંધર ધણી હતો. રોમના બાવાઓને મુકાબલે તો બીજા દેશના પાદરીઓ ખરા ભગવતી કહેવાય. આ સમે રોમમાં જે જાત્રાએ આવતું તે ધિખાસણમાં પડતું કે આ તે ધર્મ કે અધર્મનું ધામ છે. પોપ છઠ્ઠો સિકંદર એવો વંઠેલ હતો કે તેણે રાખની છોકરી સાથે ખુલ્લો કુછંદ માંડયો હતો, અને આળ તો પોતાના પેટની જ હયૂકીશિયા દીકરી વિષે પણ એને માથે આવ્યું હતું. એનો છોકરો સીઝર બોર્જા (જે અલબત્ત મોટો ધર્માધિકારી હતો) તે બીજી બદચાલની સાથે *લૂટફાટ, ખૂનરેજી, ને ઝેર દેવાનો જ ધંધો લઈ બેઠો હતો. સાંજ પડી કે રોમમાં કોઈથી ઉમરા બહાર નીકળાતું નહિ. તોપણ વહાણું વાય કે દરરોજ દશ વીશ ખૂનની બૂમ પડે. ખૂન કરતાં પણ ઝેરથી ઘણાનો ઘાણ નીકળતો. ઝેર દેવું એ એક આ સમે ઈટલીમાં ઘેર ઘેરની વિદ્યા થઈ પડી હતી. હાલ કોઈ ડાક્તરો પણ પૂરૂં જાણતા નથી એવાં તાત્કાલિક, ભાત ભાતનાં ને સ્વાદ કે ગંધ વિનાનાં વિષ તે લોક બનાવવા લાગ્યા હતા. આ પોપનો જીવ પણ આખરે પોતાના બનાવેલા ઝેરથી જ ગયો. કોઈ પ્રતિપક્ષી ધર્માધિકારીને મારી નાખવા એણે રસોઈમાં ઝેર નખાવી પોતાને ત્યાં જમવા તેડયો, પણ તેણે તો અગાઉથી ચેતી રસોઈઆને ફોડી

---

* આ સમે ધર્માધિકારીઓ તરવાર બાંધતા, લશ્કર રાખતા, અને લડાઈ કે લૂટફાટ કરવાનો ધંધો લઈ બેઠા હતા.

રાખ્યો હતો તેથી તે વિષવાળું ભોજન એના જ ભાણામાં આવ્યું અને ખાતાંને વાર પોતે જ માર્યો ગયો. આ પોપ, એનો દીકરો, અને પેલી દીકરી એ ત્રણેની રીતભાત, રમત ગમત, ને ખાનગી ચાલગલગત એવી તો બેહયા હતી કે તેનું વર્ણન કરતાં કોઈની પણ કલમ લજવાઈને ફીકી પડી જાય.

**લોકોની અનાસ્થા**—આવી જ્યાં ધર્મગુરુઓની રહેણી ત્યાં લોકોની આસ્થા શી રહે? ગુરુઓના સઘળે ઠેકાણે ફજેતા જોઈ ધર્મબુદ્ધિના માણસો મહા લજ્જા ને ખેદ પામતા હતા અને હડહડતા ભાવિકોના પણ ભાવ ડગી ગયા હતા. પણ કરવું શું એ તેમને મોટો વિચાર થઈ પડયો હતો. જો કાંઈ બોલીએ છીએ, તો તેઓ વિચારતા કે, અનાસ્થિકોનું ચડી વાગી ધર્મની વધારે ખરાબી થાય છે, કેમકે યુનાની વિદ્યાનો અભ્યાસ વધ્યા પછી વિદ્વાન્ વર્ગમાં અનાસ્થાએ જબરો વાસ કર્યો હતો. ઈટલીમાં તો મોટા ધર્માધિકારીઓ પણ પોપ પર્યંત પૂરા નાસ્તિક થઈ ગયા હતા. બીજે ઠેકાણે ઘણા વિદ્વાનો નાસ્તિક નહિ તોપણ ધર્મમાં મોળા, સ્વચ્છંદી ને સંસારી વિદ્યામાં લીન થઈ ગયા હતા. પણ જનમંડળને તો ઈશ્વરની બીક સુનીતિમાં રહેવા જરૂરની છે, અને તેથી સઘળા ભલા માણસો ધર્મસુધારો ઇચ્છતા હતા. વળી, આત્માની ઉર્મીઓ જડવાદમાં સમાતી નથી, અને તે આપોઆપ જ અનાદ્યનંત તર્ફ ઉછાળા મારે છે. તેથી કેટલાક વિદ્વાનોની બુદ્ધિએ નાસ્તિકય છોડી અફલાતુન (Plato) ના બ્રહ્મજ્ઞાન તર્ફ જવા માંડયું, અને તે વલણને જનોપયોગી જાણી ભલા ગૃહસ્થોએ ઘણું ઉત્તેજન આપ્યું. પણ એકલું અધ્યાત્મ ભક્તિના ઉમળકા વિના નિર્બલ છે, અને તેની કાંઈ અસર લોકપર થઈ નહિ. ધર્મનો ઉદ્ધાર ધર્મમય ભક્તોના પોકારથી જ થાય છે; અને તે શી રીતે થયો તે હવે આપણે જોઈએ.

# પ્રકરણ ૧૮ મું.

## ધર્મોદ્ધારણ.

**પૂર્વના ધર્મોદ્ધારકો**—સત્પુરુષને જૂઠ ગમતું નથી. દંભ ને આડંબર જોઈ તેઓનો આત્મા પાછો હઠે છે અને જે તેવી પદ્ધતિથી વિષયાસક્તિનું પોષણ થતું દેખે છે, તો તેઓ કાપીને તેના કડકે કડકા કરી નાખી લોકોને પાછા સત્યને માર્ગે વાળે છે. આવા એ ચાર મહા પુરુષો સમયાનુસાર સોળમા સૈકામાં નીકળી આવ્યા, તે પહેલાં કેટલાક સાધુઓએ પોકાર તો ઘણા કાળથી ઉડાવવા માંડ્યો હતો. તેમાં વિકલિફને પહેલું સ્થાન ઘટે છે. ચૌદમા સૈકામાં એણે સ્પષ્ટ રીતે પોપના સંપ્રદાયને ઈંગ્લાંડમાં તુચ્છકાર્યો, પણ જાતે શાંત ને દેશકાળ પ્રતિકૂલ હોવાથી તે બરાબર ફાવ્યો નહિ. તોપણ એને થોડાક શિષ્યો થયા ને પંથ ચાલ્યો. એ પંથીઓ, ઇતિહાસમાં લોલાર્ડ એ નામથી ઓળખાય છે. તેમણે રાજાઓનો પાછળથી મહા જુલમ છતાં અસત્યને નમણું આપ્યું નહોતું. એમ ધારવામાં આવે છે કે એમાંના કેટલાક નાસીને જર્મનીમાં ગયા, તેમના સંગથી ત્યાં ધર્મસુધારાનાં બી પહેલવહેલાં રોપાયાં.

**હસ.**—પંદરમા સૈકામાં બોહીમિઆ ખાતે જોન હસ નામનો એક મહા જુસ્સાવાળો સુધારાનો સાધુ નીકળ્યો. એણે પોપનું જોર ડગાવી નાખી તે પ્રાંતમાં ઘણા શિષ્યો કર્યા. એ પ્રબોધકને દુષ્ટાએ બાળી મુક્યો, ને એના પંથીઓ ઉપર વિકરાલ જુલમના વરસાદ વરસ્યા; પણ તેમની સંખ્યા વધતી જ ગઈ.

એ સિવાય ઠેકાણે ઠેકાણે સઘળા દેશમાં ધર્માંતરી માણસો પોકારી ફિરતા, અને મરતાં મરતાં પણ ચાલુ અધર્મ ઉપર ધીટકાર નાખતા. ધર્મસુધારો પાસે હતો. એનાં નગારાં વાગવા લાગ્યાં હતાં. માર્ટિન લ્યૂથર જન્મ્યો, ને ઘડી ભરાઈ રહી.

માર્ટિન લ્યૂથર–એ જાતે ગરીબ ખાણુ ખોદનારનો દીકરો વિદ્યાભ્યાસ કરી શાસ્ત્રી (doctor) પદને પામેલો, પણ વૈરાગ્ય ઉપજ્યાથી ઑગસ્ટાઇન મઠનો બાવો થઈ રહેલો, વિટેમ્બર્ગની પાઠશાળાનો એક આ સમે પ્રસિદ્ધ શિક્ષાગુરુ હતો. એ સ્વભાવે ગંભીર, ખરો ને તીખો હતો. ઇ. સ. ૧૫૧૦ માં એને મઠાધિકારી-એ કાંઈ કામસર રોમ મોકલ્યો. ત્યાંનો ભ્રષ્ટાચાર જોઈ એનો ભાવ છિન્નભિન્ન થઈ ગયો, અને તે વેળાથી જ યૂરોપના ધર્મોદ્ધારણનાં બેમાલમ બી એના મનમાં રોપાયાં. પાછો આવ્યો ત્યારે ઈશ્વરે પ્રસંગ પણ એવા જ મેળવી આપ્યા. પાઠશાળામાં એને સૅક્સનીના "ઇલેક્ટરે" (ઠાકોરે) ધર્મશાસ્ત્રમાં બાઇબલ શીખવવાનો હુકમ કર્યો. એ વિષે તો એનો ઘણા વખતથી ખાસ અભ્યાસ જ હતો. અને તેથી એણે એવાં સરસ ને નવીન ઢપનાં વ્યાખ્યાનો આપવા માંડ્યાં કે તે સાંભળવા દૂર દૂરના વિદ્વાનો પણ દોડી આવતા. હજી ચાલુ ધર્મની વિરુદ્ધ એ કાંઈ બોલતો નહિ, અને એના વિચાર પણ તે રસ્તે ચડ્યા નહોતા; તોપણ બાઇબલમાં હોય તે જ ધર્મ એ જે પ્રૉટેસ્ટંટ પંથનો સિદ્ધાંત તે અત્યારથી જ એને મુખે પ્રકટ થવા લાગ્યો.

ઇ. સ. ૧૫૧૭ માં નવાં ક્ષમાપત્રોની આડત જર્મનીમાં આવી. તે આડતનો દલાલિયો (બાવો) એવા તો બકાલવેડા કરવા લાગ્યો કે તે લ્યૂથરથી જોઈ રહેવાયું નહિ. એણે પોતાની સહી સાથે એક એવું જાહેરનામું ચોડી દીધું કે ક્ષમાપત્રોથી પાપ છૂટતાં નથી, અને એ બાબત કોઈએ વાદ કરવો હોય તો હું તૈયાર છું. એ જાહેરનામું પંચાણું કલમનું ઘણા શાસ્ત્રાર્થવાં ભરેલું હતું. સામાવાળીઆ બાવાએ જવાબમાં જાહેરનામું કહાડ્યું, પણ ગાળો સિવાય બીજું તેમાં થોડું જ હતું. તેને લ્યૂથરના વિદ્યાર્થીઓએ ચીડવાઈ જાહેરમાં બાળી મુક્યું. આખા દેશમાં હોહા થઈ રહી અને લ્યૂથરના પંચાણું શાસ્ત્રાર્થો બધે ફેલાયા. એક જ શાસ્ત્રી એની સામે વાદ કરવા કેટલેક મહિને આવ્યો,

તેને એણે હરાવ્યો, અને એની કીર્તિ વધી. આ પ્રસંગે પ્રોટેસ્ટંટ પંથનો બીજો એક સિદ્ધાન્ત એણે પ્રકાશ્યો કે આત્માનું કલ્યાણ ક્રિયાસાધ્ય નથી પણ શ્રદ્ધાસાધ્ય છે. વાત વધી ને પોપ દશમો લીઓ જે અત્યાર સુધી એને ફક્ત બે બાવાની સાધારણ વઢવાડ ગણતો હતો, તેણે હુકમ મોકલ્યો કે લ્યૂથરે જવાબ દેવા હજૂરમાં આવવું. સેક્સનીના ઠાકોરે વચમાં પડી એવું ઠેરવાવ્યું, કે જર્મનીમાં જ એનો ઇનસાફ કરવો. ઑગ્સબર્ગમાં એક મોટા ધર્માધિકારીની આગળ એને બોલાવ્યો, અને ત્યાં કાંઇંક વાદવિવાદ થયો. આ પ્રસંગે એણે "પોપ કહે તે જ ધર્મ" એ મત નકાર્યું. અને વિશેષ એમ પણ બોલ્યો કે સેંટ પીટર ( ઇસુ ખ્રિસ્તનો મુખ્ય ચેલો જેને રોમની ગાદી પોતાનો મૂલ સ્થાપક ગણે છે તે ) પણ કોઈ વખત ભૂલતો હતો. પણ પછી સમજી લ્યૂથર રતોવાઈ નાઠો. હવે એને દેશપાર કરવાનું સેક્સનીના ઠાકોરપર ઘણું દબાણ થયું, પણ તે સરદારે કાંઈ દરકાર કરી નહિ.

બળથી વળ્યું નહિ ત્યારે પોપે કળ ચલાવી. લ્યૂથરની ઉપર પ્રીતિ ભર્યો કાગળ લખી વિષ્ટિ ચલાવવા માંડી. એમાં તે કદાપિ ફાવત, પણ કેટલાક ધર્માંધ શાસ્ત્રીઓએ વાદવિવાદ ઉઠાવી એને ચીડવ્યો અને એણે ખુલ્લા ગ્રંથો ચાલુ ધર્મની વિરુદ્ધ લખ્યા. પોપે સભા મેળવી લ્યૂથરના એકતાળીશ મત ચૂંટી કહાડી તેને ધર્મદ્રોહી ઠેરવ્યા, એના ગ્રંથો બાળી મુકાવ્યા, અને હુકમ કર્યો કે બે માસની મુદતમાં જાતે હાજર થઈ પોતાના બોલ જાહેરમાં પાછા નહિ ખેંચી લે તો એ ધર્મબહાર. એ સાંભળી લ્યૂથરે એથી પણ ભારે કોપ જણાવ્યો. એ હુકમ અને તે ભેળા પોપની સત્તાના પ્રતિપાદક ગ્રંથો લઈ એ ગામ બહાર ગયો, બધા લોકને એકઠા કર્યા, અને ત્યાં તે ઉપર પૂળો મુકી સૌની સમક્ષ તેને ભસ્મ કરી નાખ્યાં. ( ઇ. સ. ૧૫૨૦, ડિસેંબર તા. ૧૦ મી. ) આ વેળા એનું વય સાડત્રીશ વર્ષનું હતું.

હવેથી એ પોપ વિરુદ્ધ ગ્રંથો ગરમ ભાંડતી ભાષામાં ઉપરાચાપરી પ્રકટ કરવા લાગ્યો. જર્મનીના પાદશાહે ઘણા માંડલિકોના અનુમતથી એને ધર્મદ્રોહી ઠેરવ્યો, પણ સેકસનીના ઠાકોરે તજવીજથી એને એક એકાંત કિલ્લામાં સંતાડી દીધો. અહિંયાંથી એણે પાતકોચ્ચારણ, બ્રહ્મચર્ય પ્રતિજ્ઞા, મૃતાર્થ પ્રાર્થના, વગેરે રોમના અનેક સંપ્રદાયની વિરુદ્ધ ઉછળતાં લખાણો પ્રકટ કર્યાં. એની અસર સેકસનીમાં ઘણી જ થઈ. સેંકડો બાવા મઠ છોડી ગૃહસ્થાશ્રમમાં પાછા આવ્યા, કેટલાકે પ્રભુભોજનની ક્રિયા છોડી દીધી, અને એક શિષ્યે તો વિટેમબર્ગના સઘળા દેવળોમાં જઈ મૂર્તિએ ભાંગી નાખી, તથા બાઈબલ સિવાયના સઘળા ગ્રંથોને બાળી મુકવાના વિચારમાં હતો. પરસેવો ઉતારી ખાવું એ આજ્ઞાને અનુસરી કેટલાક કુલીનો ખેતરમાં મજુરીએ જવા લાગ્યા. આ જોઈ લ્યૂથર પાછો આવ્યો, ને બધાને હદમાં રાખ્યા. પેલો શિષ્ય લડીને સ્વિટ્ઝર્લાંડના ધર્મોદ્ધારક પાસે જતો રહ્યો.

હવેથી લ્યૂથર, જે જર્મનીના ધર્મસુધારાનો મુખ્ય થઈ રહ્યો, તેણે " નવીન સ્થાપના ( New Testment ) " નું ભાષાન્તર કર્યું, અને વિવિધ પુસ્તકો લખ્યાં. એણે હવે બાવાનો વેષ કહાડી નાખ્યો, અને પાછળથી એક બાવી જોડે લગ્ન પણ કર્યાં. ઉત્તર જર્મનીના ઘણા ઠાકોરો લ્યૂથરના પંથમાં ભળ્યા, તેમણે પોતાના રાજમાંથી બાવા બાવીના મઠ કહાડી નાખ્યા, અને તેની મિલ્કત તથા ગામગરાસો રાજ ખાતે જપ્ત કરી દીધા. જર્મનીના રાજમંડળમાં આ ધર્મસુધારા વિરુદ્ધ ઠરાવ થતો હતો, પણ આ ઠાકોરોએ તેની સામે વાંધો [ protest ] લખીને આપ્યો, અને તે વખતથી સઘળા ધર્મોદ્ધારીઓ પ્રૅાટેસ્ટંટ એટલે વાંધો ઉઠવનારા એ નામથી ઓળખાય છે. ઇ. સ. ૧૫૩૦ માં જર્મનીના પાદશાહને આ પ્રૅાટેસ્ટંટ મતના લોકોએ પોતાના સિદ્ધાંત લખી આપ્યા, અને તે પ્રમાણે વર્ત્તવાની તેમને કેટલીક શરતોની સાથે રાજમંડળે છૂટ આપી. તે

છતાં વધારે સલામતીને માટે લ્યૂથરપંથી ઠાકોરોએ રાજકીય એકકો કર્યો, અને તે વખતથી જર્મનીમાં ધર્મસુધારો જડીભૂત થયો.

હવે લ્યૂથરે બાકીનું આયુષ્ય પોતાના પંથની પદ્ધતિ બાંધવામાં તથા તેને વ્યવસ્થિત કરવામાં ગાળ્યું. એણે ઇ. સ. ૧૫૪૬ માં ત્રેસઠ વરસની ઉંમરે પોતાનો દેહ છોડયો. તે સમે જર્મની સિવાય યૂરોપના બીજા પણ કેટલાક દેશમાં ધર્મોદ્ધાર સ્થપાઈ રહ્યો હતો, કેટલેક ઠેકાણે તેમ થવાની તૈયારી હતી, અને બધે જ તેનો પોકાર સંભળાઈ લોકનાં ચિત્ત ચંચળ થવા માંડયાં હતાં. એ બધાનો જશ આ ધર્મવીર લ્યૂથરને છે: અગર જો* કે સમય પાકી રહ્યો હતો અને સ્વિટ્ઝરલાંડનો ધર્મોદ્ધાર આપોઆપ બીજા સુધારકોએ જ ઉઠાવી વધારે ડહાપણથી સ્થાપિત કર્યો હતો.

સ્વિટ્ઝર્લાંડનો ધર્મસુધારો પણ ક્ષમાપત્રોના કારણથી અને લગભગ એજ વખતે ઉભો થયો હતો. એનો આગેવાન પણ ઝ્વિંગલી નામનો ધર્મગુરુ જ હતો. ધર્માધિકારીઓએ સામા થવા માંડયું પણ તેમનું કાંઈ ચાલ્યું નહિ, અને ત્યાંની પ્રજાતંત્ર રાજસભાએ તે સુધારો મંજૂર કર્યો. સ્વિટ્ઝર્લાંડનો ધર્મોદ્ધાર લ્યૂથરે કર્યો તે કરતાં

---

* ખંડન કાર્ય ઈરૅસ્મસ નામનો એક રસિક પંડિત આખા યૂરોપને માટે બરાબર કરી ચુકયો હતો. એની સુઘડ ફાંકડી બાનીએ ધર્મગુરુઓ તથા ધર્મક્રિયાઓને ૩પલા વર્ગમાં હાંસીપાત્ર કરી મુકયાં હતાં. 'નવીન સ્થાપના' એણે મૂલ ગ્રીકમાં પંડિતાઈથી સારોદ્ધાર કરી હતી. પણ તે છતાં લ્યૂથરે મંડન કાર્ય આરંભ્યું, ત્યારે પાછળથી એજ સુધારક સંરક્ષક બન્યો હતો, કેમકે ધર્મનું ઐકય તોડયા વિના સમજુતીથી સુધારો કરવા તર્ફ એનું લક્ષ હતું. ખરી વાત તો એ છે કે ખંડનકાર ને મંડનકારની પ્રકૃતિ જ જુદી હોય છે. એક [ લાભાલાભ રૂપ ] ફળ જુવે છે અને બીજો સત્ય જુવે છે. એક માનુષી પ્રયત્ન ઉપર અને બીજો ધર્મધુરંધર ઉપર આધાર રાખે છે. એક જનહિતને સંબોધે છે અને બીજો એક ઈશ્વરને નામે અલ્લેક જગાવે છે.

પણ વધારે ચોખ્ખો ને સંપૂર્ણ હતો, પણ તેના આચાર્યોએ ડહાપણ ને નરમાશ વાપરવાથી તે સલાહશાંતિએ થયો, અને તે થઈ ચૂક્યો ત્યાં સુધી પોપને પૂરી ખબર પણ પડી નહિ.

લ્યૂથરના ને આ સંપ્રદાયમાં કેટલોક મતભેદ હતો, તે ભાગવા બંને પક્ષવાળા મળ્યા, પણ લ્યૂથરના મમતને લીધે તેમ બની શક્યું નહિ, અને ઉલટો કાંઈક વેરભાવ ઉત્પન્ન થયો.

પાછળથી કેલ્વિન નામનો એક જ્ઞાની નીકળ્યો. તેણે જિનીવામાં કાંઈ પેટાપંથ કહાડયો અને આગળ જતાં તે જ પંથ સ્વિટ્ઝર્લાંડનાં બહુ બળવાન થયો. એ પંથ નોક્સ નામના એક ધર્મમસ્ત પુરુષે સ્કોટલાંડમાં દાખલ કર્યો, અને હજી ત્યાં તે જ ચાલે છે.



## પ્રકરણ ૧૯ મું.

### ઈંગ્લાંડમાં ધર્મોદ્ધારણ.

બે પક્ષ. નવી વિદ્યાથી ઈંગ્લાંડના લોક પણ ધર્મની બાબતમાં દેખતા થયા હતા. બધા વિદ્વાનો સમજતા હતા કે ધર્મમાં સુધારાની જરૂર છે, પણ તે કેટલો ને શી રીતે તેમાં બે પક્ષ હતા. એક પક્ષ એવી ઇચ્છા રાખતો હતો કે ધર્મનું ઐક્ય તોડયા વિના સમજુતીથી સુધારો કરવો, અને તેમ થવાની કાંઈક આશા પણ હતી, કેમકે તે સમેનો પોપ દશમો લીઓ જાતે મોટો વિદ્વાન્ અને તેમાંના કેટલાક- નો પરમ મિત્ર હતો. બીજો પક્ષ જુવાનીઆ ટોળીનો તોડવા તર્ફ હતો, અને જર્મનીના સુધારાની વાત જેમ જેમ તેમને કાને આવતી ગઈ તેમ તેમ તેઓ વધારે ઉત્કંઠિત થતા ગયા. આખરે એક છૂપી સભા સ્થાપી તેઓએ લ્યૂથરના મત ઈંગ્લાંડમાં ફેલાવવા ઘણી મહે- નત કરી. પણ રાજસત્તા સામી હતી, અને તેઓ લ્યૂથરના જેવા

ભક્તિવીર નહોતા કે તેમનું કાંઈ ફાવી શકે, પણ એક દૈવયોગી બનાવે તેમને મોટી સહાય કરી.

**આઠમો હેન્રી**—એ વિદ્વાનોનો મિત્ર અને જાતે પણ કાંઈક વિદ્વાન્ હતો. એ પણ સુધારો કરવા ચહાતો હતો, પણ તે ધર્મનું ઐક્ય રાખીને—તેથી જ્યારે લ્યૂથરે સપ્ત સંસ્કારનું ખંડન કર્યું, ત્યારે એણે પંડે પ્રત્યુત્તર છપાવ્યો. (ઇ. સ. ૧૫૨૧.) અને તેથી પોપે રાજી થઈ એને "ધર્મરક્ષક (Defender of the Faith)" નો ખિતાબ આપ્યો, જે હજી ઈંગ્લાંડના પ્રોટેસ્ટંટ રાજાઓ પણ ગર્વથી રાખી રહ્યા છે.

ઇ. સ. ૧૫૩૦ માં જ્યારે કૅથેરાઇન રાણીને તજી દેવાનો એને મમત ભરાયો હતો, તે વેળા એનો કારભારી ટૉમસ ક્રૉમ્વેલ કરીને હતો તે બડો પ્રપંચવીર હતો. તે તથા ક્રૅન્મર નામનો એક જુવાન શાસ્ત્રી સુધારા પક્ષનો હતો તે બંનેએ રાજાને ચડાવ્યો, કે પોપની સત્તા રદ કરો તો જ તમારૂં ધાર્યું થાય એમ છે. તે ઉપરથી હેન્રીએ (ઇ. સ. ૧૫૩૧–૩૩) પાર્લમેન્ટ પાસે એવા કાયદા કરાવ્યા કે ઈંગ્લાંડમાં ધર્મનું આધિપત્ય રાજાને જ હાથ છે. રાજાનો વિચાર ધર્મપદ્ધતિ ફેરવવાનો જરાએ નહોતો, પણ પરિણામે સઘળું ક્રૉમ્વેલે તેની પાસે કરાવી લીધું. પોપે ચીડવાઈને એનું નવું લગ્ન ખોટું ઠેરવી અને ધર્મ બહાર મુકયો, ત્યારે પાછો ક્રૉમ્વેલે પ્રબોધ્યો કે આપણા દેશમાં સઘળા પાદરીઓની બહાલી બરતર્ફી આપના હાથમાં લેવાની હવે જરૂર છે. રાજાએ એને ધર્મખાતાનો પ્રતિનિધિ નીમ્યો. અને તે અધિકાર મળતાં જ તેણે ફરમાવ્યું કે ધર્મનાં વ્યાખ્યાનો અમે સનદ આપીએ તેણે જ કરવાં. આ રીતે સઘળા પાદરીઓનાં એણે મોં બંધ કરી દીધાં, એટલું જ નહિ પણ એ કહે તે મતનાં ને ઢપનાં જ પ્રબોધનો (sermons) આપવાની તેમને ફરજ પાડી. મોટે પ્રસંગે તો વિષયનાં પેટાં પણ એ પોતે લખી મોકલતો. બીજી

ત્યારથી રાજાનું ધર્માધિપત્ય કબુલ ન કરે તેને એ દુઃખ દઈ મારી નાખવા લાગ્યો. શેહ બેસાડવા મોટા મોટાને જ તેણે પ્રથમ પકડ્યા. એક બે તો રાજ્બીજ પણ આ સમે જમે થઈ ગયાં. પોપના પક્ષમાં હોય તેને ઝટ પકડી પાડ઼ે. એણે એવો કાયદો કરાવ્યો કે નવા લગ્નથી જે પુત્રી થઈ છે તે રાજની ખરી વારસ છે, અને તે કાયદાને સ્વીકારતાં લોકો પાસે એવી પણ પ્રતિજ્ઞા લેવામાં આવતી કે રાજાનું એ નવું લગ્ન સશાસ્ત્ર છે અને આગલું કેથેરાઇન સાથેનું લગ્ન ધર્મવિરુદ્ધ હતું. આથી કેટલાક સત્યવાદીઓને મરવું પડયું. એમાં સર ટોમસ મોરનું નામ બહુ પ્રસિદ્ધ છે. એ આ સમે યૂરોપના સારામાં સારા પંડિતોમાંનો એક હતો, અને એના કેટલાક વિચાર તો જમાનાથી એટલા આગળ હતા કે તે બસો વરસ સુધી વિદ્વાનોથીએ સમજાયા નહિ. આ હત્યાથી આખું યૂરોપ કકળી ઉઠયું, અને પોપે હેન્રીને પદભ્રષ્ટ કરવાનો હુકમ કહાડયો. આ કાળ એવો તો નહોતો કે કોઈ પોપનું બીડું ઝડપી ઇંગ્લાંડપર હુમલો કરે, પરંતુ દેશમાં નારાજીપો, ખટપટ ને કાંઇક ફિતુરો વધ્યાં. આ સમે ક્રોમ્વેલે પાછું સૂચવ્યું કે જર્મનીના પ્રોટેસ્ટંટ સાથે હવે સંધિ કર્યા વિના છૂટકો નથી, અને કેટલોક ધર્મસુધારો પણ દાખલ કરવો જોઈએ—કાંઈ નહિ તો પોપને બાળવાને માટે જ.

એ ઉપરથી રાજાએ મઠોની રીતભાત તપાસવા પંચ નીમ્યા, (ઇ. સ. ૧૫૩૫) અને તેમણે કાનના કીડા ખરે એવો તત્કાળ એક હેવાલ પ્રગટ કર્યો. તુર્ત હુકમ થયો કે બસો પાઉંડની અંદરની ઉપજવાળા સઘળા મઠ બંધ પાડવા અને તેની માલમિલ્કત સરકારમાં જમા કરવી. આથી રાજાને દશ લાખ રૂપિયા રોકડા તથા વર્ષે સવા ત્રણ લાખની ઉપજવાળી જાગીરો હાથ આવી. ત્રણેક વર્ષ પછી મોટા મઠ પણ બંધ પડયા. આ સમે રાજાનો એવો ત્રાસ વર્તી રહ્યો હતો, કે કેટલાક મઠવાળા બિચારા પોતાની મેળે જ અરજી કરવા લાગ્યા કે અમારા મઠ બંધ કરો. એની જાગીરોમાંથી કેટલીક પાક-

શાળાઓને આપી, અને ઘણીખરી દરબારીઓમાં વહેંચી દીધી. આથી રાજને બેશક બહાલી નુકસાન થયું. પણ તે સમે તો પોપ વિરુદ્ધ એક જબરો અમીર વર્ગ ઉભો થઇ આવ્યો. (ઇ. સ. ૧૫૩૬–૧૫૩૯.)

આ જ ત્રણ વર્ષમાં જાત્રાઓ બંધ પાડી, મત ઉત્સવના દિવસો ઓછા કર્યા, મૂર્ત્તિપૂજા અને સાધુ સંતોના શેષ ભાગની *ફજેતી કરી તે રીવાજો છોડાવ્યા, અને બેકેટની તો ઘોર પણ ખોદી નાખી. સમ સંસ્કારમાંના ત્રણ જ રાખ્યા, મુકિતને શ્રદ્ધાસાધ્ય માની, અને મૃતાર્થ પ્રાર્થના વગેરે અનેક કર્મ રદ કર્યાં. "ધર્મના સિદ્ધાંતો" હેન્રીએ પોતાના હાથે લખી કહાડયા, અને તે જ ઇંગ્લાંડનો ધર્મ એમ બધાને કાયદો કરી મનાવ્યું. બાઇબલનું ટિન્ડેલ કૃત ભાષાંતર જે પ્રથમ એણે નિષિદ્ધ ગણ્યું હતું તેમાં કાંઈ સુધારો કરાવી હાલ પ્રકટ કર્યું, અને તે વાંચવાની છૂટ આપી. આ રીતે ક્રોમ્વેલના પ્રધાનવટામાં (ઇ. સ. ૧૫૩૦ થી ૪૦) અગત્યનો ધર્મસુધારો બધો ઈંગ્લાંડમાં દાખલ થઈ ચૂકયો, પણ બળાત્કારે અને ઘણા લોકની ઇચ્છા વિરુદ્ધ. પ્રોટેસ્ટંટ પંથનો હાલ મુખ્ય સિદ્ધાંત કે "સઘળાને પોતાની બુદ્ધિ કબૂલે તે ધર્મ માનવાનો સંપૂર્ણ હક છે" એ તો આ વેળા જર્મનીના ધર્મોદ્ધારકોના પણ લક્ષમાં બરાબર નહોતો, અને ઘણી વખતે રોમન કેથોલિકની પેઠે તેઓ પણ પોતાનો મત પરાણે મનાવતા.

આથી નવશેખા સુધારાવાળાનું બહુ ચડી વાગ્યું. ગંભીર ધર્મક્રિયા ચાલી રહી હોય ત્યાં જુવાનીઆ ઘૂસી *બાઇબલનાં વાકયો બરાડવા લાગ્યા; કેટલીક કિશોરીઓ દેવળમાં નવી પ્રાર્થના પદ્ધતિ

* એક મૂર્તિ માથું હલાવતી ને ડોળા ફેરવતી હતી તેને કોરટમાં ખેંચી આણી તેનો દોરી સંચો બધાની આગળ ખુલ્લો કર્યો. મરિયમની મૂર્તિઓ નવસ્ત્રી કરી ગાડાં ભરી લંડન મોકલાવતા, અને ત્યાં તે બધીને જાહેરમાં બાળી મુકતા.

લાગી વાંચવાનો ડોળ કરવા લાગી, અને કેટલાકે ધર્માધિકારીઓની કચેરીપર ટોળાંબંધ ચડી જઈ તેને જ તોડી પાડી. પ્રભુભોજનની ક્રિયામાં એક સમે પાદરીએ પ્રભુની મૂર્ત્તિને ઉંચી કરી, ત્યારે એક જણે ઉઠી પોતાનો કુતરો જ ઉંચો ધર્યો. બાઇબલના અર્થ તો બધા મનસ્વી કરે, અને તેના વાદ વિવાદ ને ઝઘડા મોહોલ્લે મોહોલ્લે ને પીઠેપીઠે ગાજી રહ્યા. કેટલાકે "ધર્મ સિદ્ધાંત" (રાજાએ કાઢયા હતા તે)–ની ચર્ચા ચલાવવા માંડી, અને પ્રભુભોજનની હાંસીના તો ખ્યાલ, ટપ્પા ને ફારસો જોડાયાં. છેવટે કેટલાક જુવાન પાદરીઓ કાયદાનો બંધ તથા લોકલાજ છોડી ટપોટપ બાયડીઓ પરણી બેઠા.

આ બધું જોઈ જુના વિચારના લોકોનાં કલેજાં બળી ગયાં, અને ધર્મગુરુઓ તો છેક દિગ્મૂઢ જ બની ગયા હતા; પણ હેન્રી જેને અત્યાર સુધી ક્રોમ્વેલે સીસકે ચડાવી જેમ તેમ કરતાં સીસામાં ઉતારી રાખ્યો હતો, તેનો આ જોઈ મિજાજ ગયો, અને તેણે "છ કલમો" નો કાયદો કર્યો. (ઇ. સ. ૧૫૩૯.) એમાં પાદરીઓનું બ્રહ્મચર્ય વ્રત, ખાનગી પ્રભુભોજનની ક્રિયા, અને પાતકોચ્ચારણ એ કબૂલ રાખ્યાં, અને તે વિરુદ્ધ જે બોલે કે કરે તેને ભારે શિક્ષા ઠેરવી. તેથી હવે તો રોમન કેથોલિક અને પ્રોટેસ્ટંટ એ બંનેનો મરો જાગ્યો. બંનેને બાળી મુકવા ઠેર ઠેર ચિતાઓ સળગતી હતી. આ પ્રમાણે હેન્રીના આખા રાજપર્યંત ઇંગ્લાંડમાં ચાલ્યું.

૬ ઠ્ઠા એડવર્ડના વખતમાં જે બે રાજ રક્ષકો થયા તે બંનેએ ક્રેન્મરના કહ્યા પ્રમાણે ઘણો સુધારો દાખલ કરી દીધો. લોલાર્ડની સામા જે જે કાયદા પહેલાં થયા હતા તે તથા પાછલા રાજાની "છ કલમો" વગેરે ધર્મસુધારાને નડતા સઘળા ધારા રદ કર્યા. ધર્મ ખાતાની સઘળી જાગીરો બાકી રહી હતી તે જપ્ત કરી અને વિદ્યાખાતાને આપવાનું ઠેરવ્યું, પણ ઘણો ભાગ વગ વસીલા-

* બ્રાહ્મણોની સભામાં આવી કોઈ નીચ વર્ણનો ગાયત્રી મંત્ર બરાડે તેના જેવું આ તે સમયના આસ્તિકોને લાગતું.

વાળાઓને આપી તેમને અમીર બનાવ્યા. દેવસ્થાનોમાંથી મૂર્તિ કહાડી નાખનારૂં પંચ નીમ્યું. ઉપાસના વિધિમાં ઈંગ્રેજી ભાષા વાપરવાનો હુકમ કર્યો ( અત્યાર સુધી લૅટિન ભણવામાં આવતી ); રાજાનું ધર્માધિપત્ય ન માને તેને સજા કરવા લાગ્યા; વહેમી રીવાજો ન પાળવાનો ઢંઢેરો ફેરવ્યો; બાઇબલ વાંચવાની નિરંકુશ છૂટ આપી; સાર્વજનિક પ્રાર્થના પદ્ધતિ પ્રકટ કરી; ( જે જૂજ ફેરફારની સાથે હજી ઈંગ્લાંડમાં ચાલે છે ); અને પાદરીઓને પરણવાની કાયદાથી રજા આપી. બાર ધર્મબોધ છપાવ્યા, અને તે પ્રમાણે જ પ્રબોધનો કરવા બધાને તાકીદ કરી. તેમજ કેટલાક લ્યૂથરના, ને કેટલાક કેલ્વિનના સિદ્ધાંત સ્વીકાર્યા; જર્મનીથી પ્રૉટેસ્ટંટ વક્તાઓ બોલાવ્યા; અને ટુંકામાં હવેથી ઇંગ્લાંડના સમાજે ધર્મસુધારાનું ચોખ્ખું રૂપ પકડયું. "ધર્મની બેંતાળીશ કલમો" તૈયાર કરી અને તેમાંની જ ઓગણચાળીશ ઉપર હાલનો પણ ઈંગ્લાંડનો ધર્મસમાજ ઉભો છે.

આ લોકોએ પણ હેન્રીની પેઠે જ પોતાના પંથ ચલાવવા બળાત્કાર અને જુલમ વાપર્યો હતો. એમની પણ ધર્મના ઐક્યને માટે ઘણી ખંત હતી. અને "ધર્મ ઐક્ય" નો કાયદો બે વાર પસાર કર્યો હતો, અને જે એમના મતને નહિ માને તેને ટપોટપ કેદમાં મોકલતા. એનાબાપ્ટિસ્ટ નામના એક પ્રૉટેસ્ટંટ પંથવાળાને કે નાસ્તિક તથા અનાસ્થિકોને તો પૂર્વવત્ બાળી જ મૂકતા.

**મેરી**—આ રાણી હડહડતી રોમન કેથોલિક હતી. ગાદીએ બેઠી કે તુર્ત તેણીએ પોતાના ધર્મવાળા કેદમાં પડયા હતા તેને છોડયા, અને પાછલા રાજમાં જે જે ધર્મસુધારાને લગતા કાયદા થયા હતા તે રદ કરી પોતાના બાપનો બાંધેલો ઉપાસનાવિધિ ચલાવવાનો હુકમ કર્યો. આથી તો રૈયતનો ભાગ ઘણો રાજી થયો, કેમકે તેમને એ કરતાં વધારે સુધારો હાલ જોઈતો નહોતો. પણ આવા ધર્મયુદ્ધના કાળમાં આવી ધર્માંધ રાણીથી એટલું કરીને કેમ બેસી રહેવાય? પોપ સાથે કયારનો પત્રવ્યવહાર

ચાલી રહ્યો હતો, અને તેણીએ ઇ. સ. ૧૫૫૪ માં ઈંગ્લાંડનો ધર્મસમાજ પાછો શ્રી પોપને ચરણે ધર્યો. આ વાત પાર્લમેંટની મંજુરીથી તેણીએ કરી હતી. મઠની ઝાગીરો પાછી આપવાનો કાયદો પસાર કરવાનું કહ્યું ત્યારે પાર્લમેંટે આગ્રહથી ના પાડી, કેમકે તેમ કરતાં તો તેમનામાંના જ ઘણાને ઘેર ગોદો લાગે એમ હતું. આ ઉપરથી જણાય છે કે ક્રોમ્વેલે મઠની ઝાગીરો આપી દરબારીઓને અમીરો કર્યા તેથી એ ફાયદો તો થયો ખરો કે સ્વાર્થને લીધે તેઓ સદા સુધારાના સાથી થઈ રહ્યા.

પછીથી રાણીએ બીજા પંથવાળા ઉપર જુલમ ને બળાત્કાર ચલાવવા માંડયો, અને તે કારણથી તેનું નામ ઇતિહાસમાં "ખૂની મેરી" એવું પડી રહ્યું છે. એના વખતમાં કુલ ૨૮૪ માણસોને ભસ્મ કરી નાખ્યા હતા, અને તેમાં સ્ત્રીહત્યા કે બાળહત્યાનો પણ જરાએ વિચાર રાખ્યો નહોતો. પાછલા બે રાજમાં આગળ પડેલો અને ઈંગ્લાંડના હાલના ધર્મસુધારાનો મૂળ પુરુષ ક્રૅન્મર તથા લૅટિમર એ બન્ને આ વખતે માર્યા ગયા, અને તેથી પ્રૉટેસ્ટંટ પંથ વધારે ઉશ્કેરાયો.

ઇલિઝાબેથ જાતે કેવળ ધર્મની બેદરકાર હતી, પણ લોકની રૂખ જોઈ તે વિષયમાં વર્ત્તી. તેણીએ જોયું કે હવે ઇંગ્લાંડના ઘણા લોક પોપને માને એમ તો છે જ નહિ, અને તેથી ગાદીએ બેઠી કે તત્કાળ "ધર્માધિપત્ય" નો કાયદો પાછો મંજૂર કર્યો, અને મેરીએ જે જે કર્યું હતું તે બધું રદ કર્યું. પછીથી પરરાજ્યોનો મામલો જેવો થતો ગયો તે પ્રમાણે તે રાજનીતિ ધર્મની બાબતમાં રાખવા લાગી. પણ સમો એવો હતો કે પરરાજ્યોના સંબંધમાં ઈંગ્લાંડને પ્રૉટેસ્ટંટ થવામાં લાભ હતો, અને લોકોનું વલણ પણ દિનપરદિન તે તરફ વધતું જતું હતું. તેથી કાંઈ મારફાડ કર્યા વિના તજવીજથી ધર્મબોધકના કામ ઉપર ચૂપકીથી સારા પ્રૉટેસ્ટંટ વિદ્વાનોને જ તે નીમવા લાગી, અને તે યુક્તિ કાળાંતરે ઘણાને પ્રૉટેસ્ટંટ મતના કરવામાં બહુ જ ફતેહ પામી. તેણીએ ફ્લૅન્ડર્સ અને ફ્રાન્સમાંના પ્રૉટેસ્ટંટોને સારી મદદ

કરી, અને તે વખતથી ઈંગ્લાંડ યૂરોપના પ્રોટેસ્ટંટ રાજ્યોનું આશ્રયસ્થળ ગણાવા લાગ્યું. ઇ. સ. ૧૫૬૩ થી ૧૫૭૧ સુધીમાં પાર્લામેંટે ધર્મની ઓગણચાળીશ કલમો મુકરર કરી અને અદ્યાપિ તે જ ઈંગ્લંડના ધર્મ સમાજને માન્ય છે. હેન્રીએ પ્રથમ પોપની સત્તા નકારી તેને હાલ તેત્રીશ વર્ષ એટલે એક પૂરો જમાનો થઈ ગયો હતો, અને એ દરમ્યાન પોપના માર્ગનો બોધ એવી સખ્તીથી બંધ રાખ્યો હતો કે આ સમે ઘણા લોક કુદરતી રીતે પ્રોટેસ્ટંટ મતના થઈ રહ્યા. કેટલાક તો અતિ પર ગયા હતા. એવા લોકને રાજસત્તાએ ઠરવેલી પદ્ધતિ પરવડતી નહોતી. અને તેમણે તે વિરુધ્ધ ચાલવા માંડયું હતું. આ લોક પ્યૂરીટન એ નામથી ઓળખાવા લાગ્યા. પણ તેમને વિષે આગળ બહુ બોલવું પડનાર છે તેથી અત્રે કાંઈ લખતા નથી. આ લોકને દાબમાં રાખવા આ રાણીના રાજ્યના છેલ્લા ભાગમાં "ધર્મ-ઐક્ય"ના કાયદાને આધારે બહુ કેર વર્ત્યો હતો. કેટલાકે એવી ગણત્રી કહાડી છે કે ખૂની મેરીના હાથે મૂઆ તેના કરતાં પણ વધારે પ્રોટેસ્ટંટોના જીવ આ રાજ્યમાં ગયા. આવે સમે રોમન કેથોલિક ઉપર કેટલો જુલમ હશે તે તો કહેવાની જ જરૂર નથી. સ્કોટ લોકની રાણી મેરીને નિમિત્તે જ્યારથી તર્કટો ઉઠવા લાગ્યાં હતાં, ત્યારથી ઈલિઝાબેથ તે લોક ઉપર તો કાળકરાળ જ થઈને બેઠી હતી.



# ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## भाग ४ थोः सत्तरमो सैको.

### इ. स. १६०३ थी १७१४.

---

### પ્રકરણ ૨૦ મું.

---

#### જેમ્સ પહેલો: ઈ. સ. ૧૬૦૩ થી ૧૬૨૫.

ગ્રેટબ્રિટનનું સંયુક્ત રાજ્ય-સ્કોટ્સની રાણી મેરીનો પુત્ર જેમ્સ ક્યારનો સ્કોટલાંડની ગાદી ઉપર હતો, અને ઇલિઝાબેથ મરી ગઈ ત્યારે એને સલાહસંપથી ઈંગ્લાંડનું રાજ *વારસાને હકે મળ્યું. વેલ્સ તો પહેલા એડવર્ડે મેળવ્યું જ હતું, અને તેથી હવે બધા બ્રિટિશ ટાપુઓમાં એક રાજ થયું. ગ્રેટબ્રિટન, એટલે મોટા બ્રિટન-નો રાજા એવું અભિમાન પ્રદર્શક પદ આ રાજાએ જ પહેલ વહેલું ઈંગ્લાંડમાં ધારણ કર્યું.

આયર્લાંડ જીતાયાને ૪૦૦ કરતાં વધારે વર્ષ થઈ ગયાં હતાં પણ આજ પર્યંત ત્યાં ઈંગ્લાંડનો અમલ નામનો જ હતો. જે અમીરોને પ્રથમ ત્યાં મોકલ્યા હતા, તે સ્વતંત્ર તથા દેશીમાં ઘણું કરીને સેળભેળ થઈ ગયા હતા. ઈંગ્લાંડના કોઈ કોઈ રાજાને જ્યારે અવકાશ મળતો, ત્યારે ત્યાં પોતાનો અમલ મજબુત કરવા પ્રયત્ન કરતા, પણ તેનું ફળ લશ્કર રહે ત્યાં સુધી જ.

આઠમો હેન્રી દારૂગોળાના નવા બળથી બંડખોરોના કિલ્લા તોડી પાડવાને શક્તિમાન થયો, અને અત્યાર સુધી ડબ્લિન શહેરમાં જ

---

* જુવો ઉપર આવી ગયેલા ૧૩ મા પ્રકરણમાં ૮મા હેન્રીના વસીયત-નામાની કલમ.

રાજાની ખરેખરી આણુ ફરતી હતી તે એના સમયથી આખા ટાપુમાં ફરી. પણ એણે ઈંગ્રેજી કાયદા તથા વિશેષે કરીને તો ધર્મ-સુધારો ત્યાં દાખલ કરવા માંડયો તેથી તમામ લોકોનાં દિલ દુખાયાં; અને બંડ ઉપર બંડ ઉઠવા લાગ્યાં. ધર્મસુધારો તો દાખલ ન જ થઈ શકયો, અને આજ પર્યંત આયર્લાંડના ઘણા લોક રોમન કૅથોલિક પંથના જ મહાભાવિક સેવકો છે.

રાણી ઈલિઝાબેથે આ ટાપુ વશ કરવા મોટો પ્રયત્ન કર્યો, અને તેણીએ જે બેત ધાર્યો હતો તે જેમ્સ રાજાના વખતમાં પરિપૂર્ણ થયો. આયર્લાંડની ઘણીખરી જમીન જથાબંધ ઈંગ્રેજ કે સ્કોચ લોકને આપી પૈસા લઈ તેમને ત્યાંના અમીરો બનાવી દીધા. દેશીઓ આ સમયથી ખાવે પીવે હેરાન હેરાન ને દુઃખદાઈ પરતંત્રતાની હાલતમાં આવી પડયા. હવેથી ઈંગ્રેજી રાજના સામે તેમને હાડવેર બંધાયું, અને હજી પણ ત્યાંના મૂળ વતનીઓ તો ઈંગ્રેજોને પરદેશી જુલમગાર દાખલ જ ગણે છે.

પ્યૂરિટન પંથ એ ઇંગ્લાંડના ધર્મોદ્ધારણનું સ્વાભાવિક ફળ હતું. એણે ઈંગ્રેજોની પ્રકૃતિમાં એક મહા અગત્યનો ફેરફાર કરી નાખ્યો. એણે ધર્મબુદ્ધિ અથવા વૈરાગ્ય વૃત્તિ ઈંગ્રેજોના આત્મામાં પહેલવહેલી જ દાખલ કરી. ખ્રિસ્તી ધર્મ સેંકડો વર્ષથી ઇંગ્લાંડમાં ચાલતો હતો, અને ધર્મને નામે ક્રૂસેડમાં હજારો માણસ મરવા પણ દોડયા હતા, તોએ તે તમોગુણી કૃત્ય હતાં, અને સઘળું ધર્માચરણ મિથ્યા બાહ્યકર્મોના ઠાઠમાં જ રહેલું હતું. આત્મામાં ધર્મબુદ્ધિએ પ્રવેશ કર્યો નહોતો. તે તો આ ધર્મોદ્ધારણ પછી જ થયું, અને તેમ થવામાં મુખ્ય સાધન બાઇબલનો દેશી ભાષામાં તર્જુમો એ જ હતું.

છાપખાનું નીકળ્યા પછી ઇંગ્લાંડના સઘળા લોકોના વાંચવામાં આવ્યું એવું પહેલવહેલું પુસ્તક આ હતું. આ સમે ઈંગ્રેજી ભાષામાં બીજાં પુસ્તકો ભાગ્યે બે ચાર હતાં, અને તેથી બાઇબલનું ભાષાંતર

પ્રકટ થયું કે બધા લોકો હોંસથી વાંચવા તથા ભાવે ભાવે નિરંતર મનન કરવા લાગ્યા. બધા લોકને કાંઇ વાંચતાં આવડતું નહોતું, પણ તે ઉપર ભાવ એટલો બધો હતો કે કોઈ વાંચતું હોય ત્યાં તેઓ હોંસથી સાંભળવા જતા. આ સમે ઇંગ્લાંડમાં બાઇબલ વાંચનારનું કામ આપણા દેશના કથા વાંચનારાઓની પેઠે બહુ પ્રતિષ્ઠિત ને પવિત્ર થઈ પડયું. બાઇબલનું શ્રવણ મનન લોકોમાં એટલું બધું ફેલાયું કે તેની કથા વાર્તા તથા બોધ બધાના હૃદયમાં સચોટ બેસી ગયાં. નવી જ વૃત્તિ ઉત્પન્ન થઈ, સંસારી વિષયોને તુચ્છ ગણી તેઓ ધર્મ કર્મને પરમ કર્તવ્ય સમજતાં શીખ્યા, અને એ નવા ધર્મોત્સાહથી તેમનામાં એવું શૌર્ય આવ્યું કે પાછળથી રાજ પ્રકરણ તરફ વળતાં તેણે દુનિયામાં મોટો ગજબ કરી નાંખ્યો. આ મતનો ઉદય ઇલિઝાબેથના રાજ્યના મધ્ય ભાગમાં એટલે સોળમા સૈકાના છેલ્લા ચતુર્થાંશમાં થયો, અને પોણોસો વર્ષમાં એટલે ઇ. સ. ૧૬૪૯ માં તે તેની અવધિએ પહોંચ્યો. ગંભીર વૃત્તિ, કાંઈક વૈરાગ્ય, અને અત્યંત ધર્મોત્સાહ એ આ પંથનાં વિશેષ લક્ષણ હતાં. એ મતની નિર્મળ મૂર્તિ કવીશ્વર મિલ્ટન, અને તેની પ્રપંચમય મૂર્તિ ઓલિવર ક્રોમ્વેલ હતો કે જેનું ચરિત્ર આવતા રાજમાં વર્ણન કરવાનું છે.

આ પંથનો ઘણોખરો પ્રસાર મધ્યમ કે તેથી કાંઈક ઉતરતા વર્ગના લોકમાં વિશેષ હતો, અને તેથી તેમનો તમોગુણી સ્વભાવ પણ આ ધર્મોત્સાહમાં ઘણો ભળેલો હતો. તેઓની અભિરૂચિ બાઇબલની નવીન સ્થાપના કરતાં "પ્રાચીન સ્થાપના (Old Testament)" માં વધારે હતી. તેમને ઇસુની પ્રેમદયા કરતાં મુસાની શૂરિ અનન્ય ભક્તિ વધારે ગમી હતી. તેઓ યાહુદીની પેઠે ઈશ્વરના માનીતા લોક આપણે છીએ એમ સમજીને અભિમાનમાં જ મસ્ત રહેતા, અને બીજાને પોતાના માર્ગમાં મારી મચડીને પણ આણવા એ પોતાનું મહત્કૃત્ય માનતા. તેઓ જગતને અને બીજા સઘળા લોકને તૃણવત ગણતા. તેઓની નજરમાં રાજા કે કોઈ કાંઇ

લેખામાંજ હતા નહિ, અને તેવાની સામા આથડવું એ પોતાનું કર્તવ્ય જ સમજતા.

આવા લોક વિફરે તો કાંઈ નવું જૂનું કરી નાખે એમાં કાંઈ સંદેહ નહિ. એવા લોકને છેડવા જ ન જોઈએ, પણ સ્ટુઅર્ડ વંશના કમનસીબે આ સમે રાજમંડળમાં એક નવું જ મત ઉલટું ઉભું થયું હતું અને તે ઇતિહાસમાં રાજાનો ઈશ્વરીહક (Divine Right) એ નામથી ઓરખાય છે.

**રાજાનો ઈશ્વરી હક** એટલે, રાજા ઇશ્વરનું આપેલું રાજ ભોગવે છે અને તેને રોકવાનો કોઈ પણ માણસને જરાએ અખત્યાર નથી, એવો મત જેમ્સ રાજાના મનમાં દ્રઢીભૂત થઈ બેઠો હતો. અને તેને ખુશામતિયા નીચ આશ્રિતો હરખથી હુંકારો આપતા હતા. આ મત આપણા દેશના લોકને કાંઈ નવાઈ જેવો ભાસશે નહિ. પણ ઇંગ્લાંડનો પાછલો ઇતિહાસ સંભારી જોશો તો માલમ પડશે, કે ત્યાંની તો સઘળી પ્રાચીન રાજનીતિથી ઉલટો અને મહા વિપરીત એ મત હતો. આવું વેણ તો વિલિયમ વિજયી પણ ઉચ્ચારી શકયો નહોતો. જે ભૂમિના લોકે જોન રાજાને પકડી મોટો પટ્ટો લખાવી લીધેલો, અને વારંવાર પછીના રાજાઓ પાસે તેની મંજુરી લેવામાં મહા ખંતી રહેલા, તે ભૂમિપર એમ બોલવું કે રાજાને કોઈ રોકનાર નથી એ કેવું વિપરીત!

આ વાત ખરી કે ટયૂટર વંશના રાજાઓ કેવળ આપઅખત્યારપણે જ વર્ત્યા હતા, અને તેને રોકનાર કોઈ મળ્યું નહોતું, અને તેથી જ આવું મત હાલ ઉત્પન્ન થયું હતું. પણ તે છતાં એ વંશના રાજા ડાહ્યા હતા. અને તેથી આપ અખત્યારપણે વર્તતા હતા તોપણ મોંહે આમ બોલતા નહિ અને વખત આવ્યે લટી પણ જતા. પરંતુ આ જેમ્સ રાજા તો ભણેલો બહુ પણ ગણેલો જરાએ નહોતો અને તેથી એની વર્તણૂક ટયૂડર વંશના રાજાઓ કરતાં કાંઈ વધારે આપઅખત્યારી નહોતી તોપણ એણે બોલીને બધું જ બગાડયું. એને

તો ઘેલછા જ લાગી રહી હતી કે રાજાનો ઇશ્વરી હક છે એમ જ્યાં ત્યાં બોલ્યા જ કરવું અને લોકો પાસે કબુલ કરાવવું. આ દુરાગ્રહી મૂર્ખાઈનું દારુણ ફળ એના દીકરાને પરિપૂર્ણ રીતે સોસવું પડ્યું. અને પોતાનું રાજ લોકો સાથે ઝગડા કરવામાં અને ફિટકાર સાંભળવામાં જ ગયું.

ટયૂડર કાળમાં રાજાઓની આપ અખત્યારી શા કારણથી નીભી ગઈ તે આપણે પાછળ સવિસ્તર વહી ગયા છીએ. પણ જેમ્સને ભાન નહોતું કે તે સમો સઘળો એના વખતમાં બદલાઈ ગયો હતો, અને લોકોમાં પ્યૂરિટન મતે મહા મદોન્મત્તપણું પૂર્યું હતું. હજી એ લોકનું લક્ષ ધર્મ વિષયમાં જ લાગેલું હતું એ જેમ્સના હકમાં સારું હતું, પણ એણે મૂર્ખાઈથી તેમને ધર્મની બાબતમાં જ છંછેડી રાજ-પ્રકરણનો વિચાર કરતા કર્યા.

ધર્મની તકરાર ઇલિઝાબેથના રાજના પાછલા ભાગથી જે ચાલી રહી હતી તે મટાડવાનો જેમ્સે ગાદી ઉપર બેસતાં જ વિચાર કર્યો. એણે બંને પક્ષના ધર્મગુરુઓની એક સભા મેળવી, અને તેના વાદવિવાદમાં જાતે મુખ્ય ભાગ લીધો, કેમકે એ પોતે સમજતો હતો કે હું મોટો ધર્મશાસ્ત્રી છું અને સઘળાના મનનું હું સમાધાન કરી શકીશ. પણ ફળ તો એ થયું કે એના બોલવા ઉપરથી સાફ જણાઈ આવ્યું કે એને એપિસ્કોપલ એટલે ઈંગ્લાંડમાં રાજ્ય તરફથી પ્રૉટેસ્ટંટ મત જે રૂપનો સ્થપાયો તે પંથનો મહા મમત છે, અને તે પંથ તો પ્રજાના આગ્રહી પ્યૂરિટન ભાગને અણગમતો હતો. પ્યૂરિટન લોક તો બહુ જ નારાજ થયા, અને તેમણે એ બાબતમાં રાજાને ગણકારવો જ નહિ એવો પોતાના મન સાથે પાકો ઠરાવ કર્યો. આ લોકનું જોર પાર્લમેંટમાં વધારે હતું અને ત્યાં તેઓ મૂળથી જ રાજાની કેવી રીતે આડે આવવા લાગ્યા તે આગળ કહેવામાં આવશે. હાલ આ રાજ્યના બીજા બનાવો જોઈએ.

**સુરંગથી ઉરાડી મુકવાનું કાવત્રું.**—ગાદી મળ્યા પછી જેમ્સે રોમન કૅથોલિક લોકની સાથે વિષ્ટિ ચલાવી મદદની આશાએ

કાંઈ વચન આપ્યું હશે કે હું રાજા થઈશ તો તમારા ધર્મને પીડા કરીશ નહિ. પણ ગાદી મળ્યા પછી તેણે તેમ કર્યું નહિ, અને પ્રજાની રૂખ એવી નહોતી કે એનાથી તેમ બની પણ શકે. તેથી એ લોકો ચીડવાયા અને તેમાં કેટલાક ગરમ સ્વભાવના હતા તેમણે પોતાની મેળે માંહોમાંહે એવો બેત કર્યો કે પાર્લમેંટની નીચે સુરંગ ખોદી તેમાં દારૂ ભરી સળગાવી મુકવો કે રાજા ને બીજા સઘળાનો સામટો જ ધાણ નીકળી જાય. એમ થાય કે તુર્ત બધા રોમન કૅથોલિક હોકારો કરી ઉઠી રાજાના એક બાળકને ગાદી ઉપર બેસાડવું. અને પછી તેને નામે પોતાને અનુસરતી રીતે સઘળું રાજ ચલાવવું.

આ કાવત્રું એવું તો ગૂપચૂપ ચાલ્યું કે તેની કોઈને પણ ઘણા વખત સુધી ખબર પડી નહિ. પાર્લમેંટની પાડોશમાં એક ઘર ભાડે રાખ્યું. ત્યાંથી સુરંગ ખોદી પાર્લમેંટની નીચેના ભોંયરામાં પુષ્કળ દારૂ ભર્યો, તથા તે ન જણાય તે માટે તેની ઉપર કોયલા તથા લાકડાનો ઢગલો કરી મુકયો. એને સળગાવી મુકવાનો દિવસ સને ૧૬૦૫ ના નવેંબર માસની ૫ મી તારીખે રાખ્યો હતો કે જે દહાડે રાજા જાતે પધારી પાર્લમેંટ ખોલવાનો હતો. આ દિવસને ૧૦ દહાડા બાકી હતા એવામાં એમાંના એક તર્કટખોરે (કાંતો ફૂટીને કે સ્નેહના બંધથી) પોતાના બનેવી ઉપર એક એવો નનામો ચેતવણીનો કાગળ લખ્યો, કે તું એ દહાડે પાર્લમેંટમાં જઈશ નહીં, કારણ કે તે દિવસે રાજા તથા પાર્લમેંટ ઉપર ઈશ્વરનો મ ણસ તર્ફનો ગેબી કોપ થનાર છે. આ ચેતવણી વાંચતાં જ એ બનેવી તો પ્રધાન પાસે તે કાગળ લઈને દોડયો, અને પ્રધાને તત્કાળ જ એ વાતની સઘળી ખબર રાજાને કરી. આ ભરમના બોલ વાંચી રાજા તુર્ત બોલી ઉઠયો કે આ તો સુરંગ ફોડી પાર્લમેંટને ઉરાડી મુકવાનો મનસુબો જણાય છે, કેમકે એનો બાપ ડાર્ન્લી પણ સ્કૉટલાંડમાં એવા જ પ્રકારના કમોતે મૂઓ હતો તે એને હરઘડી સાંભર્યા કરતું હતું. આ ઉપરથી તાબડતોબ તપાસ થઈ, ને જુવે છે તો પાર્લમેંટના ભોંયરા-

માં દારૂ ભરેલો ને એક માણસ આંધળું ફાનસ લઈને ત્યાં ચોરને વેષે ફરતો હતો. એને એકદમ પકડ્યો. એનું નામ ગાઈ ફૉક્સ કરીને હતું. એને બહુ માર માર્યો, પણ તેણે પોતાના સાથીઓનાં નામ જણાવ્યાં નહિ જ. તે છતાં તેઓ એના પકડવાની વાત સાંભળી તુર્ત નાઠા, અને પરગણામાં જઈ બીજાને ઉશ્કેરી બંડ કરવાની તજવીજ કરી. પણ કોઈ એમના ભેગું ભળ્યું નહિ, અને ત્યારે તે પોતે એટલા જ રાજાના લશ્કર સામો ટકાવો કરી ઉભા રહ્યા અને પડયા ત્યાં સુધી લડયા.

આ તર્કટ નિષ્ફળ જવાથી આખા રોમન કૅથોલિક વર્ગને બહુ મોટું નુકસાન થયું. આ કાવત્રાની ખબર સાંભળી ઈંગ્લાંડના સઘળા લોક રોમન કૅથોલિકો ઉપર કોપાયમાન થઈ ગયા, અને હવેથી તેમની ઉપર એવું હાડવેર બંધાયું કે કેટલાક જમાના સુધી એ પંથીઓ ઉપર ભારે જુલમ ગુજર્યો અને છેક ૧૯ મા સેકા સુધી તે વેર પૂરેપૂરૂં શમ્યું નહિ.

**ધર્મસુધારણાની ઓટ**–રોમન કૅથોલિક ઉપર ખારે ભરાવાના આ સમે ઇંગ્રેજ લોકોને બીજાં પણ કારણ હતાં. ઇલિઝાબેથ ગાદીએ બેઠી એ સમો જેમ પ્રૉટેસ્ટંટ પંથની મોટી ભરતીનો, તેમ આ સમય તેની પૂરેપૂરી ઓટનો હતો. યુરોપમાં ઘણે ઠેકાણે એ મતનો ફેલાવો થતો હાલ બંધ પડયો હતો એટલું જ નહિ, પણ જ્યાં અસલ ફેલાએલો ત્યાંથી પણ પાછો ફરવા લાગ્યો હતો. જર્મનીના કેટલાક પ્રાંતોએ તે પાછો છોડી દીધો હતો. ફ્રાન્સ પાછું હતું તેવું રોમન કૅથોલિક થઈ ગયું હતું. પોપે જાગ્રત થઈ જે જે બગાડા હતા તે કહાડી નાખી મોટા મોટા વિદ્વાન્ ને વક્તાઓને પોતાના ધર્મનો પ્રતિબોધ કરવાને જ્યાં ત્યાં પ્રેર્યા હતા. પ્રૉટેસ્ટંટ લોકોએ જે બળાત્કાર તથા જુલમ ગુજારવા માંડયો હતો તેથી પણ રોમન કૅથોલિકોનો ધર્માવેશ સજીવન થયો હતો. એ માર્ગ પાછો એકસંપી થઈ પોતાનું ગએલું પદ મેળવવાને ખંતથી મંડયો હતો. એથી ઉલટું

પ્રોટેસ્ટંટોમાં સેંકડો તડ પડી ગયાં હતાં અને તેઓ સહેજ સહેજ વાતને માટે માંહોમાહે લડી મરતા હતા. આ કારણથી સુધારાનો પંથ થંભ્યો, પાછો હઠ્યો, ને તે સર્વત્ર વિજયી થાય એ આશા તો વ્યર્થ જ ઠરી ચૂકી, અને એમ પણ દહેશત લાગવા માંડી કે વખતે એ છેક જ ઉખડી જાય.

આવી સ્થિતિ જોઈ ઈંગ્લાંડના પ્રોટેસ્ટંટ લોક રોમન કૅથોલિકથી ચોંક્યા ને ચોંક્યા રહેતા, ને તેમાં આ કાવત્રાની વાત જાહેર થઈ એટલે તો તેમને દેશના કટ્ટા શત્રુ જ ગણવા લાગ્યા. અત્યાર સુધી તેમની ઉપર કાંઈ રહેમ રાખતા હતા તે બિલકુલ જતી રહી, અને તેમનું ઇંગ્લાંડમાંથી નિકંદન કરવું એ જ લઈ બેઠા. રાજાની રૂખ કાંઈ પણ રહેમની નજરે દેખતા કે તેમને વહેમ જતો કે એનું વલણ એ માર્ગ તર્ફ તો નહિ હોય, અને વાત પણ ખરી કે એપિસ્કોપલ પંથીના અને તેમાં વિશેષે કરીને તેના ધર્માચાર્યો તથા રાજમંડળના વિચાર પ્યૂરિટન કરતાં રોમન કૅથોલિક પંથને વધારે અનુસરતા હતા. ઈંગ્લાંડના ધર્મસુધારાનું મૂળ વિચારીશું તો માલમ પડશે કે પોપનું આધિપત્ય તોડવું એ મુખ્ય અને કર્મકાંડમાં ફેરફાર કરવો એ થોડો જ હેતુ હતો. નહિ ચાલતાનો કેટલોક ફેરફાર એમાં થયો, પણ ધર્મનું ઐક્ય જાળવવા તર્ફ અખંડ લક્ષ હતું. ખરા સુધારાવાળા તો મૂળથી જ આ વાતની સામા હતા. તેમણે તો ઘણું કરી બધો જ જૂનો આચાર કહાડી નાંખી પોતાને જે શાસ્ત્રોક્ત લાગ્યો તેવો જ કર્મકાંડનો માર્ગ ઉભો કર્યો હતો. એ બાબત રાજ તર્ફથી તેમની ઉપર જુલમ થએલો તે સઘળો વેઠયો હતો, અને હાલ તો પ્યૂરિટન એ નામથી તેમનો પક્ષ દેશમાં મહા બળવાન થઈ રહ્યો હતો. તેથી હવે એ જ આખા ઇંગ્લાંડનો ધર્મ થવો જોઈએ એમ તેઓ લઈ બેઠા. અત્યાર સુધી રહેમ દાખલ કેટલીક રોમિશ ક્રિયાઓ તેમણે રહેવા દીધી હતી તે જડમૂળમાંથી ઉખેડી નાંખી, અને તે પ્રમાણે વર્તે તેને રોમન કૅથોલિકના જેવા જ ગણી, ભારે શિક્ષા

કરવી એવો આગ્રહ ભરાયો. હવેથી ૧૦૦-૧૫૦ વરસ સુધી ઘણા-ખરા ઇંગ્રેજ લોક પોપ કે રોમિશ એ નામ સાંભળી જ રાતા પીળા થઈ જતા, ને તે નિમિત્તે મારકાપ કરતાં ન્યાય અન્યાયનો જરા પણ વિચાર કરતા નહિ.

**દેશાંતર સંબંધી રાજનીતિ** એ પણ ઇંગ્લાંડના લોકને જેમ્સ રાજા ઉપર રીસે ભરાવાનું મોટું કારણ હતું. એ રાજા સ્પેન સાથે હળીમળીને ચાલતો, અને ત્યાંની રાજકુંવરી સાથે પોતાના દીકરાને પરણાવવાની ગોઠવણ કરતો હતો. લોકોની ઇચ્છા તો એવી હતી કે ઇંગ્લાંડે જર્મની મધ્યેના નાના નાના પ્રોટેસ્ટંટ રાજ્યોના અગ્રેસર બની ધર્મસુધારાને સારૂ સ્પેન જેવા રોમન કેથોલિક દેશ સાથે ખૂબ લડવું અને તેને તોડી પાડવો. પાર્લમેંટ વારંવાર આ વિચાર રાજાને સૂચવતી, ને તે ગણકારતો નહિ. એવામાં બોહીમિઆના લોક જે સઘળા પ્રોટેસ્ટંટ હતા તેમણે પોતાનો કેથોલિક રાજા મેથિઅસ, જે જર્મન પાદશાહ પણ હતો, તેની સામે બંડ કર્યું (ઇ. સ. ૧૬૧૮) અને તેનું મોત થતાં તેના વારસ ફર્ડિનાન્ડને બદલે જેમ્સના જમાઈ ફ્રેડરિક, જે ઈલેક્ટર પેલેટાઇન હતો, તેને પોતાના રાજા તરીકે પસંદ કર્યો. એને મદદ કરવા પણ જેમ્સની પૂરી મરજી નહોતી, અને નામની થોડીએક કરી, પણ તેથી તેને કાંઈ ફાયદો ન થતાં તે પોતાની મૂળ ઠકરાત પણ ખોઈ બેઠો. હવે તો આખી પ્રજા સ્પેનની સાથે લડાઈ કરવાને એકપગી થઈ રહી, તોપણ રાજા તો પોતાના કુંવરના ત્યાં લગ્ન કરાવવાની જ લાલચમાં લપટાઈ રહ્યો અને ધાટે ધાટે સઘળું સ્પેન પાસે કરાવી લઈશું એમ ધારતો. પણ આખરે એ લગ્નની વિષ્ટિ પાર પડી નહિ, અને એ લડાઈ કરવાની જરૂર પડી. આ કેડે એક વરસમાં જ તે મરી ગયો. (ઇ. સ. ૧૬૨૫.)

**પરચૂરણ બનાવો.**—બાઇબલનું જે ઈંગ્રેજી ભાષાંતર હાલ ચાલે છે તે આ રાજમાં થયું. ઇ. સ. ૧૬૨૧ માં ત્રાંબાનું નાણું

પહેલવહેલું આ રાજાએ ઇંગ્લાંડમાં કહાડયું. નેપિયર નામના ગણિત-શાસ્ત્રીએ "લાગ્રથમ" નો શોધ કર્યો, અને દાક્તર હાર્વીએ લોહી ફરે છે એમ સાબીત કરી આપ્યું તે પણ આ જ રાજમાં. પદાર્થ-વિજ્ઞાનનો પ્રખ્યાત આચાર્ય લૉર્ડ બેકન આ રાજમાં મોટો ન્યાયાધીશ હતો અને તેની ઉપર લાંચ લેવાનું તહોમત સાબીત થવાથી પાર્લમેંટે ભારે દંડ તથા કેદની તેને શિક્ષા કરી હતી. તેના આ કૃત્યે તેના તથા પદાર્થવિજ્ઞાનના નામને જગતમાં મોટું કલંક લગાડયું છે.

---

## પ્રકરણ ૨૧ મું.

### જેમ્સનો પ્રજાવિરોધ.

---

સત્તરમા સૈકાનો પૂર્વાર્દ્ધ, એટલે ઇ. સ. ૧૬૦૩ થી ૧૬૪૯ સુધીનો વખત ઇંગ્લાંડના ઇતિહાસમાં બહુ અગત્યનો છે. દુનિયામાં પહેલાં કોઈએ ન કરેલું કે ન સાંભળેલું, એવું એક મહા દારૂણ પરાક્રમ ઇંગ્રેજોએ આ સમે કર્યું. રાજાના અતિશય જુલમનું આ ઓસડ તો પરમેશ્વરે જ કરી રાખ્યું છે કે આખરે કોઈ મરણીઓ થઈ તેની સામો ઉઠે, અને ઝેર, ખંજર કે જુદ્ધથી દુનિયાનું દુઃખ હરે. પણ ઇંગ્રેજ લોકે તો પ્રથમ રાજાને પોતાના હકને સારૂ બહુ બહુ વીનવ્યો; ઘણી ઘણી જુક્તિઓ કરી, અને જ્યારે તે ન જ સમજ્યો, ત્યારે બધા એકઠા થઈ હથીઆર લઈ ઉભા થયા, મોટો જંગ મચાવ્યો, અને આખરે તેને હરાવી, પકડી, તથા સાધારણ ગુનેહ-ગારની માફક તેની ઉપર કોરટમાં કામ ચલાવી, જાહેરમાં તેને ગર્દન માર્યો! આવું જગતમાં પૂર્વે કોઈ પણ દેશમાં થયું જણાયું નથી. એને મળતું કાંઇક કાંઇક ઉદાહરણ માત્ર ભરતખંડના વેનરાજાનું મળી આવે છે.

આ મોટા પ્રજાપ્રકોપનાં મૂળ જેમ્સ રાજાએ જ રોપ્યાં હતાં માટે આ રાજાનો સ્વભાવ, રાજનીતિ તથા પાર્લમેંટ સાથેના ટંટા બરાબર જાણવા જોઈએ કે તે ઉપરથી આવતા રાજમાં જે મોટો બનાવ બન્યો તે બરાબર સમજાય.

**જેમ્સનો સ્વભાવ.**—આ રાજા બેશક ઘણો વિદ્વાન્ અને બુદ્ધિવાળો હતો, તોપણ ઇતિહાસમાં એ બેવકુફનો સરદાર જ લખાયો છે, અને તે વાજબી છે. એનામાં બે મોટી ખામીઓ હતી. એક તો એને દેશકાળનું જ્ઞાન નહિ, અને બીજું મમત બહુ ભારે. પારકાનું મન વર્તવાની એનામાં શક્તિ થોડી જ હતી, અને કંઈ હતી તે પણ એના મમત્વ આગળ નકામી થઈ પડતી. એને ખબર નહોતી કે હેત પ્રીતથી જેટલું કામ થાય છે, તેટલું મમતા—મમતીથી થતું નથી. આ સંસારમાં લોકનું મન રાખી વર્તવાની જરૂર રાજા અને રંક સર્વેને છે. આખું જનમંડળ એકના વિચારથી દોરાય એમ ધારવું એ જેટલું અન્યાયી તેટલું જ મૂર્ખાઈ ભરેલું છે. જનવિચારનો પ્રવાહ કાલાનુસાર જે દિશામાં ચાલતો હોય છે તે દિશામાંથી તે કોઈને પણ કહે પાછો હઠતો નથી. સમયનાયકો થાય છે તે આ દિશાને ઓળખી અગ્રણીપદ ધારણ કરવાથી જ.

સમો ઓળખ્યા વિના કોઈની સિદ્ધિ નથી. સમાની વિરુદ્ધ મથનારા હમેશાં હાર જ ખાય છે. દેશકાળનું અજ્ઞાન એ સ્ટૂઅર્ટ વંશનો મોટો ગુનાહ હતો, અને તેથી જ તેમના પૂરેપૂરા ભોગ મળ્યા. આપણે જોઈશું કે તેઓ કાંઈ પાછલા રાજાઓ કરતાં છેક વધારે જુલમી હતા એમ તો નહોતું, પણ તેમની રીત સમય વિરુદ્ધ—લોક વિરુદ્ધ—હતી, એ જ તેમની સઘળી કમબખ્તીઓનું મૂળ કારણ હતું.

**જેમ્સની રાજનીતિ**—પાછળ આપણે કહી ગયા તે પ્રમાણે આ સમે ઇંગ્રેજોમાં ધર્મ સુધારાની ઇચ્છા ઘણી વધી ગઈ હતી. બધા પ્યૂરિટાન કે પ્રેસ્બિટેરિયન (સ્કોટલાંડમાં રાજ્યે સ્વીકાર્યો

તે પંથના) નહોતા તોપણ ઘણાંખરાની રૂખ રોમિશ માર્ગની તો વિરુદ્ધ જ હતી. પહેલાં એ માર્ગને તેઓ જેટલા અધીન હતા, તેટલા જ આજ વેરી થઈ રહ્યા. તેઓની ઝનુન આ બાબત એટલી વધી ગઈ હતી કે યૂરોપના ધર્મયુદ્ધમાં ઈંગ્લાંડે ખૂબ ઘૂમવું એમ તેઓની ઇચ્છા હતી. જેમ્સ રાજાનો વિચાર એથી કેવળ ઉલટો હતો. એને પરદેશ સાથે લડાઈ કરવાનું કોઈ કહેતું તો ભારે ચીડ ચડતી.

બીજું આખી પ્રજાના મનમાં એમ હતું, કે યુવરાજને કોઈ પ્રોટેસ્ટંટ કન્યા સાથે પરણાવવો જોઈએ, પણ જેમ્સે તો સ્પેન-(જે પ્રોટેસ્ટંટોને પીડનારાં રાજ્યોમાં અગ્રેસર હતું તે)ની જ કુંવરી લાવવા જીવ્યો ત્યાં સુધી ઘણું કરીને ભાંજઘડ ચલાવ્યા કીધી. પોતાના જમાઈનું રાજપાટ ગયું તોપણ એ તેની મદદે લડાઈમાં ન ઉતરતાં આ સગપણ બાંધવાની લાલચમાં જ લપટાઈ રહ્યો.

પોતાના દીકરાને સ્પેનમાં પરણાવવાની આટલી બધી એને લલુતા હતી તેનાં બે કારણ હતાં. એક તો એ લગ્નથી મોટી પહેરામણીની એ આશા રાખતો હતો. એને પૈસાની શી વિશેષ જરૂર હતી તે આગળની હકીકત ઉપરથી સ્પષ્ટ સમજાશે. બીજું એ એમ ધારતો હતો કે સ્પેન સાથે સગપણ થાય તો તેના વસીલાથી હું મારા જમાઈને ઑસ્ટ્રિયા પાસેથી તેનું રાજ પાછું અપાવી શકીશ. એ હમેશાં અભિમાનથી બોલતો કે રાજકાજની વાતમાં પાર્લમેંટવાળા શું સમજે છે. એ લોક લડાઈ લડાઈ કરી રહ્યા છે, પણ મારી ગત એવી છે કે વગર લડાઈએ જે જોઈએ છે તે સઘળું મળી આવશે. શી ગાંડાઈ! રાજખાખલાનો ફડચો તે કોઈ દહાડે પણ બાઈ-બાપાથી આવ્યો છે? રાજ્યોના સંબંધમાં તો ભય વિના પ્રીત નહિ એ જ કહેવત ખરી છે, અને પરિણામે જેમ્સને તેમ આલમ પણ પડ્યું.

પરદેશ સાથે લડાઈઓ ન ઉઠાવવામાં રાજાની બીજી પણ

મોટી મતલબ હતી. લડાઈઓ ઉઠાવે તો લખલૂટ નાણુાંનો ખપ પડે; તે આપવાં પાર્લમેંટને હાથ, અને તે આખરે આપે તો ખરી, પણ આપતી વેળા પ્રજાના હક તે સાંભળ્યા તથા વધાર્યા વિના રહે નહિ જ. હવે રૈયતના હક તોડવા ને પોતાની સત્તા ઈશ્વરી છે એમ મનાવવું, એ તો આ રાજા પોતાનું કર્તવ્ય જ સમજી બેઠો હતો. તેથી જે થાય તે ખરૂં, પણ લડાઈના ખર્ચમાં ન પડવું એ એની રાજનીતિનો મૂળ પાયો હતો. આ સમજ પણ એની ગાંડી જ હતી. ધર્મરક્ષણને કાજે ઇંગ્રેજો આ સમે એવા આતુર થઈ રહ્યા હતા, કે જો જેમ્સે તેમની મરજી પ્રમાણે પરદેશમાં લડાઈઓ ચલાવી હોત તો હોંસે હોંસે પૈસા આપત, અને એની ઉપર એવા રાજી રાજી થઈ જાત કે દેશમાં એ આપઅખત્યારી ચલાવતો હતો તેની પણ વખતે દરગુજર કરત. ટયૂડર વંશીઓની રાજકળા એ જ હતી. તેઓ દેશાવર ખાતે જય જયકાર ઉઠાવતા, કે આખી પ્રજા તેમની ઉપર મોહિત થઈ રહેતી. તેમ જ સ્વદેશકાર્યમાં કાંઈ સુધારાની તૃષ્ણા લોકોને બહુ થએલી દેખતા તો તે તેઓ પોતાની મેળે જ કરતા. આમ કરવાથી પ્રજાને હક દાખલ માગવાની જરૂર થોડી જ પડતી, અને એ રીતે હક માગવાનો અભ્યાસ ઓછો થઈ જવાથી કોઈ પ્રસંગે જરૂર પડતી, તોપણ તેમનાથી બોલી શકાતું નહિ. તે છતાં કોઈ સમે લોકોની ઉઠાવણી બહુ જ દેખતા, તો તેઓ સમજીને લટી જતા. ટયૂડર રાજાઓની બીજી ગત એ હતી, કે લોકોનાં મન કચવાએલાં હોય તે સમે રાજનો ખર્ચ એવી કરકસરથી કરતા કે પાર્લમેંટ બોલાવવાની જરૂર જ પડે નહિ, અને એ દરમિયાન કાંઈ લોકપ્રિય કામ આદરી પાછા બધાને વશ કરી લેતા. જેમ્સની રીત આથી ઉલટી હતી, ઇલિઝાબેથને લડાઈ સમે જેટલો ખર્ચ થતો તેથી દોઢો બમણો તો આ રાજાને આડે દહાડે જ થઈ જતો, અને તેથી એને બાતભાતનો જુલમ કરવા જતાં આખરે પાર્લમેંટ બોલાવવાની પણ જરૂર પડતી.

જેમ્સની રાજનીતિમાં આથી પણ મોટી ભૂલ એ હતી કે એ ધર્મસુધારાની આડે આવ્યો. એ ધર્મસુધારો હાલ હદપાર જવા માગતો હતો અને રોમન કેથોલિકોનો દ્રોહ તો બેશક ગેરવ્યાજબી અને ખોટો જ હતો એ વાત સઘળી ખરી, તોપણ લોકવિચારનો પ્રવાહ એ દિશામાં દોડતો હતો એમાં કાંઈ શક નથી, અને એમ હતું તો જેમ્સ રાજાએ ઇલિઝાબેથની પેઠે તેને અનુસરીને જ ચાલવું હતું. એ વોહને અટકાવતાં તેનું બળ ઉલટું વધ્યું, અને તેણે ઉથલી રાજવંશને જ મૂળથી ઉખેડી નાખ્યો. પ્રજા સાથે ધર્મવિરોધ બાંધી કોઈ રાજાએ સાર કહાડયો નથી.

રાજદરબારની બેહયા બદફેલી—ધર્મવિરોધ ઉભો કરી રાજા લોકને અળખામણો તો થઈ જ રહ્યો હતો. ને તેથી લોકોમાં પરંપરાની રાજભક્તિ કાંઈક રહી હતી તે પોતાની મેળે જ નસવા લાગી. આ સમે ઇંગ્લાંડના દરબારની અનીતિઓ નીચ, ગંદી ને હેવાનીઅત ભરેલી હતી. રાજા પંડે એક નીચ જુવાનીઆ ઉપર ફિદા હતો. તેને મોટે માનમર્તબે ચડાવી દઈ એ તેનું જ કહ્યું કરતો. આ માનીતો એક ઉંચ કૂળની ઠકરાણી સાથે લાગેલો હતો અને આ નાપાક મોહોબતને તોરો બેસાડવા જેમ્સ રાજાએ તેના ધણીથી છૂટાછેડા કરાવી આપી તેને એની સાથે જાહેરમાં પરણાવી! આ કુપાત્ર જોડું આખરે ધંતર મંતર તથા ઝેરના પ્રયોગ કરવાના કામમાં પકડાયું, અને તોપણ રાજાએ તેને દેહાંત દંડથી ઉગારી લીધું. પછીથી રાજાએ બીજાને માનીતો કર્યો, અને તેને પણ જોતજોતાં ચડાવી ચડાવી બકિંગહામનો ઠાકોર બનાવી દીધો. આ માનીતો પહેલા કરતાં પણ વધારે દુષ્ટ ને દુરાચરણી નીકળ્યો, અને તેથી રાજાને સઘળા ફિટ ફિટ કરવા લાગ્યા. પ્યૂરિટન લોકોને જે રાજ સામું ઉંડું વેર આવ્યું તેનું મૂળ કારણ આ સમયની બેહયા અનીતિઓ જ હતી. એ લોક કેવા ચોખ્ખા, વૈરાગ્યબુદ્ધિવાળા અને દરબાર કેવું વિષયી, પાપી! તેમનાથી આવી નિર્લજ્જ અનીતિ જોઈ પણ

કેમ શકાય ? તેઓ દાંત કકડાવીને રહ્યા હતા, અને ફક્ત અટકાવ રાજાનો ડર એ જ હતો. એ ડર ધીમે ધીમે ઘસાઈ ગયો, અને તેનું કારણ પણ જેમ્સની તથા એના દીકરાની નાદાની ભરેલી નબળી રાજનીતિ જ.

મંત્રી મંડળનો ભાર જેમ્સ રાજાએ પોતાની મેળે જ ભાગી નાખ્યો. ઈલિઝાબેથનો જૂનો અનુભવી તથા ખબરદાર કારભારી સેસિલ જીવ્યો ત્યાં સુધી તો આ રાજા તેના કહ્યામાં કાંઈક રહ્યો. પણ તે મરી ગયો ત્યાર પછી એ પોતાની અથવા પોતાના નીચ માનીતાઓની મર્જી પ્રમાણે ચાલવા લાગ્યો. મંત્રીમંડળ તો નામનું જ થઈ રહ્યું. તેનું કાંઈ ચાલે નહિ, અને તેથી તે તર્ફનો લોકમાં જે દાબ પડતો હતો તે જતો રહ્યો. આઠમો હેન્રી ને ઇલિઝાબેથ ગમે એવા સ્વચ્છંદી સ્વભાવનાં હતાં, તોપણ રાજકાજમાં પોતાના મંત્રીમંડળની ગંભીરાઇથી સલાહ લીધા વિના એકે ડગલું ભરતાં નહિ, અને તેથી દેશપરદેશમાં તેઓ જે જે કામ આરંભતાં તેમાં તેમની ફતેહ જ થતી. રાજનું વહાણ, અનુભવી ને શાણા સુકાનીઓની સંમતિ લીધા વિના કદી પણ સલામતીથી ચાલી શકતું નથી. જેમ્સ પોતાની અકલથી ચાલી પરદેશમાં શી આબરૂ કમાયો તે લોકોએ જોઈ લીધું, અને રાજા નામનો જે ટ્યૂડર વંશીઓએ લોકોમાં પ્રતાપ બેસાડયો હતો તે ભૂસાઈ ગયો. પરદેશમાં આ સમે ઇંગ્લાંડના બળની જે હાંસી થતી તે સાંભળી લોકો બળી જતા, ને પોતાના રાજાને બાયલો, નામર્દ કહી ભાંડતા. પ્રજા જ્યારે પરદેશ સાથે જંગ મચાવવાને તલપી રહી હોય, તે સમે રાજા જ તે વાતની ના પાડે, તો પછી તે લોકની નજરમાં હલકો પડે એમાં શી નવાઈ? આ રીતે પ્રજાપ્રકોપને ઉભો કરનારાં જે ત્રણ વાનાં રાજની સામે વેરભાવ, ફિટકાર અને તુચ્છકાર, તે સઘળાં જેમ્સના જુલમ, દરબારની બદફેલી અને પરદેશમાં અપજશથી પેદા થયાં. એનો ભાર ભાગી ગયો, એના ઉપરથી ભરોસો ઉઠી ગયો, ને લોકો પોતાના હકને માટે નિડરપણે

બહાર પડતાં શીખ્યા. આ સમે રાજા પ્રજાનો સંબંધ કેવી સ્થિતિમાં આવી રહ્યો હતો, તે પાર્લમેંટ સાથેના ટંટા નીચે કાંઈક વર્ણવીએ છીએ તે ઉપરથી બરાબર માલમ પડશે.

**પહેલી પાર્લમેંટ** જેમ્સે ઇ. સ. ૧૬૦૪ માં બોલાવી. તેના નિમંત્રણપત્રમાં એણે સાફ લખ્યું કે પ્રજાના હક રાજાની મહેરબાની ઉપર આધાર રાખે છે, અને તમારે આવા આવા મુખતીઆરો પસંદ કરવા. પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાયાં. રાજા ઇશ્વરી હકનો દાવો કરે છે એ વાત કાંઈ કાંઈ તો લોકોની જાણમાં આવી હતી, અને તેને આ બનાવથી ટેકો મળ્યો. એને ગાદીએ બેઠાને હજી વરસ જ થયું હતું, તોપણ એટલામાં એની વર્તણુક જે જણાઈ તે ઉપરથી સર્વેને ભય ઉત્પન્ન થયો કે એ પ્રજાના હક લૂંટી લેવા ધારે છે. તે સ્કોટલાંડથી ગાદી લેવા આવતો હતો, તે સમે જ વાટમાં એના લશ્કરમાં કોઈ ગજવાકાતરૂ પકડાયો, તેને એણે લાગલો ફાંસી દેવડાવ્યો હતો. એ ગુનેહગાર હતો ખરો, પણ તેની ધારા મુજબ તપાસ કે ઇનસાફ થયો નહિ, એ ઇંગ્રેજ લોકોને સારૂં લાગ્યું નહિ. વળી જેમ્સનું બેડોળ શરીર તથા ચાલવાની ઢપછપ, ગામડીયા રીતભાત, ને અનાડી પતરાજી, એ સઘળું ટ્યૂડર વંશના ભવ્ય ભૂપતિઓ જેણે નિરખેલા તેને તિરસ્કારયુક્ત–હાંસીપાત્ર હતું. તેમજ ધર્મસભા મેળવી હતી તેમાં એણે આખરે જે પ્યૂરિટન લોકને ધમકી આપી હતી તે ઘણાને ખૂબ સાલ્યા કરતી હતી.

આ કારણથી જેમ્સે પહેલી જ પાર્લમેંટ બોલાવી તે ધુંધવાતી અને પોતાના હક માટે બોલવા તૈયાર થઈને આવી. આવી કે તુર્ત તેણે કેટલાક ધર્મસુધારાની માગણી કરી, જેમાંનો એક રાજાના જૂના મતને અનુસરતો નહોતો; અને તેની સાથે સાફ એમ પણ લખી જણાવ્યું કે પાર્લમેંટની સંમતિ વિના કંઈ પણ ફેરફાર રાજ કે ધર્મની બાબતમાં કરવાનો આપઅખત્યાર ઇંગ્લાંડના રાજાઓને નથી, અને છે એમ કોઈ આપને સમજાવતું હોય, તો તે ફક્ત બમારે

છે એમ જાણજો. પણ તેમની અરજી ઉપર કાંઈ પણ લક્ષ ન આપતાં ઉલટો જેમ્સ તો પ્યૂરીટન લોકો ઉપર જુલમ કરવા લાગ્યો. એણે એ મતના ૩૦૦ પાદરીઓની જીવાઈ લઈ લીધી, પોતે એપિસ્કોપલ માર્ગનો ખુલ્લો હિમાયતી થઈ પડ્યો, અને તે ઉપકારના બદલામાં એ પંથના પેટભરા ધર્માસન ઉપરથી લોકને બોધ કરવા લાગ્યા કે રાજાનો હક ઈશ્વરી છે તેથી રાજા જે કહે તે સૌએ માન્ય કરવું જોઈએ, અને તેની આજ્ઞા ગમે એવી હોય તોપણ તે તમારે સદા માથે જ ચડાવવી.

આ રીતે પાર્લમેંટને દુભાવ્યા કેડે તેની પાસે નાણાં માગતાં રાજાની હિંમત ચાલી નહિ, અને નાણાં તો જોઈએ તેથી એણે આપખૂદીથી જકાત ઉઘરાવવા માંડી. પાછલા રાજાઓ કોઈ વખત એમ જકાત ઉઘરાવતા હતા ખરા, પણ જેમ્સે તો આપત્કાળ વિના એ રીત મમતમાં જ પકડવા માંડી તે રૈયતને બહુ ખોટું લાગ્યું. આ રીતની સામે પાર્લમેંટ વાંધો ઉઠાવવાનો પ્રસંગ શોધતી હતી તેવામાં તેને પાછી ભેળી કરવાની રાજાને આપોઆપ જરૂર પડી, કેમકે એનો ઉડાઉ ખર્ચ જકાતની ઉપજમાંથી કાંઈ પૂરો થયો નહિ. પાર્લમેંટે આવતાં જ રાજાની ઘણીએ મના છતાં આ જકાતની વાત પહેલવહેલી હાથમાં લીધી, અને આગ્રહ લઈ બેઠી કે હવેથી એવો કાયદો થવો જોઈએ કે પાર્લમેંટની રજા વિના જે જે જકાતો મૂકી હોય તે રદ. તે જ પ્રમાણે ધર્મની બાબતમાં પણ પાર્લામેંટની સત્તા જ સર્વોપરિ છે એ વાતનો મમત પકડ્યો. આ જોઈ રાજા ચીડવાયો, ને પાર્લમેંટને વિસર્જન કરી. (ઇ. સ. ૧૬૧૦.)

આ પ્રમાણે પાર્લમેંટને કહાડી મૂકી જેમ્સ તેના વગર રાજ ચલાવવા લાગ્યો. પણ નાણાં આપનાર જે પાર્લમેંટ તેના વિના આ ઉડાઉ રાજાને શી રીતે ચાલે? ચાર વર્ષ પછી હારીને બીજી પાર્લમેંટ બોલાવવી પડી.

બીજી પાર્લમેંટમાં મોકલવાના મુખત્યારો પસંદ કરતી વેળા

લોકોએ રાજપક્ષના પુરૂષોને જેમ બને તેમ મીંડે જ મુકયા. આ પાર્લમેંટમાં ત્રણસો માણસ તો એવા વર્ગના આવ્યા કે જેમણે પહેલાં પાર્લમેંટનું કોઈ દહાડો મોં જ નહોતું જોયું; અને તે પ્યૂરિટન પંથના નિડર હિમાયતી હતા. આ નવા લોહીથી ઈંગ્લાંડના પ્રજાસમાજનો દેખાવ જ બદલાઈ ગયો. હર્ષ કે તિરસ્કારના ઉદ્‌ગારવડે સભા ગજાવી મુકવાનો ધારો પહેલવહેલો આ વખતથી જ નીકળ્યો. આ જોઈ રાજા તો ચોંકયો. પાર્લમેંટને બોલાવી તેવી જ વિસર્જન કરી, અને તેમના ચાર મુખીને કિલ્લામાં પૂર્યા.

**પાર્લમેંટ વિનાનું રાજ**—હવેથી રાજાએ મમતે ભરાઈ પાર્લમેંટ વિના જ રાજ ચલાવવાનો નિશ્ચય કર્યો, અને જે જે વાતના પાર્લમેંટે વાંધા ઉઠાવ્યા હતા તે તે વાતો એ જાણી જોઈને કરવા લાગ્યો. જકાતથી પૂરૂં નહિ થયું ત્યારે ઉછીતા આપો એ નામે લોકો પાસેથી બળાત્કારે નાણું કઢાવવા માંડયાં. આથી દેશમાં ભારે પોકાર ઉઠયો, ને બે ત્રણ પરગણાવાળાઓએ તો રાજાએ ગમે તે કર્યું પણ એક દોકડો પરખાવ્યો નહિ. બીજા પણ કેદમાં જવાનો વખત આવતો, ત્યારે જ કાંઈ પરાણે આપતા. તેથી આખા ત્રણ વરસમાં આ રીતે ત્રીશ હજાર પાઉંડ જ રાજાને મળી શકયા. ત્યારે હવે એણે નાણાં કઢાવવા નવી નવી જાતના અધર્મો આરંભ્યા. ઝાગીરદારોના સગીર બાળકોનું વાલીપણું અસલથી રાજાને સ્વાધીન હતું તે ધારાનો ગેરઉપયોગ કરી રાજાએ ખાનદાનની કન્યાઓનો વિક્રય કરવા માંડયો. અમીરાઈના ખિતાબની તો એ હરરાજી જ લઈ બેઠો. એટલે ગમે એવો નીચ પણ જો એને પેટપૂર નાણાં આપે તો તેને અમીર બનાવી દેતાં એ જરા પણ વિચાર કરે નહિ. આ રીતે એના એક રાજમાં અલફાટિ નેવું જણ અમીરો થઈ ગયા. આથી ખરા અમીરોનું માનભંગ થવાથી તેમનાં મન બહુ ખાટાં થઈ ગયાં.

આ રીતે ચોતર્ફ રૈયત ચીડવાઈ રહેલી હતી તે સમે રાજાએ ન્યાયાધીશો ઉપર બળાત્કાર કરી બળતામાં પૂરૂં ઘી હોમ્યું. આ

સમયના ન્યાયાધીશો હાલના જેવા કાંઈ સ્વતંત્ર બુદ્ધિના તો હતા જ નહિ. તે બિચારા બને ત્યાં સુધી રાજાની તર્ફના જ ચુકાદા આપતા. પણ રાજાને આટલુંએ પરવડયું નહિ, અને કોઈ કામમાં તેમણે રાજ વિરુદ્ધ ફેંસલો આપ્યો તે ઉપરથી તેમને રૂબરૂ બોલાવી ગાળોનો વરસાદ વરસાવ્યો, ને તાકીદ આપી કે ફરીથી એવી વાતમાં મને પૂછયા વિના કંઈ કરવું નહિ. બધા તો દબી ગયા, પણ મુખ્ય ન્યાયાધીશે દૃઢતાથી જવાબ આપ્યો કે ઇનસાફના કામમાં તમને પૂછવાનો કાંઈ આ દેશનો કાયદો નથી અને મારાથી તે નહિ બને. આ સાંભળી રાજાએ તેને તત્કાળ પદભ્રષ્ટ કર્યો. એ જુલમથી આખી પ્રજાના દિલમાં કારી ઘા વાગ્યો, કેમકે આ સમે ઇંગ્રેજ લોક સર્વને માથે કાયદો છે એમ સમજતા થયા હતા. આ જ ટાંકણાપર યૂરોપમાં ઇલેક્ટર પેલેટાઇન પોતાનું રાજ પણ ખોઈ બેઠો, અને તે સાંભળી ઇંગ્લાંડના લોક તેની વહારે જવા આતુર થઈ ગયા. લડાઈનો જુસ્સો દેશમાં એટલો બધો વધી ગયો કે રાજાએ પણ તે રંગે ચડી પાર્લમેંટને બોલાવી.

**ત્રીજી પાર્લમેંટ.** આ પાર્લમેંટ તો પ્રેમભાવે આવી, ને રાજાની વીરવાણી સાંભળી ટોપીઓ ઉછાળી ઉછાળી હરખાવા લાગી. પણ રાજાનો ઉત્સાહ બતાવવાનો જ હતો. એની દાનત આ નિમિત્તે પૈસા કઢાવવાની જ જણાઈ. લડાઈની વાત ધીમે ધીમે ટાઢી પડવા માંડી એટલું જ નહિ પણ સ્પેનમાં હથીઆર મોકલવાની એણે છૂટ આપી. આથી પાર્લમેંટને ઘણી ચીડ ચડી, ને જુસ્સામાં રાજ કાજની ખબર લેવા માંડી. વેપારના ઇજારા ( Monopoly ) બંધ કરવાનું ઈલિઝાબેથે વચન આપ્યું હતું તે છતાં એ બાબતનું દુઃખ પાછું આ રાજમાં બહુ વધી પડયું હતું. તેથી પાર્લમેંટે ઇજારદારોને પકડી તેમની ઉપર પોતે કામ ચલાવવા માંડયાં. તેમાંના કેટલાક તો દેશ મુકી નાઠા, ને બધાને એવો ડર પેસી ગયો કે હવેથી ઇજારો રાજા આપે તોપણ કોઈ લે નહિ એમ થઈ રહ્યું. પછી આથી પણ

પાર્લમેંટે મોટું પગલું ભર્યું. રાજાના લાંચિયા કામદારોને ટપોટપ શિક્ષા કરવા માંડી, અને પહેલે જ ઝપાટે પેલો સર ફ્રાન્સિસ બેકન, જે મોટો અમલદાર ને રાજાનો માનીતો હતો, તેને લાંબી તપાસ કરી રુસ્વતખોર ઠેરવ્યો. રાજાએ જોયું કે આ મારા હકમાં ખોટું થાય છે, પણ તેનાથી કાંઈ બોલી શકાયું નહિ, અને વિદ્યાના વર્ગને નિત્યનું લાંચ્છન લગાડનાર આ "જડ વિદ્યાના પિતા" પોતાનો અપરાધ સ્વીકારી કારાગ્રહમાં પધાર્યા.

ભૂંડા કારભારીઓને સજા કરવાનો અખત્યાર દોઢસો બસો વર્ષથી બંધ પડ્યો હતો તે આ પાર્લમેંટે ઝપાટાબંધ પાછો આ રીતે મેળવ્યો, અને પછી મદમાં આવી એથી પણ આગળ ચાલી. ઈલેકટર પેલેટાઇનની ખરાબી સાંભળી કોઈ રોમન કેથોલિક હરખાઈ ખાનગીમાં તેને માટે તોછડા બોલ બોલ્યો હશે. તે ઉપરથી પાર્લ-મેંટે તેને પકડી જેરબંધનો માર મરાવ્યો, કાનમાં ખીલીઓ બેસાવી દીધી, ને જીભમાં સાર પડાવ્યો! કબુલ કરવું જોઈએ કે આ કામ કેવળ દુષ્ટતાનું અન્યાયી જ હતું. રાજાએ ચીડવાઈ પાર્લમેંટને મોકુફ કરી, પણ જતાં જતાં સર્વાનુમતે એવો ઠરાવ તે લખતા ગયા કે ધર્મના તથા ઈલેકટર પેલેટ ઇનના રક્ષણને અર્થે અમારા પ્રાણ તથા ધનદોલત અર્પણ કર્યાં છે. કેટલેક વખતે પાછી એ પાર્લમેંટ મળી ત્યારે તેમણે આવતા વાત જ રાજા ઉપર ખુલ્લી એવી બે માગણી લખી મોકલી કે યૂરોપમાં લડાઈ કરવાનો તમે ઢંઢેરો કહાડો, અને દેશના યુવરાજને કોઈ રોમન કેથોલિક કન્યા વેરે પરણાવશો મા આ બંને વાત રાજાને આંખના પાટા જેવી હતી. એણે ગુસ્સાથી અર્જી ફાડી નાખી, ને લખી જણાવ્યું કે આવી વાતમાં તમે ફરીથી જો કાંઈ પણ બોલ્યા, તો હું તમને તુરંગમાં જ મોકલાવી દઈશ. આવો જવાબ સાંભળી તેમણે શું કર્યું તે તે સમેના ઈંગ્રેજ લોકનો ભક્તિ-મય ગંભીર સ્વભાવ બરાબર બતાવે છે. પાર્લમેંટનો પ્રમુખ આ જવાબ વાંચ્યા કેડે એટલું જ બોલ્યો કે, "ભાઈઓ, ચાલો આપણે

પ્રથમ ઇશ્વિરપ્રાર્થના કરીએ, અને પછી આ મહત્કાર્યનું શું કરવું તે વિચારીએ." આ પ્રમાણે તેમણે કર્યું, અને નાના પ્રકારની લાગણીઓથી બધાનાં મન એવાં ગદગદિત થઈ ગયાં કે થોડા વખત સુધી કોઈ એક શબ્દ પણ બોલ્યું નહિ. ઘણાની આંખમાંથી આંસુની ધારા ચાલી, અને બધાનો પ્રાણાત્મા ઉથલપાથલ થઈ ગયો. આ વિવ્હલતા જરા પણ ભયભીતપણાની હોય એમ સમજશો નહિ. મુંઝવણ એ જ હતી કે અત્યાર સુધી રાજની ભક્તિ કરતા આવ્યા હતા તેમને માથે હવે રાજદ્રોહ કરવાનો વખત આવી પડયો. સલાહ સંપથી પોતાનું ધાર્યું થયું હોત, તો તેમનો આત્મા વધારે પ્રસન્ન થાત. પણ ઇશ્વિરેચ્છા. હવે તો રાજાનું થાય તે ખરૂં, પણ આપણે આપણી દેશ તર્ફની ફરજ તો બજાવવી જ એવો તેમણે પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો, તે છતાં તેઓ ઉછાંછળા થયા નહિ. આવી ગંભીર વૃત્તિના લોક ઉછાંછળા થતા જ નથી અને જે ધાર્યું હોય તે કરવાને ચૂકતા પણ નથી. ઠાવકાઈથી બધાએ એક મતે આ પ્રમાણે ઠરાવ કર્યો: "પાર્લમેંટના હક પરંપરાથી નિર્વિવાદ ચાલ્યા આવે છે, અને રાજકાજ, દેશનું તથા ધર્મસમાજનું રક્ષણ, કાયદા બનાવવા તથા ચલાવવા, અને પ્રજાનાં દુઃખો નિવારણ કરવાં, એ સઘળી બાબતની ચર્ચા, વિચાર તથા નિર્ણય કરવો એ પાર્લમેંટનું કામ છે જ, અને એ કામ કરવાને પાર્લમેંટના સઘળા સભાસદોની મરજીમાં આવે તેમ બોલવાની, ચર્ચા કરવાની, વાધો લેવાની, ને છેવટનો ઠરાવ કરવાની સંપૂર્ણ છૂટ છે, અને તે હોવી જ જોઈએ."

રાજાએ ક્રોધાંધ થઈ પાર્લમેંટનું દફતર મંગાવ્યું, તેમાંથી પોતાને હાથે જ એ પાનાં ફાડી નાખ્યાં, પાર્લમેંટને એકદમ વિસર્જન કરી અને તેમાંના કેટલાકને બંધીખાનાં સેવડાવ્યાં. (ઇ. સ. ૧૬૨૨.) આ સમયથી રાજા પ્રજા વચ્ચે પૂરેપૂરો વિરોધ બંધાઈ ચૂકયો. અને જો એક દૈવયોગી બનાવ વચમાં બન્યો હોત નહિ, તો જે પ્રજાપ્રકોપ

આગળ જતાં ઉઠયો ને પર્યંતે રાજમેધથી પણ બરાબર શાંત થયો નહિ, તે પ્રજાપ્રકોપનો ભડકો આ સમે જ ઉઠત, અને જેમ્સના જ બુરા હાલ થાત.

સ્પેન સાથે લડાઈ અણચિંતવી ઉઠી, ને લોકનો રોષ થોડા વખતને સારૂ તો બીલકુલ શમી ગયો. બન્યું એમ કે એક દહાડો લહેરી બકિંગહામે યુવરાજને સૂચવ્યું કે આપ જાતે સ્પેનમાં પધારો તો વખતે સ્વયંવરલગ્ન જ થઈ જાય. આ બુટ્ટો જુવાન રાજકુંવરને ખૂબ પસંદ પડયો, અને તે બંને જણા છડી સ્વારીએ ત્યાં જવા નીકળ્યા. વાટમાં ફ્રાન્સની રાજકન્યાને જોઈ ચાર્લ્સ તેની ઉપર મોહિત થઈ પડયો. પછી સ્પેનમાં ગયો ખરો, ને માગું પણ કર્યા કર્યું; પરંતુ એને તે કામમાં કેટલો ઉત્સાહ રહ્યો હશે તે આપણે જ ધારી શકીશું. બકિંગહામે તો પોતાની બુનીઆત ત્યાં બરાબર બતાવી દીધી. આવા ઢંગ જોઈ સ્પેનનું મન જેમ પાછું હઠતું ગયું, તેમ ઈંગ્લાંડમાં પડયો પડયો જેમ્સ તો એ વિવાહને સારૂ બહુ જ ઘેલાઈ કહાડવા લાગ્યો. એ વિવાહની વિધિમાં સ્પેને જે જે માગણી કરી તેની એ હા હા જ કર્યો ગયો. રોમન કેથોલિક ઉપર રહેમ તો એ કયારનો આશાબંધો રાખ્યા જ કરતો હતો, અને હવે કહ્યું કે તેમની સામેના સઘળા કાયદા રદ કરવા તો કે હા, કન્યાને સઘળા માણસો એ જ માર્ગના આપવા તો કે હા, અને એ પ્રમાણે એણે સઘળી વાતની એવી હા હા કરવા માંડી કે સામાને ઉલટો વહેમ ગયો.

જેમ્સ રાજા આટલું કરતો હતો તે છતાં સ્પેનનો વગ ઇલેક્ટર પેલેટાઇનના લાભમાં તો કાંઈ જણાયો નહિ, પણ ઉલટું પોતાનું રાજપાટ ખોઈ તેને દેશવટો લેવો પડયો. ચાર્લ્સ પાકી તો રહ્યો જ હતો. તેણે આ પ્રસંગે સ્પેન દરબારને તાણ કરી રોકડો જવાબ માગ્યો ત્યારે રોકડો જવાબ મળ્યો કે ઑસ્ટ્રિયા સામે લડાઈ કરવી એ તો અમારા દેશની રાજનીતિથી જ વિરુદ્ધ છે. હવે સાફ જણાયું કે ભોળો જેમ્સ સમજતો નહોતો પણ સ્પેનનો વિચાર મૂળથી જ

ઈંગ્લાંડને વાતમાં વાળ્યા કરવાનો હતો. ચાર્લ્સ ને બકિંગહામ ટપ ત્યાંથી ચાલી નીકળ્યા, અને વિલાયતમાં આવી રાજા પાસે અડ લઈ બેઠા કે સ્પેન સાથે લડાઈ કરવી ને કરવી જ. આ રીતે વિવાહ ટૂટયાની ખબર સાંભળી લંડનમાં તેઓ આવ્યા તે રાત્રે આખા શહેરમાં ઘેર ઘેર લોકે દીવાળી કરી, અને યુવરાજને જય જયકારના પોકારથી વધાવી લીધો.

**ચોથી પાર્લમેંટ.** હવે રાજાનું શું ચાલે ? તે એકલો પડયો. મમત મુકી સ્પેન સાથે લડાઈ કરવાનો નિશ્ચય કર્યો, અને તે માટે ચોથી પાર્લમેંટ બોલાવી. આ પાર્લમેંટે આવી માગ્યાં તેટલાં નાણાં આપ્યાં, પાછલો સઘળો વિરોધ વિસારે પડયો અને હોંસથી લડાઈની તૈયારીઓ થવા લાગી. પણ એટલામાં રાજાનો કાળ થયો અને એ લડાઈનું કામ ચાર્લ્સ જેણે ઉઠાવ્યું હતું તેને જ માથે પડયું. તે કેવી રીતે બન્યું, ને તેનાં શા ફળ થયાં તે આવતા રાજમાં જોવામાં આવશે. પણ એ ઉપરથી એટલું તો સાફ સમજાય છે કે રોમન કેથોલિકની સામેનું વેર એ જ અત્યાર સુધીના પ્રજાવિરોધનું ખરૂં કારણ હતું.

---

## પ્રકરણ ૨૨ મું.

### ચાર્લ્સ પહેલો.

### ભાગ ૧ લો: ઇ. સ. ૧૬૨૫–૧૬૨૯.

---

**ચાર્લ્સનો સ્વભાવઃ**—રાજા લોકોના જય જયકારની સાથે ગાદીએ બેઠો. આ સમે તે બેશક ઘણો જ લોકપ્રિય હતો, અને એના કેટલાક ગુણ પણ તે સમયના ઈંગ્રેજોની પ્રીતિ મેળવે એવા હતા. એના બાપનું વિષયાસક્તપણું એનામાં જરાએ નહોતું, અને

દરબારનો બેહયા દેખાવ એ ગાદીએ બેઠો કે તુર્ત બદલાઈ ગયો. એના શરીરનો ઘાટ ભવ્ય, ને સ્વભાવ ગંભીર તથા ભક્તિમાન હતો. રાજકાજમાં એ રાત દિવસ ધ્યાન આપતો,. તેથી લોકોએ ધાર્યું કે જેમ્સ મરી ગયો તો સારૂં થયું, અને હવે બધો પ્રજાવિરોધ મટી જશે. પણ ઉપલો દેખાવ ઘણી વાર ભૂલ ખવડાવે છે. સારૂં દેખી રાચીએ છીએ તે જ પાછળથી દુઃખનું મોટું કારણ થઈ પડે છે. આપણે જેના મંગળ ગાતા હોઈએ છીએ તે જ પાછળથી મહા અમંગળ થઈ પડે છે તેમજ આ બીચારા ચાર્લ્સને થયું. રૈયતે જેને રાજ્યાભિષેક સમે અપૂર્વ જય જયકારથી વધાવી લીધો, તે જ રાજા પોતાની રૈયતને હાથે એક ખૂની દાખલ દેહાંતદંડ પામવાને સર્જિત હતો !

આ પ્રમાણે અણધારી આવી ભયાનક ખરાબીનાં કારણ વિચારવા જઈએ છીએ,તો ત્રણ માલમ પડેછે.એક એનું જૂઠાણું,બીજું રાજા પ્રજાનો ધર્મવિરોધ, ને ત્રીજું રાજાના ઈશ્વરી હક સંબંધી એનો મમત. ચાર્લ્સનો એ મમત જેમ્સ કરતાં પણ બહુ વધારે હતો, અને એમ હોય એમાં કાંઈ નવાઈ નથી. જન્મ્યો ત્યારથી એ વાત દરબારમાં એ સઘળાને મોંહે સાંભળતો આવ્યો હતો, અને તેથી તે એના મનમાં એવી ઠસી બેઠી હતી કે તેને એ એક ધર્મના સિદ્ધાંતની દાખલ માનતો હતો. રાજાનો ઈશ્વરી હક ને એપિસ્કોપલ પંથ એ બે વાનાં તો એને પ્રાણ સમાં હતાં. જો આ વેળા કોઈ સારો મંત્રી એની પાસે હોત તો એને સમજ પાડત કે આ તમારો વિચાર ભૂલ ભરેલો છે, અને તે ન સમજત તોપણ એટલું તો તેના મનમાં ઉતારત જ કે હાલ દેશકાળ એ વિચારને અનુકૂળ નથી. પણ એના દુર્ભાગ્યે એણે પોતાનું મંત્રી-પદ છકેલ બકીંગહામને જ પૂર્ણ ભરોસાથી સોંપ્યું હતું. તે તો એને વારવાને બદલે પ્રજાના હક તોડવાની નિરંતર ઉશ્કેરણી જ કર્યા કરે એવો હતો. તેમજ એની રાણી ફ્રાન્સની કુંવરી, જેની સાથે એણે બાપ મૂઆને ત્રણ મહીના નહોતા થયા એટલામાં લગ્ન કર્યાં, તે પણ

પ્રજાવિરોધની જ સલાહ આપનારી હતી. લોકો રોમન કેથોલિક કન્યા ન લાવવાનું કહેતા હતા તે કેવી ડાહી રાજનીતિ હતી તે હવે બરાબર સાબિત થયું. રાણીની ખેંચ પોતાના ધર્મ તરફ હોય એ તો સ્વાભાવિક જ છે, પણ તેની સાથે એ બહુ દુરાગ્રહી હતી. વળી તેની ફ્રેંચ રીતભાત પણ આ જમાનાના ઈંગ્રેજોને આંખના પાટા જેવી હતી. એ હમેશાં આનંદકારી રમતગમતમાં મગ્ન રહેતી હતી, અને પ્યૂરિટનને મતે તો નાટક જોવા જવું એ પણ મહા પાપનું કામ હતું. તે છતાં જો ચાર્લ્સમાં જૂઠાણું અથવા બેવચનીપણું હોત નહિ, તો એની આટલી ખરાબી ન જ થાત. આ તો થયું શું કે એણે વારંવાર પોતાનો બોલ ન પાળવાથી જ્યારે એણે પાછળથી તે પાળવાનું ધાર્યું ત્યારે પણ કોઈને એનો ભરોસો પડયો નહિ, અને પછી તો એના સામાવાળાને આરંભ્યું તે છેવટે જ પહોંચાડવાની જરૂર પડી. જૂઠાના માઠા પરિણામનો આ ઇતિહાસમાં મોટો અસરકારક દાખલો છે.

ધર્મવિરોધ રાજાએ કેવો આદર્યો તે આગળ કહેવામાં આવશે. હવે પાર્લમેંટવાર આ રાજની હકીકત લખીએ.

**પહેલી પાર્લમેંટ** ઇ. સ. ૧૬૨૫ માં મળી. તેણે પ્રથમ કામ એ કર્યું કે ચાર્લ્સના ઘરના પાદરી દાક્તર મોન્ટેગ્યુ જેણે એક ધર્મબોધના પુસ્તકમાં રાજાનો ઈશ્વરી હક પ્રતિપાદન કરનારૂં કાંઈ છાપ્યું હતું તેને પકડી મંગાવી કેદમાં નાખ્યો. પછી રાજાને નાણાં આપ્યાં, પણ તુર્તના ખપ જોગાં જ; અને તેની સાથે પાછલી પાર્લમેંટે આપેલાં નાણાંનો હિસાબ માગ્યો. વળી જકાત ઉઘરાવવાના જે હક રાજાને જન્મ સુધીના આપવામાં આવતા હતા તે પણ એને તો એક વરસના જ આપ્યા. આમ સખ્ત થવાનું પાર્લમેંટને કારણ એ હતું કે હજી રાજાએ સ્પેન સાથે લડાઈ જાહેર કરી નહોતી, અને તે નિમિત્તે મંજુર થએલાં નાણાં ક્યાંના ક્યાં વાવરી નાખ્યાં હતાં. બીજું તેમના સાંભળવામાં એમ આવ્યું હતું કે ફ્રાન્સના પ્રૉટેસ્ટંટો-

ની સામા ત્યાંના રાજાની મદદે ચાર્લ્સે ઇંગ્રેજી વહાણ મોકલ્યાં હતાં. આથી તો તેઓ ક્રોધાયમાન થઈ ગયા અને રાજાને સાફ લખી મોકલ્યું કે અમારી ફર્યાદોનો ખુલાસો કરશો તે કેડે જ અમે તમને જકાત ઉઘરાવવાની મંજુરી આપીશું. રાજાએ બહુએ કળવકળ ચલાવી, પણ તેઓ એકના બે થયા નહિ. રાજાએ ચીડવાઈ તકરારી જકાતો પોતાની મેળે જ ઉઘરાવવા માંડી, પાર્લમેંટે જે પેલા પાદરીને કેદ કર્યો હતો તેને છોડી મોટો ધર્માધિકારી બનાવી દીધો, અને લંડનમાં મરકી ચાલતી હતી તે બહાને એ પાર્લમેંટને તુર્તની તુર્ત વિસર્જન કરી.

**બીજી પાર્લમેંટ** તે છતાં રાજાને બીજે વરસે જ બોલાવવી પડી. એણે ઉઘરાતાં નાણાં લઈ પાર્લમેંટ વિના ચલાવી લેવાની તજવીજ તો કરી. તેમજ કાંઈ કરતાં ફતેહ થાય તો લોકોની પ્રીતિ પાછી સંપાદન કરૂં એમ ધારી એણે સ્પેનના કેડિઝ બંદર ઉપર એક વહાણનો જબરો કાફલો મોકલ્યો. પણ તેમાં કાંઈ વળ્યું નહિ.

આ પાર્લમેંટ બોલાવવામાં પણ તજવીજ તો બહુ કરી હતી, પરંતુ પરિણામે તે મૂર્ખાઈ નીવડી. ગઈ પાર્લમેંટના કેટલાક અગ્રેસરોને એણે શેરિફ બનાવી દીધા કે તેમનાથી એ સરકારી નોકરીના સબબે આ પાર્લમેંટમાં અવાય નહિ. પણ થયું એમ કે આ કારણથી તેમના કરતાં પણ કેટલાક વધારે શૂરા દેશાભિમાનીઓ પાર્લમેંટમાં આ વખતે પેઠા. એમાં સર જૉન ઇલિયટનું નામ પૂર્ણ માનથી નોંધી રાખવા જોગ છે. એ હવેથી કેટલાંય વર્ષ સુધી સ્વતંત્રતાનો ઝુંડો લઈ ડહાપણ ને નિડરપણાથી પાર્લમેંટમાં ઘૂમ્યો.

કોઈ બે અમીરોને બકિંગહામના શત્રુ જાણી તેમનું આ પાર્લમેંટમાં નોતરૂં જ કાપ્યું. પરંતુ અમીરોની સભા મળી તેણે પહેલી જ એ બેની અર્જી વાંચી તેમનો હક મંજુર રાખ્યો, ને નવેસરથી તેમની ઉપર નિમંત્રણ પત્રકો મોકલ્યાં. આ બે અમીરમાંના એકે માજી રાજમાં સ્પેન ખાતે એલચીનું કામ કર્યું હતું, અને તેથી તેણે આવી

બકિંગહામનું બધું ભોપાળું ઉઘાડું પાડી તે જ સ્પેન સાથે લડાઈનું કારણ છે, એમ જાહેર કર્યું. ઈલિયટ તો મૂળથી જ જાણતો ને બધાને કહેતો, કે રાજનો સઘળો જુલમ દૂર કરવાનો આ એક જ રસ્તો છે કે વડા કારભારીને પકડી સજાએ પહોંચાડવો. તેથી એ વીર-પુરુષ હાલ ખુલ્લો બહાર પડયો, ને પાર્લમેંટમાં જુસ્સાદાર ભાષણની સાથે બકિંગહામ ઉપર નાઆવડત તથા લાંચીઆપણાનાં તહોમત મુક્યાં. રાજા બહુ ધૂઆંફૂઆં થયો, પણ તેને ન ગણકારતાં આમની સભાએ તેનો મુકર્દમો બનાવી અમીરોની સભામાં મોકલી દીધો. આ જોઈ રાજા અમીરોની સભામાં ગયો, અને પોતાના પ્રધાન ઉપર જે જે આરોપ મુકયા હતા તે મારાં પોતીકાં કૃત્ય છે એમ કહ્યું, ને ઈલિયટ તથા બીજા એક જણને એકદમ પાર્લમેંટમાં બેઠા હતા ત્યાંથી બોલાવી કિલ્લામાં મોકલી દીધા. એ જોઈ પાર્લમેંટે રાજાને કહેણ મોકલ્યું કે જ્યાં સુધી એ બે જણને તમે નહિ છોડો ત્યાં સુધી અમે અમારૂં કામ કરવાના નથી. તેથી દશ દહાડા રકઝક કરી આખરે તેમને છોડવા પડયા. પછી પાર્લમેંટે બકિંગહામને કહાડી મુકવાની વિનંતિ લખી મોકલી. ત્યારે રાજાએ તપી જઈ તે વિનંતિપત્ર જાહેર-માં બાળી મુકાવ્યું, ઈલિયટને સરકારી નોકરીમાંથી કહાડી મુકયો, અને પાર્લમેંટને એકદમ વિસર્જન કરી. (ઇ. સ. ૧૬૨૬.)

**આપખૂદી**—હવે રાજાએ આપખૂદી આરંભી. પાર્લમેંટે જે વેરા મંજુર કર્યા નહોતા, તે એણે ઉછીતું આપો એમ કહી ઉઘરાવવા માંડયા. પણ સઘળા તાલુકામાંથી જવાબ આવ્યા કે લોકો આપવાની ના પાડે છે. બે તાલુકામાં ન્યાયાધીશોએ લોકને બોલાવી સમજાવવા માંડયા, ત્યારે બારણે ઉભેલું ટોળું બૂમ પાડી ઉઠયું કે "પાર્લમેંટ! પાર્લમેંટ! તે વિના કાંઈ અમે આપનાર નથી." કેટલાક તાલુકામાં તો ન્યાયાધીશોએ જ માગણી કરી નહિ. એક પરગણાના ખેડુતોએ કહાવી મોકલ્યું કે "અમારી પાસે બે ગાય હશે ત્યાં સુધી અમે તેમાંથી એક રાજાને આપવા તૈયાર છીએ—પણ તે પાર્લમેંટની

રીતે." આ પ્રમાણે રાજીખુશીથી લોકે દોકડો પણ ન આપ્યો ત્યારે બળાત્કાર ચાલુ થયો. પણ બળાત્કારથીએ બહાદુર ઇંગ્રેજી રૈયત કાંઈ બ્હીી નહિ. ઘણાએ નિશ્ચય કર્યો કે કેદ કરે તો થવું, પણ વેરો તો ન જ ભરવો. કોઈ કોઈ પરગણામાંથી તો એ ઉઘરાતદારોને જ મારી કહાડયા. બસો આબરૂદાર ગૃહસ્થોને આ કેદખાનામાંથી પેલા કેદખાનામાં જ સડાવ્યા; તોપણુ તે ડર્યા નહિ. આ દેશભક્તોમાં જોન હેમ્પડન સોથી વધારે પ્રસિદ્ધ છે, અને તેનું નામ સાંભળી અદ્યાપિ સઘળા ઇંગ્રેજોની આંતરડી આશીર્વાદ દે છે. એ અને બીજા ગૃહસ્થોએ મોટી અદાલતમાં અપીલ કરી કે અમને શા માટે કેદ કર્યા છે તેની તપાસ થવી જોઈએ. એ મુકર્દૃમામાં તેમને ભારે ખર્ચ થયો ને છેવટે ઇનસાફમાં તો (સો જાણતા હતા તેમ) *તેમને દારુણ કેદ મળી. તોપણુ તેમ કરવાથી દેશને ઘણો ફાયદો થયો, કેમકે ઇંગ્રેજ લોક આપણી પેઠે એકની આફત જોઈ બીજા ડરી જાય એવા નથી. તેમની તો આંખ વધારે ફાટી. મોટો અન્યાય થાય છે એમ બધાને લાગ્યું, અને હવેથી તો જે આ જુલ્મી વેરો ભરતા હતા તે પણ એનો દાખલો લઈ ના કહેવા તૈયાર થયા. બધા જ વેરો ન આપે ત્યાં સરકાર શું કરે? બધાને કેદ કરતાં ક્યાં પાર આવે, અને તેથી વળે પણ શું? કેદખાનું ડરાવવાને માટે છે, પણ જ્યાં લોક સાર્વજનિક કામને સારૂ કેદ થવામાં ગેરઆબરૂ નહિ પણ આબરૂ માનતા થાય, ત્યાં પછી કેદખાનાનો શો ડર રહ્યો? આવા હંગામમાં થોડાને દુઃખ સોસવું પડે, પણ ઘણાનું ભલું જ થાય. એ જ પ્રમાણે ઇંગ્લાંડમાં થયું. રાજા હાર્યો ને જોઈતું નાણું મળી શક્યું નહિ. અધુરામાં પૂરૂં બકિંગહામે ગાંડાઈથી ફ્રાન્સ સાથે લડાઈ ઉઠાવી. એમ કરવાનો હેતુ તો એ હતો જે ત્યાંના પ્રોટેસ્ટંટોની વહારે જઈ હું ભારે જશ

* આ કારાગ્રહનું દુઃખ એવું હતું કે ત્યાંથી છૂટયો તોપણુ પછી કદી હેમ્પડનનો દેખાવ હતો તેવો થયો જ નહિ એમ તેને જોનારા લખી ગયા છે. પણ એનું ફળ રાજાને કેવું મળ્યું!

કમાઈ આવું તો ઇંગ્રેજી રૈયત બેદાલ થએલી છે તે રાજી થાય. પણ એ લડાઈનાં એ કિલ્લા હાર્યો, ત્યાંના પ્રોટેસ્ટંટોને એનો ભરોસો પણ પડયો નહિ, અને પાછું આવવું પડ્યું. હવે પાર્લમેંટ બોલાવ્યા વિના રાજાને એકે આરો રહ્યો નહિ.

ત્રીજી પાર્લામેંટમાં તો જે આવ્યા તે ઘણાખરા શરતીર દેશહિતેચ્છુઓ જ હતા. આ લોકોએ આ વેળા પોતાના મુખત્યાર પસંદ કરવામાં એજ ધોરણ રાખ્યું હતું કે રાજાની સામે કમર બાંધી જેણે દુઃખ વેઠયાં હોય તે પહેલા અને પછી બીજા, અને રાજપક્ષનો છે એમ જેનાપર વહેમ જાય તેને તો મોકલવો જ નહિ. આ સમે પાર્લમેંટમાં જે સભાસદો આવ્યા તેના જેવા બુદ્ધિમાન, વિદ્વાન, શ્રીમાન કે શૌર્યવાન કોઈ વેળા જ આવ્યા હશે. મૂર્ખ રાજાએ આવી સભાને ધમકી આપી, કે તમે નાણું નહિ આપો તો તમે જાણોછો કે મારા હાથમાં ઘણા ઉપાય છે. આ સાંભળી તે સુદૃઢ સભા ડરી નહિ, પરંતુ ધીરજથી તેમણે એક મહા અગત્યના કાયદાનો ખરડો ઘડી કહાડયો, અને રાજાએ તરફડાટ તો બહુ કર્યા પણ તેની પાસે આખરે ખંત ને હિંમતથી સહી કરાવી લીધા ત્યારે જ નાણું મંજુર કર્યાં. આ કાયદાને "પિટિશન ઑફ રાઈટ" એટલે "હકની અર્જી" કહે છે. એને ઇંગ્લંડનો બીજો મોટો પટો કહીએ તો ચાલે.

"પિટિશન ઑફ રાઈટ" એ કાયદાની મુખ્ય કલમો આ મતલબની છે—૧. ઉછીતાં કે બળાત્કારે નાણાં માગવાં નહિ, અને એ પ્રમાણે જે કરવામાં આવ્યું હતું તે ગેરકાયદેસર હતું. ૨. પાર્લમેંટની મંજુરી વિના જે જે કર નાખ્યા હતા તે સર્વે ગેરવાજબી હતા અને હવે પછી તેમ કરવામાં નહિ આવે. ૩. કાયદાની કલમ લાગુ પડયા વિના ફક્ત રાજાના હુકમથી કોઈને કેદ કરવામાં નહિ આવે. (હેમ્પડન વગેરેને એમ ફક્ત રાજાના હુકમથી જ કેદ કર્યા હતા.) ૪. સિપાહીઓને ઘરમાં રાખી અમુક મુદત સુધી ખવડાવવા

પીવડાવવાની ઘરધણીને ફરજ પાડી હતી તે કાયદા વિરુદ્ધ હતું, અને હવે પછી તેમ નહિ કરીએ. ૫. લશ્કરી કાયદો દેશશાંતિને વખતે કદી પણ ચલાવીશું નહિ, એટલે કોઈને પકડી પરાણે સિપાહીગીરી કરાવવી નહિ, વગેરે. આ કાયદાનો ઘણોખરો સમાવેશ મોટા પટ્ટામાં થઈ જાય છે ખરો, પણ અમલ એટલાં બધાં વરસથી એની વિરુદ્ધ થતો આવ્યો હતો કે તે ઉપર જ્યારે રાજાની સહી થઈ ત્યારે લંડનમાં ઘેર ઘેર દીવાળી ને ઉજાણીમિજબાનીઓ કરવામાં આવી. ચાર્લ્સને તો એ લખત ઉપર સહી કરવી એ પોતાનું અત્યાર સુધીનું સઘળું બોલ્યું ચાલ્યું પોતે પાછું ચાટવા જેવું જ હતું. એથી એણે સહી કરતાં ઘણાં જ ગલ્લાંતલ્લાં માર્યાં. "રાજહકને નડતું હોય નહિ તો" એટલા શબ્દ ઉમેરાવવાને એ બહુ મથ્યો, ને અમીરોની સભાને તો ભોળવીએ નાખી, પણ આમના લોકો તિલમાત્ર ડગ્યા નહિ. તેમણે હવે જોયું કે સર જૉન ઇલિયટની સલાહ ન માની તેનું આ ફળ થાય છે. તેથી આ પ્રસંગે સર જૉન ઇલિયટે રાજના ગેરબંદોબસ્તની સામા જે સખ્ત વાંધો રજુ કર્યો, તે બધાએ એકમતથી સાંભળ્યો. એ ભાષણમાં આ તકરીર વકતા બકિંગહામને બરતર્ફ કરવાની આવશ્યકતા વિષે બોલવા જતો હતો એટલે સ્પીકરે (પ્રમુખે) તેને અટકાવી કહ્યું કે, "રાજાનો મારા ઉપર હુકમ આવ્યો છે કે અમારા મંત્રીઓ સંબંધી કોઈને કાંઈ પણ બોલવા દેવું નહિ." ઇલિયટ પોતાનું વાક્ય અધૂરૂં જ મૂકી ટપ બેસી ગયો, અને બધાની સામે જોયું કે બોલો હવે તમારે શું કરવું છે. ? "આ સમે સભાનો દેખાવ," એક જાતે જોનાર લખે છે કે, "વર્ણાય નહિ એવો થઈ ગયો. કેટલાક સ્વતંત્રતાને ખાતર રોવા, કેટલાક ચીડાવા, કેટલાક પોતાની જ અત્યાર સુધીની નાહિંમતને નિંદવા, અને દેશની ભવિષ્યની સ્થિતિને માટે હૈયાશોક કરવા લાગ્યા. કેટલાક ઉઠીને બોલવાનું કરે પણ છાતી ભરાઈ આવવાથી બોલી શકે નહિ. સો કરતાં વધારે સભાસદોની આંખમાંથી આ સમે દેશદાઝનાં દડદડ આંસુ પડયાં હશે."

આવા દેશભક્તો શું કરે તે કહેવાની જરૂર નથી. બંધી બંધાને ઠેકાણે રહી ને બધાએ મનમાનતી ચર્ચા કરી એકમતે ઠરાવ કર્યો કે એ વાંધામાં બકિંગહામનું નામ લખવું જ. રાજાએ જોયું કે હું મારો મમત વધારે વાર રાખી રહીશ, તો મારો વહાલો બકિંગહામ માર્યો જવાનો. તોપણ એ હજી શુદ્ધ ભાવે વર્ત્યો નહિ. ખાનગીમાં મોટા મોટા ન્યાયાધીશોને બોલાવી પૂછ્યું કે હું આ "અર્જી" ઉપર સહી કરૂં તો મારો હાલ અખત્યાર છે તેવો રહેશે કે નહિ? તેઓ તો હાજી હા જ કરનારા હતા એટલે બોલ્યા કે મહારાજ, ગભરાવું નહિ, આપનો અધિકાર છે તેવોને તેવો જ રહેશે, કેમકે એ લોક ગમે એવો કાયદો બાંધે પણ તેનો અર્થ કરી અમલમાં આણવો એ અમારા જ હાથમાં છે. રાજાનું આ કેવું અપ્રમાણિકપણું, વચન આપ્યા પહેલાં જ તેને તોડવાના રસ્તા શોધે છે! આવા રાજાનો વિશ્વાસ ઉઠી જઈ બુરા હાલ થાય એમાં શી નવાઈ! આ રીતે આ કાયદા ઉપર સને ૧૬૨૮ ના જૂન માસની ૭ મી તારીખે રાજાની સહી થઈ. પણ તે માટે રાજાનો, મનોમન સાક્ષી એ ન્યાયે, કાંઈ ઉપકાર પાર્લમેંટે પોતાના મનમાં ગણ્યો નહિ, અને ચાર્લ્સના રાજકારભારની સામે જે રીતે વાંધો લખી મોકલવાનો ધાર્યો હતો તે જ રીતે લખી મોકલ્યો. આ ઉપરથી રાજાનો મિજાજ ગયો, પાર્લમેંટ મોકુફ કરી, અને હૈયે હતું તે હોઠે આવ્યું. તેમને વિદાય કરતાં રૂબરૂ બોલાવી મોટા દોરની સાથે તેણે જાહેર કર્યું કે "મેં તમારી "હકની અર્જી" ઉપર સહી કરી છે ખરી, પણ હું વર્તવાનો તો બીજા રાજાઓ વર્ત્તતા આવ્યા છે તેમ જ એ તમે નિશ્ચય કરીને જાણજો." શી મૂર્ખાઈ!

એ પાર્લમેંટ ફરી મળી તે દરમ્યાન એક અણધાર્યો બનાવ બન્યો. બકિંગહામના હાથ નીચે કાફલામાં પહેલાં નોકરી કરી કોઈ નારાજ થએલો અમલદાર હશે, તેણે આ ટાંકણે એનું ખૂન કર્યું. એને કોરટમાં રજુ કર્યો ત્યારે ખાનગી અદાવતનો બિલકુલ

ઇનકાર કરી તેણે એટલું જ કહ્યું કે મેં તો બકિંગહામને દેશનો શત્રુ જાણી મારી નાંખ્યો છે. આથી રાજાને વહેમ ગયો કે એને કોઈ ઉશ્કેરનાર બીજા હશે, અને તેથી એની પાસે મારીને મનાવવા માંડ્યું. પણ ન્યાયાધીશોએ તેમ કરવા દીધું નહિ અને આ વખતથી બીકીને મનાવવાનો ધારો ઇંગ્લાંડમાં બંધ પડ્યો. આ ખૂનીને અલબત ફાંસીની શિક્ષા થઈ, પણ સાધારણ લોકમાં તો તે મોટો ગાઝીમર્દ ગણાયો, અને તે ફાંસીને લાકડે ચડ્યો ત્યાં સુધી તેના જય બોલાયા. આવે સમે જ મૂર્ખ રાજાએ ધર્મવિરોધ પણ ઘણો વધારી દીધો.

લૉડ—આખા યુરપમાં પ્રૉટેસ્ટંટપંથીઓ હાલ ઘણામાં ઘણી દુર્દશાએ પહોંચ્યા હતા, અને તેથી ઇંગ્રેજો ફિકરમંદ તો રાત દહાડો રહેતા જ હતા, તેમાં ચાર્લ્સે હાલ બિશપ લૉડ નામના એક ધર્માંધ પાદરીને તે બાબતનો ઇંગ્લાંડમાં સઘળો અધિકાર સ્વાધીન કરી દીધો, તેણે ચોતર્ફ પોતાનો શક બજાવવા માંડ્યો. આથી દેશમાં એટલો બધો ગભરાટ થઈ રહ્યો કે સર જૉન ઇલિયટ જે ધર્મ વિષયોમાં જરાએ ઝનુની નહોતો તે પણ આપણો માર્ગ જોખમમાં આવી પડ્યો છે એમ કહી ભર પાર્લમેંટમાં બોલી ઉઠ્યો કે, "ચાલો આપણે પ્રતિજ્ઞા લઈએ કે સ્વધર્મનું રક્ષણ આપણે વાણીથી જ નહિ પણ કૃતિથી એ કરીશું. પૂર્વ તર્ફનાં ધર્માલયોમાં એવો ધારો છે કે સ્તવન સમે લોકો નાગી તરવાર કહાડી ઉભા રહે છે, એવું બતાવવાને કે અમે તે વડે પણ ધર્મનું રક્ષણ કરવા તૈયાર છીએ. હું કહેવાની રજા લઉં છું કે એ ધારો ઘણો વખાણવા લાયક છે." આ સાંભળી બધાએ પ્રતિજ્ઞા લીધી કે જે થાય તે ખરૂં પણ ધર્મનું સંરક્ષણ કરવું. પછી એવો ઠરાવ કર્યો કે જે કોઈ ધર્મમાં ફેરફાર, પોપરી (પોપનો પંથ) વગેરે દાખલ કરશે અથવા પાર્લમેંટની રજા વિના કાંઈ પણ વેરો લેવાની બલામણ કરશે અથવા તે વેરો રૈયતમાંથી જે કોઈ આપશે, તે સઘળાને હવે પછી દેશના શત્રુ ગણવામાં આવશે. આ

ઠરાવ પસાર થતી વેળા પાર્લમેન્ટમાં જોવા જેવો તગાશો થઈ રહ્યો હતો. એ વાતની પ્રથમ દરખાસ્ત થઈ ત્યારે પ્રમુખે કહ્યું કે રાજાનો મને હુકમ છે કે એ પ્રમાણે થવા દેવું નહિ, અને એમ કહી ખુરશી ઉપરથી ઉઠી સભા બરખાસ્ત કરવા જતો હતો. પણ બીજાએ એને પકડીને બેસાડયો. બે જણ એને જોર જુલમથી ઝાલી રહ્યા, અને પછી સભાએ બારણાં બંધ કરી પોતાનું કામ તાળીઓના ગડગડાટ સાથે ચલાવવા માંડયું. આ ખબર સાંભળી રાજાએ જાસુસ મોકલ્યો, પણ જ્યાં સુધી આ ઠરાવ બધો વિધિપૂર્વક પસાર થઈ રહ્યો ત્યાં સુધી કોઈએ બારણાં ઉઘાડયાં નહિ. પછી તેણે આવી સભાને બરખાસ્ત કરી.

રાજા તો હવે છેક ક્રોધાંધ થઈ ગયો. એણે થોડા દિવસમાં પાર્લમેંટને ગાળો દઈ વિસર્જન કરી, અને પછી એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું કે હવે પછી હું પાર્લમેંટ વિના રાજ ચલાવનાર છું. (ઈ. સ. ૧૬૨૯.) સર જોન ઈલિયટ અને બીજા જે ઉપલા ધાંધલમાં આગેવાન હતા તેને પકડી મંગાવી રાજ ચલાવ્યું. તેમણે જવાબ આપ્યો કે પાર્લમેંટના સભાસદ દાખલ અમે જે જે કામ કર્યું છે તેને માટે પાર્લમેંટ વિના બીજા કોઈને કાંઈ પણ અમને પૂછવાનો અખત્યાર નથી, અને તેથી અમે જવાબ દેવાના નહિ જ. કેદમાં મોકલ્યા તો ગયા, પણ તેમણે લેશમાત્ર પણ નમણું આપ્યું નહિ. સારી ચાલના જામીન આપો તો છોડીએ એમ કહ્યું. તોપણ તે એટલું જ બોલ્યા કે તમારે એ માગવાનો કાંઈ અખત્યાર નથી. સર જોન ઈલિયટ તો એ ટેકમાં ને ટેકમાં બે ત્રણ વર્ષે કેદમાં જ મરી ગયો.

આ રીતે રાજાપ્રજા વચ્ચેનો વિરોધ છેક જોશમાં આવી ગયો. ઇંગ્લાંડનો રાજ્યમામલો જડમૂળથી કથળી ગયો. શાણા રાજાને પણ તે પાછો સમારી લેતાં બહુ પરસેવો ઉતરે એમ હતું. તો ચાર્લ્સનું શું ગજું કે ડુબતા વહાણને તે તરાવે? એણે શું કર્યું તે આપણે જોઈએ.

# પ્રકરણ ૨૩ મું.

## પહેલો ચાર્લ્સ.

### ભાગ ૨ જો : ઇ. સ. ૧૬૨૯–૩૮.

---

હવેથી રાજાએ પાર્લમેંટને કહાડી મુકી અગિયાર વરસ સુધી આપખુદીથી ઈંગ્લાંડનું રાજ ચલાવ્યું. એમાં એના મુખ્ય સલાહકાર રાણી શિવાય બે જણ હતાઃ—વેન્ટવર્થ, જેને પાછળથી અર્લ ઑફ સ્ટ્રેફર્ડ બનાવવામાં આવ્યો હતો, અને બિશપ (ધર્માધિકારી) લૉડ. તેમની બુદ્ધિ તથા સ્વભાવને બળે આ સમે રાજનો સઘળો કારભાર તેમને સોંપવામાં આવ્યો હતો, અને આગળ જે પરિણામ નિપજ્યું તેનું કારણ એ બેની સંમિશ્ર રાજનીતિ જ છે.

સ્ટ્રેફર્ડની બુદ્ધિ ને શક્તિ મહા મોટી, પણ પ્રકૃતિ કેવળ આસુરી હતી. વિચારમાં ઉંડો, મહેચ્છ, સંકલ્પનો દૃઢ, સમયને ઓળખનારો, કાર્યમાં કુશળ, ચપળ ને સર્વદા તલ્લીન, છાતીનો આધો, આગ્રહનો ભંડાર પણ અહંભાવથી ભર્યો, ન્યાયઅન્યાયનો બેપરવા, દયા કે પ્રેમ વગરનો, પ્રાણી માત્રના વિચાર તેમજ સુખ-દુઃખને તુચ્છ ગણનારો, એ એક ભયંકર પુરુષ હતો. તે એક શ્રીમંત જમીનદારનો છોકરો હતો. મૂળથી જ એને રાજકાજમાં પેસી મોટા થવાની ભારે ઉત્કંઠા હતી. જેમ્સના દરબારમાં એણે કેટલોક વગ મેળવ્યો હતો, પણ બકિંગહામે જાણ્યું કે એ કોઈ દહાડો મારૂં કાટલું કહાડી નાખે એવો છે, તેથી એને ઉંચે દરજ્જે ચડવા દીધો નહીં, અને આખરે અપમાન કરી હતો ત્યાંથીએ બરતર્ફ કર્યો. તે પાર્લમેંટમાં ભળ્યો અને તેનો એક આગેવાન થઈ પડ્યો. પણ બકિંગહામના મરણ પછી રાજાને ખરા હોંશીઆર માણસનો ખપ પડ્યો ત્યારે તેણે એને પોતાના દરબારમાં બોલાવી લીધો. એ રાજપક્ષમાં ગયો તે સમે એના સાથી પીરવીર પિમે જે બોલ કહ્યા તે

ઇતિહાસમાં સ્મરણીય થઈ પડયા છે: 'તું ખરાબ થવા તે તર્ફ જાય છે. વેન્ટવર્થ, યાદ રાખજે, તું અમને છોડી જાય છે ખરો, તથાપિ તારા ધડ ઉપર માથું છે ત્યાં સુધી હું તને છોડવાનો નથી." પણ સત્તાના ભૂખ્યા વેન્ટવર્થને એટલું જ જોઈતું હતું. મંત્રીમંડળમાં જ્યો કે એણે રાજા આગળ "પ્રજા તર્ફના સઘળા પ્રતિબંધમાંથી હું આપના રાજને મુક્ત કરીશ" એવી પ્રતિજ્ઞા લીધી, અને તેમ કરવાને તે શુદ્ધભાવથી ખાઈ પીને મંડયો. એની સૂક્ષ્મ બુદ્ધિએ જોયું કે ઈંગ્લાંડમાં આપઅખત્યારી રાજ બે કારણથી થઈ શકતું નથી: એક તો ખર્ચને માટે લોકો પાસે પૈસા માગવા પડે છે તે, અને બીજું મોટી હરકત તો એ કે રાજ ખાતે કાંઈ બહાલી લશ્કર રહેતું નથી. માટે તેણે એવો મનસુબો કર્યો કે ગમે તેમ કરી બહાલી લશ્કર રાખવું, અને તેમ થઈ રહે ત્યાં સુધી યુક્તિપ્રયુક્તિએ પાર્લમેંટ પાસે નાણાં કઢાવી ખૂબ કરકસરથી ખર્ચ ચલાવવો. એ બધું તુર્તાતુર્ત ઈંગ્લાંડમાં થઈ શકે એવું નહોતું. તેથી પંડે આયર્લાંડ સુબો થઈને ગયો (ઇ. સ. ૧૬૩૨). ત્યાં એણે થોડા વખતમાં લશ્કર તથા નાણું સારૂં ભેગું કર્યું. એનો વિચાર એવો હતો કે ઈંગ્લાંડમાં પણ એ પ્રમાણે થઈ શકે. ફ્રાન્સમાં પ્રધાન રીશલૂની રાજનીતિથી આ સભામાં રાજાની સર્વોપરિ સત્તા આ રીતે જ જમાવવામાં આવી હતી, અને જો ચાર્લ્સમાં દઢતા હોત અને તે અને તે સ્ટ્રેફર્ડની જ સલાહ પ્રમાણે ચાલ્યો હોત, તો ઈંગ્લાંડનું રાજબંધારણ કઈ રીતનું ઘડાવા પામત તે કહી શકાતું નથી.

લૉડ એ ચંચળ પણ ટુંકી બુદ્ધિનો એકદેશી વિદ્વાન્ હતો. એનો સ્વભાવ લોભ કે સ્વાર્થ રહિત પણ મહા મમતી ને કઠોરતા ભરેલો હતો. એ એપિસ્કોપલ પંથના મતને હદપાર લઈ ગયો હતો, અને તે પ્રમાણે બધાને મનાવવા એ બહુ જ ઉત્સાહી હતો. જેમ્સે લૉડને વધવા ન દીધેલો, કેમકે તે સમજતો હતો કે અતિ ઉત્પાતીઆ પ્રકૃતિ કોઈ દહાડો રાજને પણ ખરાબ કરે એવી છે. પણ ચાર્લ્સને

ધર્મપ્રકરણમાં એ જ વિશ્વાસુ કર્તાહર્તા થઈ પડયો. એણે પ્યૂરિટન ઇંગ્લાંડને મારી મચડી એપિસ્કોપલ બનાવવાને આંખ મીંચીને દારુણ પ્રયોગો આરંભ્યા. આ ધર્મવિરોધ કેવો મોટો હતો તે નીચેની હકીકત ઉપરથી બરાબર લક્ષમાં આવશે.

**એપિસ્કોપલ ને પ્રેસ્બિટેરિયનોનો મતભેદ.**—આ બંને પંથ પ્રોટેસ્ટંટ એટલે રોમના ધર્માધિકાર વિરુદ્ધ હતા. રોમનું કહેવું એવું હતું ને છે કે ધર્મબોધ કરવાનો અધિકાર ગુરુશિષ્ય પરંપરાની દીક્ષાને યોગે અમારો જ છે. વળી બાઇબલમાં કાંઈ બધી વાત નથી. અને હોય તોપણ તે તો ઇસુ ને તેના મુરીદો મૂઆ પછી કેટલેક કાળે કડકે કડકે બન્યું છે. ધર્મની મૂળ ક્રિયાઓ, પદ્ધતિ, વિચાર, સમજ, વગેરે અમે પરંપરાથી જાણીએ છીએ, અને તે જાણ્યા વિના જો કોઈ ધર્મબોધ કરે તો તે મિથ્યા, કપોલકલ્પિત સમજવો. પ્રોટેસ્ટંટ પંથે આ પરંપરાની વાત ન માની, ને બાઈબિલમાં હોય તે જ ખરૂં એમ કહી લડીને જુદો પડયો. હવે બાઇબલમાં શું કહ્યું છે તેનો નિર્ણય કરનારૂં કોણ? રોમ તો કહેતું જ આવે છે કે પીટરની ગાદી. પ્રોટેસ્ટંટોનો જવાબ તો આ જ હોઈ શકે કે પૃથગ્ બુદ્ધિ (Private Judgment) એટલે પોતપોતાની સમજ: અને હાલ એ જ પ્રોટેસ્ટંટ પંથનું ખાસ લક્ષણ ગણાય છે. આ રીતે પૃથગ્ બુદ્ધિનો અધિકાર સિદ્ધ થયો તો પછી એક માણસનો બીજાને ધર્મની બાબતમાં દબાણ કરવાનો શો હક છે? સઘળાને ધર્મની બાબતમાં સંપૂર્ણ છૂટ જોઈએ. આ વાત આપણે તો પ્રત્યક્ષપ્રમાણ જેવી જાણીએ છીએ. પણ યૂરોપમાં હજી તે કોઇના સ્વપ્નામાં પણ નહોતી. સઘળા પોતાનો ધર્મ બીજા પાસે મનાવવા બળાત્કાર વાપરતા, પછી તે કેથોલિક હો, એપિસ્કોપલ હો, કે પ્રેસ્બિટેરિયન હો.

ઇંગ્લાંડમાં તો આપણે જોઈ ગયા કે પોપની પાસેથી ધર્માધિપત્ય છીનવી લઈ રાજાએ પોતાની પાસે રાખ્યું. ધર્માધ્યક્ષને રાજા નીમે અને તે જેને દીક્ષા એટલે કાંઈ વિધિપુર્વક પરવાનગી

આપે તેનાથી જ ધર્મબોધક થઈ શકાય. આ પંથને એપિસ્કોપલ કહે છે, કેમકે તેમાં ધર્માધ્યક્ષની પાસેથી દીક્ષા લીધા વિના ગુરુ થવાતું નથી. ધર્મસુધારા આ પંથમાં ઘણા દાખલ થયા, પણ તે રાજાની આજ્ઞાથી જ. પ્રોટેસ્ટંટનું ખરૂં લક્ષણ જે પૃથગ્ બુદ્ધિનો અધિકાર તે તો કેથોલિક માર્ગની પેઠે અહિં પણ શૂન્યનો શૂન્ય જ રહ્યો. આ જોઈ ઘણાને વિચાર સુઝયો કે આપણે ધર્મપ્રકરણમાં જગદ્ગુરુ સરખાનો અધિકાર કહાડી નાખ્યો, ને આ એક રાજાનો માનવો પડે છે એ કેવું વિપરીત! ઈંગ્લાંડમાં રાજાના ધર્માધિપત્યને માટે જે આટલી બધી લડત ચાલી હતી તેનું મૂળ કારણ આ જ. જેઓ ભક્તિમાં સૂરા હતા તે તો મહા મહા દુઃખ ખમીને પણ પર્યંતે જુદા પડયા, ને પોતપોતાને પસંદ પડતા ગુરુ કરી બેઠા. આ પ્રમાણે જે મોટો પંથ નીકળ્યો તે પ્રેસ્બિટેરિયન કહેવાય છે, ને તે નામ આ ઉપરથી પડયું છે કે તેમાં ધર્મગુરુની નીમણૂંક રાજા કે ધર્માધ્યક્ષથી નહીં પણ ધર્મસમાજની તર્ફથી જ થાય છે. પ્યૂરિટન વગેરે આ પંથની અનેક શાખાઓ થોડા વખતમાં પડી ગઈ, તોપણ ધર્માધ્યક્ષ તરીકે દીક્ષિત ગુરુ જ જોઈએ: તેના વિના બીજા કોઈથી ધર્મક્રિયા કે પ્રબોધન થઈ ન શકે એ પ્રકારની બંધીનો તિરસ્કાર, એ તે સર્વ શાખાનું સામાન્ય લક્ષણ હતું.

લોકે જે રાજાનું ધર્માધિપત્ય કબુલ રાખ્યું હતું તે એમ સમજીને પણ ખરૂં કે ધર્મ જેવા અગાધ વિષયમાં માણસની બુદ્ધિ ઉપર કાંઈ અંકુશ* તો જોઈએ. સૌ સૌની મરજી પ્રમાણે ધર્મપુસ્તકના અર્થ કરવા બેસે તો તેઓ ઓડનું ચોડ કરી નાંખે, અને જતે દહાડે જણ જણના ધર્મ જુદા થઈ જાય. માટે ધર્મબોધ તો નીમેલા માણસોએ જ કરવો જોઈએ. એ ધર્મગુરુઓને નીમે કોણ તો કે રાજા. શા માટે રાજા? સંસારનાયક જે રાજા તેને ધર્મપ્રકરણમાં કાંઈપણ

---

* આ વિચાર બેશક પ્રોટેસ્ટંટ પંથના મૂળ પાયાથી વિરુદ્ધ અને રોમન કેથોલિકને વધારે મળતો છે. તોપણ એમાં એ કાંઈક તો સત્ય રહેલું છે ખરૂં.

અધિકાર§ શા માટે હોવો જોઈએ? આ સવાલનો જવાબ ઈંગ્લાંડના પાદરીઓએ કેટલેક કાળે ખોળી કહાડયો કે રાજા એ ઈશ્વરને ત્યાંથી મુકરર થઈ આવેલો પ્રજાનો સર્વે બાબતમાં અધિપતિ છે. એની આજ્ઞા ઉલ્લંઘવી તે ઈશ્વરની આજ્ઞા ઉલ્લંઘ્યા બરાબર છે. રાજા જે કહે, જે કરે, તેનો તે ઈશ્વરને ઘેર જવાબદાર છે ખરો, પણ પ્રજાને જવાબદાર નથી; પ્રજાએ તો તે વણ બોલ્યે માથે જ ચડાવવું જોઈએ. આ રીતે ધર્મમાં રાજાનું આધિપત્ય કબુલ રાખવાથી સ્વાભાવિક રીતે જ રાજાનો ઈશ્વરી હક વગેરે અનેક વાતો પાછળથી નીકળી, જે એપિસ્કોપલ પંથને પ્રાણ સમી થઈ પડી. એ જ રીતે બીજી તરફથી દીક્ષાનો મહિમા પણ ધીમે ધીમે આ પંથમાં બહુ વધતો ગયો, ને વિધિપૂર્વક દીક્ષા એ ગુરુપણાને પમાડનારો અવશ્યનો ઈશ્વરનિમિત્ત અને ઈસુથી જ અસ્ખલિતપણે ચાલ્યો આવેલો સંસ્કાર ગણાવા લાગ્યો. દીક્ષા વિના ધર્મબોધ કરવો એ નિષિદ્ધ અને બહુ જ ખોટું મનાયું. તેમ પ્રેસ્બિટેરિયન વગેરે સઘળા પંથો જેમાં અદિક્ષિત ગુરુઓ ધર્મબોધ કરતા ને ધર્મસંસ્કાર કરાવતા તે પાખંડી ને નિકંદન કરવા જોગ ગણાવા લાગ્યા. બિશપ લૉડે આ ઉપરાંત પણ કેટલોક વધારો કરીને એપિસ્કોપલ મતને કૅથોલિકને ઘણી રીતે મળતું દેખાય એવું રૂપ આપી દેવા માંડયું. કૅથોલિક સંપ્રદાયની ઘણી વિધિ પદ્ધતિઓ એને પસંદ હતી, કેમકે તેને છેક પ્રાચીન પરંપરાથી ચાલી આવેલી અને ભક્તવૃત્તિને ઉત્તેજક તે ગણતો હતો, અને તે ઈંગ્લંડમાં પાછી દાખલ કરવાને એ ઘણો ખંતી હતો. મૂળથી જ ધર્મના ઐક્યને માટે કેટલીક ક્રિયાઓ તો એપિસ્કોપલ પંથમાં કૅથોલિકની રહેવા દીધી હતી, અને તે આવા ધર્માધ્યક્ષની સત્તાથી આ સમે એટલી વધી પડી કે તે જોઈ ઈંગ્લંડમાં મોટો પોકાર ઉઠયો. પણ તે પોકારને ન ગણકારતાં, વિચારભિન્નતાને માટે

§ જનમંડળના પ્રતિનિધિ દાખલ રાજાનો એ અધિકાર ખરો, પણ પ્રજામતથી જ્યાં રાજ્ય ચાલતું હોય ત્યાં જ.

બહુ દરકાર નહીં પણ ક્રિયાકાંડના ઐક્યને માટે અતિ આગ્રહી આ આચાર્યે બીજા ઉપર પણ બળાત્કાર વાપરવા માંડ્યો.

**ધર્મ સંબંધી જુલમ** આ વખતે થયો તેની વિગત બહુ ભારે છે, પણ તે લખવાની જરૂર નથી. લોકો ત્રાહે ત્રાહે કરવા લાગ્યા કે આ દેશને રોમન કેથોલિક કરી નાખ્યો, અને આ સમે "રોમિશ" કે "પોપરી" એ નામનો જ ઈંગ્રેજોને એટલો બધો તિરસ્કાર હતો કે તેટલો મુસલમાનોને કાફર શબ્દ ઉપર પણ નહિ હોય તેઓ રોમિશ માર્ગને મહા અધર્મ–સર્વ પાપનું મૂળ સમજતા. પોપને તો તેઓ સેતાનનો અવતાર જ ગણતા. રોમિશ ક્રિયા, રીતભાત કે પોશાક જોતાં પણ તેમનો પિત્તો એવો ઉછળી જતો કે તેઓ દીન દીન કરીને ઉઠતા. ન ચાલ્યે રોમિશ જેવી જરા પણ કાંઈ ક્રિયામાં સામેલ થવું પડતું, તો હિંદુને મુસલમાન કર્યાથી જેવું વસમું લાગે, તેવું જ આ પ્યુરિટન લોકને લાગતું. રોમિશ માર્ગનો એક છાંટો પણ લેવા કરતાં પોતાનાં માલમિલકત, બૈરાં–છોકરાં, વતન ને પ્રાણ સુદ્ધાં ખોવા તેઓ વધારે તત્પર હતા.

**વિદેશ વાસ.**—આ સમે જ ઘણા લોક, કુટુંબ સહિત ઈંગ્લાંડમાંથી નીકળી છેક અમેરિકામાં જઈ વસ્યા. તે પહેલાં પણ કેટલાક લોક ત્યાં જઈને વસવા લાગ્યા હતા, પરંતુ આ સમે તો એ ભરતી બહુ જ વધી. એક જ વરસમાં ત્રણ હજારથી વધારે માણસ ત્યાં જઈ વસ્યું એમ અટકળવામાં આવ્યું છે. આ દેશવટો લેનારમાં કેટલાક તો મોટા ખાનદાન, ધનવાન, વિદ્વાન્ ને મહા સદ્‌ગુણી નેતા પુરુષો હતા. પોતાનો ધર્મ સાચવવાની જ મતલબે સઘળું છોડી સમુદ્ર પાર આ મહા અરણ્યમાં આવીને તેઓ વસ્યા. આવા લોક જ્યાં જઈને વસે તે મુલક આબાદ થયા વિના કેમ રહે, અને તે સ્વતંત્રતાનું દુનિયામાં પ્રથમ સ્થળ થઈ પડે તેમાંએ શું આશ્ચર્ય? સ્વતંત્ર સંસ્થાનવાળા હાલના ઉત્સાહનિધાન યુનાઈટેડ સ્ટેટ્સના અમેરિકનોના પૂર્વજો આ ધર્મવીરો જ હતા.

રાજકીય જુલમ પણ બરાબર વર્ણવતાં પાર આવે તેમ નથી. પાર્લમેંટ ન બોલાવવી એમ નિશ્ચય કર્યા પછી પૈસા કયાંથી લાવવા એ રાજાને મોટો સવાલ થઈ પડયો. પરદેશ સાથે લડાઈઓ ચાલતી હતી તે તો અલબત બંધ જ કરી, પણ તો એ બહાલી ખર્ચ કરવો કયાંથી? ઈંગ્લાંડના રાજાની બહાલી ઉપજ થોડી હતી, અને તેથી ગમે એટલી કરકસર કરે તોપણ તે વડે કાંઈ રાજાનો ખર્ચ ચાલે નહિ. માટે પૈસા કઢાવવા રાજાએ તરેહવાર રસ્તા પકડયા. લશ્કરી ઝાગીરનો મૂળ કાયદો તાજો કરી ઝાગીરદારોને તાકીદ આપી કે લશ્કરી નોકરી કરવા આવો, કે નહિ તો તે બદલ અમને દંડ ભરો. તેમનાં ખતપત્રો મંગાવી તેમાં હજારો વાંધા કહાડ્યા, ને તે બહાને તેમની પાસે કેટલુંક નાણું ઓકાવ્યું. જંગલ ખાતું ઉભું કરી સરકારી જમીન તમે પચાવી પડ્યા છો એમ કહી તેની કીંમત ભરી લીધી. લંડનમાં કેટલાંક પરાં બંધાઈ ગયાં હતાં, તેનું ભોંયભાડું આપો કે તમે તમારો ઈમલો ઉઠાવી જાઓ એવો હુકમ કર્યો. કેથોલિકો ઉપર વેર નહોતું, તોપણ નાણાં કઢાવવાની મતલબે તેમની સામે જે પહેલાં સખ્ત કાયદા થએલા હતા તે રાજાએ અમલમાં આણવા માંડ્યા. ઈનસાફની કોરટોને તો નાણાંની ટંકશાળ જ બનાવી દીધી. જેને તેને કોઈ બહાને પકડી ચીરવો, એ જ તે કોરટોનું કામ થઈ પડયું. સ્ટાર ચેંબરનો અધિકાર હદપાર વધારી દીધો, ને તે હરેક બહાને સઘળાને દંડવા લાગી. આટલું કરતાં પણ ઉપજ તો થોડી જ થઈ, ત્યારે કાયદાનો ખુલ્લો ભંગ કરવા માંડયો. ઈજારાનો ધારો ઈલિઝાબેથે કહાડી નાખેલો, જેમ્સે કાયદો કરી રદ કરેલો, ચાર્લ્સે પડે તે કાયદો ફરીથી મંજુર કરેલો, તોપણ હાલ પાછા દરેક વસ્તુના ઈજારા એ આપવા લાગ્યો. પણ ચાર્લ્સને કયાં બોલ્યાનો બંધ હતો. "હકની અર્જી" માં એણે જે જે હકો કબુલ રાખ્યા હતા તે એ ઉઘાડેછોગ તોડવા લાગ્યો. બળાત્કારે ઉછીનાં નાણાં લીધાં, પાર્લમેંટે નામંજુર કરેલા વેરા ઉઘરાવ્યા, અને બિનકાયદે

લોકોને કેદ કર્યા. પ્રાચીન કાળમાં જ્યારે ડેન ચાંચીઆનો બહુ ભો હતો, ત્યારે તેની સામા બચાવ કરવાને માટે વહાણુ વેરો લેવાતો હતો; જ્યારથી ઇંગ્લાંડને બહાલી નૌકા સેન થયું, ત્યારથી એ વેરો બંધ પડયો હતો. તે પણુ હાલ ચાર્લ્સે પાછો તાજો કર્યો, અને તે અગર જો અસલ બંદરોના જ લોકો પાસેથી લેવાતો હતો, પણુ એણે તો સઘળાં ગામમાંથી બળાત્કારે ઉઘરાવવા માંડયો. દેશભક્ત હેમ્પડને આ પ્રસંગે પણુ જુલમની સામે જબરી બાથ ભીડી. પોતાને માથે વીશ શિલિંગનો વેરો આવ્યો તે આપવાની ના પાડી, અને હજારો રૂપિયા ખર્ચી પ્રજાના હકને માટે છેક લંડનની કોરટ સુધી લડયો. એ મુકદમો છ મહીના સુધી ચાલ્યો. છેવટે ચુકાદો તો બારમાંના સાત ન્યાયાધીશોએ એકમત થઈ એની વિરુદ્ધ જ આપ્યો, પણુ બેરિસ્ટરોનાં ભાષણુ અને હુટન તથા ક્રૂક નામના બે બહાદુર ન્યાયાધીશોએ એના લાભમાં જે વિચાર આપ્યા, તે છપાઈને પ્રકટ થવાથી બધાની ખાત્રી થઈ કે આ કેવળ અન્યાયનો વેરો છે. આ મુકર્દમામાં રાજા તર્ફના બેરિસ્ટરો તથા જડજો એમ બોલ્યા હતા કે ગમે એવો કાયદો હોય પણુ રાજાની સર્વોપરિ સત્તા તેથી કાંઈ રદ થતી નથી. આ વાત છેવટે ચાર્લ્સના ઘણુા જ ગેરલાભમાં ઉતરી. કેમકે બધાની ખાત્રી થઈ કે આપણે ગમે એવા કાયદા કરાવીશું પણુ તે તો આ રાજા જીવે છે ત્યાં સુધી રદ જ ગણુાવાના.

પરચુરણુ જુલમના હવે એક બે દાખલા આપીએ છીએ· દાક્તર લેટન નામના એક સ્કોચ પાદરીએ બિશપોના અધિકાર વિરુદ્ધ એક ક્રોધાંધ પુસ્તક લખ્યું અને તેમાં રાણીને મૂર્તિપૂજક વગેરે ગાળો દીધી તે ઉપરથી તેને કેદ પકડયો, *પિલરીમાં ઘાલ્યો, ફટકા માર્યા, ડામ દીધા, નાકકટ્ટો બનાવ્યો, દશ હજાર પોંડ દંડયો ને પછી બંધીખાનામાં નાંખ્યો જ્યાંથી અગિયાર વર્ષે લાંબી પાર્લ-

* હેડના જેવો પણુ જેમાં ડોકું ને બે હાથ પૂરવામાં આવે એવો શિક્ષા કરવાનો એક સાંચો.

મેંટ છોડયો ત્યારે જ તે બાપડો છૂટયો. એક બૅરિસ્ટરે નાટકો, ગાનતાન, નાચરંગ વગેરેની સામે એક હજાર પૃષ્ટનું એક ગાંડું પુસ્તક છપાવ્યું તે પરથી તેને બંડખોર ઠેરવી તેની સનદ છીનવી લીધી, પિલરીમાં ઉભો રાખ્યો, બંને કાન કાપી નખાવ્યા, ભારે દંડ કર્યો અને તે સાથે વળી જન્મકેદની શિક્ષા! પણ એ બૅરિસ્ટર ક્યાં ડરે એવો હતો? કેદખાનામાં પડ્યા પડ્યા પણ એણે ગાળોનો વર્ષાદ વરસાવતું એક ચોપાનીયું બહાર પાડયું. તેમાં એવું જ ઠેરવ્યું કે બિશપો (દીક્ષિત ધર્માધ્યક્ષો) જાતના વરૂ ને સેતાનના સેનાપતીઓ છે. આવાં મૂર્ખાઈ ભરેલા પણ મદોન્મત લખાણ ઉપરથી માલમ પડે છે કે પ્રજાપ્રકોપ ઈંગ્લાંડમાં જાગવા માંડયો હતો, કેમકે તેનું પ્રથમ લક્ષણ છાપખાનાનો ઉભરો જ છે. બીજું એમ પણ જણાય છે કે આ પ્રજાપ્રકોપનું મુખ્ય કારણ રાજનો ધર્મસંબંધી દુરાગ્રહી જુલમ એ જ હતું. પણ રાજાનો એપિસ્કોપલ પંથ માટેનો મમત પ્યુરિટનોના મમત જેટલો જ સતેજ હતો. ઈસુ ખ્રિસ્તની આલમમાં–ઈંગ્લાંડમાં તેમ યુરોપમાં જુદા જુદા મમતી ખ્રિસ્તી પંથોમાં એ અન્યોન્ય મતાંતરક્ષમા (toleration) નો મહામંત્ર સ્વીકારાય તે પહેલાં હજી વર્ષો અને દાયકાઓ લગણ લોહીની નદીઓ વહેવાની હતી.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### પહેલો ચાર્લ્સ.

### ભાગ ૩ જો: ઈ. સ. ૧૬૩૭–૪૦.

---

આ રીતે પાર્લમેંટ વિનાના જુલમી રાજથી લોકોના જીવ એવા ઉશ્કેરાઈ રહ્યા હતા કે એક ચિનગારી પડે તો મોટો ભડકો

ઉઠયા વિના રહે નહિ. જો એક ઠેકાણેથી જરા બંડ ઉઠે, તો દેશમાં ચોતર્ફથી લોકો રાજાની સામે ફીફીઆરી કરીને ઉભા થાય એવો વખત હતો. પ્યુરિટન નેતાઓ આવો પ્રસંગ ખોળ્યા જ કરતા હતા, તે ચાર્લ્સના મૂર્ખ સલાહકાર લૉર્ડે જલદીથી સ્કૉટલાંડમાં આણી મૂક્યો.

**સ્કૉટલાંડની સ્થિતિ.**—આપણે પાછળ કહી ગયા છીએ કે સ્કૉટલાંડમાં પ્રૉટેસ્ટંટ ધર્મ નૉકસ નામના એક નવા મતના ધર્મોત્સાહી પુરુષે દાખલ કર્યો, અને તે લોકમાં પ્રસાર પામવાથી રાજવર્ગને કબુલ કરવો પડયો. સ્કૉટ્સની રાણી મેરી લોકવિચારના એ પ્રવાહ સામે થવા ગઈ, તો તેમાં તેણે માત્ર પોતાનું રાજપાટ ખોયું. પછી એના સાવકા ભાઈની કારકીર્દિમાં પ્રૉટેસ્ટંટ પંથ બરાબર જડીભૂત થયો.

**કોવેનંટ**—આ રીતે સ્કૉટલાંડમાં ધર્મોદ્ધારણ પ્રથમ રાજાની મરજી વિરુદ્ધ, અને પછીથી રાજનો આશ્રય મળ્યો તોપણ સ્વતંત્ર રીતે જ લોકમાં પોતાની મેળે થયું. તેથી અહીંના ધર્મસમાજનું બંધારણ ઇંગ્લાંડના જેવું રાજાધીન નહિ, પણ પ્રજાની સ્વતંત્રતાને ઉત્તેજન આપે એવું બંધાયું. ધર્મનો સઘળો કારભાર નાની મોટી સભાઓની માર્ફતે છેવટે લોકને હાથ રહેવાથી તેઓ સામાન્ય હિતનો વિચાર કરતાં શીખ્યા, સંપ વધ્યો, અને ટુંકામાં જોઈએ તો તેમને સ્વરાજ્યની કેળવણી તથા સાધનો મળ્યાં. હવે જો દેશહિતનો કાંઈ વિચાર કરવો હોય તો ગામે ગામ આ ધર્મસમાજો તૈયાર જ હતી, એટલે નવી સભાઓ ઉભી કરવાની કડાકૂટ રહી નહિ, અને ધર્મ સંબંધી દુઃખ હોય તો તો તે ફેડવાને મહેનત કરવી, એ આ સમાજોનું ખાસ કામ હતું. ઇંગ્લાંડના પ્રેસ્બિટેરિયન સમાજો કરતાં અહિંનું બંધારણ એક અગત્યની બાબતમાં બહુ જુદું હતું. તે સમાજો એકબીજાથી છૂટી, સંબંધ વિનાની હતી; અને તેથી તેઓનું

જેથી આખો દેશ સંકળાઈ રહ્યો હતો. નાના સમાજો મોટા સમાજો સાથે સંબંધ ધરાવતા; અને મોટા સમાજો એક સર્વોપરિ સભાની સાથે જોડાએલા હતા, જેની આજ્ઞા આ સાધનોવડે પ્રત્યેક સમાજને પહોંચતી અને પ્રત્યેક સમાજના વિચારની અસર છેક ઉપર સુધી પહોંચી શકતી. આવો જે સમાજનો જબરદસ્ત તંત તેને દંડનાં ગમે એવો રાજા હોય તોપણ તે જરા આંચકો ખાય, પરંતુ કાળે ઘેરેલો ચાર્લ્સ મતાંધ પાદરી લૉડની શીખવણીએ જ ચાલ્યો. જેમ્સે બિશપો તો નીમ્યા હતા, એ કામ મહા લોકવિરુદ્ધ હતું, પણ તેઓ સાંખી રહ્યા. ચાર્લ્સે મોટા સમાજને ન પૂછતાં નૉક્સના વખતથી જે પ્રાર્થનાપદ્ધતિ ચાલતી હતી તેને બદલે ઇંગ્લાંડના એપિસ્કોપલ માર્ગના જેવી જ એક નવી બનાવી ત્યાં મોકલી. અને હુકમ કર્યો કે બધા પાદરીઓએ હવેથી એ પ્રમાણે વર્તવું! (ઇ. સ. ૧૬૩૭) આ કામ સ્કૉટલાંડનો ચાલુ ધર્મ તમામ ઉંધો વાળ્યા બરાબર જ હતું. એડિનબરોનો ધર્માધ્યક્ષ પોપિશ ગુરુઓના જેવો જ પોશાક પહેરી આ પ્રાર્થના વાંચવા ઉભો થયો, કે આખું ભક્તમંડળ "પોપ! પોપ! ખ્રિસ્તદ્રોહી! મારો, મારો પથરા!" એવો ભારે પોકાર કરી ઉઠયું; અને તે ધર્માસન ઉપર ચડી શીખામણ દેવા જતો હતો એટલામાં કોઈએ એક બાજઠ છૂટો તેની સામા એવો ફેંક્યો કે તે તો નાસી ખૂણામાં જ ભરાઈ ગયો. તોફાન એટલું વધ્યું કે મૅજિસ્ટ્રેટથી પણ બંદોબસ્ત રાખી શકાયો નહિ. છેવટે બધાને બહાર કહાડી મુક્યા ત્યારે જ પાદરી થોડાક કામદારોની સમક્ષ એ નવી ધર્મક્રિયા કરી શક્યો. લોકોનો ઉપાડો એકદમ વધી ગયો અને ચારે તર્ફથી એડિનબરોમાં આવવા લાગ્યા. અમીરો, ગૃહસ્થો, પાદરીઓ અને વેપારીઓની ચાર સભાઓ થઈ, અને તે બધાએ મળી કોવેનંટ નામનું એક પ્રતિજ્ઞા પત્રક તૈયાર કર્યું, અને તે ઉપર સ્કૉટલાંડમાં જ્યાં લઈ ગયા ત્યાં ટપોટપ સહી થવા લાગી. (ઇ. સ. ૧૬૩૮) કહે છે કે કેટલાકે તો પોતાના શરીરમાંથી લોહી કહાડી તે વડે સહી

કરી હતી. પ્રતિજ્ઞા એવી હતી કે: "પોપરી માનવી નહિ, અને તે માનવાનો બળાત્કાર થાય; તો બધાએ એક સંપમાં રહી મરતાં સુધી લડવું પણ ધર્મભ્રષ્ટ તો થવું નહિ જ."

બંડ—આ પ્રમાણે આખો દેશ કડકડીને ઉભો થવાની તૈયારી કરવા લાગ્યો. ત્યારે ચાર્લ્સે ચોડી પોતાના કેટલાક હુકમ પાછા ફેરવ્યા. પણ માણસની આંખ ફાટયા પછી તે કોઈના હાથમાં રહેતું નથી. રાજાને પૂછ્યા વિના ગ્લાસગોમાં સામાન્ય સભા મળી. એ સભાને રાજાના પ્રતિનિધિએ વિસર્જન થવાનો હુકમ કર્યો તે પણ તેણે ગણકાર્યો નહિ અને એપિસ્કોપસી, હાઇકમીશનની કોર્ટ, પ્રાર્થના-પોથી તથા પદ્ધતિ એ બધું તમામ કહાડી નાંખવું એવો પોતાની મેળે જ ઠરાવ કર્યો. વળી કેટલાક કિલ્લા જપ્ત કરી લીધા, લડાઈની ખુલ્લી તૈયારીઓ આરંભી, અને ફ્રાન્સ જોડે તથા ઈંગ્લાંડના નારાજી લોક સાથે છૂપા સંદેશા ચલાવવા માંડયા. ચાર્લ્સે પણ લશ્કર ભેગું કર્યું, અને તે લઈ તેમની સામે ગયો. (ઇ. સ. ૧૬૩૯) પણ બેરિક આગળ જ્યાં બંને પક્ષનો મેળાપ થઈ ગયો, ત્યાં રાજાને માલમ પડયું કે હાલ લડવાથી કાંઈ ફાયદો થવાનો નથી. તેથી, તમે જે માગો છો તે મારે કબુલ છે. એમ કહી કોલકરારની વિગતો મુકરર કરવાનું કામ ત્યાંની પાર્લમેંટ તથા સામાન્ય સભાને સોંપી એ પાછો વળ્યો. પણ એની દાનત ચોખ્ખી નહોતી. એટલું કબુલ કર્યું તે ફક્ત નાચારીએ જ હતું. એણે આયર્લાંડમાંથી સ્ટેફર્ડને તાકીદે બોલાવી લીધો. એ ઉપરથી સાફ જણાયું કે લશ્કરની જમાવટ થાય કે પાછો જુલમ કરવાનો જ વિચાર એના મનમાં હતો. આ જોઈ સ્કૉટલાંડની પાર્લમેંટ ધર્મ સંબંધી જે તકરારો હતી તે ઉપરાંત રાજાનો અખત્યાર ઓછો કરનારી એવી માગણીઓ કરવા માંડી, કે રાજાના પ્રતિનિધિએ ખીજવાઈ જઈ તે પાર્લમેંટને બરતર્ફ કરી. પણ આ સમે એની બરતર્ફીને કોણ ગાંઠે એમ હતું. તેઓ પોતાનું કામ કર્યા જ ગયા, અને પર્યંતે સ્કૉટલાંડ સાથે ખરેખરી લડાઈ ચલાવવાનો રાજાને વખત આવી પહોંચ્યો.

**ચોથી અથવા ટુંકી પાર્લમેંટ**—આ લડાઈ ચલાવવાને માટે જોઈતાં નાણાં પાર્લમેંટ વિના મળવાનો કાંઈ પણ સંભવ રહ્યો નહોતો, તેથી ચાર્લ્સે આખરે હારીને અગીઆર વરસે ચોથી વારની પાર્લમેંટ બોલાવી. (ઇ. સ. ૧૬૪૦.) ઈન્ગ્લાંડમાં આટલી આટલી આપઅખત્યારી રાજાએ ચલાવી હતી તે બધું વિસરી જઈ, આ પાર્લમેંટ નાણાં આપવાની જ વાત કરવા બેસે, એ બનવું અશક્ય હતું. તેણે આવી, એક દોકડો પણ આપવા પહેલાં, હમેશની માફક પાછલા જુલમની દાદ દ્રઢતાથી માગી. સ્કોટલાંડ સાથેની લડાઈ તજી દેવાની પણ માગણી કરી. રાજાએ આવે અણીને સમે પણ કાંઈએ નિકાલ ન કરતાં તેને પાછી એક મહીનામાં જ વિસર્જન કરી, અને તે ઉપરથી એ ટુંકી પાર્લમેંટ કહેવાય છે.

હવે ઈંગ્રેજ લોકનો પણ ઘણા વખતથી દબાઈ રહેલો જુસ્સો બહાર નીકળવા લાગ્યો. લંડનના દુકાનદારોએ હડતાલ પાડી બ શપ લૉડના મહેલ ઉપર ચડી જઈ બહુ તોફાન કર્યું. સેંટ પોલના દેવળમાં ઘુસી જઈ ત્યાં હાઇ કમીશનની કોરટ બેસતી હતી તેને હાંકી મુકી, ખુરશી ટેબલોના ચૂરેચૂરા કરી નાંખ્યા, અને "હવે બિશપ નહિ, હાઈ કમિશન નહિ, અમારે એમાંનું કાંઈ નહિ," એમ પોકારતા નીકળ્યા. ઈન્ગ્લાંડના બીજા ભાગોની મનોવૃત્તિ પણ એવી જ હતી. રાજાએ જે સિપાહીઓ ભેગા કર્યા હતા તે લોકમાં જ ધર્માભિમાન એટલું બધું હતું, કે પોતાનો જમાદાર પોપિશ મતનો છે એમ લાગતું કે તુર્ત જ તેને ઠાર કરતા, સ્કોટલાંડના બળવાખોરને સમદુઃખી ગણતા. તેની સામે લડવા જવું બહુ વસમું લાગતું, અને લાગ ફાવે તુર્ત નાશીને પોતાને ગામ જતા રહેતા.

પાર્લમેંટને વિસર્જન કરી તે વેળા એક અનુભવી પ્યૂરિટને વાજબી જ કહ્યું કે એકવાર ઘણું ભુંડું થવું જ જોઈએ, કે આખરે તેમાંથી રુડું ફળ નીકળે. ખરે, રાજાનો જુલમ હદની બહાર જાય ત્યારે જ પ્રજાપ્રકોપ ઉભો થાય છે. સમો બહુ બારીક હતો. ઠેકાણે

ઠેકાણે ઇંગ્રેજોની બેદિલી ઉભરાવા લાગી હતી. સ્કોટલાંડ તો ખુલ્લું બંડ કરીને જ ઉભું હતું. રે એટલું જ નહિ, તેના લશ્કરે હદ છોડી ઈંગ્લાંડમાં પ્રવેશ કર્યો હતો, ન્યૂકેસલ વગેરે કેટલોક ભાગ કબજે કરી લીધો હતો. ત્યાંથી કહેણ કહાવ્યાં હતાં કે અમારી માગણી પ્રમાણે આપો તો અમે સલાહ કરવા તૈયાર છીએ. અને ઇંગ્લંડની ખૂદ રૈયતની લાગણી આવે સમે રાજા કરતાં એ બંડખોરોના તર્ફ વધારે હતી. બે અમીરોએ તો હાથોહાથ રાજાને અર્જી આપી કે તમારે સ્કોટલાંડ સાથે સલાહ કરવી જોઈએ. સ્કોટ સેના તો આગળ ચાલી જ આવતી હતી. હવે શું કરવું ? અમીરોની મહા સભા બોલાવી. પણ તેમણે સર્વાનુમતે એમ કહ્યું કે સમગ્ર પાર્લમેંટ બોલાવ્યા વિના કાંઈ થઈ શકે નહિ. રાજા હવે શું કરે ! હાર્યો; મમત મુક્યો, ને ખરાબી થાય છે એમ મનમાં જાણતાં છતાં એણે નાચારીએ પાર્લમેંટ બોલાવવાના હુકમ કહાડ્યા. (ઇ. સ. ૧૬૪૦.) આ " લાંબી પાર્લમેંટ " કહેવાય છે, કેમકે તે છેક ઇ. સ. ૧૫૫૩ સુધી બેઠી, અને રીતસર તેનું વિસર્જન તો છેક ઇ. સ. ૧૬૬૦ માં જ કરવામાં આવ્યું. આ પાર્લમેંટ આવી ત્યાંથી રાજાની સત્તા પરવારી એમ સમજવું.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પહેલો ચાર્લ્સ અને લાંબી પાર્લમેંટ.

### તા. ૩ નવેંબર ૧૬૪૦ થી ૧૦ જાન્યુઆરી ૧૬૪૨.

---

લાંબી પાર્લમેંટ પ્રથમ એકઠી થઈ તે સમે રાજાએ ભાષણ કર્યું કે બન્ને પક્ષે હવે એક બીજાનો અણુવિશ્વાસ કહાડી નાખવો. રાજાના આ બોલ ખરા દિલના હતા, પણ હવે એક બીજાનો

વિશ્વાસ પડવો એ કેવળ અશક્ય હતું. રાજાએ આગ્રહ કર્યો કે સ્કોટ લોકો ચડી આવ્યા છે તેનો કાંઈ વિચાર કરો. પણ પાર્લમેંટે તે ન ગણકારતાં રૈયતના દુઃખ નિવારણનું જ કામ પહેલવહેલું લીધું. સ્ટાર ચેંબર, હાઇકમિશન વગેરે જુલમ કરનારી કોરટોને એકદમ કહાડી નાખી, અને જે જે લોકોને તેઓએ કેદ કર્યા હતા તેને છૂટા કર્યા; વહાણવેરો ગેરકાયદેસર ઠરાવ્યો, અને હેમ્પડનની સામે હુકમનામું હતું તે રદ કર્યું; જે જે સરકારી અમલદારોએ જુલમ કર્યા હતા તેની તપાસ કરી ગામે ગામથી પત્રક મંગાવવા માંડ્યાં, જેથી રાજપક્ષમાં ભારે ભંગાણ પડી કેટલાક મોટા અધિકારીઓ બીઈને દેશપાર જતા રહ્યા; અને લૉડને કેદખાનામાં પૂર્યો. પછી કાયદો કર્યો કે પાર્લમેંટ ત્રણ ત્રણ વર્ષે ભરવી જ જોઈએ, અને જો રાજા નિમંત્રણપત્રો ન મોકલે તો બાર અમીરોએ ભેગા થઈ એમ કરવું. અમીરો એમ ન કરે તો જિલ્લે જિલ્લાના અધિકારીઓએ તેમ કરવું. અને તે પણ તેમ ન કરે તો મત આપવાનો અધિકાર ધરાવનારાઓએ પોતપોતાની મેળે જ પોતાના સભાસદો પસંદ કરવા અને તેમણે આવી પાર્લમેંટ ભરવી. (ઇ. સ. ૧૬૪૧.)

સ્ટ્રૅફર્ડનો શિરચ્છેદ.—પિમ આ સમે પાર્લમેંટમાં સૌથી અનુભવી ને ખબરદાર માણસ હતો. એની ઉંમર હ લ ૫૯ વર્ષની થઈ હતી, અને પાર્લમેંટમાં બેસતાં એને ૨૯ વર્ષ થયાં હતાં. એણે ઘણી ઘણીવાર રાજાની સામે બાથો ભીડી હતી, અને તેમ કરવાથી એક બે વાર કેદખાનામાં પણ જવું પડ્યું હતું. હાલ એના જૂના સાથીઓ ઘણાખરા મરી પરવાર્યાથી પાર્લમેંટનું નાવ એને જ ભરોસે હતું. પણ તેને તરાવવા એ સંપૂર્ણ શક્તિમાન હતો. એ ઘણો ગંભીર, દીર્ઘદૃષ્ટિનો પુરુષ હતો, અને જો વેન્ટવર્થને જુલમની મૂર્ત્તિ કહીએ તો એ સાક્ષાત્ ધર્મનો અવતાર હતો. કાયદાનું કેમ રક્ષણ કરવું એ જ તર્ક એનું લક્ષ હતું. વેન્ટવર્થ પ્રથમ રાજપક્ષમાં ગયો તે વેળા એણે પોતાની દીર્ઘદૃષ્ટિથી તેને જે ભવિષ્યવાણી કહી હતી તે

અમલમાં આણવાનો સમય હાલ આવી પહોંચ્યો હતો. ચોતર્ફથી લોકમાં પોકાર ઉઠયો કે સ્ટ્રેફર્ડને તો દેહાંત દંડની શિક્ષા થવી જોઈએ. અને તે કરાવવાનું કામ પિમે હિંમતથી પોતાને માથે લીધું. ભર પાર્લમેંટમાં એણે રાજદ્રોહનું તહોમત તેની ઉપર મૂક્યું. એની દરખાસ્ત બહાલ રહી, અને તે લઈને તે અમીરોની સભામાં ગયો. ત્યાં વાદવિવાદ ચાલે છે એટલામાં સ્ટ્રેફર્ડ ત્યાં દોડયો આવ્યો, પણ આવ્યો તેવો જ એને પકડીને કિલ્લામાં મોકલાવી દીધો. પાર્લમેંટના અગ્રેસરો સ્કોટ લશ્કર સાથે પત્રવ્યવહાર ચલાવે છે તે માટે રાજદ્રોહી છે, એવું સામું તહોમત તે મુકવા માગતો હતો, પણ તેને કોઈએ બોલવા દીધો નહિ, અને કેદમાં ગયો ત્યાંથી તે કદી છૂટવા જ પામ્યો નહિ. રાજા તો આ જોઈ ભયભીત થઈ ગયો. સ્ટ્રેફર્ડની સામા રાજદ્રોહનું કામ રીતસર ચાલવા માંડયું. તેણે પોતાનો બચાવ પોતે જ ધીરજ તથા ચતુરાઈથી કર્યો. છેવટના ભાષણ વખતે એ માંદો હતો તોપણ ઉભો થઈ અઢી કલાક સુધી બોલ્યો, અને પોતાની ઉપર રાજદ્રોહનું તહોમત મુકયું હતું તેનું મનમાનતી રીતે ખંડન કરી એવું તો અસરકારક ભાષણ આપ્યું કે બધાની આંખમાં આંસુ આવ્યાં, એના શત્રુઓને પણ દયા આવી, અને પિમ પણ તેની નજરે નજર મળી ત્યારે ગળગળો થઈ ગયો. પણ કરવું શું ? જો દયા કરવા જાય છે, તો આખા દેશની સ્વતંત્રતા ડૂબે છે. પિમની તો મૂળથી તકરાર એ હતી કે કાયદાને આધારે રાજા છે, અને તેથી જે કાયદાનું નિકંદન કરવા માગે છે તેણે રાજાનું નિકંદન કરવા માંડયું એમ સમજવું જોઈએ. એણે તો એમ પણ કહ્યું કે આપઅખત્યારી રાજ રાજાના જાનને નુકશાનકર્ત્તા છે, અને એશિયા ખંડના જુલમગારોના શા હાલ થાય છે તે ઉપરથી સાફ માલમ પડે છે કે જે રાજા આપઅખત્યારી સત્તાને ઉત્તેજન આપે છે તેનો પરિણામે જાન ગયા વિના રહેતો જ નથી. પણ અમીરોની સભાને એ તકરાર રાજદ્રોહના કાયદાની ચોકખી કલમને બંધબેસતી ન લાગે

તેમાં નવાઈ નથી. તોપણ તેમનો એ વિચાર સ્ટ્રેફર્ડને છોડી દેવાનો થયો એમ સમજવું નહિ. પાર્લમેંટે રાજદ્રોહના મુકર્દમાને બદલે એ પ્રકરણને બીજું રૂપ આપ્યું જેથી રાજદ્રોહનો ગુનોહ સાબીત કરવો ન પડે અને તોપણ સ્ટ્રેફર્ડને સજા એની એ થાય. આમની સભાએ એને એ શિક્ષા કરવાનો ખરડો ઘડી અમીરો તર્ફ મોકલ્યો અને તેમણે તે ઉપર સહીઓ કરી રાજા તર્ફ રવાને કર્યો. બહાદુર સ્ટ્રેફર્ડે રાજાને લખી મોકલ્યું કે આપનો લાભ થતો હોય તો હું મરવાને તૈયાર છું. ત્યારે રાજાએ છેક જ ન છુટકે પણ તે ખરડા ઉપર સહી કરી પોતે તેને એકથી વધારે વાર આપેલાં વચનને ધોઈ પીધાં. જ્યારે સ્ટ્રેફર્ડ ઉપર શિરચ્છેદનો હુકમ આવ્યો ત્યારે તે બાઇબલનું આ વચન બોલી ઉઠ્યો કે "રાજાઓનો વિશ્વાસ કરીશ મા, માણુસોનો વિશ્વાસ કરીશ મા, કેમકે તેમના બોલમાં કાંઈ સલામતી નથી." (તા. ૧૨ મે ૧૬૪૧.)

**પાર્લમેંટની આપખુદી.**–આટલું કરતાંએ પ્યુરિટન પક્ષને સંતોષ વળ્યો નહીં. તેમણે તો નિશ્ચય કર્યો હતો કે સાપ સાણુસામાં આવ્યો છે, તો તેની દાઢ તોડી પાડ્યા વિના કદી પણ છોડવો નહિ. તેથી તેમણે રાજા પાસે એવો કાયદો મંજુર કરાવી લીધો કે આ પાર્લમેંટને તેની રજા વિના વિસર્જન કરી શકાય નહિ. આ કાયદાથી આગળ જતાં ઘણી ઘણી ગુંચવણો આવી પડી એમાં કાંઈ શક નથી પણ એથીએ આગળ વધીને પાર્લમેંટ પહેલાં કોઈએ સ્વપ્નામાં પણ ન ધારેલી એવી માગણીઓ પણ કરવા માંડી. એમણે માગ્યું કે લશ્કર (મિલિશિયા)નું ઉપરીપણું અમને આપવું જોઈએ, કિલ્લાઓ અમને સ્વાધીન કરી દેવા જોઈએ, વગેરે. વગેરે.

**દેશમાં બે પક્ષ** આ કારણને લીધે હવેથી પડ્યા. પાર્લમેંટના વિચારવંત અગ્રેસરોએ આ પ્રમાણે આગળ પગલાં ભરવા માંડ્યાં તે જોઈ ઘણા લોક ચમક્યા, કેમકે દરેક દેશમાં રૂઢિને વળગી રહેનારાની સંખ્યા જ મોટી હોય છે. જ્યાં સુધી જુના હકને માટે જ

લડત હતી ત્યાં સુધી તો તેઓ ખૂશીથી સાથે રહ્યા, પણ હવે અટક્યા, અને બોલ્યા કે આ લોક તો હદપાર જવા માગે છે. જૂના હક આપણને બધા મળી ચૂક્યા, તે છતાં બિચારા રાજાને હવે વધારે શું કામ સતાવવો જોઈએ? પ્રજાના તેવા જ રાજાના પણ કેટલાક હક છે; અને તેમાં પાર્લમેંટે હાથ ઘાલવો જોઈએ નહિ. ગમે એવો પણ એ રાજા, ને રાજાની સત્તા દેશમાં સર્વોપરિ જ ગણાતી આવી છે. વગેરે વિચારથી દેશમાં રાજાની તર્ફનો એક પક્ષ બંધાવા લાગ્યો, અને પાર્લમેંટમાં બે પક્ષ પડવાનું મોટું કારણ ધર્મનું એ હતું. આ સમે ઈંગ્લાંડના નીચલા વર્ગના લોકમાં પ્યૂરિટન પંથ પૂર જોશમાં હતો, અને તેની કેટલીક અસર ઉપલા વર્ગમાં પણ જઈ પહોંચી હતી. આ સમેની પાર્લમેંટમાં કેટલાક સભાસદો હડહડતા પ્યૂરિટન, કેટલાક પ્રેસ્બિટેરિઅન, અને ઘણાખરા કહેવાતા એપિસ્કોપલ પણ તેના જુલમથી કંટાળેલા તથા તેની સત્તા ઓછી કરવાને તત્પર હતા. તેથી આ પાર્લમેંટનું વલણ ધીમે ધીમે પ્રેસ્બિટેરિઅન માર્ગ તર્ફ થતું ગયું, અને જ્યારે સ્કૉટલાંડના લોકે એ પંથ ઈંગ્લાંડમાં રાજધર્મ તરીકે દાખલ કરવાની માગણી કરી ત્યારે કેટલાક આગેવાનો તેમ કરવા ખાનગી રીતે કબુલ પણ થયા. આ કારણથી તમામ ધર્માધ્યક્ષો અને તેના ભાવિકો આ પાર્લમેંટને શત્રુ સમાણી દેખવા લાગ્યા, અને તેઓ સ્વાભાવિક રીતે જ મમતાથી રાજાનો પક્ષ પકડી બેઠા. બીજા પણ ઉપલા વર્ગના લોકો છેક એપિસ્કોપલ માર્ગને નાબુદ કરવાને ચાહતા નહોતા, અને તેથી તેઓ પાર્લમેંટની આવી રૂખ જોઈ ખંચાયા. પાર્લમેંટમાં પણ બે તડાં પડ્યાં.

ઈંગ્લાંડમાં જે આ વખતથી આવા બે પક્ષ પડ્યા તે આજ પર્યંત ચાલ્યા જ આવે છે. હાલ એ પક્ષો કૉન્સર્વેટિવ (સંરક્ષક) ને લિબરલ (સુધારક) કહેવાય છે. એકને જુનું જ ગમે છે, અને બીજા નવા નવા ફેરફાર જ કરવા મથે છે. પહેલાં તે "ટોરી" ને "વ્હીગ" એ નામથી ઓળખાતા. ચાર્લ્સના આ વખતમાં તો

રાજપક્ષવાળા પોતાને કૅવેલીયર ( ઘોડેસ્વાર ) અને પ્રજાપક્ષવાળાને રાઉન્ડહેડ ( મૂંડિયા ) કહેતા હતા; કેમકે પ્રજા પક્ષનું જુદ્ધ ઉભું થયું ત્યારે તેમાં લંડનના બજારવાળા જુવાનીઆઓ પ્રથમ બહાર નીકળ્યા તે ખાનદાન લોકોની પેઠે માથા ઉપર લાંબા વાળ ન રાખતાં કાતરી નાંખતા હતા.

અત્યાર સુધી દેશમાં કે પાર્લમેંટમાં આવા પક્ષ નહોતા. એ પહેલાં જે વખતે જેની મર્જીમાં આવે તે તર્ફનો તે વેળા તે અભિપ્રાય આપતો. પણ હવેથી એક પક્ષનું જ મમત્વ ભરાયું. પોતાના પક્ષનો જ અભિપ્રાય આપવો, તે પક્ષ વધારવા મથવું, લોકોને સમજાવવા, વગસગ લગાડવી, સમાજો બાંધવા, વર્તમાનપત્રોમાં તેના ગુણ ગાવા, અને ટુંકામાં પોતાના પક્ષને તન મન ને ધન એ ત્રણે અર્પણ કરી દેવાનો રવૈયો પહેલ વહેલો ઇંગ્લાંડમાં આ વખતથી પડ્યો. જૂના ને નવા વિચારની લડત ખરેખરી ઇંગ્લંડમાં આ સમયથી શરૂ થઈ.

દેશમાં આવા બે પક્ષ હોવા એ સારૂં કે નઠારૂં તે બાબત ફિલસુફો જુદાં જુદાં મત આપે છે, પણ હાલ ઘણાખરા ઈંગ્રેજોની તો સમજ એવી છે કે એ વડે જ ઇંગ્રેજી પાર્લમેંટનું ચાંચલ્ય રહેલું છે. એ વડે જ દરેક પક્ષના લાભાલાભ સંપૂર્ણ રીતે ખોળાઈને ખુલ્લા પડે છે, અને એ વડે જ પરસ્પરના વિરોધથી રાજસુધારો મધ્યમ ડગલે આગળ ચાલ્યો જાય છે. તે છતાં જે સમયે પાર્લમેંટમાં પહેલવહેલો આવો કુસંપ ઉભો થયો તે સમયના સઘળા લોકને તો એ મહાદુઃખનું મૂળ જ દેખાયો. દેશભક્તોએ જોયું કે પ્રજાના આવા કુસંપથી રાજાનું ચડી વાગવાનું અને અત્યાર સુધી જે બધું આપણે કર્યું, કરાવ્યું તે ધૂળમાં મળવાનું. પણ કરવું શું ? કરવું એ જ કે આપણે આપણો આગ્રહ ન છોડતાં આપણો પક્ષ વધારવા રાત દહાડો મંડયા રહેવું, અને ગમે તે થાય તોપણ પાછી પાની ન કરવી.

**રાજાની તજવીજ.**—એ તો ખુલ્લું જ હતું કે રાજાએ હમણાં પાર્લમેંટની બધી માગણીઓ કબુલ રાખી હતી, તે સ્કોટ-

સેના ચડી આવી હતી તેને ધાકે જ. તેથી પાર્લમેંટે તે લશ્કરને પાછું વળવાનો દિવસ લંબાય તેટલો તો લંબાવ્યો, પણ પોતાની બધી માગણીઓ રાજાએ કબુલ રાખી એટલે પછી તેને લડાઈના ખર્ચ પેટે ૩ લાખ પાઉંડ આપી વિદાય કર્યું, રાજાના સૈનનો પણ પગાર ચૂકવી તેને વિસર્જન કર્યું, અને તેના પંડના ખરચ માટે ત્રણેક માસ સુધી વેરા ઉઘરાવવાની પરવાનગી આપી. રાજાએ વિચાર્યું કે આ સ્કોટ લોકને હું રાજી કરી મારા પક્ષમાં ખેંચી લઉં તો ઈંગ્લાંડની પાર્લમેંટ જખ મારે છે. તેથી તે એડિનબરો ગયો. ત્યાંના ધર્મસમાજે જે જે માગણીઓ કરી તે કબુલ રાખી, પોતે જાતે તે પંથની ધર્મક્રિયાઓમાં સામેલ થયો, અને પ્રજાના જે જે મુખી હતા તેની ઉપર મહેરબાની ને ખિતાબોનો વરસાદ વરસાવવા લાગ્યો. પણ જૂઠનું આવરદા ચાર દહાડા એ કહેવત ખરેખરી છે. સ્કોટ લોકને જલદીથી માલમ પડી આવ્યું કે આપણી સાથે મીઠી મીઠી વાતો કરતો હતો તેની સાથે અંદરખાનેથી ખટપટનો વ્યવહાર ચલાવી રહ્યો હતો, અને આગેવાનોને અચાનક પકડી તેમને ઠાર કે દેશપાર કરવાનું નીચ કાવત્રું ઘડતો હતો. આ ખબર થતાં જ એ આગેવાનો રતોરાત એડિનબરોમાંથી નાઠા, અને ઠેર ઠેર રાજાના દગાની વાત જાહેર કરી લોકોને ઉશ્કેરવા લાગ્યા. રાજાનાં આવાં કર્તુકોની વાત સાંભળી ઈંગ્રેજી પ્રજા પણ બહુ ખીજવાઈ, અને તેમાં આયર્લાંડમાં બંડ ઉઠવાથી બળતામાં પૂળે ઘી હોમાયું.

આયર્લાંડમાં બંડ ઉઠ્યું—તે ખરેખર મહા ભયંકર હતું. બંડખોરોએ ડબ્લિન સિવાય આખો મુલક કબજે કરી લીધો, અને જ્યાં દેખે ત્યાંથી ઈંગ્રેજોને ઠાર જ કરવા લાગ્યા. અતિશયોક્તિ બાદ કરતાં પણ આ સમે હજારો માણસ કતલ થઈ ગયું હશે, અને આવી ખૂનરેજી ચલાવતાં તેમણે કસાઈવેડા કર્યા તે તો કાનપુરના બંડખોર સિપાહીઓને પણ ભૂલાવે એવા હતા. આ ખબર સાંભળી ઈંગ્રેજોને પગથી માથા સુધી ઝાળ ઉઠી અને તે બધો ગુસ્સો આગળ જતાં

સજા ઉપર કહાડયો. કેમકે આ વખતે ઘણાએ એમ જ વહેમાયા કે આ બંડ એણે જાણી જોઈને ઉભું કરાવ્યું છે. બીજું, આ બંડ રોમન કેથોલિક ધર્મને નામે હતું, અને તેમાં રાજાના કેટલાક મિત્રો પણ હતા, તેથી લોકોની લાગણી વધારે ઉશ્કેરાઈ. રાજાને પણ આવે વખતે શું બોલાય ને શું ન બોલાય તેનું ભાન જ નહોતું. એણે કહ્યું કે હવે ઇંગ્રેજો પોતાની મૂર્ખાઈનાં પરિણામ કેવાં થાય છે તે જોશે, અને એના મનમાં અંદરખાને એવી ગણત્રી પણ હતી જ કે આ બંડ શમાવવા લશ્કર ઉભું કરી પાર્લમેંટ મને આપવું પડશે જ; અને તે મારા હાથમાં આવ્યું કે પછી પાછો હું રાજા, ને એ મારી પ્રજા. આ બંડનું ખરૂં કારણ તો બીજું હતું. સ્ટ્રેફર્ડે જે લશ્કર ઉભું કર્યું હતું તેને રજા આપવામાં આવ્યાથી તે સિપાહીઓ બેરોજગારી થયા, ને બેરોજગારી સિપાહીઓ હમેશાં દેશની સમાધાનીનો ભંગ કરનારા છે. આયર્લેંડના લોક ઘણાક કાળથી રાજકીય ને ધર્મસંબંધી જુલમને લીધે તોબા તોબા કરી રહ્યા હતા; અને તેમાં આવા હથીઆરબંધ માણસો નવરા પડવાથી, બધાએ વિચાર્યું કે દેશની સ્વતંત્રતાને આવો બીજો લાગ મળવાનો નથી માટે તેમણે કેથોલિક ધર્મનો વાવટો ઉભો કર્યો, રાજાનું નામ લીધું, અને ઇંગ્રેજો ઉપર ઘણા દહાડાનું વેર કહાડયું.

**મોટો વાંધો.**—પ્રજાપક્ષનો ગભરાટ ઉપલાં કારણોથી બહુ જ વધી ગયો. તેમને હવે લશ્કરનું ઉપરીપણું વગેરે રાજ્યસત્તાની અમલબજાવણી (executive) નો પણ અખત્યાર રાજા પાસેથી છીનવી લઈને પાર્લમેંટના હાથમાં લેવો એ માર્ગ જ સલામતીનો લાગ્યો. અને એવા કાયદા પાર્લમેંટ પસાર કરે અને લોકમત અભિનંદે એવા હેતુથી પ્રથમ તેમણે ચાર્લ્સે પોતાના રાજ દરમ્યાન જે જે જુલમ કર્યા હતા તે સર્વેની એક લાંબી યાદી તૈયાર કરી. આ યાદીને "મોટો વાંધો [Grand Remonstrance]" એવું નામ આપ્યું. પાર્લમેંટે પ્રજાહકના અને કાયદાના સંરક્ષણને માટે

શું શું કર્યું હતું તે પણ તેમાં વર્ણવ્યું; એપિસ્કોપસી માર્ગ પાર્લમેંટ કહાડી નાખવા ધારે છે એમ જે લોકોમાં વાત ચાલી હતી અને જે કારણથી જ પાર્લમેંટમાં ફૂટ પડી હતી, તેનો સાફ ઇનકાર કરી જણાવ્યું કે અમારો વિચાર ફક્ત ધર્માધ્યક્ષોની સત્તા ઓછી કરવાનો છે. આ જ વાંધા ઉપરના વાદવિવાદમાં પાર્લમેંટના બંને પક્ષવાળા વચ્ચે ભારે ઝડાઝડી થઈ. રાજપક્ષના સભાસદોએ બહુ જુસ્સાથી તકરારો કરી, દલીલો બતાવી, અને દીવો મુકી કામ કરવાનો અવસર પહેલવહેલો જ ઇંગ્લાંડની પાર્લમેંટમાં આવ્યો. છેક મધરાત સુધી કામ ચાલ્યું, અને છેવટે માત્ર અગીઆર મતના જ વધારાથી એ વાંધો પસાર થયો. બંને પક્ષ આ સમે એવા રસે ચડયા હતા કે હેમ્પડને જો શાણપણથી સઘળાને સમજાવી રાખ્યા ન હોત, તો તે જ વેળા પાર્લમેંટમાં તરવારો નીકળત. આ સગો ખરે રસે ભરાવાનો જ હતો. બંને પક્ષમાં કોનું જોર વધારે છે તેનો હીસાબ આ વખતે નીકળવાનો હતો. જો આ વાતમાં હાર્યા તો બધી બાજી હાર્યા એમ બંને પક્ષવાળા પાકું સમજતા હતા. ક્રોમ્વેલ બોલતો કે જો આ બીલ નામંજર થયું હોત તો હું બીજે દહાડે જ મારી માલમતા વેચી અમેરિકામાં જઈ વસ્યો હોત.

અમીરોની સભા તર્ફ ન મોકલતાં આ વાંધો પરભાર્યો રાજા ઉપર મોકલ્યો, કેમકે તેને પસાર કરવાની કાંઈ મતલબ જ નહોતી. મતલબ એ હતી કે એ બધી વાત ઇંગ્લાંડની તમામ પ્રજા જાણે. એ અર્થે તેને તુર્ત છપાવી ગામેગામ તેની હજારો નકલ મોકલાવી દીધી. ધાર્યા પ્રમાણે જ લોકો વાંચીને બહુ ઉશ્કેરાયા. બૂમરાણ ઉઠયું કે રાજા આપણને વટલાવી મારવા બેઠો છે; એ જન્મનો જુલમી ને જુઠો છે; પાર્લમેંટ એ જ આપણો ખરો આધાર છે. મરીએ કે જીવીએ પણ એની કેડે જ રહેવું. પરગણે પરગણે પ્રજાસભાઓ સ્થપાયા, પાર્લમેંટને રાજાની સામે લડતમાં શી રીતે મદદ કરવી તેનો અહોનીશ વિચાર કરવા લાગ્યા, અને સઘળાએ પ્રતિજ્ઞા લીધી કે માથું

જાય પણ આપણે તો આ ટાંકણે પાર્લમેંટનો પક્ષ પકડી તેનું જ ધાર્યું પાર ઉતારવું. રાજપક્ષવાળાએ ગભરાઈ તેનો રદીઓ છપાવ્યો પણ તેથી કંઈ ઝાઝું વળ્યું નહિ.

રાજપક્ષ તે છતાં હજી દેશમાં હતો. અમીરોની સભા તો બધી ઘણુંકરીને રાજા તરફ જ હતી. ને આમની સભામાં આ વાંધો ૧૧ મતના જ વધારાથી પસાર થયો, એ ઉપરથી સાફ જણાય છે, કે ત્યાં પણ રાજપક્ષ બળવાન હતો.

**રાજાના નવા કારભારી.**—વાંધો પસાર થયા પછી બે દિવસે રાજા લંડન આવ્યો અને એણે કહ્યું કે લોકોની મરજી પ્રમાણે જ રાજ કરવાની મારી ઈચ્છા છે, અને તેથી પાર્લમેંટના આગેવાનોમાંથી જ હું મારા કારભારીઓ નીમવાનો વિચાર રાખું છું. તેમ કર્યું પણ ખરૂં. ફૉકલાંડ, હાઈડ અને કોલપેપર નામના ત્રણ પુરુષો રાજસુધારાને માટે લડવામાં તથા જુલમી કામદારોને સજાએ પહોંચાડવામાં પ્રસિદ્ધિને પામ્યા હતા તેમને બોલાવી રાજાએ કારભાર સોંપ્યો. એ ત્રણે ખબરદાર, અનુભવી, ડાહ્યા, વગવાળા, અને આ સમે ખરેખરા રાજભક્ત હતા. એમને વચન આપ્યું તે પ્રમાણે જ જો રાજા વર્ત્યો હોત તો તેના પાછળથી થયા તેવા બૂરા હાલ થાત નહિ, અને બલ્કે પાછલું સઘળું ભૂસાઈ જઈ સારો જશ પણ મેળવત. આત્મશુદ્ધિ વિના સઘળાં સાધનો મિથ્યા છે. રાજાનો અંતરાત્મા હજી હતો તેવોને તેવો જ હતો. યથાશાસ્ત્ર હવેથી રાજ કરવાનું વચન આપ્યું, પણ મનમાં તો એમજ થયા કરતું હતું કે ક્યારે પાછો મારો લાગ ફાવે કે હું મારી આસુરી ચાલ ચલાવું. તેમજ એ અભાગીયાએ પાછું કર્યું.

**કુલલડી ટોળાં** બંધાવા મંડાવાં એ હરકોઈ મોટા બખેડાનું પહેલું પગથીઉં છે. એ જ રાજકર્તા તરફથી ખરેખરી સમયસૂચકતા

વાપરવાનો વખત છે. જો રાજ જબરજસ્ત હોય તો સારો રસ્તો એ છે કે ધમધોકારે દોડાદોડ ને મારપકડ ચલાવી સઘળાને એકદમ શેહેમાત કરી નાખવા; અને તેમજ જો લોકનો ઉઠાવો એકસંપી ને જોરપર માલમ પડે, તો રાજાએ ખુશીથી પોતે જ તેનું માગ્યું આપી તેમને ઠંડા પાડવા. રાજનીતિમાં સામ, દામ, ભેદ ને દંડ છે એ તો સર્વ જાણે છે; પણ એમાંનો કયો ઉપાય ક્યારે ને કેટલો વાપરવો એની થોડાને જ સુઝ પડે છે; કેમકે સમયને ઓળખવો એ જ મહા ઝીણી બુદ્ધિનું કામ છે. વળી એમ વર્તવું જોઈએ છે કે લોકોની માગણી કબુલ રાખતાં રાજની નિર્બળતા ન જણાય; અને તેમજ બાદશાહી મારફાડ ચલાવતાં છતાં રાજને લોકો અધર્મની મૂર્તિ ન લેખે. કૃપાળુ છતાં કરાલ, ને કરાલ છતાં કૃપાળુ, એવું મિશ્રિત રૂપ ધારણ કરતાં રાજાને હંમેશાં આવડવું જોઈએ છે, અને આવે સમે તો તે કળાની પૂરેપૂરી જ જરૂર છે. ચાર્લ્સથી એમાંનું શું થઈ શકે એમ હતું? એણે તો પોતે મૂર્ખાઈથી હુલ્લડી ટોળાં એકઠાં કરવાની પહેલ કહાડી બતાવી. કેટલાક રખડેલ કૅવેલિયરોએ આવી કહ્યું કે મહારાજ, શહેરમાં ધાંધલખોરો વધી પડયા છે માટે અમને આપની તહેનાતમાં રક્ષણાર્થે રહેવા દો. રાજાએ વિચાર કર્યો, કે આવા થોડા રખડેલાને તહેનાતમાં રાખવાથી શો ફાયદો થવાનો હતો. અને એને ગેરફાયદો એ થવાનો કે લંડનના બજારવાળા જુવાનીઆ ટોળે મળવા તો ક્યારના લાગ્યા જ હતા, તે આ જોઈ હુલ્લડે ચડયા. તેમણે કામ ધંધો તમામ છોડી દીધો, લશ્કરી કવાયત શીખવા માંડી, ને જોઈએ હવે રાજા શું કરે છે એમ દાંત કકડાવીને બોલવા લાગ્યા. તેમનો દાખલો લઈ પરગણાંઓમાં પણ ઠેકાણે ઠેકાણે એવી ટોળીઓ બંધાઇ ને લશ્કરી કવાયત ચાલી. લંડનના તો રાજમાર્ગપર આ કૅવેલિયર ને રાઉન્ડ હેડ વચ્ચે રોજ કાંઈ ને કાંઈ ઝપાઝપી થવા લાગી. પહેલ કદાપી કૅવેલિયરોએ કહાડી હશે, પણ હવેથી બળવત્તર તો લંડનમાં રાઉન્ડ-હેડ જ થઈ રહ્યા. જે પ્રજાપ્રકોપ સળગ્યો હતો તેનો ધુમાડો પહેલ-

વહેલો રાજનગરમાં જ દેખાયો, અને હવે ભડડડ થઈને ભડકો ઉઠવાની નિર્માણ ઘડી પાસે જ હતી.

**પિમ આદિ ઉપર રાજાનો ધસારો.**—લંડનમાં આવો હંગામો ઉઠી રહેલો જોઈ પાર્લમેંટે પોતાના રક્ષણને માટે સેનાપતિ લૉર્ડ એસેકસ પાસે એક લશ્કરની ટુકડી માગી. તેણે તે આપી, પણ રાજાએ ના કહેવાઉપરથી તે પાછી મંગાવી લેવી પડી. ત્યારે પાર્લમેંટે તે બાબત નમ્રતાથી અર્જી કરી. રાજાએ એવો જવાબ મોકલ્યો કે હું તમોને પુત્ર પ્રમાણે પાળવા મારૂં પાદશાહી વચન આપું છું, અને એમ છે તો અંગરક્ષકોની તમારે કાંઈ જરૂર નથી. તથાપી પોતાના નવા કારભારીઓથી ગુપ્ત રીતે પાર્લમેંટના આગેવાનો ઉપર સ્કૉટ લશ્કરને તેઓ પ્રથમથી મળી ગયા હતા એ પ્રકારના રાજદ્રોહનું તહોમત મુકવાની તૈયારીમાં હતો, અને ઉપલું વચન આપ્યા પછી બીજે જ દહાડે પોતે પિમ, હેંપ્ડન, હેઝલરિગ, હોલિસ, સ્ટ્રોડને એ તહોમત મુકીને તુર્ત પકડી લેવાને માટે આમની સભામાં હથીયારબંધ પાંચસો સિપાઈઓ સાથે ગયો. ( તા. ૪ જાન્યુઆરી ૧૬૪૨. )

"પ્રમુખ સાહેબ, તમારૂં આસન લઉં છું," એમ કહી તે બેઠો; પણ જુએ છે તો એ પાંચેની ખુરશીઓ ખાલી! રાજાના આવવાની બૂમ સાંભળતાં જ એ પાંચેને રવંડા પકડાવી દીધા હતા. એણે બીજવાઈને પૂછ્યું કે "પિમ ક્યાં છે?" પ્રમુખે ઘૂંટણીએ પડી જવાબ દીધો કે "મને નથી જોવાને આંખ, કે નથી સાંભળવા કાન, સિવાય પાર્લમેંટ હુકમ કરે તે." "ઠીક, ઠીક, ફિકર નહિ, અમને પણ આંખ છે." એમ બડબડી રાજાએ ધારી ધારીને ચોતર્ફ જોયું. અને છેવટે "હં, હં, મારાં પંખીડાં ઉડી ગએલાં જણાય છે! પણ આશા છે કે તમે પકડીને મોકલાવી દેશો, અને નહિ તો હું મારી મેળે ખોળી લઈશ જ." એમ કહેતો, ને વળી "મારો કાંઈ બળ વાપરવાનો ઇરાદો નથી," એવાં નિર્લજ્જ મિથ્યાવચન ઉચારતો,

રીકે મોંહે, આવ્યો હતો તેથી પણ વધારે ચીડવાએલી સ્થિતિમાં તે પાછો વળ્યો.*

બસ ! બહુ થયું ! અધર્મની પરિસીમા આવી. પ્રજાએ બહુ ખમ્યું. રાજાની ઘડી ભરાઈચુકી, અને પ્રજાએ ધીરજ છોડી, મર્યાદા મુકી. " શું તું અમારા વીર બાળકોને મારવા ધારે છે ?" એમ ચીસ પાડી સમસ્ત પ્રજા ચોંકીને વિકરાલ સિંહણની પેઠે ટપ ઉભી થઈ; ને તેના અગ્નિરૂપ વિકરાલ ડોળા જોઈને જ રાજા તત્કાળ નાઠો ( તા. ૧૦ જાન્યુઆરી) તે પાછો રાજનગરમાં કદી આવવા જ પામ્યો નહિ, સિવાય તે કાળે દિવસે કે જ્યારે મદોન્મત્ત વિજયી શૂદ્ર જોદ્ધાઓએ પકડી આણી એનાં કૃતકર્મોનો જવાબ મહા ભયંકર રીતે લીધો. પણ બસ. એ વાત બીજે પ્રકરણે.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### રાજા પ્રજા વિગ્રહ: ઇ. સ. ૧૬૪૨—૪૯.

લડાઈની તૈયારીઓ હવે પાર્લમેંટે ધમધોકારે કરવા માંડી, કિલ્લો (The Tower) કબજે કરી લીધો ને પોર્ટસ્મથ તથા હલના અમલદારોપર હુકમ લખી મોકલ્યા, કે અમારી રજા વિના ત્યાંનાં દારૂખાનાં કોઈને પણ સ્વાધીન કરવાં નહિ. નૌકાખાતું તો તમામ પાર્લમેંટ પક્ષના જ અધિકારીઓને તાબે હતું. આયર્લાંડમાં બળવો ઉઠ્યો હતો તેને બહાને તાબડતોબ લશ્કરને સારૂ માણસો રાખવાનું

---

* આ સમે ત્યાં એક જણ હાજર હતો તે આ પ્રમાણે એ બાબત લખી ગયો છે. " સારૂં થયું કે એ પાંચ જણને અગાઉથી રવાને કરી દીધા હતા, કેમકે જો તે હોત,—અને તે હોત તો રાજા એવા ઠરાવઉપર આવ્યો હતો કે તેને પકડવાનો હુકમ કરત જ,—ને જો રાજા તેને પકડવાનો પોતાના સિપાહીઓને હુકમ કરત, તો બેશક ઘણા સભાસદો તુર્ત તરવાર કહાડી તેનો બચાવ કર્યા વિના રહેત નહિ જ એમ બધાનું ધારવું છે. "

ગામેગામ લખી મોકલ્યું, ને તેની સરદારી પોતાના જ ભરોસેદાર ગૃહસ્થોને સોંપી અને લડાઈના ખર્ચને માટે એક લોન કહાડી તેમાં લોકો ખુશીથી થોડે થોડે પૈસા, ઘરેણાં ને સોના રૂપાનાં વાસણો પણ ધાઈ ને દેશાર્પણ કરી ગયાં. એમ કરતાં પણ જ્યારે ખર્ચ પૂરો ન પડયો ત્યારે વેરા ઉઘરાવવા માંડયાં, અને તેમ કરવાનો એકલી પાર્લમેંટને અખત્યાર ન છતાં લોકે તે રાજી રાજી થઈ ને આપ્યા. અખત્યારનું જોવા જઈએ તો તો લશ્કર ભેગું કરવાનો જરાએ નહોતો; પણ જેને પ્રજા સાનુકૂલ છે તે જે બોલે તે કાયદો જ. આ રીતે પાર્લમેંટે સઘળી રાજસત્તા પોતાને સ્વાધીન કરવા માંડી, તેમાં અમીરોની સભા આડી આવવા જતી હતી ખરી; પણ તેમને સાફ જણાવવામાં આવ્યું કે રાજનું સંરક્ષણ કરવામાં તમે સંમતિ તથા સહાયતા આપશો તો અમે ઘણા ખૂશી થઈશું. પણ જો તમે આઘા રહેશો તો તે કારણથી આ આમની સભા કાંઈ પોતાની ફરજ બજાવવામાં આંચકો ખાવાની નથી.

**પાર્લમેંટની માગણીઓ.**—રાજા તર્ફની વિષ્ટિઓ હવે આવવા લાગી. રાજા તો પાર્લમેંટની પેઠે પાકું સમજતો હતો કે હવે લડાઈ વિના બીજો એકે આરો નથી, અને તેમ કરવાને તે તલપાપડ થઈ રહ્યો હતો; પણ જ્યાં જાય ત્યાં એને એના પક્ષના લોકો પણ પાર્લમેંટ સાથે સમાધાની કરવાને કહેવા લાગ્યા. એટલે એણે વિષ્ટિઓ મોકલી. તેના જવાબમાં પાર્લમેંટે એવી માગણીઓ કરી કે સઘળા કિલ્લાઓ, દારૂખાનાં તથા તમામ લશ્કર અમને સ્વાધીન કરી દો; પ્રધાનોની નીમણુક અમારી પસંદગીની જ થાય; વગેરે, વગેરે. આ સાંભળી રાજાએ જવાબ દીધો કે જો આ બધું કબુલ રાખું તો હું રાજા નહિ, પણ રાજા નામનું પૂતળું જ થઈ રહું તો! તેણે એ માગણીઓ કબુલ રાખી નહિ જ. એણે પોતાની રાણીને પાદશાહી ઝવેરાત આપી પરદેશમાં મોકલી દીધી, અને તેને ગીરો મુકી તે ત્યાંથી લડાઈનો સામાન મોકલવા લાગી. રાજા પંડે હલ-

અંદર કબજે લેવા ગયો, પણ સર જૉન હોથમે તેને અંદર પેસવા દીધો નહિ. આ કિલ્લેદારની વર્તણુક પાર્લમેંટે વખાણીને મંજુર રાખી, અને જ્યારે એમ થયું ત્યારે બત્રીશ અમીરો ને સાઠ આમના સભાસદો ખસીને રાજા હતો ત્યાં જતા રહ્યા. દેશમાં પણ ઠેકાણે ઠેકાણે રાજપક્ષના લોકો બહાર પડવા લાગ્યા. દેશનો સંરક્ષક વૃત્તિનો ભાગ પણ રાજા તર્ફ આકર્ષાવા લાગ્યો. લૉડના જુલમથી તેઓ ત્રાસેલા હતા તથાપિ પ્રેસ્બિટેરિયન આપખૂદી જામતાં એથી પણ વધારે જુલમ વર્ત્તે એવી ધાસ્તીથી ઘણા "રાજા અને ધર્મ" ના સંરક્ષણને માટે બહાર પડ્યા. રાજાએ નૉટિંગહામ આગળ ઇ. સ. ૧૬૪૨ ના ઑગષ્ટ માસની ૨૨ મી તારીખે પોતાનો વાવટો ખડો કર્યો, અને રાજપક્ષના જે લોક અત્યાર સુધી ઢચુપચુ કર્યા કરતા હતા, તે હવે વાવટો ખડો જ થયો, ત્યારે તો એ પક્ષમાં જવું એ આપણી વફાદારીની પ્રતિજ્ઞા પ્રમાણેનો આપણો ધર્મ જ છે એમ ધારી દોડ્યા આવ્યા.

**પ્રજાવિગ્રહ.**—હવેથી પ્રજાપ્રકોપ ટળીને તે પ્રજાવિગ્રહ એટલે પ્રજામાં પરસ્પરનો વિગ્રહ થઈ રહ્યો; રાજા ને પ્રજા વચ્ચેનો જ હવે ઝગડો ન રહેતાં એક પક્ષની બીજા પક્ષ સાથે લડાઈ ચાલી. એ ઉચ્છેદક પક્ષની સંરક્ષક પક્ષ સામે લડાઈ હતી. બંને પક્ષમાં કેટલાક ખરેખરા શૂરવીર, સાચા ને મહાત્મા પુરુષો હતા. બંને પક્ષ સ્વાર્થને માટે નહિ, પણ ફરજ સમજીને લડતા હતા. એ લડત રાજકીય બાબતમાં મોટા મતભેદની હતી. રાજમાં સર્વોપરિ સત્તા પ્રજાની હોવી જોઈએ કે રાજાની એ મહાભારત તકરારનો ફડચો છેવટે ઇંગ્લાંડમાં તરવારને સોંપાયો અને દરેક દેશમાં જ્યાં કોઈ પણ વાતનો મતભેદ લોકોમાં ઘણો જોરપર આવે છે, ત્યારે તેનો ફડચો કરનાર તરવાર જ છે. જેની તરવાર સાચી, તેની જ વાત સાચી. આ અન્યાથી જગતમાં છેવટનો ન્યાય તરવાર જ છે.

**બલાબલ,**—અમીરો તથા અમીરી ખાનદાનના મહા શ્રીમંત

ગૃહસ્થો ઘણું કરીને સઘળા જ રાજપક્ષમાં હતા. તેમના આશ્રિતો તો અલબત્ત તેમની પછાડી જ, એટલે એ શક્તિ કાંઈ રાજમાં નાની-સુની ગણાય નહિ. એકેએક સરકારી ધર્મગુરુ, બંને યુનિવર્સિટીઓ, અને જે લોકને એપિસ્કોપલ પંથની વિધિ પદ્ધતિઓ પસંદ હતી તે સઘળા મમતાથી રાજપક્ષે ગયા. એ સિવાય મોજીલાં સ્ત્રીપુરુષો અને મોજ પૂરી પાડવાનો ધંધો કરનારા સર્વે એ બાજુપર જ ઉતર્યા, કેમકે પ્યૂરિટનનો વૈરાગી પંથ તો મોજ નામે જ જડમૂળથી ઉખેડી નાખવા ધારતો હતો. શૃંગારી કે નકલી કવિઓ, નાટકકારો, નટ નટીઓ, ચિતારા, ગવૈયા, બાજીગરો, વગેરે અનેક જાતનું જીવન આપઅખત્યારી પણ મોજીલા રાજમાં ફત્તેહથી થઈ શકે; અને તેથી તે હમેશાં પાદશાહીનાં હકમાં જ દુવા માગે છે, એ સિવાય રોમન કૅથોલિક માર્ગનું તમામ માણસ સ્વાભાવિક રીતે જ રાજાની તર્ફનું હતું. રાણી તો તે માર્ગની જ હતી. રાજા હતો તો પ્રૉટેસ્ટંટ પણ એને કૅથોલિક માર્ગ ઉપર કાંઈ અભાવ નહોતો, અને ચાલે તો એ લોકને ઘણી છૂટ આપવા ખરેખરો રાજી હતો.

પ્રજાપક્ષનું મોટું બળ મધ્યમ વર્ગમાં, એટલે પ્રગણાઓમાં ગરાસીઆઓનું, ને શહેરમાં શેઠ શાહુકાર, વેપારી તથા દુકાનદારોનું હતું: અગર જો એમને માથે થોડાક અમીરો હતા ખરા. એ થોડા, પણ મહા ધનાઢ્ય ને સત્તાવાળા હતા. પ્રેસ્બિટેરિયન, પ્યૂરિટન વગેરે અનેક પંથીઓ જે એપિસ્કોપલ માર્ગના વિરોધી હતા, તે તો અલબત્ત રાજાની વિરુદ્ધ હોવા જોઈએ. એમાંના ઘણા જણ ગૃહસ્થ વર્ગના નહિ, પણ વૈશ્ય કે શૂદ્ર હતા. દરેક દેશમાં એવા લોકની સંખ્યા વધારે હોય છે. અને તેથી (બનવું મુશ્કેલ છે પણ) જો કદાપિ એકસંપે દૃઢતાથી એ લોકો ઉલટયા, તો પછી તેની આગળ કોઈનું પણ ચાલી શકતું નથી. હાલ ધર્મના કારણથી તેઓ એકસંપી, દૃઢ, અને ઝનુની કાળકરાળ જેવા થઈ ગયા હતા. અર્થાત્ બાહુબળ પ્રજાપક્ષમાં જોઈએ તેટલું ને તેથી પણ વધારે હતું. માત્ર

એ બળને ખોળી વાપરી જાણનાર બુદ્ધિબળની જરૂર હતી. એ બુદ્ધિબળ મધ્યમ વર્ગમાં છુપાએલું હતું, અને તે પ્રસંગ આવ્યે ક્રોમ્વલમાં પરિપૂર્ણપણે પ્રકાસ્યું.

તોપણ આ વિગ્રહને આરંભે સિપાહીગીરીમાં રાજપક્ષ ચડીઆતો જણાયો. કુળવાન કૅવેલિયરોને ઘોડે બેસતાં, બંધુક મારતાં, ને તરવારે લડતાં તો નાનપણથી જ આવડતું હતું. મૃગયા, જે યુદ્ધની પ્રતિમા કહેવાય છે, તેમાં તો તે દરરોજ પળોટાએલા હતા; ક્ષત્રીવટમાં તેઓ બરાબર સમજતા હતા; અને પ્રાણ જાય પણ પાની બતાવવી નહિ એ તેઓના પરંપરાનો ટેક હતો. કૅવિલિયરો ઘરના ઘોડાપર, પોતાના જ સહોદરાદિક મંડળને લઈ લડાઈપર ચડતા, અને તેથી તે બધા એક તંતથી મરણીઆ થઇ લડે એમાં કાંઈ આશ્ચર્ય નથી. આથી ઉલટું પ્રજાપક્ષના લશ્કરમાં પાર્લમેંટે જે તે વેળા ભરણું કર્યું હતું તે અસ્ત્ર શસ્ત્રથી અજાણ્યા, રખડેલ ભાડુતી માણસોનું જ હતું. સરદારોની બાબતમાં તો પાર્લમેંટે કરેલી નીમણુંકો એથી એ વધારે નઠારી નીવડી. પણ એમાં કાંઈ નવાઈ જેવું નહોતું. ચાળીશ વર્ષમાં ઇંગ્લાંડે મોટા પાયાપર એકે લડાઈ ચલાવી નહોતી, અને તેથી જેની માહીતી તથા બહાદુરી જાણેલી હોય એવા સરદારો તો દેશમાં હતા જ નહિ.

પણ રાજાને મોટી ખોટ નાણાં ને દારૂગોળાની હતી. દેશનો સઘળો સરકારી દારૂગોળો તથા હથીઆરો અગાઉથી જ પાર્લમેંટે પિમની ભલામણથી કબજે કરી લીધાં હતાં. રાજાએ પ્રગણામાંથી વેરા લેવા માંડ્યા, પણ પાર્લમેંટને એક લંડનમાંથી જ જેટલી ઉપજ થઈ તેટલી એને કુલે પણ થઈ શકી નહિ. આ વખતે રાજપક્ષને ધન્ય છે કે તેઓ પોતાની ઝાગીરો તથા જરઝવેર ગીરો મૂકી એને નાણાંની મદદ કરવા લાગ્યા. પણ ગમે એવી ભકિત ઉભરાતી હોય તોપણ રાજીખુશીના ઉધરાણા કદીએ થોડા થોડા પણ નિયમિત વેરાની બરાબરી કરી શકતા નથી.

પાર્લમેંટ સંધિની વાત ભાગી પડવાની સાથે જ પોતામાંથી

" જાહેર સલામતીની કમિટિ " એ નામથી હેમ્પડન, પિમ, વગેરેને દેશનો તમામ રાજકારભાર, તથા લૉર્ડ એસેક્સને સેનાધિપત્ય તો ભળાવી જ દીધું હતું. તેણે હવે રાજાના ધ્વજારોપણના સમાચાર સાંભળતાં તત્કાળ હુકમ કર્યો કે " રાજાને તેના ફિતુરી મસલતીઆથી લડાઈ કે કોઈ પણ ઉપાયે છોડવી સેનાધિપતિએ પાછો પાર્લમેંટમાં બિરાજતો કરવો." રાજા સામે યુદ્ધ કરવા નીકળે છે, તોપણ બોલ તો શા કાયદેસર અને માનસન્માન ભરેલા જ !

પહેલું યુદ્ધ—પાર્લમેંટે કુલ લશ્કર આશરે ૨૦૦૦૦ પાયદળ અને ૪૦૦૦ ઘોડેસ્વારનું ભેગું કર્યું હતું. તે લઈને એસેક્સ વુર્સ્ટર તરફ ગયો. એને આવતો જાણી રાજાના ભાણેજો રૂપર્ટ અને મોરિસ, જે જર્મનીથી ક્યારના મામા ઉપર આ ભારે સંકટ આવેલું જોઈ એની પાસે દોડી આવ્યા હતા, તે આગ્રહ કરવા લાગ્યા કે એકદમ ચાલો આપણે લંડનપર ધસી જઈને બંડખોરોનું તમામ બળ તોડી નાંખીએ. રાજાનો વિચાર પણ એવો જ હતો. તેથી કૅવેલિયર લશ્કર તે તર્ફ ચાલ્યું. આ ખબર સાંભળી એસેક્સ પાછો લંડન તર્ફ વળ્યો. વાટે બંને ફોજનો મેળાપ ઓચિંતો એજહિલની ડુંગરી આગળ થઈ ગયો. યુદ્ધના આરંભમાં જ પાર્લમેંટ પક્ષનો એક સરદાર ફૂટીને પોતાની તમામ સેના સહિત સામાને મળી ગયો. શૂરા રાજકુંવર રૂપર્ટની સરદારી હેઠે રાજાના હયદળે એવો સપાટો બતાવ્યો, કે પાર્લમેંટ પક્ષના ઘોડેસ્વારોથી ક્ષણભર પણ ટકી શકાયું નહિ. પણ એસેક્સના પેદળે રંગ રાખ્યો. જો રૂપર્ટના સ્વારો વેળાસર રાજાની મદદે આવી પહોંચ્યા ન હોત તો તે પોતે શત્રુના હાથમાં પકડાઈ ગયો હોત. એ રીતે જબરૂં યુદ્ધ ચાલ્યું, અને રાત પડી તોપણ જીતવું એ તો બંને પક્ષને આરણ કારણ જ દેખાયું. તેથી બંને ફોજ સમજીને લડાઈથી પાછી ઓસરી, એસેક્સ ખસીને વોરિક આગળ જઈ ઠર્યો, અને રાજાએ પોતાનું પ્રયાણ જારી રાખ્યું. એ રીતે આ લડાઈમાં કોઈ જીત્યું હાર્યું નહિ, પણ પાર્લમેંટ પક્ષના

કેટલીક નબળાઈ જણાઈ આવી. લંડનનો માર્ગ આપવો પડયો એ પણ હિણપત ભરેલું ને બહુ જ અલાભકારી થયું. રાજા આ વખતે લંડનપર પાંસરો ધસી ગયો હોત, તો તેની સામે પાર્લમેંટથી ઘડી પણ ટકી શકાત નહિ. અને જે શહેરના દ્રવ્યબળે તે આટલી ઘૂમતી હતી, તે જ શહેર જો રાજાના હાથમાં આવત, તો પછી તે છેક જ નિરૂપાય થઈ જાત. પણ કેટલાક મસલતીઓ તે વિચારની આડે આવ્યા. તે ઉપરથી રાજપક્ષે પોતાનો પડાવ ઓકસફર્ડમાં નાખ્યો, અને ત્યાં ઠાલા હર્ષનાદ ચલાવ્યા. પછી આસપાસનાં કેટલાંક ગામડાં ધીમે ધીમે કબજે કરવા માંડયાં. આવી દીર્ઘસૂત્રી રીતે લંડન ઉપર ચડાઈ લઈ જવાનો પાછો વખત આવ્યો, ત્યારે તો લૉર્ડ એસેક્સ કયારનો તેના રક્ષણને અર્થે ત્યાં આવી પહોંચ્યો હતો તે જ તેમની સામે ધસી આવ્યો. એક બે ઠેકાણે બંને પક્ષ મુકાબલે આવી ગયા, પણ મુકાબલામાં કોઇએ કાંઈ ઝાઝું જોર માર્યું નહિ. એમ કરતાં બેંતાળીશનું વર્ષ પુરૂં થયું, અને શિયાળો બેઠો. ઈંગ્લાંડમાં ટાઢ એ વેળા એટલી બધી પડે છે, કે જેમ આપણે અહિંયાં ચોમાસામાં તેમ ત્યાં શિયાળાના દહાડામાં લડાઈ બિલકુલ બંધ રાખવી પડે છે. એ ત્રણ માસ નકામી વિષ્ટિઓ ચલાવવામાં ગાળ્યાં.

**લડાઈનું બીજું વર્ષ.**—ઇ. સ. ૧૬૪૩ પણ એવી જ ફળવિનાની મારામારીમાં ગયું. આ વર્ષ લડાઈઓ વધીને ઈંગ્લાંડમાં ચારેખૂણે ચાલી. એક ઠેકાણે રાજપક્ષનો કાંઈક જય થાય, તો બીજે ઠેકાણે પાર્લમેંટનો. લંડનથી થોડાક કોશ ઉપર સહજ ઝપાઝપી થઈ તેમાં દેશનો પરમ ભક્ત, ને સદા યશસ્વી જે હેમ્પડન તે ઘવાણો, અને તે કાળનું શસ્ત્રવૈદું સારૂં ન હોવાથી છેવટે દેવલોક થયો. આ બનાવથી સઘળા પાર્લમેંટવાળાનું દિલ બહુ પાછું હઠી ગયું, અને યોગાનયોગે પછીથી ઉપરાઉપરી પરાજયના સમાચાર જ આવતા જોઈ તેઓ છેક ગભરાયા. એક વખત તો ઘણીક ધનવાનની સ્ત્રીઓ સંપસંપી પાર્લમેંટના દરવાજા આગળ જઈ "સલાહ કરો, સલાહ

કરો," એમ દીનવાણીથી પોકાર કરવા લાગી. કેટલાક પુરુષોએ પણ પાર્લમેંટ પાસે સંધિના કોલકરાર બળાત્કારે કબુલ કરાવવા એવું એક કારસ્થાન રચ્યું હતું. મુકાબલે રાજપક્ષની કાંઈક ચડતી હતી, તોપણ ત્યાંએ ઘણાં જણ લડાઈ બંધ પડેલી જોવાને જ આતુર હતા. નરમ દિલનો ફોકલાંડ તો દેશનું દુઃખ જોઈ હૈયાશોકમાં "સલાહ સલાહ" એમ અહોનિશ પોકારતો, અને છેવટના એક યુદ્ધમાં "આજે મારે પાછા આવવું નથી" એમ બોલી જે ચડયો તે ત્યાં જ રહ્યો.

તોપણ પિમના પ્રમુખપણા હેઠેની પાર્લમેંટ નિશ્ચયમાંથી ડગી નહિ. હવે એણે જોયું કે સ્કોટલાંડની મદદ માગ્યા વિના છુટકો નથી. તેથી તુર્ત એ બાબત એણે વિષ્ટિ કરવા એક પોતાના સાથીને ત્યાં મોકલ્યો. સ્કોટલોકે કેટલાંક નાણાં અને વિશેષ તો એમ માગ્યું કે તમારે અમારા પ્રેસ્બિટેરિયન પંથને રાજધર્મ કરવો. એ બાબતની રકઝક ચાલતી હતી તે સમે રાજા આયર્લાંડના બળવાખોર સાથે ખટપટ ચલાવે છે એવી ખબર મળી. તે સાંભળી પાર્લમેંટે એકદમ સ્કોટલોકની માગણીઓ કબુલ રાખી અને જાહેર સભામાં પ્રેસ્બિટેરિયન પંથની પ્રતિજ્ઞા (કોવેનંટ)નો સ્વીકાર કર્યો.

આ સંધિનું કામ ચાલતું હતું તે વખતે બીજા પણ ઘાટ પિમે ઘડી રાખ્યા. એ પારકી જ આશાપર બેસી રહે એવો નહોતો. એણે ત્રણ મોટાં સેન કુલે ૫૦૦૦૦ માણસનાં ઉભાં કરવાની ગોઠવણ કરી રાખી હતી. તેમાંનું એક એસેક્સના હાથ નીચે રાજાની નાકેબાની રાખ્યા કરે, અને ઓક્સફર્ડમાંથી તેને ચસવા દે નહિ; વૉલરને પશ્ચિમ તર્ફનું લશ્કર સોંપવું, અને તેનું કામ એ, કે રાજકુંવર મૉરિસને ત્યાં જ અટકાવી રાખવો; ને ઉત્તર તર્ફના લશ્કરનો ઉપરી લૉર્ડ મૅચેસ્ટરને નીમવો, અને તેની મદદે ફેરફેક્સનું તથા સ્કૉટનું સેન આવી પહોંચે; એવી રીતની ગોઠવણ હતી. અને તેની તૈયારીઓ ચાલતી હતી તેવામાં આ દેશભક્ત ઘણી મહેનત, ફિકર ને ઉજાગરાથી માંદો પડી દેવશરણ થયો.

હે હેમ્પડન ! હે પિમ ! તમે તો અમર કીર્તિ સંપાદન કરી સુખમાં સૂતા છો ! તમારી જન્મભૂમિને તમે સ્વતંત્રતાનું અમૂલ્ય સુખ આપી ગયા છો. તે સંભારી અહોનિશ તે તમને આશીર્વાદ દે છે; રે, તમે મુઆ નથી પણ યશરૂપી દેહે આખી દુનિયામાં સર્વકાળ જીવતા જ છો! તોપણ તમારૂં પરલોકગમન નોંધતાં ઇતિહાસની ગંભીર કલમ પણ આંચકો ખાઈ અટકી પડે છે, અને લડાઈનું ઉપસંહાર રૂપ વર્ણન કરવાની ઉતાવળમાં પણ તેને કાંઈ થોભી તમારા ગુણાનુવાદ ગાયા વિના કળ વળતી નથી. વાંચનાર, તું પણ એક ક્ષણ થંભ, અને આ પરમ પવિત્ર શૂરવીરોની કબર ઉપર બે ચાર આંસુ પાડ. એ આંસુ મહા પતિતપાવન છે, અને સુફળદાતા હો !

લડાઈનું ત્રીજું વર્ષ–ઇ. સ. ૧૬૪૪. પિમની અગમચેતી ભરેલી ગોઠવણનો અમલ થતાં આ વરસે પાર્લમેંટનો પાસો જોરપર આવ્યો. રાજાની પક્ષે મોટું લશ્કર આયર્લાંડમાંથી જે મોકલવામાં આવ્યું તે જેવું વેલ્સમાં ઉતર્યું કે તુર્ત જ ફેરફેક્સે સામા જઈ નેન્તવિચ આગળ તેને તદન વેરણ ખેરણ કરી નાંખ્યું. આ પરાક્રમ કરી તે ઉત્તર તર્ફ ફર્યો, અને કરાર પ્રમાણે સ્કૉટલોકોનું ૪૦૦૦૦ માણસ ઇંગ્લાંડપર ઉતરી આવ્યું હતું તેને સાથે લઈ યોર્ક શહેરને ઘેરો ઘાલ્યો. સામી તર્ફથી રાજકુંવર રૂપર્ટ ૨૦૦૦૦ માણસ લઈ ધાઈ આવ્યો, અને ઘેરો ઉઠાવવાની જરૂર પાડી. આ ફત્તેહથી ફુલાઈ જઈ આ પરમોત્સાહી રાજકુંવરે એક મોટું સદેહ નિવારણ યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. માર્સ્ટનમૂર નામના ક્ષેત્રમાં બંને લશ્કરોનો મેળાપ થયો, અને ખૂબ લડાઈ ચાલી, એ લડાઈમાં છેવટ પાર્લમેંટ પક્ષની સંપૂર્ણ ફત્તેહ થઈ. અને તેનું ખરેખરૂં માન ઓલિવર ક્રૉમ્વેલની ટુકડીને છે. એ ટુકડીમાં હતાં તો ૧૦૦૦ માણસ, પણ આ વિગ્રહમાં સામિલ થયા ત્યાંથી જ તેમણે પોતાનાં પરાક્રમવડે વજ્રબાહુ એવું નામ મેળવ્યું. આ યુદ્ધથી બધાની ખાત્રી થઈ કે ક્રૉમ્વેલ કોઈ અપૂર્વ સેનાની છે. આ ફતેહથી યોર્ક (જે એ વેળા લંડનથી જ ઇંગ્લાંડમાં ઉતરતા દરજ્જાનું શહેર હતું

ને ) તથા ચૂકેસલ પાર્લમેંટને હાથ આવ્યાં, અને એમ થવાથી ઉત્તર ભાગમાં તો એની સત્તા સર્વોપરી સ્થપાઈ ચૂકી.

પણ દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં કેટલાક વખત સુધી રાજાની ચડતી થઈ. તેણે વૉલર અને એસેકસનાં લશ્કરોને છુટાં પાડી એક પછી એક બંનેના હાલહવાલ કરી નાખ્યા, અને સ્કોટલાંડમાં પણ રાજપક્ષની એક જીત થયાના સમાચારથી વધુ ઉશ્કેરાઈને લંડન ઉપર ધસારો લઈ જવાનો નિશ્ચય કર્યો. આ વેળા સ્કૉટલોક તો ન્યૂકેસલને ઘેરવામાં રોકાયા હતા, પણ બાકીનો ફોજ જે પ.છી વળી હતી, અને જેને એસેકસના સેનમાંના બચેલા સિપાઈઓ આવી મળ્યા હતા, તે લંડનનો માર્ગ રોકી રાજાની રાહ જોતી ન્યૂબેરી આગળ ઉભી રહી. આ લડાઈમાં રાજાના ઘોડેસ્વારોએ ઉછળી ઉછળીને ધસારા કર્યા, પણ પાર્લમેંટની ટુકડીઓ જેમાં પેલા વજ્રબાહુ પણ હતા, તે જરા પણ લચી નહિ. એસેકસના સિપાઈઓ ગઈ આબરૂ પાછી મેળવવા મરણીયા થઈ લડ્યા, અને જે તોપખાનું ખોયું હતું તે આ વેળા પાછું હસ્તગત કરી લીધું. રાજાનું કાંઈ જ ફાવ્યું નહિ, ને એના લશ્કરમાં ભારે ભંગાણ પડયું. રંગ એવો હતો કે જો જુસ્સાથી એની પુઠ લીધી હોત તો રાજસેના પાયમાલ થઈ જાત. ક્રૉમ્વેલે વીનવી વીનવીને કહ્યું કે મને એક મારી જ ટુકડી સાથે દોડ કરવા દો, પણ સેનાપતિ મેંચેસ્ટર હરગીસ એકનો બે થયો નહિ.

ક્રૉમ્વેલે આકળા થઈ પૂછ્યું કે શું તમે રાજા છટકી જાય એમાં જ રાજી છો ? તમે એને સંપૂર્ણ જીતતાં બીહો છો ? મુત્સદ્દી મૅંચસ્ટરે ઠંડે પેટે જવાબ દીધો કે ભાઈ, આપણે એને સંપૂર્ણ જીત્યો, તોપણ એ કંઈ રાજા છે તે ફીટી જવાનો નથી, અને જો એ જીત્યો તો તો આપણે રાજદ્રોહી દાખલ સુળીને જ લાકડે લટકીએ. એનો પ્રત્યુતર ક્રૉમ્વેલે રોકડો જ પકડાવ્યો કે હું તો, જો લડાઈમાં રાજા સામો મળે, તો જેમ બીજાને તેમ એને પણ મારી પીસ્તોલથી ઠાર કર્યા વિના રહું નહિ જ.

**મનનું ઢચુપચુ.**—આ લડાઈની મંદગતિનું કારણ શું હશે તે તમને ઉપલા બનાવથી કંઈ સમજાયું હશે. આ જ કારણથી ત્રણ ત્રણ વરસ લડાઈ ચાલી, હજારો માણસ કપાઈ ગયા, ને પૈસે ટકે બધો દેશ ખુહાર થઈ ગયો, તોપણ એ લડાઈનો અંત આણી શકયો નહિ. એ બાબતમાં ઘણા ઈંગ્રેજી ઇતિહાસકર્ત્તા બન્ને પક્ષના સેનાપતિઓનો વાંક કાઢે છે તે વાજબી છે, પણ તેનું ખરૂં કારણ મનનું ઢચુપચુ એ જ હતું. ઢચુપચુ સેનાપતિઓને જ નહિ, પણ સઘળાં માણસને થયા કરતું હતું, બંને પક્ષે તરવાર કાઢી ખરી, પણ પૂર્ણ જોશથી કોઈનો પણ હાથ ઉપડતો નહતો, કેમકે સંપૂર્ણ જીત જો મળી તો પછી કરવું શું તેની કોઈને સુઝ પડતી નહોતી. પાર્લમેંટવાળામાંના પણ ઘણાખરાના હૃદયમાંથી રાજભક્તિ હજી કાંઈ શૂન્ય થઈ નહોતી, અને રાજા વિના જ રાજ ચલાવી લેવાનો વિચાર તો હજી કોઈના સ્વપ્નમાં પણ આવતો નહોતો. કારણ આજ રાજા પકડાયો, ને તોપણ જો પાર્લમેંટની માગણી કદાપી ન જ કબુલ કરી, તો પછી એને કરવું શું? એ વિચાર સઘળા પાર્લમેંટ પક્ષના અગ્રેસરોને મૂંઝવી તેમનો ઉત્સાહ શિથિલ કરી નાખતો હતો. તેમજ રાજપક્ષવાળાને પણ એવા જ અગર જો જુદી જાતના, સંકલ્પવિકલ્પથી નિરુત્સાહ આવી જતો. તેઓ ધર્મ સમજી રાજા તર્ફ ગયા હતા, તોપણ તે જાણતા હતા કે એ રાજા મહા જુલમી છે, હડહડતો જૂઠો છે, એને સંકોચમાં રાખવાની જરૂર છે, અને જો એની પરીપૂર્ણ ફતેહ થઈ તો પછી એ કોઈના હાથમાં રહેવાનો નથી. તેમજ તેઓ પાર્લમેંટની વિરુદ્ધ પડયા હતા ખરા, તોપણ એ પદ્ધતિ તર્ફ તો તેઓની મમતા જરાએ ઓછી થઈ નહોતી. અને પાર્લમેંટ વિનાનું રાજ તેમને રાજા વિનાના રાજ જેવું જ વિપરીત ભાસતું હતું. બંને પક્ષના મનમાં એમ હતું કે અતિપર જવું નહિ, પણ ભય બતાવીને જ સામાને ઠેકાણે આણવા. આવી જ્યાં મનની વૃત્તિ, ત્યાં પછી ઉત્સાહયુકત કર્મ શી રીતે થાય? ટુંકામાં જૂના

વિચારનાં માણુસને મોટું નવતર પગલું ભરવાનો પ્રસંગ આવી પડે છે, ત્યારે જે સ્વાભાવિક સંકોચ લાગે છે તે આ સમે બંને પક્ષને લાગતો હતો.

પણ એ સઘળો સંકોચ યુદ્ધનીતિથી ઉલટો જ હતો, અને તેમ હોવાથી યુદ્ધનું પરિણામ કદી પણ સારૂં નીપજે નહિ. એ સઘળા સંકલ્પવિકલ્પ તો યુદ્ધ આરંભવા પહેલાં કરવાના છે. અગાઉ વિચાર કરવો જોઈએ કે આ યુદ્ધના લાભાલાભ શા છે, અને શાંત ચિત્તે એમ વિચાર કરતાં લાભ વધારે દીસે તો જ યુદ્ધ આરંભવું. પણ યુદ્ધ આરંભ્યા પછી તો અલાભના વિચાર કોરાણે નાખી નિડરપણે ધૂમ્યા રહેવું, એ જ ડહાપણ અને એ જ ક્ષત્રીવટ છે. લડાઈમાં અલાભને સંભારવા એ અધમ કાયરપણું છે; અને તેથી નુકસાન જ થાય છે, એ તો આપણે આ વિગ્રહની ત્રણ વરસની તવારીખ ઉપરથી સાફ જોઈ શકીએ છીએ. જો એક પક્ષે પણ સંપૂર્ણ દઢતા રાખી હોત તો આ દેશવિગ્રહ ક્યારનો પતી ગયો હોત, અને રાજપદ્ધતિમાં પણ પાછળથી જે ખરાબી થઈ તે થાત નહિ એમ અમે ધારીએ છિયે.

પણ બનાવો બન્યા પછી તેપર ટીકા કરવી એ સહેલ છે. સમાપર સમાનું કાર્ય શું છે તે જાણવામાં ખાસ અસાધારણ બુદ્ધિની જરૂર છે. આખા ઈંગ્લાંડમાં આ સમે એ સમજ ક્રોમ્વેલમાં જ હતી. આ વેળા એને બહાર પડી બધાને આરસીની માફક દેખાડ્યું કે આમ કરવાથી તમારો દહાડો વળવાનો નથી, અને પરિણામે પાર્લમેંટની ચાલુ યુદ્ધનીતિ રીતિ તદન ફેરવાવી નાંખી, કેમકે હેમ્પડન અને પિમના મરણ પછી પ્રજાપક્ષમાં એનું વજન સર્વોપરી થઈ ગયું હતું—કેમ જાણે પાછલા સમયની એ મૂર્તિઓએ આ યુદ્ધકાળની મૂર્તિ જે ક્રોમ્વેલ તેને સમજીને જ માર્ગ અ પ્યો હોય!

માટે હવે તો ક્રોમ્વેલ કોણ હતો તે જ પ્રથમ લખવું જોઈએ,

કેમકે હવે પછી લગભગ દોઢ દાયદા સુધી ઈંગ્લાંડના સઘળા ઐતિહાસિક બનાવોનો મુખ્ય નાયક એ જ છે.

**ઓલીવર ક્રોમ્વેલ** ઇ. સ. ૧૫૯૯ માં જન્મ્યો હતો. એનું કુળ ઊંચું અને માની તર્ફથી હેમ્પડન સાથે સંબંધ ધરાવતું હતું. એ વેલો જ્યેષ્ઠ પુત્રનો નહોવાથી તેમની પાસે ઘણી ઝાગીરબાગીર તો નહોતી, પણ ખાતાપીતા આબરૂદાર હતા. કુળને અનુસરતી એને ઊંચી કેળવણી આપવા માંડી હતી, બાપ મૂવાથી કેમ્બ્રિજની પાઠશાળા અધવચ્ચ છોડી એને પાછા આવી ઘેર રહેવું પડયું. નાની ઝાગીર પર કુટુંબનો નિર્વાહ બરાબર ચાલતો નથી એમ જોઈ, બીજે ગામ ઇજારો રાખી એ જમીન ખેડાવવા ત્યાં જઈ વસ્યો.

એનો બાપ અને ત્રણ કાકા ઈલિઝાબેથના વખતમાં પાર્લમેંટના સભાસદ હતા. એ પહેલ વહેલો ઇ. સ. ૧૬૨૮ માં ચુંટાયો. ટુંકી લાંબી પાર્લમેંટમાં એ કેમ્બ્રીજની તર્ફથી આવ્યો હતો. આ સમે એનો દેખાવ એક નજરે જોનાર લખી ગયો છે તે ઉપરથી જણાય છે કે શરીરે કદાવર, ફુલેલા રતુમડા ચહેરાનો, ગામડીઓ પોશાક પહેરનાર, સુઘડાઈનો બેપરવાહ, તીણા કઠોર અવાજનો પણ જુસ્સાદાર ભાષણ કરનારો હતો. અત્યારથી જ એના બોલવા ઉપર બીજા સારૂં લક્ષ આપતા; પણ એનો ખરો પ્રતાપ બોલીને નહિ પણ કરી બતાવીને જ પૂર્ણ પ્રકાશવાનો હતો. એનો સ્વભાવ જન્મથી જ ગંભીર ને ઉદાસી હતો, અને તે કાળવર્તમાનથી નિરંતર વધતો ગયો. જુલમથી કંટાળી તે એકવાર દેશત્યાગ જ કરવા તત્પર થયો હતો તે તો આપણે પાછળ કહી ગયા છીએ, પણ પ્રજાવિગ્રહ જાગ્યો કે એને એનું કર્તવ્ય પ્રાપ્ત થયું. હવેથી એના આત્મામાં પરમોત્સાહ વ્યાપી રહ્યો, અને પરમેશ્વરે જે અસાધારણ બુદ્ધિ એનામાં મુકી હતી તે દીન પરદીન વધારે ને વધારે ઝળકાટથી જ પ્રગટ થવા લાગી.

આ વેળા ક્રોમ્વેલની ઉમ્મર ૪૦ વર્ષની થઈ ગઈ હતી. આજ

પર્યંત લશ્કરી કામનો એને જરા પણ અનુભવ નહોતો. પણ જ્યાં જન્મનો જ સંસ્કાર છે ત્યાં તેની આગળ બાપડા અનુભવસંસ્કારનું શું લેખું ? લશ્કરી કામ તરફ તેણે નજર કરી કે તર્ત જ એને માલમ પડ્યું કે રાજસેના શા કારણથી આટલી ચઢીઆતી છે અને શું કર્યું હોય તો પાર્લમેંટનું લશ્કર તેથી પણ સવાયું નીવડે. એસેક્સ જેવા સેનાપતીઓ જન્મથી લશ્કરી કામમાં કૂટાતા હતા, તેને જે વાતની જરાએ સમજ પડી નહોતી, તે આ ખેડુત ઇજારદારને નજર નાખતાં તરત જ સમજાઈ ગઈ. એણે હેમ્પડનને લખ્યું કે " આ બિચારા તમારા બકાલીઆ કલાલીઆ તે ટેડા રાજપુતોની આગળ શી રીતે ટકી શકે ? એ ખરૂં કે ખાનદાન બચ્ચા આપણા લશ્કરમાં આવતા નથી પણ ત્યારે બીજા પણ તેવા જ ધીરવીરોને ખોળી કાઢવા જોઈએ. એ રાજપુત બચ્ચાની ટેડાઈ સામે ધર્મનું ઝનુન ઉભું કરો અને પછી જોઈ લ્યો કે, કેવો રંગ જામે છે. " આ બોલ જ એની અસાધારણ સૂક્ષ્મદષ્ટિ તથા વ્યવસ્થાબુદ્ધિ બતાવી આપે છે. વાત ખરી છે કે માણસ નીડર થઇ લડાઈના મેદાનમાં ઘૂમે છે, તે આબરૂની ખાતર કે ધર્મના જુસ્સાથી; અને તેમાં પણ ધર્મનો જુસ્સો એવો છે કે તેથી માણસ મૃત્યુને તુચ્છ ગણતાં શીખે છે.

આ રીતે ક્રોમ્વેલની વ્યવસ્થાબુદ્ધિ પ્રથમથી જ જણાઈ, પ્રસંગ મળતાં જ લશ્કરી બુદ્ધિ સઘળે ઠેકાણે દીપી નીકળી, 'અને હવે એની રાજપ્રકરણી બુદ્ધિ બહાર પડવાનો વખત પાસે જ હતો. ન્યૂબેરીના યુદ્ધમાં એના પરાક્રમી શસ્ત્રને સેનાપતિએ કેવી મૂર્ખાઈથી રોક્યાં, અને તેથી એ બંને વચ્ચે કેવી બોલાચાલી થઈ તે આપણે કહી ગયા છીએ. પાર્લમેંટમાં આવી એણે એ બધું ભોપાળું ઉઘાડું કરી નાખ્યું, ને સાફ કહ્યું કે આ તમારા હાલના સરદારો પોતાની જીતથી જ બીહે છે. જેનું કામ જે કરે, લશ્કરી કામમાં તમારા આ મુત્સદીયા સભાસદોથી કાંઇપણ વળવાનું નથી, એ નિશ્ચય કરીને જાણજો. પણ યાદ રાખજો કે એમ કરવાથી આખો દેશ કંટાળી પાર્લમેંટ નામનો પણ અભાવો

ખાઇ જશે. આ વાત ઘણાની નજરમાં ઉતરી અને પાર્લમેંટમાં ભારે ઝગડો જામ્યો. છેવટે એવો ઠરાવ થયો કે પાર્લમેંટના સભાસદથી સેનાપતિનું કામ કરાય નહિ. આ બહાને એસેક્સ વગેરેને રૂખસદ મળી, અને સર થોમસ ફેરફેક્સ પાર્લમેંટના તમામ લશ્કરનો સેનાધિપતિ નીમાયો એણે ક્રોમ્વેલને પોતાના મદદનીશ દાખલ માગી લીધો, અને એ પાર્લમેંટનો સભાસદ હતો તોપણ એને તો ત્યાં જવાની છૂટ મળી.

**નવી સેના** ઉભી કરવાની જે સૂચના ક્રોમ્વેલની હતી તે હવે અમલમાં આણવતાં કાંઈ ઝાઝી મહેનત પડી નહિ. સિપાહીઓની ફરીથી ચૂંટણી શરૂ થઈ, અને તેમાં ક્રોમ્વેલના વિચાર પ્રમાણે ધર્મ અને સ્વતંત્રતા ખાતર જીવપર આવેલા માણસોને જ પસંદ કરવામાં આવ્યા. એની બધાને એ જ ટોકણી હતી કે " જમાદાર નીમવામાં બહુ જ કાળજી રાખજો. જો તે સાચા પૂરેપૂરા ધાર્મિક હશે તો તેના હાથ નીચે બીજા ધાર્મિક જનો આપોઆપ આવીને ઉભા રહેશે. યાદ રાખજો કે થોડા પણ ખરા ભક્તો મોટા ટોળા કરતાં બહુ કામના છે." આ રીતનું ૨૦૦૦૦ માણસ ભેગું કરવામાં આવ્યું, અને તેને ક્રોમ્વેલે સખ્ત કવાયતમાં પલોટ્યું. આ "ભક્ત જનો"ની સેના સર્વ પ્રકારે વિચિત્ર હતી. બીજાં લશ્કરોમાં જેમ ઘણાખરા માણસો મોજીલા સ્વભાવના હોય છે તેમ અહિંયા સર્વે વૈરાગ્ય બુદ્ધિના હતા. અહીં જ્યારે સિપાઈઓ કૂચ કરે ત્યારે ઉછળતા ખ્યાલટપ્પાને ઠેકાણે ગંભીર ભજનો ગવાતાં. છાવણીમાં પણ જ્યાં જુઓ ત્યાં નાચરંગને ઠેકાણે ઈશ્વરસ્તવન કે ધર્મોપદેશ સાંભળનારાની જ મંડળીઓ મળેલી માલમ પડે. વ્યસનપાણી, ગાળંગાળી, મારામારી કે જુગારનું તો આ સેનામાં મૂળ જ શોધ્યું જડે નહિ. આ સિપાહીઓની બોલીચાલી કે પોશાકમાં લાલાઈનું તો નામે મળે નહિ. ટોલકા જેવાં બધાનાં માથાં, વિચિત્ર લુગડાંલત્તાં, હાસ્ય તો જાણે સ્વપ્નમાં પણ જાણ્યું નહોય એવાં મોઢાં, અને વાત કરતાં ઘેર

જેવા ખોખરા સાદે બાઇબલનાં વચને અશુદ્ધ વાણીએ ઉચ્ચારતા આ સિપાહીઓ એક હસામણો દેખાવ આપતા હતા; તેમાં જ્યારે તેઓ ભજનની ધુન સાથે શત્રુપર ધસારો કરતા, ત્યારે તે જોવા જેવું જ થઈ રહેતું. ટુંકામાં આ લોકનો દેખાવ, બોલીચાલી, તથા સઘળું જ એવું વિચિત્ર હતું કે તેમને જોઈ કોઈપણ ધારે નહિ કે આ સિપાહ બહાદૂરોની છાવણી પડી હશે. તે એમ જ ધારે કે આ તો કોઈ ભગતડા ભેગા થયા છે. પણ એ ભગત તો બીજાના રગત કાઢે એવા હતા. એનો જુસ્સો સ્થાયી ને અડગ હતો. એ તો મારે કે મરે એવા જ હતા. એમના આગળ પેલા આશાતૃષ્ણા ભરેલા અમીરબચ્ચાની કૃત્રીમ ટેક ક્યાં સુધી ચાલી શકે? આ તો રણક્ષેત્રમાં મરતી વેળા "ઓ ઇશ્વિર હું મારૂં કર્તવ્ય કરી તારી હજુરમાં આવું છું" એમ બોલી આનંદભેર પ્રાણ છોડતા, અને પેલાને મુખે "હે પ્રિયા, છેલ્લી સલામ" એવા આશાભંગના બોલ જ ગદ્‌ગદિત કંઠે સંભળાતા. આ નવું સેન ઊભું થયું તેની સાથે જ આ બધી લડાઈ ઓનો અંત આવી રહ્યો એમ કહીએ તો તેમાં કાંઈ ખોટું નથી.

**પ્રજાવિગ્રહની સમાપ્તિ.**—આ લડાઈનું વર્ણન ન્યૂબેરીના યુદ્ધ સુધી આપણે કરી ગયા. પછી શિયાળો પાસે આવવાથી લડાઈ બંધ પડી, ૧૬૪૫ ની વસંતઋતુ બેસતાં નવી સેના તૈયાર થઈ રહી. આ ભગતડા શું કરવાના છે એમ ધારી રાજા મલકાતો હતો અને એવામાં સ્કૉટલાંડ ખાતે સ્વપક્ષી મૉન્ટ્રોઝની ફત્તેહના સમાચાર મળવાથી એણે એકદમ વિષ્ટિઓ બંધ પાડી ઉત્તર તર્ફ પ્રયાણ કર્યું; લીસ્ટર ઉપર હુમલો ચલાવ્યો, ચેસ્ટર ઘેરામાંથી છોડવ્યું અને પૂર્વ તર્ફનાં સઘળાં પ્રગણાંને થથરાવી મૂક્યાં. ફેરફૅક્સ જેણે રાજા પાછો વળે એમ ધારી ઑકસફર્ડ ઉપર ઘેરો ઘાલ્યો હતો તે આ વર્તમાન સાંભળી ત્યાં દોડયો આવ્યો. રાજાની સાથે મુકાબલો થવાની અણીપર ક્રૉમ્વેલ પણ ત્યાં આવી પહોંચ્યો. નૉર્ધમ્પટની વાયવ્ય દિશાએ નેઝબી આગળ બંને લશ્કરોનો મેળાપ થઈ ગયો. ક્રૉમ્વેલ

લખે છે કે, "આ પ્રસંગે મારા મનમાં એ જ વિચાર થયા કરતો હતો કે આ અમીરઝાદાઓની સામે આપણે અજાણ્યા ગામડીયા શું કરી શકીશું? પણ પરમેશ્વર મોટો છે, અને તે તરણાનો મેરૂ ને મેરૂનું તરણું પળવારમાં કરવાને શક્તિમાન છે, માટે બોલો જશ તેના અને સઘળા સારા વાનાં થશે. અને થયું પણ તેમ જ." આ યુદ્ધ બંને પક્ષે મહા ધીટપણે ચલાવ્યું. એક તર્ફ આ પક્ષ જીતે તો બીજી તર્ફ પેલો. અને બહુ લોહી વહ્યું, પણ આખરે રાજાની પુરેપુરી હાર થઈ. રાજાનો તમામ દારૂગોળો, ૫૦૦૦ હજાર માણસ શરણ થયું. રાજા જીવ લઈને પશ્ચિમ તર્ફ નાઠો અને તેની પાસે બે હજાર માણસ હતું. (જ્યૂન ૧૬૪૫.)

આ એક લડાઈથી જ બધું થઈ ચુકયું, હવે રાજાના નસીબમાં નાસભાગ રહી. થોડા માસમાં હારીને રૂપર્ટે બ્રિસ્ટલ સ્વાધીન કરી દીધું. અને માત્ર થોડી આશા સ્કોટલાંડ તરફથી રહી, જ્યાં ગુલ થતા દીવાની માફક રાજપક્ષે બેચાર હાલ સારા ઝબકારા માર્યા. પણ પાર્લમેંટના એક સેનાપતિએ ત્યાં સપ્ટેમ્બર માસમાં જઈ મોનટ્રોસનું બળ છેક તારાજ કરી નાખ્યું. રાજા નિરાશ થઈ ઓકસફર્ડમાં ભરાઈ ગયો અને ફેરફેક્સ ચડી આવે છે એવું સાંભળતાં એનો જીવ જ ઉડી ગયો. પાર્લમેંટ તર્ફ ચિઠી મોકલી હતી તેનો કાંઈ જવાબ મળતો નહોતો. આખરે એણે નિશ્ચય કર્યો કે સ્કોટલાંડ જે પોતાની જૂની રૈયત અને પાર્લમેંટમાં જે નવા મતનું પ્રબળ વધી ગયું હતું તેના પ્રતિપક્ષી હતા, તેને શરણ થવું. તે વેશ બદલી નાઠો અને સ્કોટ છાવણીમાં આવી પહોંચ્યો. (૫ મી મે ૧૬૪૬.) તેમણે રાજાને સારી માનપ્રતિષ્ઠા આપી. પણ એની પાસે ઇંગ્લાંડ અને ડબ્લીનમાંના તમામ લશ્કરપર પાર્લમેંટને શરણ થવાના હુકમ લખાવી લીધા. પછીથી ન્યુકેસલ જઈ તેઓ પાર્લમેંટ સાથે કોલકરાર ચલાવવા મંડી ગયા, અને આખરે પગાર તથા ખર્ચપેટે ૪ લાખ પોંડ લઈ તેને પાર્લમેંટના હાથમાં આપીદીધો. (૩૦ મી જાન્યુઆરી ૧૬૪૭)

આ રીતે રાજાની સામેની લડાઈ તો પૂરી થઈ. રાજપક્ષ પણ ભોંય-સાથરે પડયો હતો. આ સાથે પાર્લમેંટ જો એકસંપ રહી શકી હોત, તો પ્રજાસ્વાતંત્ર્યને અનુસરતું જેવું રાજ્યબંધારણ રહાત તેવું તે સ્થાપન કરી શકત. પણ પાર્લમેંટમાં ક્યારના બે પક્ષ પડવા માંડયા હતા, અને તે હવે રાજા તરફથી નિશ્ચિંત થતાં જ સામસામા ખુલ્લી તડાતડીપર આવ્યા.

**પાર્લમેંટ પ્રેસ્બિટેરિયન** મત તરફ ઢળવાનું કારણ રાજકીય જ હતું એમ હતું એમ નથી. રાજ્યધર્મમાં બિશપ લૉડે ગડબડાધ્યાય દાખલ કરી દીધો હતો, તે ઇંગ્લાંડની ઘણીખરી પ્રજાને કેવળ નાપસંદ હતો. અને તેથી જ્યારે પાર્લમેંટ રાજાની સામે લડાઈનો ઝુંડો ઉઠાવ્યો, ત્યારે એનો એમ તો વિચાર જ હતો કે ઈલીઝાબેથના વખતમાં જેવો એપિસ્કોપલ માર્ગ ચાલતો હતો તેવો હવેથી પાછો સ્થાપન કરવો. એપિસ્કોપલ માર્ગના ઘણા લોકોના મનમાં પણ એટલું જ હતું કે દીક્ષાવિધિ કાયદાની રૂએ ઘણાં વર્ષથી ચાલ્યો આવ્યો છે તો ભલે ચાલ્યા કરે. તેથી જો પાર્લમેંટ રાજાની સામે ઉઠી તે વેળા દીક્ષિતો ( બિશપો ) પ્રજાપક્ષમાં રહ્યા હોત તો સંભવિત છે કે રાજ્યધર્મ જોઈતા ફેરફાર સાથે એપિસ્કોપલ જ પાર્લમેંટે કાયમ રાખ્યો હોત. પણ એ દીક્ષિતો જે આ સઘળી લડાઈના મૂળ હતા તેને તો રાજાનો પક્ષ ખેંચ્યા વિના ચાલે જ કેમ? તેમણે તો મોટા જુસ્સાથી રાજાનો પક્ષ પકડયો અને રાજા સામે કોઈ પણ કારણસર હથીઆર પકડવાં એ મોટામાં મોટું પાપ છે એવો જે તેમનો આધુનિક મત તે આ વેળા બમણી બૂમો પાડી દેશમાં પોકારવા લાગ્યા. જે પ્રજા સ્વતંત્રતા માટે રાજા સામે તલવાર કાઢીને હોંસભેર ઉઠી જ હતી તેને આવા ગુરુ તે કેમ પણ પાલવે? નહિ જ, અને તેથી એ દીક્ષિતોને પદભ્રષ્ટ કરી રાજ્યધર્મની વ્યવસ્થા કરવા પાર્લમેંટે એક જુદી કમિટી નીમી હતી.

દીક્ષિતોના હક બાદ કર્યાથી જૂના એપિસ્કોપલ પંથમાં આ

પ્રેસ્બિટેરિયન માર્ગમાં થોડો જ ફેર રહ્યો. તે ફેર પણ ઘણા લોક એમ સમજતા હતા કે ભાગે તો સારૂં; કેમકે એમ થવાથી ઈંગ્લાન્ડનો રાજ્યધર્મ યૂરોપ માંહેલા બીજા પ્રોટેસ્ટંટ માર્ગોને વધારે મળતો થાય. આ રીતે ઘણાની વૃત્તિ પ્રેસ્બિટેરિયન પંથ તરફ વેગથી ગતિ કરતી હતી. એવામાં સ્કોટલોકની મદદ જરૂરની થઈ પડી, અને તેઓ તો ધર્મ પહેલો ને બીજી વાત પછી એમજ લઈ બેઠા. ત્યારે ઈંગ્લાંડની પાર્લામેંટે વધારે કાંઈ પણ આનાકાની કર્યા વિના તેમનો પંથ થોડા જ ફેરફાર સાથે કબુલ રાખ્યો. (ઈ. સ. ૧૬૪૩.) પહેલો જ હુકમ એ કર્યો કે પાર્લમેંટના સઘળા નોકરોએ કોવેનંટ ઉપર સહી કરવી જોઈએ, અને ન કરે તેને કાઢી મૂકવા. બીજા પંથીઓ સામે ધર્મઐક્યના જે જૂના કાયદા તે સખ્તીથી લાગુ પાડવા લાગ્યા. ધર્મ સબંધી જુલમ કરવામાં આ પાર્લમેંટ પણ રાજા જેવી જ નીવડી, અને પોતાના ક્રૂર ધર્માવેશમાં બિશપ લૉડ જેને કેદ તો ક્યારનો કર્યો જ હતો તેને તેની ૮૦ વર્ષની જૈફ ઉંમર સામું પણ ન જોતાં નિર્દયતાથી વિનાકારણ ફાંસીએ દીધો. ( ઈ. સ. ૧૬૪૫. )

**ધર્મની છૂટ.**—આ વાંચી કદાપિ તમે કહેશો કે પાર્લમેંટ ધર્મની છૂટ માટે તો પોતે લડવા નીકળી હતી અને તે જ બીજાને ધર્મની છૂટ ન આપે ? ધર્મની છૂટ ! એ વિચાર જ હજી તમામ ઈંગ્રેજોની સમજ બહાર હતો. પોતા ઉપર ધર્મનો બળાત્કાર થવાથી પાર્લામેંટે રાજદ્રોહ કરતાં પણ આંચકો ખાધો નહિ એ વાત ખરી. તોપણ મનુષ્ય જાતને ધર્મની છૂટ જોઈએ એવો વિચાર તો તેના સ્વપ્નમાં પણ હતો નહિ. આપણે પાછળ એક ઠેકાણે કહી ગયા છીએ કે ધર્મની છૂટ એ પ્રોટેસ્ટંટ પંથનું ખાસ લક્ષણ જ હોવું જોઈએ એમ છે. તોપણ એના આચાર્યો જેણે પરંપરાના માર્ગને ધિક્કારથી નકાર્યો તે જ પોતાનું કહ્યું તો બીજા પાસે બળાત્કારથી પણ મનાવવા સદા તત્પર હતા. અહો ! માનવબુદ્ધિની શી આડાઈ ! પોતા ઉપર ધર્મનો બળાત્કાર થાય ત્યારે તેને મહા અન્યાય ગણવો

અને બીજા ઉપર તો અન્યાય કરવો જ જોઈએ એમ માનવું ! અરે ! વળી માણસો ધર્મની છૂટમાં સમજતા થાય છે ત્યારે પછી પણ બીજાને તે આપવાનો વખત આવે ત્યારે કાંઈ ને કાંઈ બહાનાં જ* કાઢે છે. દુનીઆના ઇતિહાસમાં જ્યાં જોશો ત્યાં માલમ પડશે કે ચાલુ મતમાં સુધારો કરનારા પ્રથમ પોતાના ઉદયકાળમાં વિચારની છૂટને માટે અત્યંત પોકાર કરે છે, અને જ્યારે તેમનું બળ જામે છે ત્યારે તે જ સુધારકો પાછા બીજા ઉપર સામદામ વગેરે સર્વે ઉપરથી બળાત્કાર કરવા મંડી જાય છે. પોતાના મનને છૂટ ગણુતી વેળા જે જે તકરારો કરેલી તે તો બીજાને છૂટ આપવાનો વખત આવે છે ત્યારે ભૂલી જ જાય છે ! કેવું નવાઈ જેવું ? પણ એમજ છે તો પછી મારીને ધર્મ મનાવવો એવો જ દૈત્ય મત જે વેળા યૂરોપખંડમાં બધે ફેલાઈ રહેલો હતો, તે ધર્માંધપણાના કાળમાં ઇંગ્લાંડની આ પાર્લમેંટ બળાત્કાર વાપરે એમાં આપણે કાંઈ વિશેશ દોષ કાઢવા જેવું નથી. પણ હવે એની સામા ધર્મછૂટનો દૈવીમત ઉદય થવાની તૈયારી હતી. જેમ ઘણે ઘર્ષણે જ અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ યૂરોપમાં ધર્મોદ્ધારણ પછી પૂરાં સો વર્ષ સુધી લોકે ધર્મની ખાતર ખૂબ મારામારી ચલાવી ત્યારે જ તેમને ધર્મછૂટનો કાંઈ ઝબકારો થયો. આ ઊંચા નિર્મળ ન્યાયી મતને પ્રથમ યૂરોપમાં જન્મ આપવાનું માન વિચક્ષણ ને વિદ્વાનમાં ખપતા ઉપલા કે મધ્યમ વર્ગને નહિ, પણ ઇંગ્લાંડના પેલા નીચ અન્ય પંથીઓને છે, કે જેઓમાં જ શુદ્ધ પ્યૂરિટનપણાનું સર્વોત્તમ સત્વ આ વેળા જામી રહ્યું હતું.

* હાલ આ અનાસ્થિક ઓગણીસમા સૈકાનો ઉત્તરાર્ધ અધવારી ગયો છે, તોપણ આપણે જોઈએ છીએ કે એક માત્ર ધર્મના મતભેદને સારૂ ઞ્ડલોને પાર્લમેંટમાં કોઈ પેસવાદેતું નથી, અને એમ કરવાથી એના તથા એને પસંદ કરનાર આખા ગામના રાજકીય હક ડૂબે છે, તોપણ પ્રધાનમંડળથીએ તેને કાંઈ સહાય થઈ શકતી નથી.

નવું ઇંગ્લાંડ—આ સૃષ્ટિરચનામાં નઠારૂં પણ કાંઈ સારાને માટે છે. યુદ્ધનો કાળ ભયંકર છતાં કેટલાક અમૂલ્ય લાભ તેનાથી થાય છે. યુદ્ધનો કાળ એ માણુસની બુદ્ધિમાં અજબ ચાંચલ્ય આણુનારી વસ્તુ છે. જે વિચાર માણુસના મનમાં સો વર્ષે પણ ઉદી શકે નહિ, તે યુદ્ધકાળમાં પત્રકારાની સાથે આવી જાય છે. જે કામ કરવા જન્માન્તરમાં પણ વૃત્તિ થાય નહિ, તે કામ યુદ્ધકાળમાં એકદમ કરવાનું માણુસને સૂઝ પડે છે. જે કૃત્ય પહેલાં મહાનિષિદ્ધ મનાએલું, તે આ વેળા પરમવિહિત સમજાય છે. જે સિદ્ધાંતનું દિગ્દર્શન માત્ર પણ કોટિ પ્રયત્ને પમાઈ શકેલું નહિ તે સિદ્ધાંત યુદ્ધકાળને પ્રતાપે આપોઆપ સાક્ષાત્કાર થઈ જાય છે. અર્થાત્ યુદ્ધકાળમાં ભૂંડા તેમજ રૂડા પણ મહા મોટા અપૂર્વ બુટ્ટાઓ, વિચારો, પરાક્રમો અને કર્મો થાય છે; અને દેશની રાજકીય જ સ્થિતિ નહિ પણ માનસિક સ્થિતિ પણ બહુ જ બદલાઈ જાય છે.

ઇંગ્લાંડને પણ એમજ થયું. પહેલા પ્રજાવિગ્રહના ચાર જ વર્ષમાં ઈંગ્રેજોની મનો સ્થિતિ છેક બદલાઈ ગઈ, અને તેણે એવું વલણ પકડયું કે તે વખતથી જ હાલના ઇંગ્રેજોની વૃત્તિનીતિનો પાયો નંખાયો એમ કહીએ તો ચાલે. જૂનું ઇંગ્લાંડ ગયું અને નવું ઇંગ્લાંડ હયાતીમાં આવ્યું.

ઈન્ડિપેન્ડન્ટ પંથ.—નવા પંથોમાં ઈન્ડિપેન્ડન્ટ એટલે નિરંકુશ પંથીઓએ તો આ સમયજનિત સ્વતંત્રતાના સામાન્ય મનોભાવને સર્વ દિશામાં તેની પરિસીમાએ જ પહોંચાડી દીધો. તેઓ તો ધર્મ સંબંધી ને રાજ્ય સંબંધી સઘળા આધિપત્યનું મૂળ જ શોધવા બેઠા ગયા. તેમણે પૂછ્યું કે જેમ ધર્મ તેમજ રાજ્યવહીવટ પણ પ્રજાની ઈચ્છાને અનુસરતો જ શા માટે ન હોવો જોઈએ? એમાં પણ પરંપરાનો હક એકનો ક્યાંથી આવ્યો? માણુસ માત્ર ઈશ્વરે તો સમાન સરજ્યાં છે, અને એમ છે તો કોઈને પણ કોઈની ઉપર સત્તા ચલાવવાનો શો હક છે? ધર્મસમાજો જેમ ઘણેમતે ચાલે છે તેમ રાજ્યો પણ શામાટે ચાલે નહિ? રાજાનું કામ જ શું છે? રાજા હતો તો

ઈંગ્લાંડને હાલ આવાં દુઃખ સોસવાં પડે છે. માટે રાજાઓને કાઢી રાજ્ય તો પ્રજાસત્તાક જ સ્થાપવું જોઈએ. આ મત હાલ તો યૂરોપમાં સઘળાને જાણીતો છે, અને બલ્કે જમાનાનું વળણ પણ તે તર્ફ જ છે. હાલ જે રેડીકલ એટલે ઉચ્છેદક ટોળીના કહેવાય છે, તેમાંના કેટલાકના વિચાર તો એથી પણ સંસારને વધારે ઉથલપાથલ કરી નાંખે એવા છે. પણ આ તો ઓગણીસમો સૈકો છે. તે સમે તો ઈંગ્લાંડના લોકોનો નિરંકુશીઓનો આ મત એવો વિપરીત ભાસ્યો, કે તેઓ તેમને પરમ તિરસ્કારથી મહા અનાસ્થિક રાક્ષસો જ ગણવા લાગ્યા.

આવા છેક કાળવિરુદ્ધ રાજ્યસુધારાના વિચારથી નિરંકુશીઓ પોતે જ લોકમાં અળખામણા થઈ પડયા, એટલું જ નહિ, પણ તમામ અન્યપંથીઓથી પણ લોકો બીવા લાગ્યા, અને ધર્મછૂટની વાતમાં કેટલાકનો સમભાવ થવા આવ્યો હતો તે પણ જતો રહ્યો. તોપણ અન્યપંથીઓ આ સમે કોઇના દબાવ્યા દબે એવા નહોતા. તેમની સંખ્યા ઘણી વધી ગઈ હતી. તેમાંના કેટલાક તો પાર્લમેન્ટમાં બેસનારા હતા, અને તેમની ત્યાં નાની નાની પણ બળવાન ટોળીએ ક્રોમ્વેલના અગ્રેસરપણા હેઠે કયારના પ્રેસ્બિટેરિયનોને હંફાવવા માંડયા હતા. નવી સેનામાં દાખલ થવા આવનારને કોવેનંટ ઉપર સહી કરવાની ફરજ પાડવી નહિ એવી જે છૂટ પાર્લમેન્ટે મૂકી હતી તે નાચારીએ અને ક્રોમ્વેલના મહા આગ્રહને લીધે જ. તે વેળા પાર્લમેન્ટ પક્ષને લશ્કરી કામમાં સબળ કરવાનો ખરેખરો એજ રસ્તો હતો, અને તેમ કર્યું તો જ એ પ્રજાવિગ્રહનો નિકાલ આટલો વહેલો આવી ગયો. આ ગરજની વેળાએ જેમ પ્રેસ્બિટેરિયન પાર્લમેન્ટે અન્ય પંથીઓ તર્ફ નમતી દોરી રાખી, તેમ આ ફતેહ પછી પણ રહેમદીલથી કેટલીક ધર્મની છૂટ બક્ષી હોત તો આ બીજો પ્રજાવિગ્રહ કદી પણ ઉઠવા પામત નહિ. પણ તે તો ધર્મની છૂટ એ બોલથી જ ચીડવાઈ જતી હતી. તે તો રાજા સાથે લડી મરવારી કે તુર્ત જ ધર્મબળાત્કારના કાયદા અમલમાં આણવાનો

વિચાર કરવા બેઠી. અંદેશો માત્ર એને આ નવી સેના તર્ફનો રહેતો, કેમકે તે તદ્દન અન્ય પંથીઓથી જ ભરેલી હતી. માટે તે સેનાને રજા આપવાનો મનસુબો કર્યો. સિપાઈઓને લાગ્યું કે આ તો "ગુમડું ફાટયું ને વૈદ વેરી" એવું જ પાર્લમેન્ટ કરવા ધારે છે. તેમણે નિશ્ચય કર્યો કે ધર્મની છૂટ બાબત કાંઈ પાકો બંદોબસ્ત થાય નહિ, ત્યાં સુધી આપણે રજા લેવી જ નહિ, જોઈએ એ શી રીતે રજા આપે છે. જેની તલવાર વડે તો ઝુઝવું, તેની જોડે જ ટંટૂં તે કયાં સુધી ચાલે? સેના વીફરી અને તેની સાથે જ મતાંધ પાર્લમેન્ટ એકદમ ધૂળ ફાકતી થઈ રહી.

આ સેના પાછળથી ગમે તેવા મદોન્મત્તપણે વર્તી, પણ પાર્લમેન્ટ સાથના ઝગડામાં તેની પ્રથમ વર્તણુક તો વિનય ને મર્યાદાયુક્ત જ હતી. તેમની તર્ફથી ક્રોમ્વેલે પાર્લમેન્ટને વિનવી વિનવીને કહ્યું કે સાહેબો, એ લોક ભલા છે, એમણે નિમકહલાલીથી તમારી નોકરી ખૂબ બજાવી છે, પરમેશ્વરની ખાતર તેમને નાકિમેદ કરશો નહિ. જે માણસો પોતાના દેશકલ્યાણને અર્થે પ્રાણ આપવા તત્પર થયા, તે સુધર્મે જ ચાલનારા હશે એમ માનવું જોઈએ. બીજે પ્રસંગે એણે કહ્યું કે લશ્કરમાં તો સઘળા પંથવાળા સલાહ સંપથી રહે છે, અને એક બીજાને કાંઈ પણ કનડયા વિના પોતપોતાને જેમ ઉત્તમ લાગે તેમ ઈશ્વરભજન કરે છે. બધા ભલા ને ભક્તિશીલ છે. બહારનું રૂપ જૂદૂં હોય તો શું થયું? પણ ધર્મનું ખરૂં ઐક્ય એ જ છે. પણ પાર્લમેન્ટે કાંઈ વાત કાને ધરી નહિ. લશ્કરે એક દૃઢતાભરી અર્જી મોકલી ત્યારે તે કાંઈક ચોંકી, અને સિપાહીઓને સમજાવવા સારૂ ક્રોમ્વેલ વગેરે કેટલાકને મોકલ્યા. આ સેનાપતિઓએ બધાને ભેગા કરી કહ્યું કે તમે દરેક ટુકડી (કંપની) દીઠ બબ્બે સિપાઈ પસંદ કરીને મોકલો, અને તે સુબેદારો સાથે મળીને તમારે શું જોઈએ છીએ તેનો વિચાર કરશે. એનું નામ પંચાતીઆ એમ પાડયું, અને તે આગળ જતાં આખા દેશના ખરેખરા જ પંચાતીઆ થઈ પડયા. આ

પંચાતીઆઓએ હાલ તો ભેગા થઈ એક ડહાપણભરી જ અર્જી પાર્લમેન્ટ જોગ લખી કાઢી. તેમાં નમ્રતા અને ઘણી આજીજી સાથે આ ભક્તસેનાની વિનંતિ એજ છે કે " રાજ્યધર્મ તમને જે ગમે તે રાખો, પણ અમે જે સ્વતંત્રતાને માટે મરવા નીકળ્યા હતા, તે સ્વતંત્રતા કાંઈ તો અમને આપો. અમે ધર્મને બહાને અયોગ્ય છૂટ માગતા નથી; ઘણા મતે કંઈ બંધન રાખવું જરૂર જણાય તો તે પણ રાખો; પરંતુ અમને કાંઈક તો છૂટ આપો. અમે સિપાહીગીરી કરવા આ પ્રસંગે આવ્યા તેથી શું અમારા નગરવાસી દાખલના સઘળા હક જ જતા રહ્યા, કે અમારી દાદ કોઈ સાંભળતુ નથી ! " ને વાત પણ ખરી. એ લોક કાંઈ સાધારણ સિપાહી નહોતા. એમણે કાંઈ પેટની ખાતર તરવાર પકડી નહોતી. ઘણીવાર તો ગાંઠની ખીચડી ખાઈને નોકરી કરવી એમ તેમને બન્યું હતું. તેમ તેઓ કાંઈ રખડેલ નિરુદ્યમિ નહોતા. તેમના ઘણાખરા તો ઘરની ખેતીવાડી, દુકાન કે ધંધો છોડીને એ સેનામાં આવ્યા હતા, અને તે શા હેતુથી ? એ જ હેતુથી કે સ્વતંત્રતા, અને તેમાંપણ વિશેષે કરી.ધર્મની સ્વતંત્રતા માટે મરવું કે મારવું.

**લશ્કરી અમલનો આરંભ.**—આવા લશ્કરને દબવી પાર્લમેન્ટ કાંઈ પણ સાર કાઢે એ ધારવું જ અશકય છે. પણ તે ધર્મઘેલી હતી. રાજા પોતાને કબજે આવ્યા પછી તો તેને અપાર મદ જ ચઢી ગયો હતો. તકરાર કાંઈ પણ ન સાંભળતાં તેણે લશ્કરને રજા આપવાનો ઠરાવ કર્યો, અને પગાર લઈને તમે તમારે ઘેર જાઓ એવાં કહેણ કહાવી મોકલ્યાં. એ કહેણનો બધાએ ગુસ્સાભેર નકાર કર્યો, અને તે જ દહાડે જોઇસ નામનો એક પંચાતીઓ સપાટાબંધ રાજાને જ્યાં રાખ્યો હતો ત્યાં પાંચસો માણસની ટુકડી લઈ ચડી ગયો, અને રાજાને પાર્લમેન્ટના કબજામાંથી કહાડી લશ્કરના કબજામાં આણી મૂક્યો. ( ૪થી જ્યૂન ૧૬૪૭. ) બીજે જ દિવસે આખા લશ્કર

એકઠા મળી પ્રતિજ્ઞા લીધી કે પાર્લમેન્ટના હુકમથી આપણે આપણાં હથીઆર છોડવાં નહિ.

આ વેળા ક્રોમ્વેલ લંડનમાં હતો. લડાઈ બંધ થઈ ત્યારથી જ એણે પોતાનો લશ્કરી હોદ્દો છોડી દીધો હતો, પણ વચ્ચાળીઆ દાખલ એનો સંબંધ લશ્કર સાથે હતો ખરો. પાર્લમેન્ટને વહેમ આવ્યો કે આ બધી ફસ્કેરણી કરનાર એ જ છે, અને તેથી એની ઉપર રાજદ્રોહનું તહોમત મૂક્યું. એનો એણે અસરકારક જવાબ આપ્યો. પણ અહીંઆ રહેવું હવે સલામત નથી એમ એની ખાત્રી થવાથી તે રતોવાઈ નાશી લશ્કરને જઈ મળ્યો, જ્યાં દરેક સિપાહીએ તેને જોતાં જ હર્ષનાદ ઉઠાવી મૂક્યા. લશ્કરે ૧૦ મી જૂનને રોજ લંડન તર્ફ કૂચ કરવા માંડી. અને ત્યાંના નગરશેઠને કહાવી મોકલ્યું કે લડાઈ ને આરંભે જે દરખાસ્તો પાર્લમેન્ટે કરી હતી તેને અનુસરી રાજ્યનો બંદોબસ્ત અમે કરવા માગીએ છીએ. પછીથી તુર્ત જ પાર્લમેંટમાં અગિઆર પ્રેસ્બિટેરિયન આગેવાનો હતા તેમની ઉપર તહોમત મૂકી તપાસ કરવાનું કહ્યું. આ સાંભળતાં જ પેલા અગિઆર જણ દરિયાપાર નાઠા. આ જોઈ લંડનના દુકાનદારો જે બહુધા પ્રેસ્બિટેરિયન હતા, અને જેની સાથે રાજા પણ ખાનગી ખટપટ ચલાવી રહ્યો હતો, તેણે તોફાન ઉઠાવ્યું અને એમને પાછા બોલાવો એમ પોકાર કરતાં પાર્લમેંટ ઉપર ચડી ગયા. લશ્કર શહેરમાં પેઠું. સંરક્ષણાર્થે શહેરની આસપાસ કાંઈ છાવણી બાંધવા માંડી હતી તે તેમણે તોડી પાડી, અને સઘળું રાજ્યકાજ નિરંકુશપંથીઓને જ સ્વાધીન કરી દીધું. પાર્લમેંટ તો બિચારી આ જોઈ નરમ ઘેંસ જ થઈ ગઈ. પોતે લશ્કરની સામે જે જે ઠરાવો કર્યા હતા તે બધા તેમણે રદ કર્યા, અને હવેથી પાર્લમેંટનો અમલ જઈ ઇંગ્લાંડમાં ખરેખરો લશ્કરનો અમલ બેઠો.

તે છતાં હજી પણ લશ્કરનો વિચાર મર્યાદાસર જ હતો. હજી પ્રજાસત્તાક મતવાળાનું જોર લશ્કરમાં ઝાઝું નહોતું, અથવા હતું તો

સરદારોના હાથમાં છેક દબાઈ રહ્યું હતું. હજી બધા લશ્કરની ઉત્કંઠા એટલી જ હતી કે ધર્મની છૂટ મેળવવી, અને રાજ્યને થાળે પાડવું. રાજાને પકડી પોતાના કબજામાં રાખવાનો હેતુ પણ એ જ હતો કે પ્રેસ્બિટેરિયન પાર્લમેંટને પડતી મૂકી પોતાને અનુસરતી સંધી તેની સાથે કરી નાંખવી, અને એ અર્થે સેનાપતિઓનો તે વખતથી જ ભારે ઉદ્યોગ જારી હતો. ધર્મછૂટ બાબત તો જમાદાર જૉઇસે રાજાને પકડતી વખત જે કહ્યું હતું તે ખરેખરૂ નોંધી રાખવા જોગ છે. રાજાએ પૂછ્યુ કે મારી ઉપર ધર્મનો બળાત્કાર તો નહિ કરો ? ત્યારે એ બોલ્યો કે, " ધર્મનો બળાત્કાર તો કોઈની ઉપર પણ ન કરવો એ જ અમારો સિદ્ધાંત છે. તો પછી, મહારાજ, આપની ઉપર તેઅમે કરીએ જ કેમ ? ".

વિષ્ટિનો ખરડો તૈયાર કરવામાં તેઓ રાજાના મિત્રોની સલાહ લેતા, અને જો માલમ પડતું કે આ તો રાજા નહિ જ પસંદ કરે, તો તેટલું એ લોક મૂકી પણ દેતા. છેવટે તેમણે જે કરારો રાજાની આગળ રજુ કર્યા તે કેવળ મધ્યમપણાના હતા. તેમણે માગ્યું કે દશ વર્ષ સુધી સેના નૌકાદિનું ઉપરિપણું તથા મોટા અમલદારોની બહાલી બરતર્ફી પાર્લમેન્ટને જ સ્વાધીન કરી દેવી. રાજ્યધર્મ ગમે તે રાખો પણ ધર્મગુરુઓ પાસેથી બળાત્કાર ચલાવવાની સત્તા લઈ લેવી અને ફક્ત અમુક સાત જણ સિવાય બંને પક્ષના સર્વ લડનારાઓને સામાન્ય માફી આપવી.

આ કરતાં પાર્લમેંટની માગણી સો ગણી સખ્ત હતી જે કબૂલ રાખવામાં તો રાજાની ઇજ્જત જ નહોતી. અને તેથી તેણે તે કબુલ રાખી નહિ તે ઠીક કર્યું, પણ લશ્કરની સદરહુ માગણીઓ સામે વાજબી વાંધો થોડો જ લઈ શકાય એમ હતું. તે છતાં એણે તો તેનો પણ એટલો જ અભાવ બતાવ્યો. ખરૂં કહીએ તો એમાંથી કોઈ સાથે પણ વિષ્ટિ કરવાની દાનત જ રાજાને નહોતી. એ એની જુદી જ તજવીજમાં હતો.

**રાજાની તજવીજ** એ હતી કે બધાને વાતે વાહી ખાનગી

ખટપટ એવી ચોતર્ફ ચલાવતો કે પોતાને મદદ આવી મળે, અને આ ફુલડખોરી પાર્લમેંટ તથા લશ્કર એ બંને માર્યા જાય. પાર્લમેંટમાં જ્યારથી બે ફાંટા પડ્યા ત્યારથી તો એ રાહ જ જોયા કરતો હતો કે ક્યારે એ બંને વચ્ચે પૂરી ચકમક ઝરે કે મારૂં કામ થાય. એક કાગળમાં એ બંધીખાનામાં પડ્યો પડ્યો ધીરજથી લખે છે કે, હું આશા વગરનો નથી કે થોડા વખતમાં પ્રેસ્બિટેરિયન કે પછી ઇંડિપેન્ડન્ટ કોઈએ મારી તર્ફ ખેંચાઈ આવશે. એ બન્ને વચ્ચે સારૂં જુદ્ધ જામશે, અને જ્યારે એ એક બીજાને નિર્બળ કરી રહેશે, ત્યારે હું સહજમાં હતો તેવો પાછો રાજા થઈશ. જે વેળા નિરંકુશીઓ પણ દેશની સમાધાની ખાતર પોતાનો મમત્વ મૂકવા તૈયાર થયા હતા, તે વેળા રાજાએ જ આ પ્રમાણે વાંચ્છયું એ કેવું કહેવાય ?

પણ રાજા આ પોતાની સ્વાર્થી ગણત્રીમાં પણ મોટી ભૂલ કરતો હતો. એ વારંવાર બોલતો કે મારે એમની જરૂર છે તે કરતાં એ બંને પક્ષને મારી જરૂર વધારે છે. વધારે તો શું પણ જરૂર હતી ખરી. જૂની રાજપદ્ધતિને કાયમ રાખી દેશમાં પાછી સમાધાની કરવામાં એની સંમતિ અલબત્ત જોઈએ અને હજી સુધી આખા દેશની ઇચ્છા એ જ હતી કે રાજા, અમીર ને પ્રજા એ ત્રણે મળીને જે સંયુક્ત રાજ્ય ચાલ્યું આવે છે તેમાં તો કાંઈપણ ફેરફાર કરવો નહિ. તે છતાં રાજાએ જાણવું જોઈતું હતું કે હાલ તો દેશમાં આ નિરંકુશી સેના બળવત્તર છે, અને તેના વિચાર રાજ્ય સંબંધી શા હતા તે તો કોઈને અજાણ્યું નહોતું. કેમ કેમ કરતાં તો હાલ તેમના સરદારોએ તેમને દાબી રાખ્યા હતા. જો અધીરા થઈ એ શૂરવીર બગતો ઉપડ્યા તો પછી તેની આગળ રાજાનું, પાર્લમેંટનું કે એ સરદારોનું પણ શું ચાલવાનું હતું ? પરંતુ રાજા પોતાના મમત્વ આગળ આંધળોભીંત થઈ ગયો હતો. એનું ફળ શું થયું તે વર્ણવતાં પહેલાં આ મમત્વ વિષે કાંઈ કહેવું જરૂરનું છે.

રાજાનું મમત્વ છેક તિરસ્કાર કરવા જોગ તો નહોતું. એ મમત્વ

ધર્મબુદ્ધિના ઘરનું હતું, રાજાના અને દીક્ષિતોના ઈશ્વરી હક સંબંધી જે ધર્મમત હાલ ચાલતા હતા, તે ચાર્લ્સ પોતાના ખરા અંતઃકરણથી માનતો. આ બંને હકનું રક્ષણ કરવું એ મારી ખાસ ફરજ છે, એમ એને સમજાયું હતું. એ મતોનું અણુ માત્ર પણ ખંડન થાય એવી કબુલાત એને મોટા ધર્મભંગ જેવી જ ભાસતી. એ રાજસત્તા વધારવા મથેલો તે ફક્ત અભિમાન કે મદના કારણથી નહિ પણ તે ઈશ્વરદત્ત છે એમ સમજીને. એથી પણ વધારે આગ્રહ એને દીક્ષિત પક્ષનો હતો. છેવટની ઘડીએ પણ એણે ઘણામાં ઘણી ખેંચતાણ કરી તે એપિસ્કોપલ માર્ગને સારૂ જ. પાછળથી એના પક્ષવાળા "ગાઝીમહારાજ" કહીને ઘણા કાળ સુધી એને સંભારતા હતા તે તેમની સમજ પ્રમાણે અમને વાજબી લાગે છે. ચાર્લ્સ આ બે ધર્મમતનો ગાઝી જ હતો. એને આ ધર્મમત ગળાસાટે હતા, અને તે એણે ગળાસાટે જ રાખ્યા એ એની ભયાનક અવસાન અવસ્થા સાબિત કરી આપે છે. શૂળીએ ચડતાં ચડતાં પણ એ જે થોડા બોલ બોલ્યો તેમાં આ મતનો જ એણે પ્રતિબોધ કર્યો છે. શી ધર્મભ્રમણા! અહો, ધર્મભ્રમણા! તેં જગતમાં જેટલો દાટ વાળ્યો છે, તેટલો તો કામાદિ ષડ્રિપુએ પણ વાળ્યો નથી.

કબૂલ કરીએ છીએ કે ચાર્લ્સની આ ધર્મભ્રમણાથી તેનામાં કેટલાક મહા દુર્ગુણો પણ આવ્યા હતા. રાજાના હક ઈશ્વરી છે એ તેના મનમાં એટલે દરજ્જે પેસી ગયું હતું, કે તે વિરુદ્ધ હું કોલકરાર કરૂં તોપણ તે રદ બાતલ જ ગણાવા જોઈએ એમ એ સમજતો આ સમજથી જ એણે પોતાનો બોલ કદી પાળ્યો નહિ. બેવચનીમાં પોતે ખપ્યો અને છેવટે રાજા વિશ્ટિ કરવા જોગ જ નથી એમ ઠર્યું. "सत्यान्नास्ति परोधर्मः" એ જે સકળ નીતિ—ધર્મશાસ્ત્રનું તત્વ તેનો એણે જો ત્યાગ કર્યો તો તેનું જે ફળ થવું જોઈએ તે થયું જ, અને તે આ બિચારાએ પરિપૂર્ણપણે ભોગવ્યું. તોપણ એનું અંતઃકરણ તો પાપી નહોતું, માત્ર એની બુદ્ધિ આ અભાગિયા ધર્મમતોનો ભોગ થઈ પડી હતી. આ ગાંડા મત એને ધર્મરૂપ સમજાયા, અને ધર્મ

સમજીને જ એણે તે ગળાસાટે રાખ્યા.

વાત ખરી કે એને જેમ એ મત ગળાસાટે હતા, તેમ પ્રેસ્બિટેરિયનોને પ્રેસ્બિટેરિયન મત, અને નિરંકુશીઓને તેમના નિરંકુશી મત પણ ગળાસાટે જ હતા. એ ત્રણે પક્ષ ધર્મ સમજીને જ આ વેળા ઈંગ્લાંડમાં બાથંબાથા આવી ગયા હતા. પણ ત્યારે એમાં કોને કહી શકાય કે તમે તમારો ધર્મ છોડો? અને છોડે પણ કોણ? અને જ્યારે કોઈ પોતપોતાના ધર્મમાંથી ડગે નહિ, ત્યારે એનો ફડચો આ ભવમાં તો તલવાર સિવાય કોનાથી થઈ શકે એમ છે! એનું નામ જ ભાવિ કહેવાય છે, અને એવે પ્રસંગે કોઈને પણ દોષ દેવો એ મિથ્યા છે.

**ભગત સીપાહીઓની અકળામણ**—જ્યારે તેમની વિષ્ટિ રાજાએ લંબાવાની જ ગત માંડી, ત્યારે તેઓ તો બહુ આકળા થવા લાગ્યા. તેમની સ્થિતિ પણ આ સમે આકળા થવા જેવી જ હતી. રાજા તેમને ઉડાવ્યા કરતો હતો. પાર્લમેંટ તો તેમની વિરુદ્ધ જ હતી. અને એવામાં ચોતર્ફ બૂમો ઉડતી કે રાજા તેમનો ઘાટ ઘડાવવાને માટે પાર્લમેંટ સાથે, લંડનવાળા સાથે, સ્કોટલોક સાથે, અને આયર્લાંડના કૅથેલિકો સાથે પણ ખાનગી ખટપટ ધમધોકારે ચલાવી રહ્યો છે. પાછળથી દસ્તાવેજી પૂરાવે સાબીત થયું કે આ બૂમો ખોટી નહોતી. આ સાંભળી સિપાહીઓ હાથ પગ પછાડવા લાગ્યા અને અકળામણમાં અનેક વિચારને ઘોડે ચડયા. દેશસમાધાનીને ખાતર જ તેઓ રાજાને મનાવવા માગતા હતા. પણ જો તે આડો થઈને જ બેઠો છે તો તેને કોરે મૂકી આપણે પોતાની મેળ જ રાજ્યરચના શા માટે કરવી ન જોઈએ એમ એ સર્વના મનમાં આવ્યું. આ વિચાર આવવાની સાથે જ જણ જણ દીઠ જૂદા જૂદા બુદ્દા ઉઠયા. એક વાર માણસે પરંપરાની મર્યાદા મૂકી કે પછી તેને કરોડો સુધારા સૂઝે છે. એ સુધારાનું યોગ્યાયોગ્યપણું તો અલબત્ત તે માણસની બુદ્ધિ, શક્તિ ને અનુભવ ઉપર જ આધાર રાખે છે. પણ તે નિરંકુશપણે સુધારાના બુદ્દા તો અપાર ઉઠાવ્યો જશે. તેમજ આ સમે ઈંગ્લાંડમાં થયું. કોઈ

કહે કે ગ્રીસના જૂનાં પ્રજાસત્તાક રાજ્ય જેવું અહિંયાં સ્થાપવું, તો બીજા બોલી ઉઠયા કે યાહુદીના જેવું ઇશ્વર રાજ્ય સ્થાપવાને અર્થે જ આપણા ભક્તોને આ સમે ઇશ્વરે ઉત્પન્ન કર્યા છે. કેટલાક કહે કે અમીરોની સભા જ કાઢી નાંખવી જોઈએ, તો બીજા કહે કે પ્રજા-સમાજની ચૂંટણી પણ જૂદા નિયમે ન થાય ત્યાં સુધી તે ગરીબોના હકમાં કાંઈ કામની નથી. કોઈ કહે કે વકીલો ગરીબોને બહુ લૂટી ખાય છે, માટે કાયદો એકદમ સહેલો ને સોંઘો થવો જોઈએ. ત્યાં કોઈ તો એમ જ કહેવા લાગ્યા કે ગરીબ ને તવંગરનો ભેદ જ શા માટે રાખવો જોઈએ? બધાને પૈસેટકે ને આબરૂમાં સમાન જ કરી નાંખવા; કેમકે ઇશ્વરે બધાને સમાન સર્જ્યા છે.

આ રીતે ભાતભાતના—પહેલાં કોઈએ નામ પણ સાંભળેલાં નહિ એવા સુધારાઓની ઠેકાણે ઠેકાણે બૂમો પડવા લાગી. સુધારા-વાળાનાં તો વહાણુ જ ફાટયાં. રાત ને દહાડો જ્યાં જુઓ ત્યાં સુધારા-વાળાનાં ટોળાં મળેલાં ને બરાડા પાડતાં જ માલમ પડે. સુધારો એ જ બોલ હવામાં ઘુમી રહ્યો હતો. સઘળા જ સુધારાવાળા થઈ ગયા. એમાં મજા એ હતી કે સઘળા જ સુધારાના બોલક, શ્રોતા તો મળે જ નહિ. વિચિત્ર વિચારનાં દરરોજ હજારો ચોપાનીયાં નીકળવા લાગ્યાં. અને થોકે થોક પાર્લમેંટ તથા સરદારો ઉપર અર્જીઓ આવવા લાગી. તેમાં સૌ પોતપોતાને જે સુધારાની લેહે લાગી હોય તેને માટે મજબૂત અને ધમકી ભરેલી માગણી કરવા લાગ્યા.

સુધારાનો આ પવન ધર્મના ધદ્દ, દઢ ને અજિંક્ય જુસ્સા સાથે જોડાએલો હતો, તેમને મન કાંઈ ફિલસુફની પેઠે એ કલ્પનાના બુદ્દા નહોતા. તેઓ તો એને ઇશ્વરી પ્રેરણા—આજ્ઞા જ—ગણુતા હતા. તેઓ કલાકના કલાક સુધી ઈશ્વરની પ્રાર્થના કરતા, ને એકદમ બૂમ પાડી ઉઠતા કે "હાં ઇશ્વરની આ પ્રમાણે આજ્ઞા થઈ છે." આ સમેની ભ્રમણાને તેઓ પોતે તથા તેમના બીજા ધર્મભાઈઓ પણ ઇશ્વર-વાણી જ સમજતા. કેટલાકને સ્વપ્ન થતાં ને કેટલાકને સાક્ષાત્કાર પણ

ચતો. બધા જ કલ્પનામય સૃષ્ટિમાં ઈશ્વર સાથે જોડાઈ ગયા હતા, અને પોતે જે જે ધારતા કરતા તે ઈશ્વરપ્રેરિત જ છે, એમ પોતાના ખરા અંતઃકરણથી માનતા. આખી સેના આવા નક્શાથી ઉભરાઈ જતી હતી. આ વેળા સેના સેનાનીનો ભેદ રહેતો નહિ. એક હલકો સિપાહી પણ પ્રબોધાસનપર ચડીને બધાને પ્રબોધતો, અને તે સામા બેઠેલા જમાદાર સરદારો પણ નીચે માથે દીનભાવથી સાંભળતા. રાતોની રાતો તેઓ ભજન સ્તવનમાં ભેળી કહાડતા. ભજન કરતાં કરતાં તેઓ રોતા કૂદતા, ઉછળતા ને પૂર્ણ મદે ચડી જતા. રાજ્યને ઉથલાવી નાખવાનું તેઓ જે ધારતા હતા, તે તેઓ પોતાનું પરમ કર્તવ્ય, ઈશ્વરની આજ્ઞા જ છે એમ માનતા, અને તે માટે માથું આપવાને પ્રતિક્ષણે તેઓ તલપી રહ્યા હતા. ટુંકામાં નિરંકુશી પંથ હવે પોતાને ખરે રૂપે પ્રકાશ્યો. પ્રાચીન પ્રત્યેથી પૂજ્ય ભાવ સાંમટો જતો રહ્યો, ને કેવળ ઉચ્છેદકપણું ધર્માવેશની સાથે આવ્યું. સરદારોની પણ સિપાહીઓએ આમન્યા મૂકવા માંડી. તેઓ બબડવા લાગ્યા કે શા માટે રાજા સાથે એ લોક આટલો બધો એખલાસ કરી બેઠા છે? બેશક સરદારો ફૂટ્યા છે, અને તે આપણને ફસાવવા જ માગે છે. પણ આટલી મહેનતે વહાણને કિનારે આણ્યું છે, તે શું થોડાને સારૂ જ હવે આપણે ડૂબવા દઈશું? સરદાર કોણ થાય છે? પહેલી આપણે તેમની જ ખબર લેવી જોઈએ. અને ખરે ક્રોમ્વેલ વગેરેને ખૂણામાં ભોર કરી નાખવાની છૂપી મસલતો પણ ચાલી, અને લશ્કરે આ તો ખુલ્લો જ ઠરાવ કર્યો કે રાજાનું રાજ જોઈએ કે નહિ એ બાબત વિચાર કરવા તમામ પંચાતીઆએ ફલાણી તારીખે મળવું.

**રાજા નાઠો**—એવામાં આખરે જે વિષ્ટિ સરદારો આટલે જોખમે ચલાવી રહ્યા હતા તે રાજાએ બંધ પાડી, અને નજર ચૂકાવી કેથે નાસી ગયો. (૧૪ મી નવેંબર ૧૬૪૭) સરદારોએ જોયું કે આ તો આપણે ઠગાયા. અને એ વખતથી જ તેમણે પોતાના મન સાથે જ રાજા સામે મજબુત ગાંઠ વાળી. પણ લશ્કર જે

આટલું બધું બેકેદ થઈ ગયું હતું તેને વશ કરવાની પહેલી જરૂર હતી. એ કામ કરવામાં ક્રૉમ્વેલે પોતાનો અપૂર્વ પ્રતાપ દેખાડયો. સાત પલટણોને કવાયતને સારૂ બોલાવી ને તેમની આગળ હેતુભર્યા શીખામણના બોલ ફેરફેકસે વાંચી સંભળાવ્યા, એટલે તેઓ તો સમજી ગયા. પણ વગર બોલાવે બીજી બે પલટણો ટોપીપર બંડની ચિઠીઓ ચોડીને આવી હતી તેમની પાસે બોધ કરવા ગયા, ત્યારે તેમના કેટલાક ચપચપ સામું બોલવા લાગ્યા. આ વેળા ક્રૉમ્વેલ સનાધિપતિની પાસે ઉભો હતો તેણે પલટણમાં જાતે ઘૂસી જઈ તોફાન કરનારા દશબાર જણને પકડી ટપ પહેરામાં આપી દીધા. ત્યાંની ત્યાં જ કોર્ટ માર્શિયલ ભરી ત્રણને દેહાંત દંડ ઠેરવ્યો, અને એકને તો તે જ વેળા ફાંસીએ ચડાવી દીધો. આ સપાટાની સાથે જ બધું લશ્કર થરર થઈ ગયું. તે છતાં ક્રૉમ્વેલે જોયું કે બેદિલી એટલી બધી વધી ગઈ છે કે ફકત ભયથી કામ થવાનું નથી જ. માટે તેમને એક વાર દબાવી બે સામાદિક ઉપાયો તાબડતોબ વાપરવા લાગ્યો. પોતે લશ્કરના અમલદારો, પંચાતીયા તથા ભગતો સર્વેને બોલાવી હવેથી શું કરવું તેનો વિચાર કીધો. તે બધાને રાજી રાજી કરી નાંખ્યા. સરદારોએ પ્રજાસત્તાક રાજ્યની રૂખ કબુલ રાખી, ને લશ્કરે તેમની આજ્ઞામાં રહી સબુરીથી જ વર્તવું એવો આ વેળા ઠરાવ થયો હોય એમ જણાય છે.

**પાર્લમેંટની સાથે વિષ્ટિઓ** રાજાએ હવે પોતે નાઠો હતો ત્યાંથી ચલાવવા માંડી. કૅરિસબ્રુકના કિલ્લેદારે એનો આવકાર તો સારો કર્યો, પણ પાર્લમેંટને પૂછી એને તજવીજથી નજરકેદ જ રાખ્યો. પાર્લમેંટ પણ એના જેવી જ ધર્મઘેલી હતી. એટલે તેણે એ વાતનો મમત તો હતો તેવો જ રાખ્યો અને તેથી રાજાએ તેમના આડતીઆઓને આવ્યા તેવા જ પાછા ચાર દહાડામાં રવાને કર્યા. રાજાએ આ વેળા તાકીદથી જવાબ આપ્યો તેનું કારણ એ હતું કે ઇંગ્લાંડપર હુમલો કરવા બાબતના કોલકરાર એ સ્કૉટલોક

સાથે એ દહાડા પર પાકે પાયે કરી ચુકયો હતો.

પ્રેસ્બિટેરિયન પક્ષનો આ છેલ્લો પાસો પણ અવળો પડયો. રાજાની ના સાંભળી પાર્લમેંટ ગભરાઈ તથા ચીડવાઈ ગઈ. આ વખતનો ઇંડિપેન્ડેન્ટ મતવાળાઓએ પૂરેપૂરો લાભ લઈ લીધો. તેમણે દરખાસ્ત મુકી કે હવે રાજાનાં કહેણ સાંભળવાં નહિ અને તેની તર્ફ વિષ્ટિ પણ મોકલવી નહિ આ ઠરાવ રાજાને પદભ્રષ્ટ કર્યા બરોબર જ હતો. (૧૩ મી જાન્યુઆરી ૧૬૪૮).

હુલ્લડો એકદમ આ ઠરાવની સાથે ઈંગ્લાંડમાં ઉઠયાં. આપણે ઘણીવાર કહ્યું છે કે નિરંકુશીઓ સિવાય ઇંગ્લાંડના સઘળા લોકોમાં રાજભક્તિ તો કાયમ જ હતી. તે બધા આ ઠરાવથી ભડકી તલવાર લઈ રાજપક્ષે ઉભા થયા. કેન્ટ, એસેકસ તથા હર્ટફર્ડ પ્રગણાઓમાં ભારે બંડ ઉઠયાં. લંડનમાં જ મોટું તોફાન જાગ્યું, પણ તે તો લશ્કરે દબાવી દીધું. વેલ્સમાં પાર્લમેંટના જ કેટલાક જુના જમાદારોએ રાજાનો ઝુંડો ચોતર્ફ ઉભો કર્યો અને પ્રેમ્બોકનો કીલ્લો તેમને હાથ ગયો. નૌકાસેનમાંની ૧૬ મનવારો ફરી ગઈ. પેલી તર્ફથી સ્કોટલોકનું મોટું સેન બેરીક ને કાર્લાઇલના કિલ્લા હસ્તગત કરી લઈ ઇંગ્લાંડ ઉપર પુર જોશમાં ધસી આવ્યું.

અધુરામાં પૂરૂં પાર્લમેંટમાં પ્રેસ્બિટેરિયનોનું જોર પાછું વધી પડયું. તેમણે પહેલો ઠરાવ રદ કરી રાજા તર્ફ પાછી વિષ્ટિ મોકલી. અને મદમાં આવી જઈ ધર્મબળાત્કારનો સખ્તમાં સખ્ત કાયદો આ વેળા પસાર કર્યો. આ રીતે ભગત સિપાહીઓએ જોયું કે આપણી ઉપર ચોતર્ફથી વાદળ ચડી આવ્યું છે, અને આપણું ધાર્યું બધું ધુળ મળવાની જ તૈયારીમાં છે. એની સાથે જ તેઓની આંખ ફાટી અને ભારે સૈન્ય-પ્રકોપ પ્રકટયો.

સૈન્યપ્રકોપ જેવો પ્રચંડ તેવો જ ગંભીર હતો. બંડખોરોની સામે કૂચ કરવાની સાંજે તમામ લશ્કર ઇશ્વરપ્રાર્થનાને અર્થે પૂર્ણ શ્રદ્ધાથી ભેળું થયું. પ્રાર્થના કરી રહ્યા પછી પ્રત્યેક જણે ઇશ્વર સાં-

નિશ્ચય એવી પ્રતિજ્ઞા લીધી કે, " જો પ્રભુ આપણને આ લડાઈઓમાંથી ગમે ત્યારે પણ પાછા સહીસલામત આણે તો આપણું કર્તવ્ય એ જ છે કે પેલો ખૂની ચાર્લ્સ સ્ટુઅર્ટ જેણે પ્રભુપક્ષ વિરુદ્ધ અને આ રાંકડી પ્રજા વિરુદ્ધ પોતાથી બને તેટલું કરવામાં કાંઈપણ કસર રાખી નથી તથા જેણે દેશમાં લોહીની નદીઓ વહેવડાવી છે, તે ચાર્લ્સ સ્ટુઅર્ટ પાસે અચૂક આ લોહીનો જવાબ આવીને માગવો !

**બીજો પ્રજાવિગ્રહ**–આવી ભયંકર પ્રતિજ્ઞા કરી આ લશ્કર બંડ સમાવવા વાઘની પેઠે ચો તરફ ફરી વળ્યું. ફેરફેક્સે ત્રણ દહાડામાં કેન્ટના ફિતુરીઓને કચરી નાંખ્યા, અને પૂર્વ પ્રગણાઓમાં ફક્ત કોલચેસ્ટર જ તેમના હાથમાં રહ્યું. આણી તરફથી ક્રોમ્વેલ વેલ્સમાં ધાયો ને બધા હુલડખોરોને નાસતાં ભોંય ભારે પડી અને જેમ તેમ કરતાં પ્રેમ્બ્રોકમાં તેઓ ભરાઈ બેઠા. પણ પ્રેમ્બ્રોક તુર્ત શરણ થવાથી ક્રોમ્વેલ છૂટો પડયો તે સ્કોટના હુમલાની સામે અણીની વખતે જ જઈ પહોંચ્યો. તેમનું લશ્કર પ્રેસ્ટન સુધી ધસી આવ્યું હતું અને ત્યાં ૩૦૦૦ ઈંગ્રેજ બળવાખોરો તેની સાથે જોડાઈ ગયા હતા. ક્રોમ્વેલ દોડમાર કરતો આ ઠેકાણે જઈ પહોંચી તેમની ઉપર તૂટી પડયો. તેઓ નાઠા કે તેમની ભેળા જ નદી ઉતરી તેમની પૂઠ ઘેરી લીધી ને જ્યારે આ પ્રમાણે સપડાઈ જવાથી નાચારીએ તેઓએ યુદ્ધ આપ્યું, ત્યારે તેમની ઉપર એવો પ્રહાર પડયો કે આખું પેદળ શરણ થઈ ગયું, ને ઘોડપલટણ જે નાઠી તેનો હરણાંની પેઠે શિકાર થઈ તેના ભૂરા હાલ થયા.

આ ફતેહની સાથે શ્વાસ ખાવા પણ ઉભો ન રહેતાં ક્રોમ્વેલ એડિનબરો તરફ દોડયો; અને ત્યાં જઈ રાજપક્ષવાળાને મારી કાઢયા તથા રાજ્યનો સઘળો બંદોબસ્ત કર્યો. ( ૨૦ મી સપ્ટેમ્બર ૧૬૪૮.) કોલચેસ્ટર પણ ફેરફેક્સને ૨૮ મી આગષ્ટે તાબે થયું હતું. એટલે, હુમલો તથા બળવા ઉઠયા હતા તે તો આ લશ્કરના પ્રતાપે તત્કાળ પાછા શમી ગયા.

**પાર્લમેંટનાં તરફડીયાં** હવે બહુ વધી પડયાં. હુલ્લડો શમવા લાગેલાં જોઈ પ્રેસ્બિટેરિયનોને તો ઉલટી ફિકર થઈ. તેમણે નિશ્ચય જાણ્યું કે લશ્કર પાછું આવ્યું કે આપણા ભોગ છે. માટે તે પાછું વળે એટલામાં કાંઈ રાજ્યનો બંદોબસ્ત કરી નાખવા તેઓ તલપાપડ થઈ રહ્યા. પાછલો ઠરાવ રદ કરી રાજા તર્ફ તાકીદની વિષ્ટિ મોકલી. પણ રાજા જે હજી પણ કાળની રૂખ સમજતો નહોતો તે તો પોતાની ગત જ લઈ બેઠો. આ વિષ્ટિ આદરી તે વેળા જ તેણે પોતાના એક મિત્રને લખ્યું હતું કે; " જેમ બીજી વિષ્ટિઓ ફ્સ થઇ ગઈ છે તેમ જ આનું પણ આખરે થવાનું છે. મારી ધારણાએ છે તેવી જ છે." આ વેળા રાજા ખરેખરી વિષ્ટિ તો આયર્લાંડમાં બંડ ઉઠાવવાની ચલાવી રહ્યો હતો, અને પાર્લમેન્ટ સાથે માંડી વાળવા એની અંદરખાને જરા પણ મતલબ નહોતી. સઘળી મહેનત મિથ્યા ગઈ, અને પાર્લમેન્ટ તરફના વકીલો આવ્યા હતા તેવા પાછા ગયા. ( ૨૮ મી નવેમ્બર ૧૬૪૮ ) રાજા અને પાર્લમેન્ટ બંનેએ પોતાના દુરાગ્રહથી આ અમૂલ્ય ટાંકણું ખોયું. એમનાથી સંધી થઈ શકી નહિ, અને એવામાં એમનો સામાન્ય શત્રુ જે પેલી કાળકરાળ સેના તે ચોતર્ફ લડાઈઓથી ફારેક થઈ ફતેહમંદીની ધુનમાં ખાંડાં ખાંડાં કરતી તેમની ઉપર દોડી આવી.

**પાર્લમેન્ટપર તડાકો**—લંડન આવી પહોંચવા પહેલાં જ લશ્કરની દરેક ટુકડીએ પાર્લમેન્ટને લખી મોકલ્યું કે તમે જે હાલ વિષ્ટિઓ ચલાવો છો તે અમને કબુલ નથી, અને રાજા ઉપર ઇન્સાફની કોરટમાં કામ ચલાવવું જોઈએ. બીજો વાંધો મોકલ્યો તેમાં સાફ માગણી જ એ કરી કે આ પાર્લમેન્ટે પ્રજાપક્ષનો દ્રોહ કર્યો છે માટે તેને બરતર્ફ કરવી, નવી પાર્લમેન્ટ બોલાવવી, તે વેળા ચુંટણીની રીતમાં આવો આવો સુધારો કરવો, પછી પાર્લમેન્ટની સત્તા દેશમાં સર્વોપરિ ઠેરવવી. જો રાજાની સંસ્થા રાખવી જ હોય, તો તે પાર્લમેન્ટની પસંદગીથી અને તેના કામકાજને અટકાવવાની કાંઈ પણ સત્તા

નહિ એવી રાખવી, અને છેલ્લું પણ સૌથી પહેલું તો એ કે આપણા દુઃખનો મોટો અને મુખ્ય કર્તા કે જેની પરવાનગી, આજ્ઞા, અને અને ઉશ્કેરીણીઓથી અને જેને માટે જ અને જેના સ્વાર્થને સારૂ આ સઘળી લડાઇઓ અને કોટિધા દુઃખમય આપદાઓ ઉત્પન્ન થઈ છે, તેણે દેશદ્રોહ, ખૂનરેજી ને ખરાબીઓના જે જે ગુનાહ કર્યા છે તે માટે તેને જાહેર ઇન્સાફની કોરટમાં ઘસડવો જોઈએ.

આ વાંચતાંજ પાર્લમેન્ટની બગી ફાટી ગઈ. પ્રેસ્બિટેરિયનો એબાકળા થઈ બરાડવા લાગ્યા. રાજપક્ષમાં ત્રાહે ત્રાહેનો પોકાર ઊઠી રહ્યો, અને ઘણાક જે અત્યાર સુધી રાજાની વિરુદ્ધ હતા, તે પણ એની દયા ખાઈ એના પક્ષમાં આવ્યા. સઘળાની રૂખ ગમે તે પ્રકારે પણ રાજા સાથે માંડી વાળવાની થઈ, અને તેથી પાર્લમેન્ટે રાજા તર્ફથી જે જૂજ માગણીઓ પહેલાં મંજુર રહી હતી, તેને જ આધારે એની સાથે વિગતવાર સંધી કરી નાંખવી એવો ઠરાવ કર્યો. પણ એવામાં કેટલીક પલટણો લંડન આવી ચૂકી હતી તેમણે ઠરાવ કર્યો કે આવો ઠરાવ કરનાર પાર્લમેન્ટને જ તોડી પાડવી. બીજે દહાડે પાર્લમેન્ટનાં બારણા આગળ એક પલટણ આવીને ઉભી, અને તેના ઉપરી કર્નલ પ્રાઇડે સામા પક્ષના ૪૦ સભાસદોને માંહે પેસતાં જ પકડીને કેદ કીધા. કોઈએ પૂછ્યું કે મને શા હકથી અટકાવો છો, તો જવાબ દીધો કે તલવારના. પોતાના પક્ષના જાણી જેને અંદર જવા દીધેલા તેમાંના ચાળીશેક જણે જ્યારે સલાહનો મત જ આપ્યો એમ માલૂમ પડ્યું, ત્યારે બીજે દહાડે એ ચાળીશને પણ ચીચોડી પકડી પાર્લમેન્ટમાંથી કહાડી મુકયા. ( ૭ મી ડીસેમ્બર ૧૬૪૮. ) એ રાત્રે ક્રોમ્વેલ પણ એની પલટણો સાથે લંડનમાં આવી પહોંચ્યો.

કોઈ રાજાએ પણ ન કરેલો એવો આ બળાત્કાર પાર્લમેન્ટ ઉપર મદોન્મત્ત સેનાએ કર્યો. એને ઇતિહાસમાં 'કર્નલ પ્રાઇડનો જુલાબ' કહે છે. ખરે એ જુલાબ એવો સખ્ત હતો કે તેની સાથે પાર્લમેન્ટનું સત્ત્વ જ નીકળી ગયું. આ વખતથી લગભગ બાર વર્ષ સુધી ઇંગ્લાંડ-

માં પાર્લમેન્ટ જ નહોતી એમ કહીએ તો તે કાંઈ ખોટું નથી. કેમકે જ્યાં લોકના પસંદ કરેલા માણસોને મારી કહાડી લશ્કરવાળા જેને નજરમાં આવે તેને જ પાર્લમેન્ટમાં બેસવા દે, તો તે પાર્લમેંન્ટ નહિ પણ પૂતળાનો નાચ જ કહેવાય

**નિરંકુશીઓની સ્વચ્છંદ સત્તા**—હવે જે પચાશ સાઠ માણસને પાર્લમેન્ટમાં રહેવા દીધા હતા, તે બધા નિરંકુશી જ હતા, અને તેમણે તો અલબત્ત રાજા સાથે સંધિ કરવાનો ઠરાવ થયો હતો તે રદ કરી નાંખ્યો. પછીથી એક તર્ફ પ્રજાસત્તાક રાજ્ય કેવી રીતનું સ્થાપવું તેનો મુસદ્દો તૈયાર કરવા માંડયો, અને બીજી તર્ફ ઘણા વખતથી ધારી રહ્યા હતા તે પ્રમાણે રાજા ઉપર દેશદ્રોહનું તહોમત મુકી ફોજદારી તપાસ શરૂ કરી. આ તપાસનું છેવટ એ વિફરેલા લોકે શું આણ્યું તે કહેવાની જરૂર નથી. તેઓ ધર્માભિમાનથી, મતાભિમાનથી, અને વિજયાભિમાનથી કેવળ અંધત્વને પામ્યા હતા.

જેઓ જુલમ તોડવાને અર્થે લડવા નીકળ્યા હતા, તે પોતાની જીતને સમે સૌથી જુલમી નીકળ્યા. પ્રજાસત્તાક રાજ્ય કોઈને ઈંગ્લાંડમાં જોઇતું નહતું, તેનો સર્વને મહા તિરસ્કાર તથા ભય હતો, તે છતાં આ થોડા નિરંકુશીઓએ બળાત્કારથી આવું રાજ્ય જ સ્થાપન કરવાનો નિશ્ચય કર્યો, કેમકે તેમને એ રાજ્યપદ્ધતિ ઉત્તમ લાગી હતી. ઉત્તમ હશે, પણ બળાત્કારથી આપવાનો એમને શો હક હતો ? ઉત્તમ હોય તો તે બળાત્કારે પણ આપવું ઘટે છે એમ માનીએ, તો પછી રાજા ને પ્રેસ્બિટેરિયનો જેમણે પોતપોતાની ધર્મપદ્ધતિ ઉત્તમ માની હતી તે શા માટે આખા દેશને તેનો લાભ આપવાનો બળાત્કાર ન વાપરે !

લોક વિરુદ્ધ નિરંકુશીઓએ જે સુધારા પોતાની મતિ પ્રમાણે બળાત્કારે વાપર્યા તેમાં તેણે છેવટે શો કાંદો કાઢ્યો, તે આપણે હવે પછી જોઈશું. પણ આ સમે તો તે બળવાન હતા એટલે ચાહે તે

ક્રે. બિચારો ચાર્લ્સ રુદ્રરૂપ ધારણ કરેલા દૃઢ નિશ્ચયી શસ્ત્રધારીઓથી બચવાની હવે એને આશા શી?

તેમણે એનો જીવ લેવો જ ધાર્યો હતો. તે છતાં એ મતાંધ ભગતોને એ કામ પરમન્યાયી ઈશ્વરપ્રેરિત જ લાગતું હતું, અને તેથી બીજે રાજ્યવિપ્લવોમાં હમેશાં થાય છે તેમ રાજાનો વધ તેમણે ઘર-ખૂણે કે જાહેર ક્રોધાવેશમાં ન કરતાં ઇન્સાફની રાહે તપાસ કરીને જ શિક્ષા કરવાનો ઠરાવ કર્યો. પણ એ સઘળાં પોતાના મનને કે જગતને ઠગવાનાં બહાનાં હતાં. જ્યાં બકરીનો ઇન્સાફ કરવા ભૂખ્યો વાઘ બેસે ત્યાં તે બીજો નિર્ણય શો થવાનો હતો?

રાજાનો ઇન્સાફ—૧૬૪૯ ને બેસતે વર્ષે જ આમની સભાએ ઠરાવ કર્યો કે પાર્લમેન્ટની સામે રાજાએ લડાઈ ઉઠાવવી એ દેશદ્રોહ છે. એ ઠરાવ અમીરોએ કબુલ રાખ્યો નહિ. પણ તેમને ન ગણકારતાં તેમણે રાજાનો ઇન્સાફ કરવાને એક ખાસ કોર્ટ નીમી. અમીરો, ગૃહસ્થો ને શેઠીઆઓ મળીને કુલ ૧૫૦ જણને એ કામ માટે નીમ્યા. તથા તેમનો પ્રમુખ બ્રેડશો નામના એક બૅરિસ્ટરને કર્યો. ઘણાખરા અમીરોએ પાર્લમેન્ટ છોડી જ દીધી હતી; પણ થેડા કં રહ્યા હતા તેમણે પણ આ કોરટમાં ભાગ લેવાનો તો ચોખ્ખી ના પાડી, ત્યારે આમની સભાએ ઠરાવ કર્યો કે લોક એ ઈશ્વરના પછી સર્વ સત્તાનું મૂળ છે, અને તેથી લોકની સંમતિએ ચૂંટાએલી જે આમની સભા તે જ ઈંગ્લાંડમાં સર્વોપરિ સત્તાને ધારણ કરનારી છે, અને તેથી જે જે કાયદા એ સભા મંજુર કરશે તે બરાબર કાયદા પ્રમાણે જ ગણાશે. અગર જો તેમાં રાજા કે અમીરોએ પોતાની સંમતિ નહિ પણ આપી હોય.

અમીરોને બાદ કરતાં ૧૩૫ ઇન્સારીયા રહ્યા, તેમાંથી પણ કોરટ મળી ત્યારે માત્ર ૬૯ જણ જ હાજર થયા. રાજાને બોલાવ્યો. સિપાઈઓ જ્યારે તેને કોરટમાં લઈ આવ્યા, ત્યારે જડજો બેશી રહ્યા અને કોઇએ ટોપીઓ પણ ઉતારી નહિ. રાજા પણ ટોપી પહેરીને પોતાને સારૂ જે સામી ખુરશી મૂકી હતી ત્યાં ધીરજથી જઈ બેઠો. આ વેળા

એનો દેખાવ હજી જૈફી ન છતાં હાલની ફિકર ચિંતાથી તમામ માથું તથા દાઢી પળી ગએલી, જન્મનો જ જે ચહેરો ગંભીર તે ઉપર હાલ ઉદાસીએ સતત વાસ કરેલો, કાળચક્ર માથા ઉપર આવેલું છતાં ઈશ્વરેચ્છાને અધિન થઈ પોતાનું સઘળું ધૈર્ય તથા બુદ્ધિ ચાંચલ્ય રાખી રહેલો, એવો દેખાવ આ સુશીલ દુખીઆરા રાજવંશીનો જોઈ બધા લોકનાં તો અંતઃકરણ પીગળી ગયાં, અને "પરમેશ્વર રાજાનું રક્ષણ કરો" એવા અવાજ ઠેકાણે ઠેકાણેથી નીકળ્યા. પણ સિપાઇઓનો જાપતો બહુ જબરો હતો. તેમણે બધાને એકદમ એવું બોલતાં અટકાવ્યા, અને "ઇન્સાફ, ઇન્સાફ" "શૂળી શૂળી" એવી ગર્જના પોતે વચમાં વચમાં કરવા લાગ્યા.

આ નોંધી રાખવા જોગ છે કે એટલો બધો દાબ છતાં "પરમેશ્વર રાજાને બચાવો" એવો અવાજ પહેલ વહેલો ઉઠાવનાર એક અબળા જ હતી,—સેનાધિપતિ ફૈરફેક્સની સ્ત્રી. ફૈરફેક્સ આ કોરટમાં નીમાએલો છતાં પણ બીજાની પેઠે હાજર થયો નહોતો. ખૂદ સેનાધિપતિની જ આવી રૂખ જોતાં સાફ જણાય છે કે નિરંકુશીઓએ આદરેલું આ કામ લોકને કેટલું અળખામણું હશે. રાજાને શિક્ષા ઠેરવી તે વખત તો એક સિપાઇ પણ ન રહેવાયાથી રાજાને આશીષ દઈ ઊઠયો, તેના જમાદારે તુર્ત તેને છડી લગાવી. અને તે જોઈ રાજાએ તિરસ્કારમય હાસ્ય કર્યું કે ભાઈ એ બિચારાને એના અપરાધ કરતાં વધારે શિક્ષા શિર કરો છો. ગુનાહનામું વંચાયા પછી રાજાએ પહેલો સવાલ એ જ પૂછ્યો કે "અમીરો ક્યાં છે ? ઈંગ્લાંડના કાયદા પ્રમાણે અમીરો, રાજા ને પ્રજા મળે, ત્યારે જ પાર્લમેન્ટ કહેવાય ઈંગ્લાંડમાં કોઈ વેળા પણ પાર્લમેન્ટે રાજાનો ઇન્સાફ કરાવ્યો હોય એમ બન્યું નથી તે છતાં આ કોર્ટને નીમનાર કાયદા પ્રમાણે પાર્લમેન્ટ છે એ તો પહેલ વહેલું સાબીત થવું જોઈએ." શો જવાબ દે ! માત્ર નકામી હોંસાતોંસી થઈ. કોરટ કહે કે એ સવાલ નહિ પૂછાય, અને રાજા કહે કે ત્યારે હું એ કોરટનો અધિકાર કબુલ રાખતો નથી. તે

દહાડે કામ બંધ રહ્યું. બીજે દહાડે ચાલ્યું, ત્રીજે દહાડે ચાલ્યું, પણ ત્યાં એની એ જ રકઝક ચાલી. પછી બે દહાડા કોરટ બંધ રાખી સાક્ષીઓ એકઠા કર્યા, અને ચોથે દહાડે રાજાનો વાંધો ન સાંભળતાં જુબાનીઓ લીધી, અને પાંચમે દહાડે પોતાનો એકપક્ષી ઠરાવ કહી સંભળાવ્યો.

**રાજાની એક ભરમ ભરેલી છેવટની માગણી**—હુકમનામું વંચાયું તે પહેલાં રાજાએ વારંવાર વિનતિ કરી અને છેવટે તો કાંઇક ગગળો થઈને પણ બોલ્યો, "કે મને એકવાર પાર્લમેન્ટ સાથે વાત કરવા દો, અને મારે જે એક મહા અગત્યનું કહેવાનું છે તે સાંભળી લીધા પછી નજરમાં આવે તે કરો." આ સાંભળી થોડાકનું મન પલળ્યું, ને બધી કોરટ એકાંતમાં મસલત કરવા ગઈ. આ જોઈ ક્રોમ્વેલ બહુ તપી ગયો, અને બધાને દબાવી ધમકાવી ઠરાવ કરાવ્યો કે એ વાત અમે સાંભળતા નથી. જુલમ ! શો જુલમ! જે કહેવાનું હશે તે રાજાના મનમાં જ રહ્યું. કદાપિ એના મનમાં એમ પણ કહેવાનું હોય કે લ્યો આ હું મારી મેળે ગાદી છોડી પાટવીકુંવરને આપું છું, અને હવે તમારી નજરમાં આવે તેવો રાજતંત્ર રચો. જો એમ હોય, તો તો આ જમદૂતોએ બહુ જ ખોટું કામ કર્યું. જો એવું કાંઇ થયું હોત, તો બધું રાજ્ય તત્કાળ થાળે પડી જાત, અને પાછળથી જે અનંત ઝઘડા ને દુઃખો ખમી ઘણે કાળે ઈંગ્લાંડે કર્યું તે આ વેળા જ એને હાંસલ થઈ જાત.

પણ આ નિરંકુશીઓને આગળનો વિચાર ન હતો. અને હોય તોપણ તેમને હાલ તો પોતાના જીવની જ પડતી હતી. તે લોક એટલું જ જોતા હતા કે જો રાજા ફાવ્યો કે પ્રેસ્બિટેરિયનો ફાવ્યા, તો આપણો સઘળી વાતે મરો જ છે. આપણે મર્યાદા મૂકી ચૂકયા છીએ, અને હવે તો જો એમનું ફાવે તો આપણને જીવતા મૂકે એમ નથી જ. માટે હવે તો આપણે જીવવાનો ઉપાય એ જ છે કે આદર્યું તે પૂરૂં કરવું. આપણે તો હાલ રાજાને મારી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવું

જ. અને પછી કોની તાકત છે કે આપણી સામે થાય છે ? એવો આ મદાંધ જીવપર આવેલા નિરંકુશીઓનો ઠરાવ હતો, અને તેમણે તેમ જ કર્યું.

રાજાનો શિરચ્છેદ કરવો એવો હુકમ તેમણે વાંચી સંભળાવ્યો. આ ખબર સાંભળી સ્કોટલોકે મજબૂત વાંધો ઉઠાવ્યો, અને ધમકી પણ આપી. હોલાંડના એલચીઓ એ સજા રદ કરાવવા બહુ મથ્યા. બિચારા યુવરાજે તો પોતાની સહી તથા મોહોરછાપ કરી કોરા કાગળ જ મોકલી દીધા, અને કહાવ્યું કે એમાં તમે તમારી મેળે ચાહો તે મારા નામની કબુલાતો લખો, પણ માત્ર મારા બાપને મારશો મા. પણ દૈત્યને દયા કયાંથી હોય, અને તેને તે પાલવે પણ કેમ ?

વધાજ્ઞાપત્રપર સહી કરવાનો વખત આવ્યો ત્યારે આ જમદૂતો પણ કાંઈક ગભરાયા ખરા. પહેલ કોઈ કાઢે નહિ. આ વેળા પણ ક્રોમ્વેલે કાગળ ખેંચી લઈ પહેલી પોતે સહી કરી, ને પછી બીજાઓએ જેમ તેમ કરતાં બિલાડાં ચિતર્યાં. ઘણી ખરી સહીઓ આ દસ્તાવેજ ઉપર બિલાડાં ખેંચ્યા જેવી જ છે. થોડાનાં જ નામ બરાબર વંચાઈ શકે છે. આમ થવાનું કારણ કાંતો ભયથી હાથ ધ્રુજ્યા હોય, કે કાંતો બીહીને ખંધાઈથી જ એમ કર્યું હોય.

એ વધાજ્ઞાપત્રમાં શૂળીનો દિવસ બીજે જ દહાડે એટલે ૨૯મી જાન્યુઆરીનો રાખ્યો હતો. એ કાળદિવસનું વહાણું વાતાં જ લશ્કરની ટુકડીઓએ શહેરના રાજમાર્ગો રોકી લેવા માંડયા. તે જોઈ લોકો ચેત્યા કે આજે મહા વિપરીત થનાર છે. પણ કરે શું ? પાછલે પહોરે રાજાના મહેલની ભોજનશાળા સામે જ શૂળી ઉભી કરી, અને તુર્ત ત્યાં એને નાગી તરવારના પહેરા સાથે તેડી લાવ્યા. મરવાનું નિશ્ચય થયું ત્યારથી જ રાજા પરલોકની તૈયારીમાં હતો. એણે આ સમે અપૂર્વ ધૈર્ય દાખવ્યું. એના મોં ઉપર કાંઈ પણ ભયનું ચિહ્ન નહોતું, અને એ ઈશ્વરેચ્છાને ખુશીથી અધીન થતો દેખાયો. શૂળી આગળ આવીને જુવે છે તો લોકોને એટલા દૂર રાખેલા કે એનું બોલ્યું કોઈ

સાંભળે નહિ. તે છતાં ફિકર નહિ એમ કહી પોતાની જોડે થોડાંક માણસો હતાં તેને જ તેણે અંતકાળના બોલ સંભળાવ્યા. તેમાં એ એમ પણ બોલ્યો કે "મારા મનથી હું માનું છું કે આ લડાઈઓમાં મારો વાંક નહતો. પણ મેં સ્ટ્રેફર્ડને મરવા દીધો એ મારો મોટો અપરાધ થયો છે તે બદલ જ મને ઈશ્વર આ શિક્ષા કરે છે, અને તે વાજબી છે." પછીથી પોતાના પાદરી પાસે પૂર્ણ શ્રદ્ધાથી સમયાનુસાર ધર્મબોધ સાંભળ્યો, અને છેવટે પોતે બોલ્યો, કે 'નાશવંત મુગટને છોડી, હું અનાશવંત પામવાને જાઉં છું, કે જ્યાં કાંઈ પણ ઉપાધિ નડી શકનાર નથી." પછીથી ચંડાળ કર્મ કરવાને કોઈ બે જણ* આવ્યા હતા તેની પાસે જઈને કહ્યું કે હું હાથ ઉંચા કરૂં એટલે તમે તમારૂં કામ કરજો. એમ કહી પોતાના વાળ ચોટીપરથી આઘા ખસેડી શિરચ્છેદના ઢીમચા ઉપર રાજાએ પોતાનું માથું મૂકયું, એક બે મિનિટ એકાગ્ર ચિત્તે ઈશ્વરનું ધ્યાન ધર્યું, અને પછી હાથ ઉંચા કર્યા. એટલે પેલાએ એક ઘા કર્યો, અને તેની સાથે જ રાજાનું માથું ધડથી જુદું થઈ ગયું. લોહી ચૂતું એને ઉપાડી ચંડાળે બધાને દેખાડી પોકાર કર્યો કે "જુઓરે લોકો! આ દેશદ્રોહીનું માથું."

લોક તો આ જોતાં જ છૂટે મ્હોડે રોઈ પડયા, અને કેટલાક રાજરક્તમાં પોતાના રૂમાલ બોળી લેવાને+ ભક્તિભાવથી ધાયા. પણ બસ! હવે આ વાતપર કાળા મહાકાળનો ઘટ્ટ પડદો નાંખો. બસ! ઈતિહાસના તખ્તાપર એક મહા અદ્દભુત પણ સાચે સાચું ભયાનક રસ નાટક જનસ્વભાવની વિફરેલી મનોવૃત્તિઓએ આરંભ્યું હતું તે હવે પૂરૂં થયું, ને એમાં સર્વે પાત્ર પોતપોતાની યોગ્યતા પ્રમાણે વર્ત્યા છે.

---

* એ બે જણા એવો ટોપ પહેરીને આવ્યા હતા કે તેમનાં મોં કોઇથી ઓળખાઈ શકે નહિ.

+ આવા કમોતે મરનાર મોટા પુરુષની સ્મરણભક્તિનો યુરોપિયનોમાં આવો જ આસુરી આચાર છે.

# પ્રકરણ ૨૭ મું.

## સૈન્યસત્તાક રાજ્ય : ઇ. સ. ૧૬૪૯-૬૦.



**નવીન રાજ્યસ્થાપના** નિરંકુશીઓએ તુર્ત પોતાના ધાર્યા પ્રમાણે કરવા માંડી. રાજાને મારી નાંખ્યો તે દિવસે જ સાંજે ઢંઢેરો કાઢ્યો, કે ચાર્લ્સ સ્ટુઅર્ટ જે પ્રિન્સ ઑફ વેલ્સના નામથી સાધારણ રીતે ઓળખાય છે, તેને અથવા બીજા કોઈને પણ જો કોઈ માણસ રાજા એમ પોકારશે, તો તે માણસ દેશદ્રોહી ગણાઈ મોટી શિક્ષાને પાત્ર થશે. પછી ૬ ઠ્ઠી * ફેબ્રુવારીએ ઠરાવ કર્યો કે અમીરની સભા નિરુપયોગી તથા દહેશત ભરેલી ધારી પાર્લમેંટે કાઢી નાખી છે. બીજે જ દહાડે પ્રજાસત્તાક રાજ્યનું જાહેરનામું બહાર પડયું તેમાં સાફ લખ્યું કે રાજપદ નકામું બોજારૂપ અને ભયભરેલું છે. ૮ મી ફેબ્રુઆરીએ રાજ્યની નવી મોહોર કોતરાવી, અને બીજે દહાડેથી ઇન્સાફની કોરટો પાછી ચાલુ કરી. પછી રાજ્ય ચલાવવા ૪૧ પુરુષોની એક કાઉન્સિલ ઠરી, તેનો બ્રેડશૉ એ પ્રમુખ, અને મિલ્ટન (ઇંગ્લાંડનો નામીચો મહા કવિ) એ લૅટિન સેક્રેટરી નીમાયો. આ રીતે ઇંગ્લાંડમાં તડાકાબંધ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થઈ ગયું. પણ આટલું યાદ રાખવું કે તે તમામ લોકની કેવળ મરજી વિરુદ્ધ હતું. અને એમ હતું તો પછી તેને પ્રજાસત્તાક રાજ્ય કહેવું એ જ અમને યોગ્ય લાગતું નથી. એ તો ખરૂં જોઈએ તો સૈન્યસત્તાક રાજ્ય હતું. દરેક દેશમાં જ્યારે લશ્કરનું જોર વધી પડે છે, ત્યારે તે પોતાની

---

* આ ઠરાવ કરતી વેળા ૨૯ મત વિરુદ્ધ અને ૪૪ તે તર્ફે હતા. નિરંકુશીઓએ પાર્લમેંટને જુલાબ આપી પોતાના મતના જ સભાસદો રહેવા દીધા હતા. તોપણ તેમાંથી એ લગભગ અર્ધા તો સામા થયા. એ ઉપરથી જ જણાશે કે એમણે કરવા ધારેલું રાજ્યાંતર તમામ ઇંગ્રેજોને કેટલું બધું અપ્રિય હશે.

મર્જીમાં આવે તેવું રાજ્ય સ્થાપન કરે છે. પણ રાજ્યના ખરા ધણી તો સિપાહીઓ જ થઈ રહે છે. ઈંગ્લાંડમાં પણ આ સમે એમજ થયું. આ ભક્ત સિપાહીઓનો વિચાર ખરેખરૂં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો હતો એ કબુલ કરીએ, તોપણ તેમાં થયું શું ? તમામ પ્રજાની મર્જી વિરુદ્ધ તેમણે મોંમાં વેલણુ ઘાલીને જ ઓસડ પાવા જેવું કર્યું. અને તેનું ફળ છેવટે થાય પણ એ જ કે તે કડવું ગંધાતું ઓસડ કદાપિ બળાત્કારને લીધે એકવાર પેટમાં ઉતરે તોપણ અંતરનો ઉંડો કંટાળો તેને તત્કાળ પાછું વમન કરી નખાવ્યા વિના કદી પણ રહે નહિ.

એમજ અહિંયા થયું. એમ શા રીતે થયું તે જ આ સૈન્ય-સત્તાક રાજ્યના ઇતિહાસમાં મુખ્યત્વે કરીને જોવાનું છે. પણ તે પહેલાં આપણે જોઇએ કે આ ઝેરનો ઘુંટડો ગળે ઉતારતા લોકે કાંઈ તરફડીયાં માર્યાં કે નહિ. ઈંગ્લાંડ તો બિચારૂં શું કરે એમ હતું ? તે તો પ્રજાસત્તાક સિપાહીઓથી હારી છેક મૂર્છાવશ થઈ પડ્યું હતું. રાજપક્ષની ઉઠાવણી કરે, તો આયર્લાંડ કે સ્કૉટલાંડ કાંઈ કરી શકે એમ હતું, અને તેમણે તેમ તત્કાળ કર્યું.

આયર્લાંડ પાર્લમેંટને (ઇ. સ. ૧૬૪૬ માં) સોંપી દીધું તે પહેલાં ત્યાંની સુબેદારી ઉપર રાજા તર્ફથી ઓર્મોન્ડનો ઠાકુર ઘણા વખતથી હતો. તેને ત્યાંના લોકે આ સમે આમંત્રણ કર્યું, અને તેણે આવી ડબ્લિન, બેલફાસ્ટ, ને લંડનડરી સિવાય સઘળા કિલ્લા સહેલથી કબજે કરી લીધા. આ સાંભળી પાર્લમેંટે ક્રૉમ્વેલને હુકમ કર્યો કે ત્યાં જઈને તમારે તેનો તાબડતોબ બંદોબસ્ત કરી નાંખવો.

ક્રૉમ્વેલ ઝટ દાંત પીસી કાળકરાળ રૂપે આયર્લાંડ જવા તૈયાર થયો. અહિંના લોકે આઠ વર્ષ ઉપર પ્રૉટેસ્ટંટોની જે કતલ ચલાવી હતી તે હજી સઘળા ઈંગ્રેજોની છાતીમાં સાલ્યા કરતી હતી. અને તેથી આ ધર્માંધ લશ્કર તો વેર વેર જ પોકારતું આયર્લાંડને કિનારે

ઉતર્યું. ક્રોમ્વેલની રાજનીતિ પણ આ વેળા કેવળ ક્રૂરતાથી જ આ બિચારા ટાપુને જેર કરવાની હતી, કેમકે સ્કોટલાંડ બંડ કરવાની તૈયારી પર હતું. આખા યૂરોપમાં રાજહત્યાની ખબર સાંભળતાં જ મોટો હાહાકાર વર્તી રહ્યો હતો. કેટલાંક રાજ્યે ઈંગ્લાંડના એલચીઓને તિરસ્કાર સાથે પોતાના દરબારમાંથી હાંકી મુકયા હતા, અને હોલાંડ તો જાહેરમાં બીજા ચાર્લ્સને કબુલ રાખી તેની તર્ફથી વઢવા તલપાપડ થઈ રહ્યું હતું. સમો આ નિરંકુશી લોકને માટે મહા બારીક હતો. જો જરા પાસો અવળો પડો તો કુતરાને મોતે તે માર્યાં જાય એમ હતું. આ જોઈ ક્રોમ્વેલે નિશ્ચય કર્યો હતો કે આ વેળા તો દયા કે મયા કાંઈ ન રાખતાં આ બંડખોરોને એવા કચરી નાખવા કે ફરીથી બીજા કોઈ માથું ઉપાડે નહિ.

એક ટુકડી તત્કાળ જે એણે ડબ્લિનની મદદે મોકલી દીધી હતી તેણે જઈ ઓર્મોંડને ભારે હાર ખવડાવી. થોડા દહાડામાં પોતે પણ બધા લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યો. દ્રોગેડામાં ઓર્મોંડ ભરાઈ બેઠો હતો. તેની ઉપર જઈ પહોંચી બીજે હુમલે જ તે ગઢ સર કરી લીધો. આ વેળા એણે પોતાના સિપાહીઓને સખ્ત તાકીદ આપી કે કોઈ તાબે થાય તોપણ તેની ઉપર દયા ન આણતાં તમામ કિલ્લેદારોને તથા વસતીમાંથી પણ જેની પાસે હથીયાર જોવામાં આવે તેને ઝબે જક રી નાખવા. એના જ લખવા પ્રમાણે આ એક કાળ રાત્રિએ ૨૦૦૦ માણસ વાઢ્યું ગયું હશે. નાસતા ભાગતા બિચારા કેટલાક જણ એક દેવળમાં ભરાઈ ગયા, તો એણે તે દેવળને આગ લગડાવી તેમાંના તમામ બાવાઓને પણ પકડી પકડીને કાપી નખાવ્યા. બીજે એક કિલ્લો લીધો ત્યાં પણ આવા જ રાક્ષસવેડા એણે ચલાવ્યા. આ જોઈ આખો ટાપુ થરરર થઈ ગયો, અને બીજા કિલ્લાઓ ડબોડબ પોતાની મેળે શરણ થવા લાગ્યા. આટલી સખ્તી હવે પછી ઘણું લોહી વહેતું અટકાવશે, એવું જે આ વેળા એનું પાર્લમેન્ટ ઉપર લખવું હતું તે ખરૂં પડયું. કેટલા થોડા માસ સુધી લડાઈ ચાલુ રહી, અને તેમાં

શત્રુઓએ એક બે દારૂણ યુદ્ધ કીધાં એ વાત ખરી, પણ આ વખતથી આ બંડનો સઘળો ઉભરો શમી ગયો.

**આયર્લાંડની વ્યવસ્થા.**—ગમે તે કહો, પણ ક્રોમ્વેલની બુદ્ધિ તો અસાધારણ ખરી. પાંચસો વર્ષથી આયર્લાંડ જીતાયો હતો, પણ એણે જેવો તેને જેર કરી નાંખ્યો તેવો તે હજી કોઇથી પણ થયો નહોતો. એણે તો હવે પછી આખા ટાપુની સઘળી સત્તા તથા સમૃદ્ધિ ત્યાં જઈ વસેલા પ્રોટેસ્ટંટોના જ હાથમાં આવે એવા જબરદસ્ત ઉપાયો કામે લગાડયા. પ્રથમ તો એણે વહાણનાં વહાણ ભરી આઇરિશોને તેમની સ્વભૂમિ છોડાવી વેસ્ટ ઇંડીસમાં મોકલાવી દીધા. પછીથી એણે યુરોપ ખાતે સિપાહીગીરી કરવા જવાની આઇરિશોને પક્કાઇથી છૂટ આપી, એટલે બીચારા ઇંગ્રેજોના જુલમે કંટાળી રહેલા ૪૦૦૦૦ આઇરિશો પરદેશમાં જઇ વસ્યા. એના જ અમલમાં મહા જુલમી પણ સૌથી આબાદ કામ કરવામાં એ આવ્યું કે અલસ્ટર વગેરે ફળવંત પ્રગણાઓ-ની સઘળી જમીન દેશી ખેડુતો પાસેથી ખૂંચવી લઇ ઇંગ્રેજોને એકદમ વેચી કે આપી દીધી. થોડા વખતમાં આ ધનવાન ઇંગ્રેજી જમીનદારોની મહેનતથી આયર્લાંડમાં ખેતીવાડીમાં કામ ધમધોકારે વધી પડયું, નવા રસ્તાઓ બંધાયા, જ્યાં જુઓ ત્યાં નવાં ભભકાદાર મકાનો ઉભાં થવા લાગ્યાં, અને ટુંકામાં આ જંગલી ઉજડ ટાપુએ એકદમ સુધરેલા આબાદ મુલકનું રૂપ ધારણ કરવા માંડયું. અલબત્ત આ સઘળો દેખાવ ઉપરનો જ હતો. એ સઘળી સમૃદ્ધિ પેલા થોડા પરદેશીઓના જ સુખને સારૂ હતી. બાપડા દેશીઓનો આખો સમુહ તો ભોંય ભાડા વિનાનો થઈ જઈ પેટને માટે મજુરી કરતાં મરી જતો હતો, તેના તો બહુ બુરા હાલ થયા; અને હજી પણ એ જ કારણથી ત્યાં એટલી બેદિલી ચાલે છે કે ઇંગ્લાંડને હાલની પાદશાહી સત્તામાં પણ આયર્લાંડ એક કાંટાની પેઠે હમેશાં ખૂચ્યા કરે છે, અને શાણા રાજકારભારીઓ એ જ વિચાર-માં ગુંથાયા રહે છે કે હવે શું કરવું કે આઇરિશ પ્રજા સુખી ને

સંતોષી થાય, અને ત્યાં જે દરરોજ આ બંડફિસાદ ઉઠયા કરે છે તે બંધ પડે. પણ અન્યાયનું ફળ છેવટે તો સારૂં ક્યાંથી નીકળે! સારૂં તે સારૂં, અને નઠારૂં તે પરિણામે નઠારૂં જ, એ કુદરતનો અટળ કાયદો કોનાથી ટળે! પણ આ સમે તો ક્રોમ્વેલનું ધાર્યું બરાબર પાર પડયું, એટલે આયર્લાંડ સંપૂર્ણ રીતે જીતાયો અને ત્યાં પ્રૉટેસ્ટંટ ઈંગ્રેજોનું જોર એવું બંધાયું કે તે વખતથી એ ટાપુ ઈંગ્લાંડને ખરેખરો અધીન થઈ પડયો.

પણ આ બધું ક્રોમ્વેલે આ સ્વારીની વેળા જ કરી નાંખ્યું એમ સમજશો નહિ. આ વેળા તો આયર્લાંડ પૂરો જીતાઇ રહ્યો એટલામાં આ મોળી પડેલી લડાઇનું કામ પોતાની હાથ નીચેના એક સેનાપતિને સોંપી એને સ્કૉટલાંડ તર્ફ દોડવું પડયું.

સ્કૉટલાંડ—સ્કૉટલાંડના લોકોએ રાજહત્યાની ખબર સાંભળતાં જ બીજા ચાર્લ્સને પોતાનો રાજા પોકાર્યો હતો, પણ ધર્મચુસ્ત પ્રેસ્બિટેરિયનોના હાથમાં સઘળી રાજસત્તા હોવાથી તેઓ આગ્રહ લઈ બેઠા કે એ આપણો પંથ સ્વીકારે નહિ ત્યાં સુધી એની તર્ફથી આપણે કાંઈ પણ કરવું નહિ. એવામાં શૂરા મૉન્ટ્રાસે આગળ પડી રાજાનો ઝુંડો ઉઠાવ્યો. તેની સામા આ પ્રેસ્બિટેરિયનો થયા, અને તેને યુદ્ધમાં હરાવી ફાંસીએ દીધો. ચાર્લ્સે જોયું કે હવે આ પ્રેસ્બિટેરિયનોને મેળવી લેવા એ સિવાય બીજો એકે આરો નથી. તેથી પોતાના બાપની પેઠે એ ફરી ગયો કે મેં કાંઈ મૉન્ટ્રોસને મારે સારૂ લડાઈ ઉઠાવવાની રજા આપી નહોતી, અને તમારો ધર્મ મને કબુલ છે. એમ કહી તે સ્કૉટલાંડમાં આવ્યો ( ૧૬ મી જ્યુન ૧૬૫૦ ). આથી રાજી થઈ સ્કૉટલાંડના સત્તાધારીઓ ઈંગ્લાંડપર ચડાઈ કરવાને તૈયરી કરવા લાગ્યા. તેઓ આવી પહોંચે તે પહેલાં તેમની ઉપર જ સવારી કરવાનો પાર્લમેન્ટે ઠરાવ કર્યો. આ વાત ફેરફેક્સ જે થોડો ઘણો પ્રેસ્બટેરિયન મતનો હતો, તેને પસંદ પડી નહિ અને તેથી તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું, અને ક્રોમ્વેલ તમામ લશ્કરનો ઉપરી નીમાયો. એ નીમણૂક થતાની સાથે જ તે સ્કૉટલાંડ તરફ ધસ્યો.

ડન્બારનું યુદ્ધ. લેસ્લી કરીને સ્કૉટનો સેનાપતિ હોંશિયાર ને અનુભવી હતો. તેણે એને આવતો સાંભળી એડિનબરોની આસપાસનો સઘળો મુલક ઉજાડ કરી નાંખ્યો. અને તેથી ટ્વીડ ઓળંગીને ક્રોમ્વેલ પેલી તર્ફ ગયો કે એને ઘાસ કે દાણો કાંઈ મળી શકયો નહિ. પણ ક્રોમ્વેલે અગમબુદ્ધિથી પોતાનાં વહાણ ત્યાં બોલાવી રાખ્યાં હતાં, તે એને જે જોઈએ તે આણી આપવા લાગ્યાં. લેસ્લીએ પોતાનો મુકામ એક ઘણી મજબૂત જગ્યાએ નાંખ્યો હતો તે જોઈ ક્રોમ્વેલ ચેતી ગયો કે આ સ્થળે હુમલો કરવો કેવળ નાદાનીનું કામ છે. એણે આગળ આવવા લેસ્લીને બહુ લલચાવ્યો, પણ એ પાકો સરદાર જ્યારે કાંઈ પણ ઠગાયો નહિ, ત્યારે એણે જઈને પોતાનો પડાવ ડન્બાર આગળ નાંખ્યો. લેસ્લીએ ધીમે ધીમે ખસી એની આસપાસના ઘાટ એવી રીતે ઘેરી લીધા કે ઇંગ્લાંડ જવાની સઘળી ગાળીઓ બંધ પડી. અને તે ઉચ્ચ સ્થાને શત્રુઓ હુમલો કરવાની હામ ભીડે, તો ખરાબ થયા વિના રહે નહિ. એવામાં પાણી લાગવાથી ક્રોમ્વેલનાં માણસો ટપો-ટપ મરવા માંડયા, અને જળમાર્ગે નાસી જવા સિવાય સલામતીનો એક રસ્તો એને રહ્યો નહિ. પણ એનું નસીબ બળવાન હતું. લેસ્લીની ડાહ્યી યુદ્ધરીતિ તેની સાથના ઉછૃંખળ ધર્મબોધકોને પસંદ પડી નહિ. તેમણે બૂમરાણ ઉઠાવી મૂકયું, કે જોયા શું કરોછો! ચાલો, ચાલો! હેઠે ઉતરી શત્રુનો આપણે સામટો જ સંહાર કરી નાંખીએ! આ ધર્મઘેલાઓનું લશ્કરમાં જોર એટલું વધી પડયું કે પોતાને બિલકુલ નાપસંદ છતાં લેસ્લીને તેમનું કહ્યું કરવાની જરૂર પડી. ડુંગરાની ધાર ઉપરથી શત્રુને ઉતરતા જોઈ યુદ્ધકલાપારંગત ક્રોમ્વેલ એકદમ બોલી ઉઠયો કે અહો! ઈશ્વરે જ તેમને આપણને હવે સ્વાધીન કરી દીધા! ઘોડ પલટણ જે સૌથી આગળ નીકળી આવી હતી તે મેદાન પર ઉતરી ન ચૂકી, એટલામાં તેની ઉપર ક્રોમ્વેલે પોતાના તમામ લશ્કરથી ધસારો કર્યો, અને તેઓ મરણીયા થઈ લડયા તોપણ તેમાં ભંગાણ પડયું. “ ઓ! નાઠા! ઓ! નાઠા! ” એમ પોકારી ક્રોમ્વેલ

એવો ધાયો કે પેદળ જે મદદે આવતું હતું તે પણ ગભરાઈ ગયું. સૂર્યને ઉગતો જોઈ એ પૂર્ણ શ્રદ્ધાથી બાઇબલનાં વચનોમાં બોલી ઉઠયો કે હવે ઇશ્વરને ઉઠવા દો, અને એના શત્રુઓ તારાજ થઈ જનાર છે. અને ખરેખર એક કલાકમાં તે તારાજ થઈ ગયા. ડનબાર-ની આ નામીથી લડાઈમાં ૪૦૦૦ સ્કોટ જીવથી ગયા, અને આશરે દશ હજાર કેદી પકડાયા ( ૩ જી સપટેંબર ૧૬૫૦ ).

વુસ્ટરનું યુદ્ધ.—આ ફતેહથી રાજધાની (એડિનબરો) એના હાથમાં આવી, પણ આખા મુલકને વશ કરતાં ક્રોમ્વેલને એક વર્ષ લાગ્યું. રાજા જે નાસતો હતો તેને ઝાલી રાખી સ્કોટ લોક પર્થમાં જઈ ઠર્યા. અને ત્યાં ૧૬૫૧ ના જાનેવારી માસમાં એને રાજ્યાભિષેક કર્યો. શિયાળો ઉતર્યા પહેલાં જ ક્રોમ્વેલ સ્ટર્લિંગ લેવા દોડયો, પણ તેમાં ફાવ્યો નહિ, અને હવા લાગવાથી સખ્ત મંદવાડ ભોગવવો પડયો. સાજો થયો કે તુર્ત જ સ્કોટ લશ્કર સ્ટાર્લિંગમાં પડેલું છતાં એણે પર્થ પોતાને તાબે કરી લીધું. આ સમે ચાર્લ્સે ઈંગ્લાંડપર ચડાઈ લઈ જવાનું મોટું સાહસ આદર્યું. સ્ટર્લિંગથી એકદમ નીકળ્યો તે કંબરલાંડ, લેંકેશાયર, ચેશાયર, અને શ્રોપશાયર, પ્રગણાઓ ચાંપતો ચાંપતો વુસ્ટર સુધી આવી પહોંચ્યો, ત્યારે જ પોતાના લશ્કરને થાક ખવડાવવા એણે થોડા દહાડા કાંઇક મુકામ કર્યો. પણ અંહીઆ એની આશા ફળીભૂત થઈ નહિ. કોઈ પણ ઈંગ્રેજની એની પાસે ઉભા થવાની હિંમત ચાલી નહિ. આણી તરફથી ક્રોમ્વેલ, જે જનરલ મન્કના હાથ નીચે ૬૦૦૦ માણસ સ્કોટલાંડમાં મૂકી ક્યારનો ચાર્લ્સની પૂઠે દોડયોજ આવતો હતો તેની મદદે નવું લશ્કર પાર્લ-મેંટ મોકલ્યું. ક્રોમ્વેલે આવી વુસ્ટરના કિલ્લા સર કરી લીધા, અને પછી શહેરમાં ચાર્લ્સનું લશ્કર હતું તેની ઉપર જબરદસ્ત હલ્લો કર્યો. ડનબારના યુદ્ધની વરસગાંઠને દહાડે જ આ લડાઈ પણ થઈ, અને તેમાં એનો પૂર્ણ વિજય થયો. સ્કોટ લશ્કરમાંનું ભાગ્યે એક માણસ મુઆ કે કેદી પકડાયા વિના રહ્યું હશે. ચાર્લ્સ જીવ લઈને નાઠો તે

જેમ તેમ કરતાં હજારો વેષ બદલતો અને ઝાડી જંગલોમાં ભરાતો દરિયા કિનારે જઈ પહોંચી ફ્રાન્સમાં ઉતરી પડ્યો.

આ હારથી રાજપક્ષના હાથ સર્વત્ર ભોંય પડયા. જનરલ મન્કના હાથ નીચે ૬૦૦૦ માણસ એ સ્કોટલાંડમાં મૂકી આવ્યો હતો તેણે જલદીથી આખા દેશને નરમ ઘેંશ કરી નાંખ્યો. પ્રતાપી પ્લેન્ટાજિનેટ રાજાઓથી પણ જે દેશ વશ થયેલો નહિ, તે ક્રોમ્વેલના અમલમાં છેક પરાધીન થઈ રહ્યો ઇંગ્લાંડની પાર્લમેન્ટ એને કાયદા બાંધી આપતી, અને ઇંગ્લાંડના ન્યાયાધીશો અહીંઆ આવીને ઇનસાફ કરી જતા, પણ એનાથી જરા પણ ચૂં કે ચાં થઈ શકતું નહિ. બેશક ટુંકામાં, ક્રોમ્વેલે પોતાનો અમલ ઇંગ્લાંડ, સ્કૉટલાંડ અને આયર્લાંડ ત્રણે ઠેકાણે એવો મજબુત બેસાડયો કે એવું એક ચક્રે રાજ્ય કોઈ એ પણ પહેલાં કર્યું નહોતું એમ કહીએ તો તેમાં જરાએ અતિશયોક્તિ નથી. હવે વિદેશ સાથના વધરાઓમાં એણે કેવાં પરાક્રમ કર્યાં તે આપણે જોઈએ.

**વિદેશ વિગ્રહ**—હોલાંડ જે લડાઇ ઉઠાવવાને હજી આંચકા ખાતું હતું, તે પાર્લમેન્ટે ક્રોમ્વેલની સલાહ ઉપરાંત નૌકાનો કાયદો કાઢી તેમ કરવાની જરૂર પાડી. એ કાયદામાં એમ હતું કે જે દેશનો માલ હોય તે તે દેશના વહાણમાં આવતો હોય તો જ ઇંગ્લાંડ, સ્કૉટલાંડ અને આયર્લાંડમાં ઉતરવા દેવો, અને નહિ તો તે ઇંગ્લિશ વહાણમાં જ આવવો જોઇએ. આ નેવિગેશન એક્ટથી ઇંગ્લાંડનું નૌકાબળ એકદમ વધવા માંડયું. પણ એનું પરિણામ એ જ થાય કે વલંદાઓ જે આ સમે દેશ દેશનો માલ ત્યાં લઈ આવતા હતા, તેનો એ સઘળો વેપાર પડી ભાગે. વળી ઇંગ્લિશ ચેનલમાં જે પરદેશી વહાણ આવે, તેણે પોતાના રાજ્યનો વાવટો ઉતારી ઇંગ્રેજ વહાણને સલામતી આપવી, એવું જે એમાં હતું તે વલંદાઓને બહુ જ અપમાનકારક લાગ્યું. આથી લડાઈ જાગી, તે બે અઢી વર્ષ ચાલી, તેમાં ઇંગ્રેજી નૌકાધિપતિ બ્લેકે ઇંગ્રેજી નામને સારૂં દીપાવ્યું, પણ પ્રોટેસ્ટંટ દેવોએ માંહો—

માંહે વઢી મરવું એ ક્રોમ્વેલને પસંદ નહોતું, તેથી એણે (૧૬૫૪માં) હોલાંડ જોડે સલાહ કરી નાંખી, એટલું જ નહિ, પણ સ્વીડન, ડેનમાર્ક સ્વિટ્ઝર્લાંડ વગેરે પ્રોટેસ્ટંટ મુલકો સાથે ગાઢી દોસ્તી બાંધી એ યૂરોપમાં પ્રોટેસ્ટંટ પક્ષનો ઈલિઝાબેથની પેઠે અગ્રણી થઈ પડયો.

આ વેળા યૂરોપમાં ઈંગ્લાંડનું નામ એણે એવું જોરાવર કરી મૂક્યું, કે ફ્રાન્સ ને સ્પેન એની સાથે સંધિ કરવાને માટે મહા મથન કરી રહ્યાં. એણે ફ્રાન્સનાં કહેણ કબુલ રાખ્યાં, અને સ્પેન સામેના વિગ્રહમાં ઈંગ્લાંડ જોડાયું. આનું ફળ એ થયું કે જામેકાનો ટાપુ તથા ડનકર્ક શહેર ઈંગ્રેજોને મળ્યાં, તથા દેશાવરમાં ઈંગ્લાંડનું નામ એવું પ્રકાશી ઉઠયું રે ક્રોમ્વેલના કટ્ટામાં કટ્ટા શત્રુને પણ એ બાબત તો તેનાં છૂટે મોંએ વખાણ કર્યા વિના ચાલતું નથી. પણ હવે દેશની અંદર એની રાજનીતિ કેટલી ફતેહ પામી, એટલે, લોકોની મરજી વિરુદ્ધ જે રાજ્યરચના એણે સ્થાપવા માંડી તેનું શું થયું તે આપણે જોઇએ.

જગતનો ધિક્કાર ચોતરફથી આ રાજહત્યારા લોકપર વરસી રહ્યો હતો. આ અઘોર કૃત્યની ખબર સાંભળતાં આખા યૂરોપખંડને ચીતરી જ ચઢી ને સઘળે ઠેકાણે ફિટફિટ થઈ રહ્યું. પ્રોટેસ્ટંટ રાજ્યો તો કેથોલિક કરતાં પણ એ કામનો ફિટકાર વધારે બતાવવા લાગ્યાં. જાણે બીહીતા હોય કે રખેને આપણે પણ ઈંગ્લાંડ જેવા વિપરીતવિચારી ગણાઈ જઈશું. સઘળાં પરદેશી રાજ્યોએ તિરસ્કારથી ઈંગ્લાંડના એલચીઓ કાઢી મૂકયા એ તો આપણે પાછળ જ કહી ગયા છીએ.

જો દૂર યૂરોપમાં આટલો હાહાકાર થઈ ગયો, તો ખુદ ઈંગ્રેજોના મન કેવાં ઉથલબે થઈ ગયાં હશે તે કહેવાની જરૂર નથી. આખો દેશ આંખ ફાડીને જોઈને જોઈ જ રહ્યો, અને શું પ્રલયકાળ પાસે આવ્યો છે એમ બધાને ભાસ્યું. એક બે પ્રજાસત્તાક વાદી નિરંકુશીઓ સિવાય બધા લોક " ગજબ ગજબ " કહીને આખો દહાડો નિસાસા પર નિસાસા નાખવા લાગ્યા. આ પ્રજાસત્તાકીઓ બધાની આંખે દૈત્ય કરતાં પણ દુષ્ટ ને બીહામણા દેખાતા. આ સર્વવ્યાપી મનોભાવ જે

ડળ રાજકારભાર ચલાવવાને નીમ્યું હતું તેમાં પણ જણાયો. પહેલી બેઠકે તેમણે એવા સોગન લેવાની તો ના કહી કે અમને આ પ્રજાસત્તાક રાજ્ય તથા રાજવધ કબુલ છે. ન્યાયાધીશોમાંથી અર્ધો ઈ રાજીનામું આપી ચાલ્યા ગયા. અમે આ પ્રજાસત્તાક રાજ્યને વફાદાર રહીશું એવી જ્યારે કબુલાત લેવા માંડી ત્યારે હજારો સરકારી નોકર તથા પાદરીએ ચોખ્ખી ના પાડી. લોકવિચાર એટલો વિરુદ્ધ તો કે લંડન શહેરમાં છેક બે મહીના સુધી પ્રજાસત્તાક રાજ્યનું જાહેરનામું કાઢવા પાર્લમેન્ટની જરા પણ હિમત ચાલી નહિ. આવા અનિયાના ધિટકારની વચમાં પેલી ધવાએલી ખવાએલી પાર્લમેન્ટ કેવી રીતે પોતાનું કામ ચલાવી શકે છે તે હવે આપણે જોઈએ.

**ઠૂંઠી પાર્લમેન્ટ**—કર્નલ પ્રાઇડના જુલાબ પછી પાર્લમેન્ટમાં ભાગ્યેજ સો એક જ માણસ રહ્યા હશે, અને તેમાં હાજર તો ભાગ્યે ચાસ પણ થતા. એ ખરી પાર્લમેન્ટનું માત્ર ઠૂંઠું જ હતું, અને તેથી લોકો એને તિરસ્કારમાં ઠૂંઠી પાર્લમેન્ટ કરીને કહેતા. આ ઠૂંઠાથી ઘણું રાજ્ય ચલાવવું, એવો વિચાર આ સેનાનો મૂળથી જ નહોતો. મૂળથી જ એને રહેવા દીધું, ત્યારે એવી શરત કરી હતી કે માત્ર બીજી રીતસરની પાર્લમેન્ટ બોલાવવાનો બંદોબસ્ત કરી તમારે તમારી મેળે તાકીદથી ચાલ્યા જવું. પણ માણસના હાથમાં અધિકાર એકવાર આવ્યા પછી, તેને તે છોડવો ગમતો નથી. તેથી પોતે વિસર્જન થવાની વાત તેમણે ટોલ્લે ચડાવી. આ જોઈ લશ્કરમાંના પેલા સમભેદકો (Levellers) એ પાછા અધીરા થઇ બંડ ઉઠાવ્યું (૨૭ માર્ચ ૧૬૪૯) ક્રોમ્વેલે આ બંડને તાકીદથી બેસાડી દઈ લશ્કરને દિલાસો આપ્યો કે પાર્લમેન્ટ વિસર્જન થવાના જ વિચારમાં છે. એવામાં આયર્લાંડે બંડ ઉઠાવવાથી એને ત્યાં જવું પડયું, અને ત્યાંથી પરવાર્યો ત્યારે એ સ્કૉટલાંડમાં રોકાયો. અઢી વર્ષે આવીને જુએ છે તો એ ખાઈ બદેલી પાર્લમેન્ટ હજી પણ માંહોમાંહે તકરારો કરી ખત જ ગાળ્યા કરે છે. ક્રોમ્વેલ જાતે જઈ બહુ મથ્યો ત્યારે માત્ર

બે મતના જ વધારાથી એ પાર્લમેન્ટને વિસર્જન થવાનો ઠરાવ પસાર થઈ શક્યો, અને તે પણ બીજાં ત્રણ વર્ષ સુધી એ રહે એવી એક કલમ તેમાં વધારી ત્યારેજ ( અક્ટોબર ૧૬૫૧ ) આ ત્રણ વર્ષની મહેતલ આ ઠુંઠી પાર્લમેન્ટે લશ્કરની સત્તા તોડી નાંખવાના હેતુથી જ રાખી હોય એમ જણાય છે. તેમણે હોલાંડ સાથે એવું ધારીને ટંટો વહોરી લીધો જણાય છે કે જો એ નિમિત્તે આપણાં હસ્તક નૌકા સૈન્ય ઉભું થાય તો પછી આ નિરંકુશી સેનાને કહાડી મુકતાં થોડી દહેશત રહે. લશ્કર ઓછું કરવાનો ઠરાવ તો એણે કર્યો પણ ખરો. આ વાત પણ ક્રોમ્વેલે કબુલ રાખી, પરંતુ એવી શરતે કે નવી પાર્લમેન્ટ બોલાવવાનું ધોરણ સુકરર કરી એ ઠુંઠાએ તો વિસર્જન થવું જ. આ ધોરણ મુકરર કરવામાં આ લોભી પાર્લમેન્ટે એવી કલમ નાંખી કે હાલના જે અમો સભાસદો છીએ તે તો કાયમ રહીએ અને વળી નવા સભાસદોની ચૂંટણી બરાબર છે કે નહિ તેનો ફડચો પણ અમારે જ હાથ રહે. લશ્કરના અમલદારો જે લગભગ ત્રણ વર્ષ થયાં ચૂપ જ બેઠા હતા તેમણે આ સમે ભેળા થઈ આ કલમોની સામે મજબુત વાંધો ઉઠાવ્યો. પણ તેમને ન ગણકારી પોતાનો ધારેલો જ ઠરાવ પાર્લમેન્ટ પસાર કરી નાખવા તૈયાર થઈ. આ સાંભળી ક્રોમ્વેલને ગુસ્સો ચઢ્યો. એક ટુકડીને સાથે લઈ તે ત્યાં ગયો, અને અંદર જઈ થોડા વખત સુધી બેઠા બેઠા બધો તમાશો જોયો. 'આ બિલ પસાર થાય ?' એવો છેવટનો સવાલ જ્યારે પૂછાયો, ત્યારે એણે સિંહની પેઠે ગર્જના કરી બધાને ખૂબ ઝાપટી નાખ્યાં. અને પછી "જાઓ ઘેર બેસો, વધારે પ્રમાણિક માણસોને તમારી જગાએ આવવા દ્યો." એવું કહી એ ઠુંઠી પાર્લમેન્ટને કહાડી મુકી બારણે તાળું દેવડાવ્યું. (૨૦ મી એપ્રીલ ૧૬૫૩ ), આ સાંભળી લશ્કર, નૌકાસેન તથા ઇંગ્લાંડના મોટાં મોટાં નગરમંડળોએ હરખભેર એની ઉપર શાબાસીપત્ર મોકલ્યાં. ક્રોમ્વેલ લખે છે કે એમને કહાડી મુકવાથી એક કૂતરૂં પણ ભસ્યું નહિ.

હજી પણ ક્રોમ્વેલ કે સેનાનો વિચાર લશ્કરી રાજ્ય ચલાવવાનો

હોય એમ જરા પણ જણાતું નથી. આ પાર્લમેન્ટને કાઢી મૂકવી પડી, તો તેણે તુર્ત જ તેને ઠેકાણે બીજી બોલાવવાનો વિચાર કર્યો. હાલ પાર્લમેન્ટને બોલાવી શકે એવી કાયદેસર સત્તા ધરાવનારૂં તો કોઈ પણ રહ્યું નહોતું. માટે ક્રોમ્વેલે સેનાધિપતિની રૂએ દેશમાંથી દોઢસોએક માણસને ચૂંટી કહાડી તેમની કામ ચલાઉ પાર્લમેન્ટ બનાવી અને તેમની મુદત બાંધી આપી કહ્યું કે તમે રીતસરની પાર્લમેન્ટ બોલાવવા બાબતનો કાયદો ઘડો. આ બેરબોનની પાર્લમેન્ટ કહેવાય છે. કેમકે તેમાંના એક સભાસદનું *બેરબોન એવું હસામણું નામ હતું. એ પાર્લમેન્ટ તો પોતાને જે કામ માટે ભેગી કરી હતી તેને પડતું મૂકી ખરી પાર્લમેન્ટનાં જ બધાં કામ ધમધોકારે ચલાવવા મંડી, અને થોડા વખતમાં છેલ્લી પાર્લમેન્ટ કરતાં પણ દેશમાં ભારે પોકાર ઉભો કરી મુકયો. અગર જો બેશક એની દાનત તેના જેવી સ્વાર્થી કે લુચ્ચાઈની હતી નહી. આ સભાસદો તો ફકત ફરજ સમજનારા પેલા ભક્તજનો હતા. તેઓ તો ફરજ જોઈને જ વર્તનારા, અને ફરજની વાત આવે ત્યાં સગા બાપની પણ શરમ રાખે નહિ એવા હતા. આવા માણસો ગમે એટલા સ્તુત્ય, પણ વ્યવહારમાં તો ઘણી વખતે વિઘ્નકારક માલમ પડે છે. અને તેનું કારણ છે. બુદ્ધિ તો કપાળે કપાળે જુદી હોય જ અને જો જેને જેને જુદું સમજાયું તે બધા ફરજના વિચારથી પોતાનો કક્કો જ ખરો કર્યા કરે, તો કોઈ કાળે પણ તેઓ એકમત થઈ સાર્વજનિક કામો કરી શકે નહિ. ફરજ સમજી પોતાના વિચાર જાહેર કરવા એ એક જુદી વાત છે, અને તે વિચારને આંધળાની પેઠે બાઝી રહી બીજા બધાથી જુદા પડી જંગ જ ઉઠાવવો એ જુદી વાત છે. એક બીજાના વિચારને માટે ઔદાર્યથી છૂટ મુકતાં આવડે તો જ મંડળીઓ ચાલી શકે છે. અને આવું ઔદાર્ય એ તો પોતાના વિચારને સ્વતંત્રતાથી વળગી રહેવા કરતાં પણ બહુ ઉંચો સદ્દગુણ છે. પણ ઝનુની લોકને આ અવરોધનું કારણ થઈ પડે છે એટલું જ નહિ પણ તેઓ

---

* એનો અર્થ ઇંગ્લેંડમાં ખુલ્લી હડી એવો થાય છે.

આંખ મીંચી આખા દેશકાળની સામે પોતાનું વહાણ એવું ઝોકાવે છે કે પર્યંતે તેમની તથા વખતે તમામ દેશની ખરાબી જ થાય છે.

આ પ્રમાણે જ એ ભગતડી પાર્લમેન્ટે કર્યું. તેમને એટલો પણ વિચાર રહ્યો નહિ કે મોટા ફેરફારની વાતો તો રીતસરની પાર્લમેન્ટને માટે જ રહેવા દેવી જોઇએ તેમણે તો ટપોટપ જુની કહેણી રહેણીથી કેવળ ઉલટા જ નવા નવા કાયદા દરરોજ પાર્લમેન્ટમાં રજુ કરવા માંડયા અને તે ઉપર માંહો માંહે ભારે રણ સંગ્રામ ઉઠાવી બેઠા. અમે સમજીએ છીએ કે એમાંના કેટલાક કાયદા વસ્તુતઃ બહુ સારા હતા, પરંતુ જે બધા આજ પર્યંત પણ ઈંગ્લાંડમાં દાખલ થઈ શકયા નથી તે સુધારા આ અર્ધ જંગલી કાળમાં ઈંગ્રેજોને ભડકાવી ભયભીત જ કરી નાખે એમાં શી નવાઈ ? ચોતર્ફથી પોકાર ઉઠયો કે દેશનો તમામ કાયદો, ધર્મ, વિદ્યા, અને સમૃદ્ધિ એ સર્વેને આ અભણ જંતુનીઓ નિર્મૂળ કરવાનું જ ધારી બેઠા છે.

ક્રોમ્વેલને પણ આવું ઉચ્છેદકપણું બિલકુલ પસંદ નહોતું. એનો વિચાર તેમની માર્ફતે રીતસરની પાર્લમેન્ટ બોલાવી રાજ્યને બરાબર થાળે પાડવાનો હતો. પણ આ લોક તો કાંઇ થાળે પડયું હતું તેને પણ કયાંનું કયાં ઉડાડી મેલે એવા નીકળ્યા. હવે કરવું શું તેના જ એ વિચારમાં હતો. એવામાં એની તર્ફના કોઇ સભાસદે લાગ જોઈ પાર્લમેન્ટમાં એકાએક એવો ઠરાવ કરાવી લીધો કે સેનાધિપતિએ અમને જે સત્તા આપી છે તે અમે અમારી મેળે પાછી એને સ્વાધીન કરી દઈએ છીએ (૧૩ મી ડીસેંબર ૧૬૫૩ )

આમ થવાથી એ ઉચ્છેદીયાઓનું તો કાટ ગયું. પણ હવે રીતસરની પાર્લમેન્ટ બોલાવવાનો અધિકાર પોતાના જ હાથમાં લેવા સિવાય ક્રોમ્વેલને બીજો ઉપાય રહ્યો નહિ. એટલું સારૂં હતું કે પાછલી પાર્લમેન્ટ એક નવા રાજ્ય મંડળની નીમણૂક કરતી ગઈ હતી. તેની માર્ફત એણે એક રાજ્ય વ્યવસ્થા પત્રક તૈયાર કરાવ્યું.

ચુંટણીનું ધોરણ—તેમાં પાર્લમેન્ટ બોલાવવાના નિયમ આ

પ્રમાણે મુકરર કર્યાં હતા. કૅથોલિક અને દ્વેષીઓ એટલે જેમણે રાજપક્ષે રહીને લડાઈ કરી હોય તે એ બે સિવાય સઘળાને ચૂંટણીનો હક આપવો, વિશેષ હક કહાડી નાખવા, અને ૨૦૦ પોન્ડની સ્થાવર કે જંગમ મિલ્કત જેને હોય તે સઘળા ચૂંટણીમાં પોતાનો મત આપી શકે. જે ગામડાં ઉજડ યા ઉજડ જેવાં થઇ ગયાં હતાં અને જેને નષ્ટ કે ગજવાનાં ગામ કહે છે તેની પાસેથી ચૂંટણીનો હક લઈ લેવો અને કેટલાં ગામો જે આ સમે મોટાં થઇ ગયાં હતાં તેને તે આપવો.

આ ફેરફાર ઘણોખરો તો જૂની પદ્ધતિમાં પસંદ કરવા લાયક જ સુધારો હતો. મૅનચેસ્ટર, લીડસ, હેલિફાકસ વગેરે જે હાલ મોટાં ચૂંટણીનાં સ્થળો ગણાય છે અને જે આ સમે પણ સારી આબાદીપર આવેલાં હતાં, તેને ચૂંટણીનો હક મળ્યો એ કોઇ પણ નિષ્પક્ષપાતી માણસથી ગેરવાજબી કહેવાશે નહિ. તેમજ જે ગામમાં એકે છાપરૂં રહ્યું ન હોય અથવા જ્યાં જમીનદારના દશ વીશ ખેડુતો જ હાલ રહ્યા હોય, તેને ચૂંટણીમાં સામેલ રાખ્યા કરવું, એ પેલા જમીનદારને માત્ર રાજ્યમાં ગેર-વાજબી સત્તા આપ્યા બરાબર જ હતું. નષ્ટ ગામડાં બાબતનો સુધારો આ ધોરણે જ સવાસો વર્ષ પછી પ્રખ્યાત પિટે આરંભ્યો. અને આપણા કાળમાં તે અમલમાં આવ્યો છે. પણ આ સમે તો લોકે આ વાજબી સુધારાને મોટો જુલમ ગણ્યો, અને પાછળથી મોટો વાંધો ઉઠયો કે આવી નવતર રીતે પાર્લમેન્ટ મળેલી તે દેશની પાર્લ-મેન્ટ જ કહેવાય કેમ ? પણ એ બધાનું મુખ્ય કારણ તો એ જ કે આડે લાકડે આડો વેહ. બળાત્કારે કોઈ આપણું ભલું કરે, તોપણ તે સારૂં લાગતું નથી.

દેશરક્ષક રાજ્યમંડળ આટલી જ વ્યવસ્થા કરીને બેસી રહ્યું હોત, તો તે વાજબી કહેવાત. રાજ્યરચના કેવા પ્રકારની કરવી તે આ નવી પાર્લમેન્ટના જ ઠરાવ ઉપર રાખવું હતું. પણ તેમણે ધાર્યું

કે એ પાર્લમેન્ટ મળે તે દરમ્યાન રાજ્ય ચલાવવાનું ધોરણ જોઇએ જ, અને મનમાં એમ પણ ખરૂં કે આપણે આપણને ફાવતી રાજ્યરચના એકવાર કરી મુકવી એ જ ઠીક. આ રાજ્યરચનામાં ઠરાવ્યું કે ક્રોમ્વેલ એની જીંદગી સુધીનો દેશરક્ષક થાય, દેશરક્ષકે ૨૧ મંત્રી રાખવા, અને તેમની સલાહે રાજ્ય ચલાવવું. દેશરક્ષક મંત્રીઓને નીમે ખરો, પણ પછી તેમાંના કોઈની બરતર્ફી તો તે બધાની સંમતિથી જ થઈ શકે. તેમની મંજુરી વિના બીજા દેશોની સાથે સંધિવિગ્રહ તથા દેશમાં મોટા હોદ્દાની નીમણુકો કરી શકાય નહિ. ત્રણ ત્રણ વર્ષે તો એણે નવી પાર્લમેન્ટ બોલાવવી જ, અને પાર્લમેન્ટની રજા વિના એનાથી ક્યારે પણ કર મુકાય નહિ. કાયદા પાર્લમેન્ટની મંજુરીથી જ થાય, અને પાર્લમેન્ટનો કરેલો કાયદો દેશરક્ષક મંજુર ન રાખે, તોપણ તે ૨૦ દહાડા વીત્યા પછી મંજુર જ છે એમ ગણાય.

આ રાજ્યરચના પણ વસ્તુતઃ જોવા જઈએ તો કાંઈ ખોટી નથી. જે જુની પદ્ધતિ ઇંગ્રેજોને આટલી બધી પ્રિય હતી, તેની જ એ નકલ છે. માત્ર અહીંઆ રાજાને માટે દેશરક્ષક એવો શબ્દ વાપર્યો છે. એકને અનેકની, એટલે, રાજા ને પ્રજાની સત્તાનું સંમિશ્રણ, જે ઇંગ્રેજી રાજ્યરચનાનું ખાસ લક્ષણ, તે બરાબર એમાં જાળવી રાખેલું જણાય છે. જુની પદ્ધતિ કરતાં જેટલો એમાં ફેર છે, તે સઘળો પ્રજાના જ લાભનો છે. એકને સર્વોપરિ સત્તા આપી પણ તેને એવો બાંધી લીધો કે તેનાથી લોક વિરુદ્ધ જઈ શકાય નહિ. શાસ્ત્રકાર [ Legislative ] ને શાસનકાર [ Executive ] નાં કામ તદન જુદાં પાડી નાંખ્યાં. અને વિશેષ એ કે મુખ્ય શાસનકારનો અધિકાર મંત્રીમંડળની અપૂર્વ સત્તાથી મર્યાદિત અને ભયરહિત કરી મેલ્યો. વળી, આ રાજ્યરચના આ સમે ઇંગ્લાંડમાં જે અતિપર ગયેલા બે ઉલટા મત ચાલતા હતા તે બન્નેનો વચલો માર્ગ હતો. હડહડતા પ્રજાસત્તાકીઓ અનેકની જ સત્તા સ્થાપવાને તલપી રહ્યા હતા, તેમ

જ હાલ દબાઈ ગયેલા પણ લાગ આવે કૂદી પડવાને તત્પર થઈ રહેલા રાજભક્તો એકની જ સત્તા ઉપર ફિદા હતા. અનેકની અમર્યાદિત સત્તા શી ખરાબી કરે છે, તે લાંબી પાર્લમેન્ટના ચરિત્રો ઉપરથી બરાબર સમજાય છે. એકની સત્તા તો, દુનિયાના તમામ ઇતિહાસો પોકારીને કહે છે, કે પૂરતા બંધનો વિના વિનાશકારી છે જ. પ્રજાનું સુખ એકને અનેકની સત્તાના યોગ્ય સંમિશ્રણમાં જ રહેલું છે. હાલ ઇંગ્લાંડનું રાજ્ય જુદે આકારે પણ લગભગ આ વ્યવસ્થાપત્રકની મર્યાદાથી જ ચાલે છે, અને તેમ છે તો જ તે દુનિયાની રાજ્યપદ્ધતિઓમાં સર્વોત્તમ નીવડી શક્યું છે.

આવી રાજ્યરચના, ટૂંકડો ઇતિહાસ કરતાં મેકોલે સમજાવે છે તેમ, ક્રોમ્વેલે દેશહિત બુદ્ધિથી જ ઉપજાવી કાઢી. કે બીજા કેટલાક કહે છે તેમ, એની અંદરખાને મતલબ પોતાનો રાજ્યલોભ તૃપ્ત કરવાની જ હતી, એ મુકરર કરવું બહુ મુસ્કેલ છે. પણ આ વેળા ઇંગ્લાંડના લોકોને તો એમ જ લાગ્યું કે આ બધી ફક્ત રાજ્ય પચાવી પાડવાની જુક્તિઓ છે, અને હવે પછી એણે પાર્લમેન્ટ સાથે જે વર્તણૂક ચલાવી તે ઉપરથી તેમના વિચારને પૂરતો ટેકો મળ્યો.

**પહેલી પાર્લમેન્ટ** ક્રોમ્વેલે ઉપલી વ્યવસ્થાને અનુસરી બોલાવી તેમાં તો એની ભાવના શુદ્ધ અને પ્રજાનું સ્વાતંત્ર્ય જાળવનારી જ જણાય છે. ચૂંટણી કરનારા ઉપર એણે કાંઈ પણ લાગવગ કે બળાત્કાર વાપર્યો નહિ, અને તેમ ન કર્યાની મોટી સાબીતી આ પાર્લમેન્ટ જાતે જ છે. ધર્મચુસ્ત પ્રેસ્બિટેરિયન તથા ઉચ્છૃંખળ પ્રજા-સત્તાકી, જે બંને એના આ સમે હડહડતા દુશ્મનો થઈ રહ્યા હતા, તે આ પાર્લમેન્ટમાં ભરપટ્ટે આવ્યા. તેમ જ રાજપક્ષની છૂપી પણ જબ્બર લાગણીવાળા માણસોનીએ એમાં કાંઈ ખોટ નહોતી. ટૂંકામાં, ઇંગ્લાંડની ભિન્ન ભિન્ન વસતીને અનુસરતાજ એ સભાસદો હતા, અને જેને ખરી દેશની સ્વતંત્ર પાર્લમેન્ટ કહી શકાય તેવી એ હતી. એવી સ્વતંત્ર પાર્લમેન્ટ પહેલાં કોઈ પણ

રાજાએ ભેગી કરી નહોતી. અને એ તુર્તજ પોતાનું સ્વતંત્રપણું બતાવવા લાગી. જેની રૂએ તો તે ભેગી થઇ હતી, તેજ વ્યવસ્થાપત્ર કરવાનો મંત્રીમંડળને અખ્તીયાર નહોતો એવી તકરાર તેમણે મૂળ મંડાણમાં ઉઠાવી. ક્રોમ્વેલે કહ્યું કે કાયદાની બારીકીનો એ કૂથલો તમે હાલ કોથળે ઘાલી મોટાં મોટાં સંધિવિગ્રહનાં તથા રાજ્યવ્યવસ્થાનાં જે કામો ચડી ગયાં છે તેનો પહેલો નિકાલ આણો. પણ આ મમતી લોકે એને ગણકાર્યો નહિ. ત્યારે એણે હુકમ કર્યો કે એક પુરુષ ને પાર્લમેન્ટની જે સંયુક્ત રાજ્યવ્યવસ્થા અમે ઠેરવી છે તે તો નહિ જ ફેરવાય, અને નહિ ફેરવું એવી જે પ્રતિજ્ઞા લેશે તેને જ હું પાર્લમેન્ટમાં બેસવા દઇશ. સોએક જણ સિવાય બાકીના બધા આ સરત કબૂલ કરીને રહ્યા, પરંતુ તેઓ પણ એ વ્યવસ્થાપત્ર પાર્લમેંટ હસ્તક મંજુર થયા વિના કાયદેસર ગણાય નહિ એમ કહી, તેને કલમે કલમ લઈ ચૂંથવા બેઠા, અને એનો નિકાલ આવતાં સુધી અસલની રીત પ્રમાણે નાણાં આપવાં બંધ કર્યાં. લશ્કર પગારને માટે ક્યારનું બૂમાબૂમ પાડી રહ્યું હતું. રાજપક્ષનાં બંડ પાછાં દેશમાં ઊઠવાની તૈયારી જણાઈ. પાર્લમેંટની આડાઈનું જ આ પરિણામ છે એમ ધારી, ક્રોમ્વેલે ગુસ્સે થઈ તેને કહાડી મૂકી. (જાન્યુઆરી, ૧૬૫૫).

ક્રોમ્વેલનું આ કામ જેવું આપખુદીનું તેવું જ બેવકુફીનું હતું. જે બંડ ફિસાદોની એણે દહેશત રાખેલી, તે તો ઉલટાં ચોગણાં એના આ કૃત્યથી ઊઠયાં. એના જબરદસ્ત લશ્કરે તે ચપટીમાં શમાવી નાંખ્યાં એ ખરૂં, પણ હવેથી હું કાયદેસર રાજ્ય કરૂં છું એમ કહેવાનું એને બહાનું રહ્યું નહિ, અને એના અમલે ઉઘાડું આપઅખત્યારી અથવા લશ્કરી રાજ્યનું રૂપ પકડયું, કે જે જોઇને સઘળાની નજર રાજકુળ તર્ફ સ્વાભાવિકપણે તણાઈ. બધાને લાગ્યું કે આ તો બકરી કાઢતાં ઊંટ પેઠું. રાજાનો આપઅખ્તિયાર રોકવા જતાં આ તો આપણે કેવળ આપખુદી ભરેલા લશ્કરના જ હાથમાં ફસાઈ પડ્યા.

એના કરતાં તો ચાર્લ્સ જેવાની આપઅખ્તિયારી પણ સારી એમ ઘણાને લાગવા માંડ્યું.

હવે જોવાનું એ રહ્યું છે કે આ લશ્કરી અમલ કેમ અને ક્યાં સુધી ચાલ્યો. ખરૂં પ્રજાસત્તાક રાજ્ય તો સમસ્ત પ્રજાની અભિરૂચિ વિના સ્થાપન થઈ શકે નહિ જ એ વાત આપણે પાછળ વર્ણવેલા બનાવો ઉપરથી સાબીત થઈ ચૂકી.

લશ્કરી રાજ્ય હવે ઇંગ્લાંડમાં ક્રોમ્વેલે ચલાવવા માંડ્યું. દેશના ૧૦ ભાગ પાડી અક્કેકા સેનાપતિના હવાલામાં તે સોંપી દીધા. એ સેનાપતિઓ શહેનશાહી સત્રાપની પેઠે ચાહે તેને પકડતા ને ચાહે તેને છોડતા. રાજપક્ષવાળાને પ્રથમ કાયદાથી સામાન્ય માફી અપાઇ ચૂકેલી, તોપણ આ વખતે તેમની ઉપજ ઉપર ક્રોમ્વેલે દશાંશ વેરો નાંખ્યો. પોતાના જ એક અખ્તિયારથી મર્જીમાં આવે તેવા કર ઉઘરાવવા માંડ્યા, અને એ કામ કાયદેસર નથી, એવી હેમ્પડનની પેઠે એક જણે ફરીયાદી માંડી ત્યારે તેની તર્ફથી જે વકીલ થયો હતો તેને કિલ્લામાં મોકલાવી દીધો! આવા જુલમથી કાયર થઈ લોકે ચોપાનીયાંના આકારમાં બારે પોકાર ઊઠાવી મૂક્યો. દરરોજ પોકાર પાડતાં સેંકડો નવાં નવાં ચોપાનીયાં નીકળવા લાગ્યાં. આ જોઈ આ પ્રજાસત્તાક રાજ્યે એવું એક છાપખાના ઉપર સખ્ત દેખરેખ રાખનારૂં ખાતું બેસાડ્યું કે તેની રજા વિના કોઈથી કાંઈ છપાઈ શકે નહિ. !

**ક્રોમ્વેલની રાજ્યનીતિ** તોપણ બહુધા ઉંચા પ્રકારની, ડાહી, ને દીર્ઘદૃષ્ટિ ભરેલી હતી અને એનો અમલ બીજી રૂઘળી રીતે ઇંગ્લાંડના ઇતિહાસમાં ઘણો જ કીર્ત્તિવંત છે. એના જેવો બંદોબસ્ત ને ઇન્સાફ તો ઇંગ્રેજોએ પહેલાં ભાગ્યે જ દીઠો હશે. એના વખતમાં ધર્મનો બળાત્કાર કોઈની ઉપર પણ હતો નહિ, અને કેથોલિક સિવાય ઘણાખરાને તો છૂટ પણ પહેલાં કોઈ કાળે મળેલી નહિ એવી એણે આપી હતી. યાહુદીઓ, જેને ખ્રિસ્તી લોક પરંપરાથી જ ધર્મશત્રુઓ

ગણુતા આવ્યા હતા, તેને લંડનમાં સમાજ બાંધવાની પહેલ વહેલી છૂટ મળી તે આ ક્રોમ્વેલના જ અમલમાં. દેશના બંદોબસ્ત માટે તો રાજપક્ષનો એક પરમમિત્ર જ પોતાના પુસ્તકમાં લખી ગયો છે કે એની આપઅખ્તીઆરીનાં એ આઠ વર્ષ અમે હમેશાં ઘણી સમાધાની તથા આબાદીનાં ગણીએ છીએ.

ઇંગ્લાંડ, સ્કૉટલાંડ ને આયર્લાંડ એ ત્રણ ઠેકાણે જેવું એણે એકચક્રે રાજ્ય ચલાવ્યું તેવું પહેલાં કદી પણ કોઇ રાજાથી ત્યાં ચાલ્યું નહોતું. દેશાવરમાં એણે ઇંગ્લાંડની કીર્તિ જે વધારી તેનો તો એક શતાંશ પણ પાછલા બે રાજ્યમાં હતો નહિ. ટુંકામાં એનો અમલ ઇંગ્લાંડને બીજી બધી રીતે રાજી રાજી થવા તથા અભિમાન ધરવા જોગ હતો. પણ ખામી એ જ કે તે ઇંગ્લાંડના લોકની મરજી વિરૂદ્ધ સ્થાપન થયેલો હતો. આપણા જેવા દેશમાં જો એવો કોઈ પ્રતાપી થઈ ગયો હોય, તો તેની આપઅખ્તીઆરી ન જોતાં તેના સદ્‌ગુણ, ઇનસાફ, ને પરાક્રમનાં જ ઇતિહાસમાં ગુણગાન થઇ રહે. પણ ઇંગ્રેજ લોકની પ્રકૃતિ જૂદી છે. તેમને સ્વતંત્રતા જ વહાલી છે, અને તે જેમાં નથી એવા રાજ્યથી કોટચવધિ ફાયદા થતા હોય છે, તોપણ તેને તુચ્છ ગણી તેઓ સ્વતંત્રતાને માટે જ મથે છે.

ક્રોમ્વેલ પોતે પણ સમજતો હતો કે મારો અમલ કાયદેસર સ્થાપન થયો નથી એ મોટી ખામી છે, અને તેથી એના મંત્રીઓની સલાહ ઉપરાંત એણે એક બીજીવાર પાર્લમેન્ટને બોલાવી (૧૬૫૬) આ પાર્લમેન્ટે એવો વિચાર કરવા માંડયો કે દેશરક્ષક નામ કાઢી નાંખી ક્રોમ્વેલ પાસે રાજાનું પદ ધારણ કરાવવું જોઇએ. આ મનસૂબો બહાર પડતાં જ મોટા મોટા સેનાપતિ પોતાના રાજીનામા લખી ક્રોમ્વેલ પાસે દોડ્યા, એના જે ખરા મિત્ર હતા તે આજીજીથી એને વારવા લાગ્યા. છેવટે તમામ લશ્કરના જમાદારોની સભાએ આર્જવ પૂર્વક એક ગંભીર વિનંતિપત્ર લખી મોકલ્યું કે ઈશ્વરની ખાતર તમે આ કામ કરશો નહિ. ક્રોમ્વેલ ડાહ્યો હતો. એ

જાણતો હતો કે આ સિપાહીઓ કાંઇ ભાડુતી રોટલા-દાસીયા નથી-એમાં તો પ્રત્યેક જણ પગારને માટે નહિ, પણ પોતાના વિચારની ખાતર તલવાર લઈને બહાર પડયો છે. ક્રોમ્વેલ સમજતો હતો કે આ ભકતો જ આ સમે ઇંગ્લાંડની સબળ શક્તિઓ છે, અને જયાં સુધી એ શક્તિઓનું સમગ્ર પ્રતિબિંબ હું મારા આત્મામાં ધારણ કરી રહ્યો છું, ત્યાં સુધી જ હું બળવાન પરાક્રમી, કે જે કહો તે છું. જો મારૂં એ તેજ હરણ થઇ ગયું, તો પછી હું કાંઈ નથી. માટે આ સઘળો વિચાર કરી શાણા મનના નિગ્રહવાળા ક્રોમ્વેલે પાર્લ-મેન્ટને કહાવી મોકલ્યું કે મારે "રાજા" નો ઇલકાબ ધારણ કરવો નથી. (૧૬૫૭.)

આ રીતે રાજપદ ધારણ કર્યું નહિ પણ પ્રજાના લાભની તે પાર્લમેંટ તર્ફની જે જે માગણીઓ હતી તે એણે ખુશીથી કબુલ રાખી. રાજ્યવ્યવસ્થા પત્રકમાં ફેરફાર કરી તેમણે જે ખરડો તૈયાર કર્યો હતો તે મંજૂર કર્યો. જૂની પદ્ધતિમાંનું હાલ એક એ બાકી રહી ગયું હતું કે અમીરોની સભા નહોતી. તે ખોટ પણ પૂરી પાડ-વાના હેતુથી પાર્લમેંટે નવી વ્યવસ્થામાં ઠેરવ્યું હતું કે "બીજી સભા" બોલાવવી. પણ જુના ખાનદાનોના અમીરોને લાગ્યું કે કોઈ પણ રાજપદ ધારણ કરનાર હોય, તો જ તેના આમંત્રણથી આપણે જવું એ લાજમ કહેવાય, અને તેથી તેઓમાંના થોડા જ આવ્યા. તેમની જગા પૂરવા ક્રોમ્વેલે નવા માણસોને અમીર બનાવી ત્યાં મો-કલ્યા. આ વાત એકે પક્ષને પસંદ પડી નહિ. પેલા સમચ્છેદકો (levellers) કકળી ઉઠયા કે વળી પાછો માણસ માણસમાં આ ભેદ શો? સામાન્ય લોક હસવા લાગ્યા કે આ ઘાંચી, મોચીઓ તે વળી અમીર કયા દહાડાના? પાર્લમેંટે પણ આ નવા અમીરો સામે મોટો વાંધો ઉઠાવ્યો. કેટલાક સભાસદો તો એને અમીરોની સભા ન કહેતા "બીજી સભા" એમ જ બોલીને વાદવિવાદ ચલાવતા. વાત બહુ ત્રસે ચડી અને ક્રોમ્વેલનો મિજાજ ગયો. પોતાના ઘરમાં બેઠેલ

હતો ત્યાંથી ગુસ્સો કરીને એ ઉઠયો, અને એના એક મિત્રે બહુએ વાર્યો, પણ તેનું ન સાંભળતાં પાર્લમેંટમાં જઈ તેને એ રૂખસદ આપી આવ્યો ( ૧૬૫૮ ).

ક્રોમ્વેલનું મરણ—ક્રોમ્વેલનું શરીર હવે ઘસાઇ ગયું હતું. આયર્લાંડ ને સ્કોટલાંડમાં જ્યારે એ મહાવિજય ઉડાવી રહ્યો હતો તે વેળા એનું શરીર સખ્ત તાવમાં સપડાએલું હતું. રાજ્યની ફિકર ચિંતાને લીધે આ તાવે એના શરીરમાં ઘર કર્યું, એ ફિકર ચિંતા તે કાંઇ જેવીતેવી નહોતી. આખા દેશમાં ફક્ત લશ્કરી સિવાય બધા જ લોક એના દુશ્મન થઈ રહ્યા હતા. બધા જ એને દેશનો કાયદો તથા દેશનું રાજ્ય ડુબાવનારો ગણી ધિક્કારતા. જ્યારથી એણે જૂની પદ્ધતિ પાછી સ્થાપવાના પ્રયત્ન કરવા માંડયા. ત્યારથી તો પ્રજાસત્તાકીઓ પણ ફરીને શત્રુ પક્ષમાં જતા રહ્યા હતા. દરરોજ બંડ ફિસાદો ઉઠયા જ કરતા. સેંકડો માણસો છૂપી રીતે એનો જીવ લેવાનું પણ લઈને રાત દહાડો લાગ જ શોધ્યા કરતા હતા. એ છૂપા ભયંકર મારાઓની દહેશત એટલી બધી વધી ગઈ હતી કે નાગી તરવારવાળા વિશ્વાસુ સિપાહીઓનો ચોપાસ ઘટ્ટ પહેરો રાખ્યા વિના એનાથી એક ડગલું પણ બહાર નીકળાતું નહિ. ઘર આગળ પણ રાત દહાડો ખડી ચોકી રાખવી પડતી. અને તે છતાં પણ દગાની દહેશતે સૂવાનો ઓરડો રાતમાં એ બે ચાર વખત બદલતો. આ બધા ઉપાધિ વ્યાધિને તો આ વજ્ર છાતીવાળો વજ્રબાહુ નાયક કાંઈ ગાંઠે એવો નહોતો. પણ એના મનને એક મોટો આધિ પીડતો હતો. કેટલાક વખતથી એને એમ લાગવા માંડયું હતું કે અમે આ સ્વતંત્રતા પક્ષવાળા આટલું માથું ફોડી મૂઆ તે સઘળું છેવટે નિષ્ફળ જ જનાર છે. અનુભવથી એણે જોયું કે લોકની મરજી વિરુદ્ધ રાજ્યરચના થઈ શકતી નથી. આમ સમજી એણે પ્રજાસત્તાક રાજ્યની રચનાને જુની પદ્ધતિ તરફ વાળવા માંડી, તોપણ લોકોને એટલાથી જ તૃપ્તિ થઈ નહિ. એની ખાત્રી થઈ કે રાજાના

રાજ્ય વિના દેશમાં શાંતિ થવાની નથી. આવે પ્રસંગે ક્રૉમ્વેલ પોતે જ એક રાજવંશનો સ્થાપક થવાની વાંચ્છના કરે તો તે કેવળ સ્વાભાવિક હતું; અને કેટલાક સંરક્ષક મતના ગ્રંથકારો પણ કબૂલ કરે છે. કે જો ક્રૉમ્વેલે રાજપદ ધારણ કર્યું હોત તો જલદીથી દેશમાં સમાધાની થઈ જાત. પણ આ મનસૂબો જરા હોઠ બહાર નીકળતાં જ આપણે પાછળ જોયું કે એની સેના એક અવાજે ડોળા કાઢીને ના ના કહી ઉઠી. આ વેળા ક્રૉમ્વેલને માલુમ પડયું કે વીર સાધવા સહેલ છે. પણ તેને વશ રાખતાં આપણે જ તેને સર્વદા વશ વર્તવું પડે છે. હવેથી એને અહોનિશ ભણકારા થવા માંડયા કે મારો પંડ બેઠો છે ત્યાં લગી તો ઠીક, પણ ત્યાર પછી નિશ્ચય આ સઘળી નવીન રાજ્યરચના ઉથલી જવાની અને દેશમાં ધર્મબળાત્કાર તથા પ્રજાપારતંત્ર્ય પાછું જૂના રાજકુળની સાથે દોડયું આવવાનું જ. આ પંદર પંદર વર્ષ સુધી જે દેશમાં લોહીની નદીઓ વહી તે સઘળી ફોકટ, કેવળ ફોકટ જ જવાની, અને સ્વતંત્રતાપક્ષના નસીબમાં તો પાછો જુલમનો જુલમ જ રહેવાનો. પણ કરવું શું–શું કરૂં તો આ સ્વતંત્રતાનું રાજ્ય લોકપ્રિય થાય ? શાંતિ જ થાય તો બસ છે. પણ તે કરવી શી રીતે ?

આવી આવી અહોનિશ અનંત ચિંતામાં એ ચીડીઓ, બહાવરો થઈ ગયો અને એનું શરીર છેક કથળ્યું. હાડજ્વર થઈને બેઠો હતો તે છેવટે કાળ રૂપે બહાર નીકળ્યો અને એ પણ હવે સમજ્યો કે મને દેવાણા થઈ ચૂકી છે. લથડતી જીભે એ બોલ્યો કે "મારા મનમાં છે કે, ઈશ્વરની તથા તેના આ જનોની નોકરી બજાવવા હજી હું જીવું, પણ મારૂં કર્તવ્ય હવે પૂરૂં થઈ રહ્યું. તે છતાં પ્રભુ પોતાના એ જનોની સંભાળ લેશે જ." જાણે કુદરત પણ પોતાનો સમભાવ બતાવતી હોય તેમ આ સમે આખા ઇંગ્લાંડમાં એવું ભયાનક વાવાઝોડું થયું કે ઘરનાં છાપરાં અને જંગલોના મોટાં ઝાડ પણ જડમૂળમાંથી ઉખડી ગયાં. આ જોઈ બધાને લાગ્યું કે હવે આ મોટો કણુ

પડવાની તૈયારીમાં છે એમજ થયું. ઈ. સ. ૧૬૫૮ ના સપ્ટેંબરની ત્રીજી તારીખ જે દિવસ એની જિંદગીમાં ભાગ્યશાળી ગણાતો હતો અને જે દિવસે એણે ડનબાર ને વુરસ્ટરની મોટી લડાઇઓ જીતી હતી. તે જ દિવસે આ પરાક્રમી મહા પુરુષે છેવટે પોતાનો પ્રાણ શાંતિથી છોડયો. શાંતિ! શાંતિ! શાંતિ હજો આ સ્વાતંત્ર્યભક્તના માયાલિમ પણુ શ્રદ્ધાળુ આત્માને!

રિચર્ડ ક્રોમ્વેલનો વડો દીકરો જાણે યુવરાજ જ હોય તેમ તત્કાળ પોતાના બાપના મરણ પછી દેશરક્ષક નીમાયો. અને તેને બધા લોકે માન્ય પણ રાખ્યો. પ્રેસ્બિટેરીઅન લોકો જે હજી રાજકુળને પાછું લાવવા ઇચ્છતા નહોતા અને જેને તો કાંઇક મધ્યમ સુધારો રાજ્યરીતિમાં જોઇતો પણ હતો, તે આ સમે ખરા દિલથી એની પક્ષે આવ્યા, પણ રિચર્ડ સ્વભાવે નરમ અને ભલો હોવાથી આવા ઉધમાતી વખતમાં નભી શકવો મુશ્કેલ જ હતો. તેણે નવી પાર્લમેંટ બોલાવી તેમાં પોતાના પ્રેસ્બિટેરીઅન મિત્રોની સલાહથી એણે ચૂંટણીની જૂની પદ્ધતિ જ પાછી ચલાવી. અને ક્રોમ્વેલે જે સુધારો કર્યો હતો તે કાઢી નાખ્યો એ વાત ઘણાને ગમી કેમકે સુધારો એ બોલ જ હાલ દેશને ભયાનક થઇ પડયો હતો. આ પાર્લમેન્ટે આવી ક્રોમ્વેલ તથા તેની રાજ્યરીતિને ખૂબ ભાંડવા માંડી. તેમણે કહ્યું કે એ કાંઇ જ નહિ, પણ સૈન્યસત્તા હતી, અને હુકમ કર્યો, કે જે જમાદારો એવી પ્રતિજ્ઞા લે નહિ કે હવે પછી પાર્લમેંટને છૂટથી મળવામાં અમે કાંઇ પણ હરકત કરીશું નહિ, તે સઘળાને એકદમ બરતર્ફ કરવા. પણ હજી કોની તાકત હતી કે એ જમાદારોને બરતર્ફ કરે! તેમણે એ પાર્લમેન્ટને જ રિચર્ડ પાસે બરતર્ફ કરાવી, અને પછી થોડા વખતમાં એને પણ પદભ્રષ્ટ કર્યો.

ઠુંઠી પાર્લમેંટ—અમીરોની સભા તથા એક સર્વોપરિ સત્તાધીશ હવે પછી રાખવો નહિ એમ ઠરવી જમાદારોની મંડળીએ પેલી ઠુંઠી પાર્લમેંટને પાછી બોલાવી, કેમકે હાલ કાયદેસર ગણાય એવી

સત્તા માત્ર એક તેની જ દેશમાં રહેલી હતી. અને એ જમાદારોના મનમાં પણ ક્રોમ્વેલની પેઠે એમતો હતું, ખરૂં કે રાજ્ય પાછું કાયદેસર થાળે પડે તો વધારે સારૂં. પણ આ ઠુંઠી પાર્લમેંટના મગજમાંથી જૂના વખતનો ધુમાડો હજી કાંઈ બરાબર ગયો નહોતો. એ ઠુંઠું ઠુંઠું તોપણ, ભાઈ, પેલી મહા પરાક્રમી લાંબી પાર્લમેન્ટનું ઠુંઠું હતું. એણે આવતાં જ જમાદારોની નીમણુકોમાં સુધારો કરવાની વાત કાઢી. દેશમાં ઠેકાણે ઠેકાણે પાછાં બંડ ઊઠવા માંડયાં હતાં તથા એ સૈન્યમાં જ ઘણા પક્ષ પડી ગયેલા હતા તે જોઈ આ પાર્લમેન્ટે એવી માગણી કરવાની પણ હિમત ચલાવી, કે લૅમ્બર્ટ અને ફ્લીટવુડ નામના આગેવાન સેનાપતિઓને બરતર્ફ કરવા જોઈએ. એના જવાબમાં લૅમ્બર્ટ જે ઉપર કહેલા બંડને સમાવી પાછો વળ્યો હતો, તેણે આવી આ અભાગણી પાર્લમેન્ટને બીજી વાર કાઢી મૂકી અને હવે પછી બધું રાજકાજ પોતાના હાથમાં રાખવા એણે તે કામને સારૂ લશ્કરી માણસોની જ એક કમિટિ નીમી. આ રીતે કાયદા કાનુનો ગયા અને પાછી સૈન્યસત્તા ઈંગ્લાંડમાં ચાલી. આથી લોકોમાં ચોતર્ફ ગભરાટ બહુ વધી પડયો. બધા દેશમાં લાંબા પ્રજાવિગ્રહને અંતે સિપાહીઓ સમજી જાય છે કે રાજ્યના ખરા કર્ત્તાહર્તા તો આપણે જ છીએ, અને એવું જ્ઞાન થવાની સાથે તેઓ સર્વેની આમન્યા મુકી દેશના ખરા ધણી પોતે જ થઈ બેસે છે. જો આ વેળા કોઈ સેનાપતિ અપૂર્વ બુદ્ધિશક્તિનો હોય છે, તો તો તેના પ્રતાપમાં તણાઈને એક નવી પાદશાહી—કેવળ આપઅખ્તીયારભરેલી જ પાદશાહી તેઓ સ્થાપન કરે છે. પણ ઘણી વાર તો એથીએ મહા માઠું પરિણામ નીપજે છે. એ સિપાહીઓ પોતે જ સર્વ સત્તાધીશ થઈ પડે છે, એટલે, પોતાની મૂર્ખ, સ્વચ્છંદી, અને લાલચુ ઇચ્છામાં જેમ આવે તેમ દરરોજ નવાં નવાં પૂતળાંને ગાદીએ બેસાડે છે. અને દરરોજ લાત મારી તેને તિરસ્કારથી પાછાં ઠોળી પાડે છે. આ સમે દેશમાં જે અવ્યવસ્થા ને અધર્મો ચાલે છે તે વર્ણવી શકાય એવાં નથી. ધોળે દહાડે છચોક

ચોરી, લુટફાટ, સ્ત્રીહરણ, સ્ત્રીબળાત્કાર ને ખુનરેજીભરી મારામારી દેશમાં ચોતર્ફ ચાલી રહે છે., ભલાનો મરો અને હરામીની ઉજાણીનું આ મોટું પર્વ છે. રાજાના જે જુલમથી કંટાળીને પ્રજાએ બંડ ઉઠાવેલું તે કરતાં તો હજારગણો જુલમ કરનારા હજારો માણસ ઠેકાણે ઠેકાણે આ સમે ઉભા થઈ આવે છે. આ જ કારણથી ઘણા પુરુષો ચાલુ રાજ્યના જુલમો પ્રત્યક્ષ જોતા થકા પણ જુદ્ધનો દૈત્ય જગાડવાને સર્વથા આંચકો ખાય છે.

ઈંગ્લાંડમાં આવો સમય આવવાની તૈયારી છે એમ બધાને લાગ્યું. બધાએ જાણ્યું કે આ સૈન્યસત્તા કદી ટળવાની નથી, અને હવે કાયદા કાનુનની આશા રાખવી એ કેવળ ફોકટ છે. જે રાજ્યસુધારાઓને માટે ઇંગ્રેજી પ્રજાએ આ વિગ્રહ ઊઠાવ્યો હતો, તે સુધારો તો બળ્યો, પણ જેવું હતું તેવું જ રાજ્ય જો પાછું સ્થાપન થાય તો આપણા જેવા કોઈ ભાગ્યશાળી નહિ એમ સઘળાના મનમાં લાગવા માંડયું. પ્રેસ્બિટેરિયનો, જેને અત્યાર સુધી રાજ્યસુધારાનો કાંઈ આગ્રહ હતો, અને જે પાકું સમજતા હતા કે મૂળ મંડાણમાં રાજાના વિરોધી આપણે જ હોવાથી રાજકુળ પાછું આવ્યે આપણને પરિણામે નુકસાન જ છે તે લોકો પણ આ સમે આ સૈન્યસત્તાથી બીહીને દેશના ભલા ખાતર રાજપક્ષમાં એકદિલથી સામેલ થયા. સાધારણ લોકો તો કયારના જ રાજા રાજા ઝંખી રહ્યા હતા જેમ આ વિગ્રહને આરંભે પ્રજાપ્રકોપ સર્વત્ર સળગી ઉઠયો હતો. તેમ જ આ સમે આખી પ્રજામાં રાજભક્તિ ઉભરાઈ આવી. આ રીતે આખો દેશ એક શ્વાસે રાજકુળનું જ ભજન કરતો થયો, તોપણ પેલી ભક્તસેના જે પોતાના પ્રજાસત્તાક મતમાં અડગ જ હતી, તે સેનામાં જો કુસંપરૂપી સળો પેઠો નહોત, તો લોકની એ સઘળી તૃષ્ણાઓ તેમના મનમાં જ રહેત એમ લાગે છે.

લશ્કરમાં કુસંપ ક્રોમ્વેલ મુઓ ત્યારથી જ ઊભો થયો હતો. મોતીની માળાનો દોરો તૂટયો કે મોતી વેરણ ખેરણ થઈ જાય છે.

હજી આ ભક્ત જુદ્ધાઓનું શૌર્ય, હજી તેમની પ્રજાસત્તાક રાજ્યપર ભક્તિ, હજી તેમનો ધર્મોત્સાહ, એક અણુ માત્ર પણ ઓછો થયો નહોતો, તોપણ યોગ્ય નાયક વિના એ આખી સેના નિર્માલ્ય જ થઈ રહી હતી. સમયનાયકો સમયને દોરે છે એ વાત તો ખોટી છે, અને ખરૂં તો તેઓ જ કેવળ સમયથી દોરાય છે તોપણ એ નાયકોમાં જ સમયમૂર્તિ સંપૂર્ણપણે પ્રકાશવાને લીધે તેઓ તે સમયમાં તો સર્વમાન્ય અને સર્વશક્તિમાન થઇ પડે છે. સમયનાં સઘળાં બળોને એક કેન્દ્રમાં આણનાર તેઓ જ હોય છે, અને તેઓ ગયાં કે સઘળાં બળ છૂટાં પડી સામસામાં આવી જાય છે. આ પ્રમાણે આ ભક્તસેનાનું થયું. ક્રોમ્વેલની પછી એ લશ્કરને એક તંતે રાખી શકે એવો કોઈ પણ સરદાર રહ્યો નહિ. જુદી જુદી પલટણો જૂદા જૂદા સરદારોને પક્ષે ચડી જવાથી આખી સેના છિન્નભિન્ન અવસ્થામાં પોતાની મેળે જ આવી પડી. એવામાં સેનાપતિ મંકે દેશભક્તિથી કે સ્વરક્ષણના ભાવથી જ રાજપક્ષ પકડયો, અને તે અર્થે એણે એવી પક્કાઇથી પોતાની ગત ચલાવી કે લોહીનો એક પણ છાંટો પડયા વિના જૂનું રાજકુળ પાછું આવીને ઈંગ્લાંડની ગાદીએ બેસી ગયું.

જનરલ મંકને સ્કોટલાંડમાં બંદોબસ્ત સારૂ ક્રોમ્વેલે રાખ્યો હતો એ તો પ્રથમ આપણે કહી ગયા છીએ. એની પલટણોમાં પ્રજાસત્તાક મતની ઝનુન મૂળથી જ થોડી હોય એમ લાગે છે. અને કદાપિ કેટલીક હશે તોપણ તેમને લાગ્યું કે લંડન તર્ફની પલટણો પોતાની મેળે એકલી જ મરજીમાં આવે તેમ રાજ્યની ઘડભાંગ કર્યા કરે છે તે કાંઈ વાજબી નહિ. સીમાડાપરની બીજી પલટણો પણ એવા જ વિચારથી ઘણી દુભાઈ રહી હતી. તેથી હાલ જે લશ્કરી કમિટ લૅમ્બર્ટે નીમી હતી, તેનો અધિકાર મંકે કબૂલ રાખ્યો નહિ, અને ૭૦૦૦ હજાર ઘડાએલા સિપાહીઓની સાથે તે ઈંગ્લાંડનો બંદોબસ્ત કરવા ધસી આવ્યો. લશ્કરમાં ખુલ્લી ફાટ પડવાના આ શુભ સમાચાર સાંભળતાં જ તમામ રૈયતનો જુસ્સો જે અત્યાર સુધી તેના નામની જ

દહેશતે દબાઈ રહ્યો હતો તે છટકારાની સાથે બહાર નીકળી આવ્યો. લોકે કર આપવાની ટપોટપ ના કહેવા માંડી, અને સ્વતંત્ર પાર્લમેન્ટને માટે ભારે પોકાર ઉઠાવ્યો. નૌકાસેન ટેમ્સ નદીમાં આવી સૈન્યસત્તાનો તિરસ્કાર કરવા લાગ્યું, લેમ્બર્ટ જે જનરલ મંકની સામા લડવા ગયો હતો તેને તેના સિપાહીઓ જ છોડીને જતા રહ્યા. અને તે કેદી પકડાયો. ઠુંઠી પાર્લમેંટવાળાએ પાછા આવી પોતાની મેળે જ પાર્લમેંટ ભરી, અને તેને કેટલીક પલટણોએ પણ કબુલ રાખી, કેમકે પરસ્પરના કુસંપથી દરેક પલટણ પોતપોતાની જ ફિકરમાં પડી હતી. કે રખેને આપણે એકલા પડી ગયા તો આ ચોતર્ફ લોકનો પ્રકોપ ઉઠવા માંડયો છે. તેમાં આપણે જ માર્યા જઈશું. ફેરફેક્સ પોતાની તર્ફનું નવું લશ્કર એકઠું કરી મંકને મળી ગયો. વાટમાં ગામે ગામના લોક સ્નેહ સત્કારથી મંકને વીનવવા લાગ્યા કે તમે અમને સ્વતંત્ર પાર્લમેન્ટ અપાવો. આ બધો રંગ જોતો મૂગો મૂગો જનરલ મંક લોકના હર્ષનાદની સાથે બિન હરકતે લંદનમાં આવી પહોંચ્યો. (૩ જી ફેબ્રુઆરી ૧૬૬૦) ત્યાં પણ પોતાના મનનો પાર કોઈને ન આપતાં એણે પ્રજાસત્તાક રાજ્યની પાછી પ્રતિજ્ઞા લીધી, અને પોતે સેનાધિપતિ નીમાયો. હવે એણે જાહેર કર્યું કે સ્વતંત્ર પાર્લમેંટ જોઈએ, અને તેની જ સાથે લોકમાં આનંદની હેલી થઈ રહી. ઈંગ્લાંડના તમામ દેવળોમાંથી હરખભેર ઘંટાનો ઘણુઘણાટ ગાજી ઉઠ્યો, નાચરંગ ઘેર ઘેર ચાલ્યા, અને લાગલાગટ કેટલાક દિવસ સુધી રાત્રે આતસબાજીઓથી આકાશ ચોતર્ફ ઝળાંઝળાં થઈ રહ્યું. મંકે હવે અંદરખાનેથી ચાર્લ્સ સાથે પત્રવ્યવહાર ચલાવવા માંડયો અને આ લાંબી પાર્લમેંટમાંથી અસલ કર્નલ પ્રાઈડે જે જે સભાસદોને કાઢી મૂકયા હતા, તે સઘળાને પાછા આવવાની છૂટ આપી. આ પાર્લમેંટ આખી એકઠી થઈ, તેની સાથે જ બધાને ધીરજ વળી કે હવે આ પાપી સૈન્યસત્તા જવાની અને રાજાનું રાજ પાછું થશે ખરૂં. બીજી પાર્લમેંટ મળવાના હુકમ કાઢી આ લાંબી પાર્લમેંટ, જે છેક ૧૬૪૦

માં નીમાએલી, જે પોતા સિવાય કોઈનાથી વિસર્જન કરાય નહિ એવો અખત્યાર મેળવી બેઠેલી, જેણે પોતાના રાજાને હરાવી કાયર કાયર કરેલો અને જે પોતે જ પોતાના લશ્કરથી હારી કાયર કાયર થએલી, જેને કર્નલ પ્રાઈડે ભાગી તોડી નાંખેલી, અને જેનો એક કકડો બેબેવાર સૈન્યસત્તાથી કાઢી મૂકાએલી અને પાછો અણાયલો, તે લાંબી પાર્લમેંટ આ વખત પાછી અખંડિત થઈ પોતાની મેળે રાજી ખૂશીથી પોતે જ વિસર્જન પામી ગઈ ( ૧૬ મી માર્ચ ૧૬૬૦ ).

**કામચલાઉ પાર્લમેંટ ( Convention. )** હવે જે નવી પાર્લમેંટ મળી તેને કામચલાઉ પાર્લમેંટ કહે છે, કેમકે ઈંગ્લાંડના કાયદા મુજબ રાજાના બોલાવ્યા વિના ખરેખરી પાર્લમેંટ તો મળી શકે નહિ. આ કામચલાઉ પાર્લમેંટમાં અસલના અમીરો તથા રાજભક્તો રાજી રાજી થતા આવ્યા. ખરું કહીએ તો આ સમે ઈંગ્લાંડમાં આખો દેશ જ રાજભક્ત હતો; પ્રજાસત્તાક મતવાળા કોઈ કોઈ રહ્યા હતા તે દેશ છોડીને જ નાઠા, કે કાં તો ખૂણામાં જીવ લઈને સંતાઈ પેઠા. ફક્ત પેલા ભક્ત સિપાહીઓ, જે હજી પણ પોતાના નિરંકુશી મતમાં અડગ જ હતા તેની સામે કેટલીક તૈયારીઓ કરવાની જરૂર હતી. મંકે પોતાની પલટણો જ લંડનમાં મુકી, અને તેને ચડાવી પટાવી સઘળા લોકે ચૂપ રાખવાની અનેક તજવીજો કરવા માંડી, બીજી તરફથી પ્રગણાઓમાં ઠેકાણે ઠેકાણે મિલિશિયા લશ્કર ઉભું કર્યું અને ધારવા મેળે તે એક લાખ ને વીશેક હજારથી ઓછું થયું નહિ હોય. લંડન શહેરમાં જ આવું ૨૦૦૦૦ માણસ બરાબર સજજ થઈને ફરવા લાગ્યું. સૈન્યની કેટલીક પલટણો જે બહુ જ બેકેદ હતી, તેને તજવીજથી રજા આપી. હવે રાજકુળને પાછું આણવામાં કાંઈ હરકત જેવું રહ્યું નહિ.

**રાજાનું પુનરાગમન** હરકત વગર થઇ શકવાનું જ એમ જ્યારે આ રીતે નક્કી થયું, ત્યારે જનરલ મંકે ચાર્લ્સને લખ્યું કે હવે તમે તમારી તર્ફનાં કહેણ પાર્લમેંટ ઉપર મોકલો. એ ઉપરથી

એણે પાર્લમેંટને એક કાગળ લખ્યો, અને તેમાં પોતે કબૂલ થયો કે પાર્લમેંટ બાતલ કરે તે સિવાયના તમામ માણસોને ગઈ ગુજરી વાતને માટે મારી તર્ફની સંપૂર્ણ માફી છે, તથા પ્રજાસમસ્તને ધર્મની છૂટ તથા લશ્કરને ચડેલો પગાર આપવા હું રાજી ખુશી છું. પાર્લમેંટ જેને માત્ર નામની ખાતર જ કાંઈ ચાર્લ્સ તર્ફનું કહેણ જોઈતું હતું, તેણે આ કાગળ સર્વાનુમતે મંજૂર રાખ્યો ને બીજી કાંઈ પણ પાકી બોલી કરાવી લીધા વિના બીજા ચાર્લ્સને રાજા તરીકે સ્વીકારી તેના નામનાં એકદમ જાહેરનામાં કાઢયાં. પછીથી તુર્ત જ એને આદરસત્કારથી તેડી લાવવા કેટલાક અમીરોને સામા મોકલ્યા બીજા ચાર્લ્સે ઇંગ્લાંડની ભુમિપર પગ મુકયો કે વાટમાં ગામે ગામના લોકે જય જયકારના પોકારથી એને વધાવી લીધો, અને પોતાને જન્મદિવસે તા. ૨૯ મે સને ૧૬૬૦ ને રોજ બિન હરકતે જાણે સહેલગાહ ઉપરથી જ પાછો આવતો હોય તેમ—આખી પ્રજાના પરિપૂર્ણ હર્ષનાદની સાથે પોતાના રાજનગરમાં એણે પ્રવેશ કર્યો. આ જોઈ એણે સ્મિતહાસ્ય કરીને કટાક્ષમાં કહ્યું કે જેને જેને જોઉં છું તે બધા જ મારા આગમનને માટે આટલા બધા ઇંતેજાર જણાય છે, તો હું આવી વફાદાર રૈયતને અત્યાર સુધી આવી મળ્યો નહિ એમાં મારી જ કસૂર જણાય છે.

આ રીતે ઇંગ્લાંડમાં પાછું સરેતોરે રાજાનું રાજ દાખલ થયું. લોક-વિચાર જીત્યો, અને પેલા લોક વિરોધી થોડા પ્રજાસત્તાકીઓના સ્વપ્ન પર્યંતે સ્વપ્ન જ સાબીત થયાં.

ભક્તસેના આ સમે કેમ કાંઈ પણ બોલી નહિ એવું કદાપિ કોઈ પૂછશે, પણ તે બિચારી શું બોલે? એ સેનાનો પ્રાણાત્મા ક્રોમ્વેલ ગયો ત્યારથી જ તે નજીવી થઈ રહી હતી, અને હાલનું આ ચોઘડીયું તો તેના સંપૂર્ણ અસ્ત અને લજ્જાસ્પદ નૈસ્તેજ્યનું હતું. આ ચોઘડીએ તો આ પ્રજાસત્તાકી જોદ્ધાઓને રાજાના પુર પ્રવેશનો ઠાઠ પરિપૂર્ણ કરવાને અર્થે જ રસ્તાની બે બાજુએ હારોહાર ઉભા રહેવાનું સર્જિત

હતું! કાળનો મહિમા કેવો અજબ છે. કે જેણે હાથમાં હથીયાર પક-
ડયાં ત્યારથી પરાજય એ શબ્દ જાણ્યો નહોતો, જેણે સેંકડો લડાઇઓ
મારી દૂર દેશાન્તરોમાં પણ પોતાનો પ્રતાપ બેસાડયો હતો, જેના અ-
જિંક્ય નામ માત્રથી જ આખો રાજપક્ષ આશા મૂકી વીશ વર્ષ સુધી
ખૂણામાં ધ્રૂજ્યા જ કરતો હતો, તે ઉચ્છૃંખળ નિરંકુશી ધર્મમસ્ત સાચા
શૂરવીરોને આ ચોઘડીએ શહેમાત જ થઈ રહેવું પડયું! પ્રજાસત્તાક
રાજ્યની ધર્મમસ્ત લહેરમાં જે ભક્તસેનાએ એક વાર પોતાના પ્રાણપ્રિય
અગ્રણી ક્રોમ્વેલને પણ રાજપદ ધારણ કરવા દીધેલું નહિ, તે ભક્તસેના
આ સમે પોતાને જેની સાથે હાડવેર, જે પોતાના ધર્મનું વિરોધી,
ને આપઅખ્તીયારી રાજ્યનું જ પ્રતિપાદક એવું જે જૂનું રાજકુળ
તેના સમીયાણાને શોભાવવા ખાતર જ પોતાના લશ્કરી લેબાસમાં
અસ્ત્રશસ્ત્ર ધારણ કરીને ઉભી રહી! જે થયું તે આ સિપાહીઓએ
ઘુરકતી નજરે, પણ નીચી ડોકે ને ઉદાસ ચહેરે જોયા જ કર્યું!

કુસંપથી છિન્નભિન્ન થઈ ગયેલી આ સેના, લોકવિચારનું પૂર
ચોતર્ફથી પોતાની આસપાસ ઉછળેલું જોઈ સમજી ગઈ હતી
કે હવે-ઇશ્વરેચ્છા એમ જ છે. ઇશ્વરેચ્છા જાણી પૂર્વે એ ભક્તસેના જેવી
જુદ્ધમાં ધીરવીરપણે વર્તી હતી, તેવી જ આ સમે તે પોતાની પરમ
પડતીમાં પણ ઇશ્વરેચ્છાને ધીરવીરપણાથી તાબે થઈ. ઈંગ્લાંડના લોકો
રાજાને પાછો ગાદી ઉપર આણ્યા વિના રહેવાના નથી, અને ક્રોમ્વેલના
મરણથી ધણી વિના ઢોર જેવા છેક નિરાધાર થઈ ગયેલા જે આપણે
તે કાંઈ તેને અટકાવી શકવાના નથી જ એવી જ્યારે એની ખાત્રી થઇ
ત્યારે તેણે તુર્ત જ ઉંડો નિસાસો મુકી પ્રજાસત્તાક રાજ્યની સઘળી
આશા તથા પ્રયત્નો છોડી દીધાં, અને અકળાઇને પોતાના મનમાં
એટલું જ બોલવા લાગી કે, હે ઇશ્વર! તને જે ગમ્યું તે ખરૂં.

થોડા માસ પછી જ્યારે આ લશ્કર ઘણુંખરૂં કમી કરવામાં
આવ્યું, ત્યારે પણ આ ભક્ત જોદ્ધાઓ મૂગે મોઢે જ ઘેર જઈને પોત-
પોતાને ધંધે વળગ્યા. ભાગ્યે જ કોઈ દેશમાં આવી મદોન્મત્ત સેના ઉભી

થઈ હશે, અને કોઈ પણ સેનાએ આવી શાંતિથી પોતાનાં હથિયાર છોડયાં તો નથી જ. સીપાહીઓને જ્યારે સામટા બેરોજગારી કરવામાં આવે છે ત્યારે તેઓ બંડ ફિસાદ અને તેમ નહિ તો લુટફાટ ને મારામારીનો ધધો લેઈ બેઠા વિના કદી પણ રહેતા નથી. જેણે સિપાહીગીરીને ટુકડાંથી જ પેટ ભરેલું, તેનાં હાડકાં મહેનત મજુરીમાં ભાગ્યે જ વળી શકે છે, પણ ધન્ય છે આ ક્રોમ્વેલના જોદ્ધાઓને કે તેમણે તો હથીઆર છોડયાં તેની સાથે જ તુર્ત ઓજારો પાછાં હાથમાં લીધાં ! એમાંનો એક પણ ચોરી કરતો કે ભીખ માગતો માલમ પડયો નથી ! અરે ! તેઓ તો પોતપોતાને ઉદ્યોગે એવી એકનિષ્ઠાથી લાગ્યા કે હવેથી જો કોઈ મજૂર કારીગર અસાધારણ મહેનતુ કે દયાનતદારી ભરેલો માલમ પડે તો, લોકો એમજ અનુમાન બાંધતા કે એ કોઈ પેલી ભક્તસેનામાંનો હશે !



## પ્રકરણ ૨૮ મું.

### ચાર્લ્સ બીજો : ઇ. સ. ૧૬૬૦-૮૫.

**પુનઃસ્થાપના** એ નામથી ચાર્લ્સનું ઈંગ્લાંડની ગાદીએ આવવું ઇતિહાસમાં ઓળખાય છે. હાલ રાજકુળની જ નહિ પણ દેશની બધી સંસ્થાઓની પુનઃસ્થાપના કરવા જેવું હતું, અને એ કામ પેલી કામચલાઉ પાર્લમેંટે, બધું જોતાં, ગંભીરાઇ અને ડહાપણથી કર્યું.

માફી પહેલું કામ તો એ હતું કે સામાન્ય માફીમાંથી કોને કોને બાદ કરવા જોઇએ તે મુકરર કરવું. રાજા જ નહિ પણ આખો રાજપક્ષ (જેની સંખ્યા હાલ પાણીના પૂરની પેઠે વધી જતી હતી તે) જુસ્સાથી વેર વેર પોકારવા મંડયો હતો. પાર્લમેંટે નાચારીથી છેવટે માજી રાજાને દેહાંતદંડની સજા ફરમાવનારા ૨૯ ન્યાયાધીશો અને બીજા પણ કેટલાએકની ઉપર કામ ચલાવવાની

રજા આપી, અને તેમાંના દશ તો લાગલા જ ગુનેહગાર ઠરી ગર્દન માર્યા ગયા.

**જાગીરોની પુનઃસ્થાપનાનું** કામ એથી પણ વધારે વિકટ હતું. રાજાની જાગીરો તો તેને તુર્ત પાછી સોંપી દેવામાં કોઈને વાંધો નહોતો, અને તે પ્રમાણે થયું. પણ જે ખાનગી જાગીરો લાંબી પાર્લમેન્ટે કે પછીના રાજ્યે જપ્ત કરી વેચી નાંખેલી તેનું કરવું શું? પાર્લમેંટનો વિચાર એમ હતો કે ખરીદદારનો કાંઈ એમાં વાંક નથી, પણ એ બાબતનાં બિલ જે ઠર્યાં તે રાજાના કારભારી કલેરન્ડને રસળાવ્યા કર્યાં, અને એવામાં પાર્લમેંટને રજા પડી કે તે દરમ્યાન જૂના જાગીરદારો આવી જબરાઈથી પોત-પોતાની જાગીરો કબ્જે કરી પડયા. પુનઃસ્થાપનાનો જુસ્સો ચોતર્ફ એટલો બધો વધી પડયો હતો કે જેનો જરખરીદી તથા કબજાનો હક્ક ચોખ્ખો હતો તે પણ કાંઈ ન બોલતાં રડીને જ રહ્યા. પણ આટલાથી એ જૂના રાજપક્ષવાળા ધરાય એમ નહોતું. પાછલા વીશ વીશ વર્ષના બખેડામાં તેમને વારંવાર દંડ થયા હતા, અને તે ભરવા માટે અથવા માજીરાજાને લડાઈમાં મદદ કરવા રાજીખુશીથી તેમણે પોતાની કેટલીક જાગીરો વેચી નાખી હતી. તે બધા હાલ ધાઈ ધાઈને રાજા પાસે આવી હોંસભેર કહેવા લાગ્યા કે એ બધાં વેચાણો રદ કરી અમને અમારી પાછી જાગીરો તથા નુકસાનીનો બદલો તો અપાવવો જ જોઈએ. રાજકુળને ખાતર તેઓ ખરાબ થઈ ગયા હતા અને તેઓ રાજા પાસે આ સમે બદલાની આશા રાખે એમાં કાંઈ આશ્ચર્ય નથી; પણ જો રાજીખુશીના ખાનગી વેચાણ પણ તેમના માગવા પ્રમાણે રદ કરવામાં આવે, તો તો એ મિલ્કતોની પુનઃસ્થાપના નહિ, પણ કેવળ ઉત્થાપના જ થઈ જાય. તેથી પાર્લમેન્ટે એ માગણીની તો ચોખ્ખી ના પાડી.

**ફ્યૂડલ ધારાની સમાપ્તિ.**—રાજાનો એક હક્ક આ વખતે લઇ લેવામાં આવ્યો. ફ્યુડલ ધારો બધો તો ક્યારનો નાબુદ થઇ

ગયો હતો, તોપણ એનો એક અંશ હજી કાયમ હતો. તે આ વેળા કાઢી નાખવામાં આવ્યો. ઝાગીરદારો ઉપર રાજાની બીજી તો કાંઇ સત્તા રહી નહોતી, પણ તાલુકો પહેલવહેલો પોતાના હાથમાં આવે ત્યારે દરેક વારસે રાજાને મોટો નજરાણો આપવો પડતો, એક એકર જમીન પણ રાજાની પરવાનગી વિના વેચી શકાતી નહિ, અને જો સગીર ઉમરનાં છોકરાં મુકીને તે મરી જાય તો તેના વાલી દાખલ સઘળો તાલુકો રાજાના હાથમાં જતો, અને તેની ઉપજનો ઘણો ભાગ તે પોતાની મહેનત બદલ પોતાને ત્યાં જ જમે કરતો. રાજાના વાલીપણામાં એથી પણ મોટું દુઃખ એ હતું કે તે કહે તેને જ સગીરે પરણવું પડતું, અને ઘણી વાર રાજાઓ ન માબાપી કન્યાઓને વેચી પોતાનું ગજવું ભરતા કે તેની સાથે પરણાવી કોઇ ભૂખડ્ડુ માનીતાને ન્યાલ કરી દેતા. પણ આ હક્કોનો વીશ વર્ષ થયાં ભોગવટો ન હોવાને લીધે તે છોડતાં રાજાને કાંઈ વસમું લાગ્યું નહિ, અને વળી એ હક બદલ એને દર સાલ એક લાખ પોંડ મળવાનો ઠરાવ થયો. આ નુકસાનીનાં નાણાં જે ઝાગીરો સ્વતંત્ર થઈ તેની ઉપર જ કર મુકીને અપાવવાનો પ્રથમ વિચાર હતો, પણ બળીઆના બે ભાગ એ કહેવત પ્રમાણે ઝાગીરદાર પક્ષના લોકે તેમ કરવા ન દેતાં દારૂ વગેરે કેટલીક ચીજો ઉપર જકાત નાખી, જે થોડાના લાભને સારૂ આખી પ્રજાએ દંડ ભરવા જેવું થયું.

સ્થાયી લશ્કર થોડુંક રાખી બાકી બીજા બધાને આ પાર્લમેંટે રજા આપી. પેલી પ્રજાસત્તાકી સેના આ ઠરાવને કેવી ખૂબીદાર રીતે તાબે થઈ તેનું તો આપણે પાછળ બયાન કરી ગયા છીએ. પાર્લમેંટે કાયદો કર્યો કે ૧૦૦૦ સ્વાર તથા ૪૦૦૦ પેદળ કરતાં વધારે લશ્કર રાજાએ રાખવું નહિ. આ કાયદાનો હેતુ તો લશ્કર ઓછું કરવાનો હતો, પણ પરિણામે એથી જ ઇંગ્લાંડના સ્થાયી લશ્કરનો પાયો નંખાયો. યાદ રાખવું કે અત્યાર સુધી ઇંગ્લાંડના રાજા પાસે સ્થાયી લશ્કર કાંઈ પણ રહેતું નહિ. ફ્યૂડલ વખતમાં તો અમીરો ને તેના માણસો

એ જોઈએ તેવું લશ્કર જ હતું, અને જ્યારે તે ધારો તૂટી ગયો ત્યારે એવો રિવાજ નીકળ્યો કે ખપ પડે ત્યારે રાજા પ્રગણે પ્રગણેથી લશ્કર ઉભું કરે. અને કામ થઈ રહે ત્યારે તેને પાછું પોતપોતાને ઘેર રવાના કરે. એવા પ્રસંગોપાતી લશ્કરને મિલીશિયા કહેતા. તેવું લશ્કર ભેળું કરવાનો હક તો અલબત્ત રાજાનો હતો તેમ કાયમ જ રહ્યો.

**ધર્મસમાજનો બંદોબસ્ત** કરવાનું એક કામ હવે ફક્ત બાકી રહ્યું. પણ સૌથી મુસ્કેલ તે જ હતું. એપિસ્કોપલ પંથ પાછો શી રીતે દાખલ થઈ શકે? આખું પાદરીખાતું હાલ પ્યૂરિટન મતના માણસોથી ભરેલું હતું. તે લોક કદી પણ એપિસ્કોપલ પંથની ક્રિયાઓ સ્વીકારે નહિ. ત્યારે શું તે બધાને બરતર્ફ જ કરવા! રાજાએ કહ્યું કે ત્યારે એપિસ્કોપલ પંથના આચારવિચારમાં એવો કાંઈ ફેરફાર કરો કે કોઈને વાંધો રહે નહિ. એ બાબત કેટલીક સભાઓ મળી, અને મોટી ભાંજગડ ચાલી. પણ એ સઘળા ઢોંગ જ હતા. ચોતર્ફથી રાજપક્ષનું બળ ઉભરાઈ જવા માંડયું. જૂના ધર્માધ્યક્ષો (એપિસ્કોપલ પંથના બિશપો) આવીને ટપોટપ અમીરોની પેઠે પોતાની ઝાગીરો કબ્જ કરી બેઠા, અને રાજાએ પાર્લમેન્ટને પાછી રજાપરથી ન બોલાવતાં વિસર્જન જ કરી દીધી. (ડિસેંબર ૧૬૬૦).

**કેવેલીયર પાર્લમેંટ**—હવે જે નવી પાર્લમેંટ આવી તેમાં ઘણું કરીને સઘળા જ રાજાના ભકત અને પ્રજા સ્વાતંત્ર્યને ધિક્કારનારા હતા. એ લોક આવ્યા તે પહેલાં જ તેમના પક્ષનું જોર એટલું બધું વધી ગયું હતું કે કામચલાઉ પાર્લમેંટને પણ જતાં જતાં એવો જંગલી હુકમ કરવો પડયો હતો કે ક્રૉમ્વેલ, બ્રૅડશૉ, અને આયર્ટન એ ત્રણનાં મડદાંને કબરમાંથી કાઢી જાહેર શૂળીએ લટકાવવાં! અરે! પેલા પરમ પવિત્ર દેશભકતો હેમ્પડન અને પિમનાં મડદાંને પણ વેસ્ટમિન્સ્ટરના પાદશાહી કબરસ્તાનમાંથી ઘસડી કાઢી કોઈ સામાન્ય ઠેકાણે દફનાવવામાં આવ્યાં. વેન નામના એક ઉત્સાહી પણ શુદ્ધ અંતઃકરણના પ્રજાસત્તાકીને ફાંસીએ જવા નહિ દઉં એમ જ્યારે રાજાએ વચન આપ્યું

હતું ત્યારે જ કામ ચલાઉ પાર્લમેંટે તેનું નામ સામાન્ય માફીમાંથી બાદ કર્યું હતું. પણ આ સમે તે ન ગણકારતાં તેના ઉપર કામ ચલાવી મોતની શિક્ષા ફરમાવવામાં આવી.

પ્યુરિટન લોકપર જુલમ હવે આ રાજભક્તિને તાને ચ્હડેલી પાર્લમેંટ એસુતમ ગુજરવા માંડ્યો. "કોર્પોરેશન એક્ટ" એ નામનો એક કાયદો કર્યો તેની મતલબ એ હતી કે કોવેનન્ટનો ઈનકાર કરે અને અનવરોધ મતની એટલે રાજા કે તેના અમલદારો સામે આત્મરક્ષણના કારણને સારૂ પણ મારે કદી શસ્ત્ર ધારણ કરવાં નહિ, એવી જે પ્રતિજ્ઞા લે તેનાથી જ મ્યુનિસિપલ એટલે * કસબાઓમાંની સરકારી નોકરી થઈ શકે. (ઇ. સ. ૧૬૨૨). બીજી સેશનમાં "યુનીફોર્મિટી એક્ટ" કર્યો તે તો આખા પાદરી ખાતાને પદભ્રષ્ટ કરવા બાબત જ હતો. તેમાં એવું હતું કે દરેક પાદરીએ "એપિસ્કોપલ પંથની પ્રાર્થનાપોથી" ને હું શુદ્ધ મનથી માનું છું એવી પ્રતિજ્ઞા લેવી, ધર્માધ્યક્ષ પાસેથી દીક્ષા ધારવી, કોવેનન્ટનો ત્યાગ કરવો, અને અનવરોધ મતના સોગન લેવા; અને એમ જે અમુક મુદતમાં ન કરે તે બરતર્ફ. તે મુદત પૂરી થતાં બીજે જ દહાડે એ પ્રમાણે નિર્દયતાથી અમલ કરવામાં આવ્યો. બે હજાર ધર્મગુરુઓને જેમાં કેટલાક તે સમે દેશના અત્યુત્તમ વિદ્વાન્ અને શ્રદ્ધાવાન પુરુષો હતા, તેની જરા પણ કદર જાણ્યા વિના તેમને–એકદમ પદભ્રષ્ટ કરવામાં આવ્યા. તેમને સરકારી ધર્માલયોમાંથી કાઢી મુકયા તો ખેર, પણ ખાનગી સ્થળોમાં પણ ધર્મબોધ કરવાની સખ્ત મનાઈ કરી. તે છતાં પણ જ્યારે પ્યૂરિટન લોકો પોતાના ધર્મગુરુને જ વળગી રહ્યા ત્યારે એવો કાયદો કર્યો કે તેમના વ્યાખ્યાન વેળા કોઈને પણ ઘેર તે કુટુંબ સિવાયના બીજા પાંચથી જો વધારે માણસ ભેગાં

* મ્યુનીસિપાલિટીને તાબે ઇંગ્લાંડમાં ઘણું સ્થાનિક સ્વરાજ્ય છે. અને તે કચરાપટ્ટીનું જ આપણા દેશમાં છે તેમ કામ કરે છે એમ કાંઇ નથી મેજિસ્ટ્રેટનું કામ પણ મ્યુનિસિપાલિટીનું જ ત્યાં ગણાય છે.

થએલાં માલમ પડશે, તો તે સર્વને સાત સાત વર્ષ દેશનિકાલની સજા કરવામાં આવશે. આને "કન્વેન્ટિકલ ઍક્ટ" કહે છે. (ઇ. સ. ૧૬૬૪). આવું જોખમ વેઠીને પણ જ્યારે કેટલાક યજમાનો પોતાના ગુરુને ઘરમાં બોલાવી ખૂણામાં ભરાઈ વ્યાખ્યાનો સાંભળે છે. એમ માલમ પડ્યું, ત્યારે અતિપર આવેલી આ ઝનુની પાર્લમેંટે "પાંચ મૈલનો કાયદો" કર્યો; એટલે કોઈ પણ ટસ્બાને ફરતા પાંચ મૈલ સુધીમાં એ ધર્મગુરુઓએ વસવું નહિ, અને તેમ જ કોઈ પણ ઠેકાણે નિશાળ માંડવાનો ધંધો કરવો નહિ. (ઇ. સ. ૧૬૬૫). આ કાયદો તો તેમના પેટ ઉપર પૂરો જ પગ મુકવા બરાબર હતો. નાસતાં ભાગતાં ખૂણે ખોચરે ભરાઈ કકડો રોટલો પામતા હતા તે પણ છીનવી લઈ તે બિચારાઓને ભૂખે મારવાનો જ આ ઉપાય હતો. હવે પ્યૂરિટન ધર્મગુરુઓના છેક કૂતરાના અવતાર થયા, અને ઘણા રઝળી રખડી કે બંદીખાનામાં સડી સડીને મરી પણ ગયા. બંદીખાનાં તો આખા દેશમાં આ સમે ઠેર ઠેર તરવરી રહ્યાં હતાં, કેવા ને કેટલા બધા પ્યૂરિટનોને દરરોજ બંદીખાનામાં પૂરવામાં આવતા તેનો વિચાર વાંચનારના મનમાં બરાબર આવવો મુશ્કેલ છે. પણ નીચેની હકીકત ઉપરથી તે કાંઈ તેનો ખ્યાલ કરી શકશે. "ક્વેકર" સરખો તે વેળા નાનો અને દુનિયામાં કેવળ નિરપરાધી પંથ કે જેની સામા એક ખાસ ઍક્ટ કરવામાં આવ્યો હતો, તેના ચાર હજાર માણસ પહેલે જ ઝપાટે કેદ કરવામાં આવ્યા, અને જ્યારે પાછળથી રાજાએ "રહેમનું જાહેરનામું" કાઢી ધર્મ નિમિત્તના કેદીઓને છૂટા કર્યા, ત્યારે તેમાં આ માત્ર ક્વેકર પંથનાં જ બાર હજાર માણસ માલમ પડયાં હતાં! ખરે આ સમે દેશમાં ધર્મનો જે જુલમ ચાલી રહ્યો તેવો તો પ્રજાવિગ્રહનો ભડકો ઉઠાવનાર પેલા ઝનુની બિશપ લોર્ડના વખતમાં પણ નહોતો. સૈન્યસત્તાથી લોકો આટલા ભયભીત થઇ ગયા હતા, તોપણ તેના વખતમાં એ આવી પકડા પકડી તો કોઇએ દીઠી નહોતી. "ભક્ત પ્રયાણ" એ નામનું

ઇંગ્રેજી ભાષામાં જે લોકપ્રિય આખ્યાન છે તેનો કર્ત્તા પેલો ભક્તિ-ગ્રસ્ત કંસારો બનિયન કેટલાંક વર્ષ સુધી બંદીખાનાનો જ વાસી થઇ પડયો હતો, અને ત્યાં જ ઘણુંખરૂં એણે એ લોકપ્રિય કીર્ત્તિનું અમર પુસ્તક લખ્યું હતું. વિદ્વાન્ અને વિદ્યાપ્રિય મહા કવિ મિલ્ટન પણ થોડાક મહીના બંદીખાનું પોતાના ઘડપણમાં સેવી આવ્યો હતો. ટુંકામાં આ સમે દેશમાં વિદ્વાન્, નીતિમાન કે ભક્તિમાન ગણાતા હતા તેમાંના ઘણાખરા માણસો ધર્મબલાત્કારના દયામણા ભોગ થઇ પડયા હતા. આ બધો જુલમ રાજાના દબાણ કે કહેવાથી થતો હતો એમ સમજશો નહિ, એ તો આ કેવેલિયર પાર્લમેંટનું જ કર્મ હતું, અને તેને આ સમેના લોકવિચારની જોઈએ તેવી પુષ્ટિ હતી, તે છતાં પણ હાલ દેશનો ઘણો ભાગ એપિસ્કોપલમાર્ગી જ થઈ ગયો હોય એમ તો કાંઈ નહોતું. એ માર્ગમાં હાલ પણ હતા તો પૂર્વની પેઠે બહુધા ઉપલા વર્ગના જ લોકો. પણ એ લોક હાલ સર્વપ્રિય ને તેમ હોવાથી દેશમાં સર્વશક્તિમાન થઈ પડયા હતા, અને એ લોકનો તો ભાવ પોતાના પૂર્ણ વિજયકાળે સ્વાભાવિકપણે જ પૂર જોરપર આવી ગયો હતો. વળી પાછલા અનુભવ ઉપરથી પ્યુરિટન પંથો બધાને રાજદ્રોહી, પ્રજાસત્તાકી અને દેશવિનાશી આચાર-વિચારોના પોષક જણાયા હતા. તેથી પોતે હડહડતા એપિસ્કોપલ ન હોય તોપણ રાજકીય વિચારથી એ ઘણા લોક પ્યુરિટન વિચારબી-જોને છુંદી નાખવા ખુશી હતા. અને ખરે એપિસ્કોપલ માર્ગવાળા પણ આ સમે ધર્મ કરતાં રાજ્યપ્રકરણી બુદ્ધિથી જ આવો કેર વર્તાવવા વધારે પ્રવર્તમાન થયા હતા.

રાજાના પંડને તો ધર્મ બલાત્કાર સ્વાભાવિકપણે જ ગમતો નહોતો, અને એની ખાનગી રાજનીતિ તે બાબત સંપૂર્ણ છૂટ આપવાની જ હતી. જો ઇંગ્રેજી પ્રજાને ધર્મની છૂટ જોઈતી હોત, તો આ સમે તેમને તે બેશક મળી ગઈ હોત. પણ અંગ્રેજી પ્રજા જ તે વાતની સામે ખૂબ સામે હતી. શા માટે અને કેમ તે રાજાનો સ્વભાવ

અને રાજનીતિ જાણ્યા પછી બરાબર સમજાશે.

**ચાર્લ્સનો સ્વભાવ** એના બાપથી કેવળ ઉલટા પ્રકારનો હતો. એ હસમુખો, ચંચળ, રમતી ગમતી, બીજાનો મનરખુ, અને બોલીચાલીમાં મીઠડો, પણ અંદરખાનેથી મહા શઠ ને સ્વાર્થી, બેઈમાની, બેવફા, કામનો કાયર, અને છેક વિષયાસક્ત હતો. એ બધો વખત સહેલસપાટામાં જ કાઢતો, અને પૈસા કાંકરાની પેઠે ઉડાવતો. એની અનીતિઓ પાર વિનાની ને હેવાનીઅત ભરેલી જ હતી. આ રીતે આપણા કેટલાક રાજા જેવો તે નપાટ, પણ નમાલો તો હતો જ નહિ એ જાતે અક્કલવાળો, ને પોતાના સ્વાર્થની તજવીજો સારી રચી શકે એવો હતો. એ હમેશ ટોળટપ્પામાં જ રોકાએલો રહેતો. તોપણ અમુક રાજનીતિ પોતાને માટે મૂળથી જ મુકરર કરી રાખી તદનુસાર એ અખંડિતપણે વર્ત્યો હોય એમ નિશ્ચય જણાય છે.

**ચાર્લ્સની રાજનીતિના** મોટા બે ઉદ્દેશ આ જણાય છે. એક તો પાર્લમેંટ તર્ફનો ભય દૂર કરવો; અને બીજું કૅથોલિક માર્ગને ઉત્તેજન આપવું. પાર્લમેંટ સંબંધી એની લાગણી એના બાપદાદા જેવી કાંઈ આપખુદીથી નહોતી, અને ઈશ્વરી હકનો સિદ્ધાંત સાંભળીને તો તે ખડખડ હસતો જ. તોપણ પાછલાં વીશ વર્ષના અનુભવપરથી તેને માલમ પડયું હતું કે પાર્લમેન્ટ વિફરે તો મહા ભયાનક છે. અને તેથી તેની સત્તા ભયરહિત કરવાનો નિશ્ચય એનો પણ તેમના જેટલો જ હતો. એ ખરૂં કે ડરામણો જુલમગાર રાજા થવું એ એના સ્વભાવને જ અણગમતું હતું, અને વારે વારે તે બોલતો કે "મુસલમાન પાદશાહોની પેઠે જીભ કાપેલા ગુલામોને ખેંચેલે ધનુષ્યે ઉભા રાખી સર્વને કંપાવતાં દરબારમાં બેસવું મને જરાએ પસંદ નથી." તેમજ પાર્લમેંટ કે પ્રજાની સ્વતંત્રતા છેક નિર્મૂલ કરવાનો કાંઈ તેનો વિચાર નહોતો. તે કહેતો કે ભલે પાર્લમેંટ કાયદાની કડાકૂટ કર્યા કરે, પણ મારી કે મારા પ્રધાનોના કામની ચર્ચા કરવી, કકળાવી કકળાવી પૈસા આપવા, અને વળી તેનો હિસાબ પણ

માગે, એ તે સાંખી રહેવાય કેમ ? હિસાબ આપવાની વાત આ મોજીલા રાજાને પાલવે નહિ એમાં તો આશ્ચર્ય જ નથી. નૌકાસેન કે લશ્કરની ટુકડી સજ્જ કરવાને સારૂ પાર્લમેન્ટે આપેલા નાણુંમાંથી રકમોની રકમો જેના હાથમાંથી નાયકણો કરતાં એ નિર્લજ્જ નારીઓ ઝૂંટવી લઈ જાય, તે બિચારાથી તે ચાર લોકમાં તેનો હિસાબ શી રીતે બતાવી શકાય ? આવો માણસ કોઈ પણ ધર્મને ઉત્તેજન આપવા મન કરે એ આશ્ચર્ય જેવું છે ખરૂં. એમ કહેવાય છે કે કેથોલિક દેશોમાં ઘણાં વર્ષ રહેવાથી એનું વલણ તે માર્ગ તરફ થયું હતું, અને વળી તે ઘણાને કબુલ થયો હતો, કે જો તમારી સહાયતાથી મને મારૂં રાજ્ય મળશે તો હું કેથોલિક માર્ગને ઉત્તેજન આપીશ. પણ વચન બચન કે ઉપકારની ખાતર એણે આમ કરવા ધાર્યું હોય એ તો જરા પણ માની શકાતું નથી. તેમજ જેનાં આચરણ મરવાની ઘડી સુધી છેક અનાસ્થિકનાં જ હતાં, તે આવા કામમાં ધર્મની લાગણીથી દોરાયો હોય એ પણ સંભવતું નથી. એમ હશે કે જેમ સઘળા દુરાચરણી માણસો કર્મકાંડનું પ્રાધાન્ય સ્વીકારવાનો જ માર્ગ પસંદ કરી પોતાના આત્માને ઠગે છે. તેમ એને પણ લાગેલું કે બીચારો કેથોલિક માર્ગ ઠીક કે આપણાથી મર્જીમાં આવે તેમ વર્તાય, અને વખત આવે ત્યારે પ્રાયશ્ચિત્તાદિક વિધિઓથી સઘળાં પાતકો ધોઈ પણ નખાય. એવી મોળા મતલબી લાગણી એના મનમાં કેથોલિક માર્ગ તર્ફ કદાપિ મૂળથી જ હશે, પણ તેને ઉત્તેજન આપવાનો એણે જે નિશ્ચય કરેલો તે તો ઉપર કહેલી રાજકીય ધારણા પાર પાડવાને સારૂ જ એમ અમારું ધારવું છે.

પાર્લમેંટથી ભય રહીત થવાના પ્રયત્નો રાજાએ કર્યા તે છૂપા, ચોકસાઈ ભરેલા, અને ઘણા જ ઉંડા હતા. પ્રેસ્બિટેરિયનો ઉપર આટલો જુલમ થતો હતો, ત્યારે એની તો ઠંડે પેટે એ જ ગણત્રી હતી, કે બે બંને પક્ષ માંહોમાંહે લડીને નિર્બલ થતા,

અને જાતે વીતશે ત્યારે જ પ્રેસ્બિટેરિયનો જાણશે કે ધર્મછૂટની કેથોલિકોને પણ જરૂર હશે ખરી. ઈંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડની પાર્લમેંટો સંયુક્ત કરાએલી હતી, તેને એણે પાછી જૂદી પાડી નાંખી, અને તે પ્રત્યેકને પોતાની કરવા નોંખા નોંખા પ્રયત્નો કર્યા. * પાર્લમેંટવાળાને લાંચ રુશ્વત આપી વશ કરી લેવા એ તો એનો એક સાધારણ જ રિવાજ હતો. તે છતાં બે બનાવ થાય તો શું કરવું એમ ધારી અંગરક્ષકો દાખલ કેટલુંક લશ્કર પાર્લમેંટ પાસે મૂળથી જ રહેવા દેવડાવ્યું હતું.-અને તેમાં થોડા થોડા માણસો કોઇની આંખે ન ચડે એમ એ હમેશાં વધાર્યો જ જતો.

રોમન કેથોલિકોને આશ્રય આપવો એ પણ આ હેતુનો જ એક મોટો દાવ હતો. આ વેળા ફ્રાન્સમાં ચૌદમો લુઇ એ નામનો મહા પ્રતાપી રાજા રાજ કરતો હતો. પોતાનું રાજ્ય યુરોપ ખંડમાં સર્વોપરિ કરવું, પ્રોટેસ્ટંટોને તોડવા, અને સ્વતંત્ર પ્રજાઓને પીડવી એ ત્રણ વાત તર્ફ તે તન, મન, અને ધનથી અહોનિશ મંડ્યો હતો. વંલદાનો નાનો, પણ આ સમે યુરોપમાં સૌથી ધનવાન મુલક ખાઈ જવા તો એની દાઢ ખૂબ જ સળકી રહી હતી. પણ તે કામમાં ઈંગ્લાંડ વચમાં ન પડે એવી તજવીજ રાખવાની અગત્ય હતી, અને તે માટે સદાના દેવાળીઆ ચાર્લ્સને જ્યારે જ્યારે જોઈતા ત્યારે પૈસા મોકલી એ ઘણો મિત્રાચાર બતાવતો. પાછળથી તો બારે સાલીયાણું બાંધી આપી આ લાજ શરમ વિનાના ઉડાઉ રાજાને પોતાનો જ કરી લીધો હતો. એમાં બોલી એ હતી કે ચાર્લ્સે લુઇને પૂછ્યા વિના કોઈની સાથે સંધિવિગ્રહ કરવો નહિ, ઈંગ્લાંડમાં રોમન કેથોલિક માર્ગને ઉત્તેજન આપવું, તથા જાહેર રીતે તેનો પોતે પણ સ્વીકાર કરવો, અને એ

---

* આ પાર્લમેંટવાળાની રાજભકિત, તેમજ જરભકિત એ હદપાર જ હતી. તેઓ ચાર્લ્સ પાસે અને પાછળથી ફ્રાન્સના પરદેશી રાજા પાસેથી ભરપટ લાંચ લેતા હતા, અને એ કારણથી આ પાર્લમેંટનું નામ "પેન્શન્ડ પાર્લમેંટ" એવું પણ ઇતિહાસમાં મશહુર છે.

કામમાં જરૂર પડે તો લુઈ લશ્કર વગેરેની પૂરતી મદદ આપે. આ ઉપરથી જણાશે કે ચાર્લ્સે કેથોલિક માર્ગ તરફ છૂપું પણ ચોક્કસ વલણ પકડવાનું મુખ્ય કારણ રાજકીય જ હતું. લુઈ પાસેથી એ નિમિત્તે પૈસા મળે તો પાર્લમેંટ આડી થઈ હોય તે વેળા એને ખર્ચને માટે અડચું રહે નહિ, અને ધાંધલ વધે તોપણ ફ્રાન્સની તરફથી લશ્કરી મદદ જોઈએ તેવી મળે. તે છતાં જાણી જોઈને જ પાર્લમેંટ સાથે ધાંધલ ઉભું કરવાની એને જરા પણ મરજી નહોતી. બને ત્યાં સુધી તો બધાને પટાવી સમજાવી પોતાનું ટટ્ટુ ચલાવ્યા જવું એ જ એનો વિચાર હતો. ઉપલી બધી તૈયારીઓ તો માત્ર અગમચેતીની હતી. આવો મતલબી માણસ કોઇ પણ ધર્મને માટે પોતે જોખમમાં પડે એ તો બને જ નહિ, અને તેમ કરવાનું તેણે કોઈ વેળા પણ ખરા દિલથી ધાર્યું હોય એમ અમે માની શકતા નથી. એનો ભાઈ જેમ્સ, જે હડહડતો કેથોલિક હતો, તેણે એક વાર આ બાબત બહુ આગ્રહ કર્યો, ત્યારે એ હસીને બોલ્યો કે, " ભાઇ ( આવાં રાજપાટને ગુમાવી ) પાછા યુરોપની મુસાફરીએ જવાની મરજી મને તો થતી નથી હો! " આવા રાજાની રાજનીતિ ગમે એવી પ્રજા વિરુદ્ધ હોય, તોપણ તેથી તેને કે પ્રજાને ગેરલાભ થવાનો સંભવ ઘણો નથી, અને તેમજ આ રાજ્યની આખરે આપણે જોઇશું. પણ હવે રાજકીય બનાવો જ ટુંકામાં વર્ણવી જઇએ.

વલંદા સાથે લડાઇ ક્રોમ્વેલે ડહાપણથી બંધ કરી હતી. તે પાછી આ રાજ્યમાં જાગી ઉઠી. જ્યારે કોઈ બે પ્રજાના સ્વાર્થ ઉલટ હોય છે ત્યારે તેઓ એકજાતિના ને એક ધર્મના હોય છે તોપણ તેમનામાં વિરોધ પડયા વિના રહેતો નથી, અને મનમાં વિરોધ વસ્યે તેને લડાઈનું બહાનું સહેજમાં જડી આવે છે. આફ્રિકાના ગીની દેશને કાંઠેથી વલંદા લોકો સોનાની રજ તથા ગુલામો આણી કેટલાક વખતથી અનર્ગળ પૈસો મેળવતા હતા. તે જોઈ અંગ્રેજોની પણ એક કંપની બંધાઈ ત્યાં વેપાર કરવા ગઈ, અને તેણે થોડા વખતમાં ત્યાંના

વલંદા સંસ્થાનીઓ સાથે લડાઈ ઉભી કીધી. ચાર્લ્સ યુરોપમાં રખડતો હતો ત્યારે હોલાંડમાં એનું યોગ્ય સન્માન થયું નહોતું, તે સંભારી એણે આ વખતે આ કંપનીનો પક્ષ પકડ્યો ને તે દેશની સાથે લડાઈ પોકારી (ઇ. સ. ૧૬૬૫) પાર્લમેંટે એ વાત હરખથી સ્વીકારી લખલૂટ નાણાંની મંજુરી આપી, કેમકે તમામ ઇંગ્રેજો આ સમે વલંદાનું વેપારમાં સર્વોપરિપણું જોઈ બળી મરતા હતા, અને મનમાં ઝંખ્યા જ કરતા કે લાગ આવે તો ટપ એનો વેપાર પડાવી લઈ આપણે સમૃદ્ધિવાન થઇએ. આ લડાઈ બે વર્ષ ચાલી, પણ તેમાં કાંઈ સાર નીકળ્યો નહિ. ફ્રાન્સે હોલાંડનો પક્ષ પકડ્યો, અને નહિ તો એ એ દેશના કુશળ નૌકાધિપતિઓની આગળ ઇંગ્રેજોનું કાંઇ ઝાઝું ચાલે એમ નહોતું. ક્રોમ્વેલે તેમને નમાવ્યા હતા એ ખરૂં, પણ ક્યાં એ પ્રતાપી ધીરવીર અને ક્યાં આ મોજશોખમાં ડુબેલો ચાર્લ્સ ! આરંભમાં ઇંગ્રેજોની મોટી ફત્તેહ થઈ, પણ તે લાંબી મુદત નભી શકી નહિ, અને પાછળથી તો એવી બેકાળજી ચાલી કે વલંદાનો નૌકાધિપતિ ઇંગ્લાંડના કિનારા ઉપર જ ચડી આવી બંદરો સર કરતો કરતો વહાણોને બાળી નાખતો તે છેક ટેમ્સ નદીમાં આવી જઈ લંડનને જ એક વાર ધુરકાવી ગયો. (ઇ. સ. ૧૬૬૭)

ખંધા લુઇએ જોયું કે હવે બહુ થઈ. નૌકામદ ઇંગ્રેજોનો જોઈએ તેવો ઉતાર્યો અને હવે આ વલંદાઓને બહુ ચડી જવા દેવા નહિ. એમ વિચારી એણે તેમનો પક્ષ એકદમ છોડી દીધો, અને તેથી તેમણે સમજીને ચાર્લ્સની તરફથી સલાહનાં કહેણ ક્યારનાં આવતાં હતાં તે ખુશીથી કબૂલ કર્યાં. (ઇ. સ. ૧૬૬૭) એને બ્રેડાનું તહનામું કરીને કહે છે. આ તહનામાની રૂએ ન્યૂયોર્ક (જે આ વેળા ન્યૂ આમસ્ટર્ડામ એ નામથી વસેલું હતું તે) તથા આક્બની એ ઇંગ્રેજોને મળ્યાં.

ઇંગ્લાંડના આ પરમ માનભંગને સમે દૈવકોપ પણ બે તેના ઉપર એવા ગુજર્યાં હતા કે તેની કાંઇક નોંધ ઇતિહાસમાં લેવી જોઈએ.

મોટી મરકી ઇ. સ. ૧૬૬૫ ના શિયાળામાં લંડન ખાતે

શરૂ થઈ હતી તે ઉનાળો બેસતાં તો એટલી બધી ફેલાઈ ગઈ કે મહોલ્લે મહોલ્લે અને ઘેર ઘેર માણસો ઉપરાચાપરી મરવા લાગ્યા. અને કોઈ કોઈની સંભાળ લઈ શકે એમ રહ્યું નહિ. જેનાથી જેમ નસાયું તેમ નાઠું. વેપારરોજગાર બધો બંધ પડયો. શહેરના રસ્તા બધા શૂન્યમૂન્ય થઇ ગયા. ત્યાં એકે માણસનો પગરવટ કે અવાજ સંભળાય નહિ. અમુક વખતે સરકારી ગાડાં બૂમ પાડતાં આવે કે જેને પોતાનાં મુડદાં નાખવાં હોય તે ચાલો, ઝટ ઉતાવળ કરો! આ ભયંકર દૈવકોપને સમે ઠેર ઠેર મરણાં એટલાં બધાં થતાં કે દાટવા વિગેરેની ક્રિયાબ્રિયા બંધ પડી લોકો મર્જીમાં આવે ત્યાં મુડદાં ફેંકી દેતા, અને કેટલાય ન ધણીયાતાં બિચારાં તો જ્યાં બેઠાં સુતાં હોય ત્યાંને ત્યાં જ મુડદાં થઈ પડતાં. આવાં મુદડાંથી શહેર એવું ગંધાઈ ઉઠવા લાગ્યું કે સરકારને ગાડાં ભરી ભરીને લાશો સામટી એક ખાડામાં દાટી દેવડાવવાની જરૂર પડી. રોબિન્સન ક્રૂસોનો કર્તા (જેણે એ બધું જાતે જોયું હતું તે) આ ત્રાસદાયક મરકીનું વર્ણન એવું આપે છે કે તે વાંચી આપણાં રૂએરૂઆં ઉભાં થાય છે. ઇ. સ. પૂર્વે ૪૩૦ વર્ષ ઉપર એથેન્સ શહેરમાં તથા ઇ. સ. ૧૩૪૮ માં ફ્લોરેન્સ ખાતે થઇ હતી તે સિવાય આવી મરકી યુરોપના લોકે કદી જોઈ કે સાંભળી નહોતી. આ મરકીથી કુલ એક લાખ માણસ લંડનમાં જ અને પાંચેક લાખ ગામડાં ખાતે મૂએલું જણાય છે.

આ મરકી બીજા વર્ષના શિયાળા સુધી ચાલી ત્યારકેડે પાછું એ શહેર માણસથી ખાલી ખાલી થઈને પણ ઠરી ઠામ પડવા લાગ્યું, કે એક મોટી આગ લાગવાથી તે પૂરેપુરૂં પાયમાલ થઇ ગયું. આપણા દેશ ખાતે સુરતની ઇ. સ. ૧૮૩૦વાળી ભયંકર આગ જેવી જ આ મોટી અને જાનની ખુવારીમાં ઉતરતી પણ નુકસાનીમાં તેથીએ ચડતી જણાય છે. એ આગ ઇ. સ. ૧૬૬૬ ના સપ્ટેમ્બર માસની બીજી તારીખે રવિવારના રોજ લંડનના પૂલ પાસે એક ભઠીયારાની દુકાનમાંથી લાગી, અને પવન પુષ્કળ હોવાથી તે ખૂબ વધી, અને

ત્રણ રાત અને ત્રણ દહાડા સુધી ચાલી એ આગે ૪૯૦ મહોલા તથા ૧૩૨૦૦ ઘર ભસ્મ કરી નાખ્યાં. આ એક ફાયદો થયો ખરો કે મેલી મરકીની જડ હતી જે શહેરમાં હજી ખૂણેખાંચરે ભરાઈ હતી તે સમૂળગી નાબુદ થઈ ગઈ. (સુબોધવાળા ઇતિહાસવેત્તાઓ એવો પણ અભિપ્રાય આપે છે કે આ આગ એ લંડન ઉપર ઇશ્વરી કૃપા જ હતી, કેમકે અત્યાર સુધી લંડન સાંકડા રસ્તાવાળું ને બદશિકલ હતું તે હવે સુઘડાઈ તથા શિલ્પ-સૌંદર્યના નિયમ પ્રમાણે બંધાયું. સેન્ટપોલનું ભવ્ય દેવાલય લંડન ખાતે હાલ જોવાનાં આશ્ચર્યમાંનું ગણાય છે, તે આ મોટી આગ પછી નવેસરથી બંધાએલી ઇમારત છે.)

લોકોનો ગુસ્સો રાજા ઉપર થવા લાગ્યો હતો તે ઉપલા બનાવોથી બહુ વધી પડ્યો. રાજા પોર્ટુગલની કેથોલિક કુંવરી જોડે પરણ્યો હતો (ઇ. સ. ૧૬૬૨), એ આખી પ્રજાની મરજી વિરુદ્ધ હતું, અને જ્યારે ક્રોમ્વેલે મેળવેલો ડન્કર્ક ટાપુ આ ઉડાઉ રાજાએ ૪૦ લાખ રૂપિયા લઇ ફ્રાન્સને વેચી માર્યો ત્યારે તો તેઓ બહુ જ કકળી ઉઠયા હતા, કેમકે તેઓ તેને પોતાના દેશનું એક મોટું વિજયચિન્હ ગણતા હતા. આ જખમ હજી તેમના કલેજામાં તાજો જ હતો એટલામાં વલંદાના વહાણ લંડનપર ચડી આવવાથી તેમનું પૂરેપુરૂં માનભંગ થયું, અને તે જોઈ તેમનો પ્રસંગજન્ય રાજભક્તિનો ઉભરો, જે સ્વાભાવિકપણે જ કાંઈ હમેશાં પહોંચવાનો નહોતો તે એકદમ હેઠો બેઠો. એટલું જ નહિ પણ રાજાપ્રજાનો સંબંધ પાછો એ હોદ્દે ને એ જ હુલ્લડ એ રીતનો ઇંગ્રેજોના સામાન્ય સંપ્રદાય પ્રમાણે થઈ રહ્યો. ઉપલા બે દેવકોપ રાજાના દુરાચરણની શિક્ષા દાખલ જ ઇશ્વરે દેશપર મોકલ્યા હતા એમ સમજી લોકો બહુ પોકાર કરવા લાગ્યા.

ક્લેરંડન—પ્રજાની બેદિલી હાલ એટલી બાધી હતી કે જો પાર્લમેંટની ચૂંટણી આ સમે થવાની હોત, તો તેમાં બધા પેલા પક્ષના જ પાછા આવ્યા હોત. પણ રાજાના સારા નશીબે પાર્લમેંટ

તો હજી હડહડતી કેવેલીયર જ હતી. પણ એવી પાર્લમેંટ પણ લોકવિચારમાં ખેંચાઈ રાજાના પ્રધાન લોર્ડ કલેરંડન ઉપર તો કકડાવીને જ તુટી પડી, તથા રાજા પાસે તેને પદભ્રષ્ટ કરી દેશનિકાલ કરાવ્યો. (ઇ. સ. ૧૬૬૭) ત્યારે જ કાંઈ જંપી. આ લૉર્ડ કલેરંડન તે સર એડવર્ડ હાઇડ નામનો પહેલા ચાર્લ્સના રાજ્યમાં જે પ્રજાપક્ષનો એક અગ્રણી હતો તે જ. રાજકુળે દેશવટો લીધો ત્યારે એ પણ તેમના ભેળો ગયો, અને ત્યાં ચાર્લ્સને શીખામણ આપનાર તથા એના લાભની ચોતર્ફ ખટપટ ચલાવનાર પણ એ જ હતો, તેથી જ્યારે ચાર્લ્સ ઇંગ્લાંડની ગાદીએ પાછો આવ્યો, ત્યારે એને સ્વાભાવિકપણે જ કલેરંડનનો અર્લ બનાવી પ્રધાનવટું આપવામાં આવ્યું હતું. એની પુત્રી રાજાના ભાઇ જેમ્સ ડ્યુક ઓફ યોર્કને પરણી હતી, અને તે સંબંધે એ હવે પછી થનારી રાણીઓ મેરી અને એનનો આજો થયો. આ પ્રધાન જૂના વિચારનો, અહંકારી, કોઈ કોઈ વખત રાજાને હાજી હા કરનારો, તથા ધનલોભી હતો; તે છતાં કામકાજમાં હોંશિયાર, લાંબી નજર વાળો, અને પોતાની સમજ પહોંચે ત્યાં સુધી રાજા ને પ્રજા બંનેનું ભલું થાય એવાં જ કામ કરનારો એ હતો. એના જવાથી રાજા ઉપર કાંઈપણ દાબ રાખી શકે એવો કોઈ કારભારી રહ્યો નહિ. કલેરંન્ડને વિદેશમાં વસી પોતાનું ઉત્તરવય એક સારા કામમાં ગાળ્યું. એણે ત્યાં રહીને "મોટા બંડનો ઇતિહાસ" એ નામનું પુસ્તક લખ્યું, અને અગર જો તેમાં રાજપક્ષના લાભનું જૂઠાણું કેટલુંએક છે તોપણ તે સમયની હકીકત સવિસ્તર આપનારૂં તે એક અગત્યનું સાધન ગણાય છે.

ત્રિરાજ્ય સંધિ એ નવા પ્રધાન મંડળનું એક જ પણ બહુ મોટું લોકપ્રિય કામ હતું. સ્પેનને તોડવા માટે ક્રૉમ્વેલ ફ્રાન્સ સાથે મળ્યો હતો. તેથી એ ફ્રાન્સની વૃદ્ધિમાં સહાયક થયો હતો, અને એ ઇંગ્લાંડના હક્કમાં સારૂં ન નીવડ્યું, કેમકે એ સમે સ્પેન તો પોતાની

મેળે જ પડી ભાંગવા આવ્યું તતું, અને ખરી દહેશત આખા યૂરો-
પને ફ્રાન્સ તર્ફની જ હતી. આ વાત લુઈનો અભ્યુદય જોઈ હાલ
બધાને સમજાવા લાગી હતી, અને તેની સાથે જ ઇંગ્રેજોનો ફ્રાન્સ
પ્રતિ પરંપરાનો વૈરભાવ પાછો જાગી ઉઠ્યો, આપણે નોર્મન વિજ-
યના સમયથી જ જોઈએ છીએ કે ફ્રાન્સને ઇંગ્લાંડ વચ્ચે કેવું સદાનું
બીયાબારૂં ચાલ્યું આવે છે, તે બીયાબારૂં વચમાં સ્પેનનું બળ વધી
પડવાથી થોડાક વખત સુધી બંધ પડયું હતું તે પાછું હવે જાગી
ઉઠ્યું, અને તે છેક આ ઓગણીસમા સૈકાના પ્રથમ પાદ સુધી પૂર-
જોસમાં ચાલ્યું એ આપણે હવે પછી જોઈશું.

પ્રજાની આવી રૂખ જોઈ નવા પ્રધાન મંડળે વિચાર્યું કે તેમને
રાજી કરવાનો આ રસ્તો ઠીક છે, અને તેથી ઇંગ્લાંડ, હોલાંડ, અને
સ્વીડન વચ્ચે એવા કોલકરાર થયા કે લુઈ, જેનાં લશ્કર સ્પેન
તાબેના નેધરલેન્ડસમાં વિજય ઉપર વિજય મેળવી રહ્યાં હતાં તેના
ધસારાને અટકાવવો. (ઇ. સ. ૧૬૬૮) આને લીધે લુઈને સ્પેન
સામેનો વિગ્રહ બંધ પાડી નેધરલેન્ડસને ફ્રાન્સ સાથે જોડી દેવાનો
પોતાનો મનસુબો જતો કરવો પડયો. જો કે સ્પેનને એ સરહદ
ઉપરના કેટલાક કિલ્લા તો ફ્રાન્સને આપવા જ પડયા. પણ ચાર્લ્સ
તો આ સંધિ કરવામાં ફક્ત એક નીચપણાનો દાવપેચ જ રમતો
હતો, એની મર્જી લુઈ સાથે બગાડવાની જરા પણ હતી નહિ.
એની મતલબ તો એ હતી, કે એમ કરી લોકનો ઉભરો શમાવવો,
અને લુઈને પણ સૂચવવું કે મારી દોસ્તીની કિંમત સમજતો હોય
તો તે પ્રમાણે પૂરેપૂરા નાણાં આપ. લુઈ જાણતો જ હતો કે એ
પૈસાનો ભૂખ્યો છે, અને તેથી એની ભૂખ ભાગે એટલાં નાણાંની
લાલચ આપી એને ડોવરના તહનામાથી પોતાનો એક ગુલામ જ
કરી લીધો.

ડોવરનું તહનામું અલબત્ત બહુ ખાનગી રીતે જ કરવામાં
આવ્યું (ઇ. સ. ૧૬૭૦). એના કરારો એવા હતા કે સ્પેન ને

અને વળી એ કામ પ્રોટેસ્ટંટની સામા કેથોલિકને મદદ કરવાનું હોવાથી ઇંગ્રેજ લોકને બિલકુલ પસંદ પડવાનું નહિ, એ વાત રાજા પાકી સમજતો હતો. એવા કામમાં પાર્લમેંટ નાણાં મંજુર કરવાની પણ થોડી જ આશા રાખી શકાય. તેથી બુક્યાનના પીર મેં એટ આર્લિંગ્ટના ફકીર આ રાજાને લાગ્યું કે દેવાળું કાઢી આ બધી સરકારમાં વ્યાજે પડેલી થાપણો આપણે પચાવી પડીએ તો શી હરકત છે, અને જો આટલું નાણું હાથમાં આવ્યું તો પછી આ લડાઈ ચલાવવી પાર્લમેંટ નાપસંદ કરશે, તોપણ તે ચલાવતાં કેટલાક વખત સુધી તો કાંઈ પણ પંચાત પડશે નહિ.

હોલાંડ સાથે લડાઈ તો એના બુદ કારભારીઓ કબને પણ પસંદ હતી નહિ, અને એઓ તન મનથી મહેનત કરે નહિ ત્યાં સુધી પાર્લમેંટની મંજુરી મળવાની તો આશા જ શી ? માટે એ કારભારીઓને પોતાની તર્ફ ખેંચી લેવા એણે જુક્તિઓ કરવા માંડી. તેમાં હાલ કેટલાક પ્રેસ્બિટેરિયનો હતા, તેમને ધર્મછૂટની એણે લાલચ બતાવી. ધર્મછૂટ તમામ લોકને આપવા તો મૂળથી જ એને મરજી હતી, પણ કેથોલિક ઉપર ધર્મ બલાત્કાર ચલાવવાનો જુસ્સો હજી દેશમાં એટલો બધો હતો, કે પ્રેસ્બિટેરિયનોએ પોતે જુલમ ખમવો કબુલ કર્યો પણ કેથોલિક ઉપરથી એ જુલમ દૂર થાય એવી સામાન્ય છૂટ લેવા તેમણે ચોખ્ખી ના પાડી. તેથી હવે રાજાએ હારીએ લોકને કહ્યું કે "જો તમે મારું કહ્યું કરો તો કેથોલિકને બાદ કરી તમને જ ધર્મની છૂટ આપવા હું તૈયાર છું." આ સાંભળી તેઓ લલચાયા, અને ત્રિરાજ્ય સંધિમાં તો સ્પેનને મદદ કરવી એટલું જ બંધન છે એમ કહીને હોલાંડ સાથે લડાઈનો ઢંઢેરો બહાર પાડવા દીધો. (ઈ. સ. ૧૬૭૨.) વલંદા સાથેની આ બીજી લડાઈમાં ચાર્લ્સની આરમાર કે લશ્કરે કાંઈ પણ ભારે પરાક્રમ કર્યું જણાતું નથી. આ લડાઈમાં જાણવા, વખાણવા, અને સદા યાદ રાખવા જોગ તો એ છે કે હોલાંડ સરખા એક નાનકડા મુલક ફ્રાંસના મોટા ને જબ-

જબરદસ્ત હુમલાની સામે પોતાનો બચાવ કેવી ખૂબીથી કર્યો. આ હુમલો વળી કેવળ એકાએક ને અણચિંતવ્યો હતો. ફ્રેંચના ટોળેટોળાં એકદમ –હાઇન નદી ઓળંગી હોલાંડપર ઉતરી પડ્યાં. ક્યાં બિચારૂં હોલાંડ અને ક્યા પેલું સર્વ બલસંપન્ન ફ્રાન્સ! પરંતુ વલંદાઓ પોતાના સ્વાતંત્ર્યનું જતન કરવામાં શૂરાપૂરા હતા. સ્વાતંત્ર્યની ખાતર તેઓ છેલ્લી અણીએ પોતાનો પરમપ્રિય દેશ પણ તજી દઈ દરિયો ખેડીને મસાલાના ટાપુઓમાંના પોતાના વિસ્તીર્ણ બેટામાં જઈને વસવાને પણ તૈયાર હતા. સ્વતંત્રતાની આવી ઉત્તુંગ ભાવનાવાળી પ્રજાને ગમે તેવો બલવત્તર શત્રુ પણ શી રીતે જીતવાનો હતો! વાંચનારને ખબર હશે કે હોલાંડ દેશની ઘણીખરી જમીન દરિયાની સપાટીથી કાંઈક નીચી છે; અને વચમાં ઊંચી જગાઓ ઉપર શહેર વસેલાં છે, તેમાં દરિયાનું પાણી પેસી ન જાય તે માટે ઠેકાણે ઠેકાણે બાંધ બાંધી લીધા છે. જો આ બાંધ ન હોય તો હોલાંડના ઘણા ભાગમાં દરીઓ દરીઓ જ થઇ રહે. ફ્રેંચ સરદારોના સાંભળવામાં તો આવ્યું હતું ખરૂં કે વલંદાઓ છેલ્લા ઉપાય દાખલ આ બાંધ તોડી પાડી આપણને જ ડુબાવી મારવાનો વિચાર કરે છે; પણ તેમણે વિચાર્યું કે આવાં લાખો રૂપિઆનાં આટલાં બધાં કામ તે શું એ લોક કદી પણ ધડીમાં ધૂળ મેળવવાના હતા? એમને ખબર નહોતી કે સ્વતંત્રતાને ચાહનારો દેશ સ્વતંત્રતાની આગળ કુબેરની સમૃદ્ધિને પણ ખુશીથી લૂટાવી દેવા તૈયાર થાય છે. વલંદા લોકે તેમના નાયક ઓરેંજના ઠાકોર વિલિયમની સલાહ ઉપરથી તેમજ કીધું. રાતો રાત એકદા મળી આ બધા બાંધને તોડી નાખ્યા, અને ફ્રેંચ લશ્કર સવારે ઊઠી જુવે છે, તો ચો તર્ફથી પાણી પેઠાના સમાચાર આવવા લાગ્યા. હવે તો ઉભી પૂછડીએ નાસવું એ સિવાય બીજી કાંઈ પણ બચવાની તેમને આશા રહી નહિ. ચાર્લ્સની તર્ફથી તો એ લડાઈ મોળી મોળી જ ચાલતી હતી; તે ડહાપણથી એણે વલંદાઓ પાસેથી સારૂં નાણું કઢાવી ઇ. સ. ૧૬૭૪ માં સામટી જ

બંધ કરી. આમ કરવાનું મુખ્ય કારણ એ હતું કે ઇંગ્લાંડમાં ધર્મની છૂટનું એણે જાહેરનામું કાઢ્યું હતું તેથી ઇંગ્રેજ લોકો ઘણા જ ઉશ્કેરાઈ ગયા હતા.

**ધર્મછૂટનું જાહેરનામું** રાજાએ, પ્રધાનો સાથે કરેલી કબુલાત મુજબ, ઉપલી લડાઈ ઉઠાવતી વેળા જ કાઢ્યું હતું. એ જાહેરનામામાં એમ લખ્યું હતું કે અપ્રતિજ્ઞાગ્રાહી ( recusants ) એટલે ધર્મ-સમાજની પ્રતિજ્ઞા ન લેનારા સઘળા પંથવાળાની સામે જે જે કાયદાઓ છે, તે હું રહેમ નજરથી મોકુફ રાખું છું–સિવાય રોમન કૅથોલિક લોકો, કે જેમણે તો પોતાની ધર્મક્રિયાઓ ખાનગી ઘરમાં જ કરવી. આ રહેમના જાહેરનામાની રૂએ હજારે માણસ કેદખાનામાંથી છૂટયા. અને ઘણા જણ રઝળતી રવડતી જિંદગીમાંથી મુક્ત થઈ પોતાના ભાવિક પંથીઓને ખુલ્લી રીતે વ્યાખ્યાનો આપી આનંદ પમાડવા લાગ્યા. આ જાહેરનામાથી કૅથોલિકને તો ખરેખરૂં જોતાં થોડી જ છૂટ મળી, પણ એટલીએ તેમને મળેલી જોઇ આખો દેશ ભડકી ઉઠયો.

ધર્મઝનુનના વિચારોની સાથે આ જનપોકારમાં રાજકીય દહેશત પણ હતી. આ જાહેરનામું ચાર્લ્સે પોતાની રાજસત્તાને નામે કાઢ્યું હતું. લોકે વિચાર્યું કે જો રાજા પાર્લમેંટે બાંધી આપેલા કાયદાને પોતાની સત્તાથી જ રદ કરી શકે તો પછી પાર્લમેંટે કાયદો બાંધી આપવાનું કાંઈ પ્રયોજન રહેતું નથી. રાજા તર્ફથી એમ કહેવામાં આવ્યું કે એ પ્રમાણે રાજસત્તા અસલથી વપરાતી આવે છે. આ બંનેમાં કોઈનું કહેવું ખોટું નહોતું. ખરી વાત એ છે કે રાજસત્તા અને પ્રજા સ્વાતંત્ર્ય એ બેની વચ્ચે ચોકખી લીટી પાડવાનો અત્યાર સુધી પ્રસંગજ આવ્યો નહોતો. અત્યાર સુધી ઇંગ્લાંડના રાજા કોઈ કોઈ વાર પાર્લમેંટનો કરેલો એકાદ કાયદો મુલતવી રાખતા, અને તેમાં કાંઈ ખોટું કર્યું એમ કોઈને પણ લાગતું નહિ; પરંતુ ચાર્લ્સના આ જાહેરનામાથી તો પાછલાં સો વર્ષ ઉપરાંતના ધર્મવિષયક તમામ કાયદાઓ રદ થઈ જાય એમ હતું.

આવા ટૂંકા વિચારના જુસ્સાને સમે કેવેલિયર પાર્લમેન્ટે પણ પોતાની રાજભક્તિ ટેકીસે મુકી દીધી. તેમણે ઠરાવ કર્યો કે ધર્મપ્રકરણમાં પાર્લમેન્ટે કરેલા કાયદા રદ કરવા એ રાજાની સત્તાની બહાર છે. અને પછી તેઓ એવા જોશમાં આવી ગયા કે ચાર્લ્સના કારભારીઓ ભડી ગયા, અને લુઈએ પણ એને સલાહ આપી કે હું હોલાંડની લડાઈથી ફારેક થયો નથી ત્યાં સુધી તો તારે પાર્લમેન્ટની આગળ નમી ગયા વિના છુટકો જ નથી. તે ઉપરથી એણે હારી પોતાનું જાહેરનામું પાછું ફેરવ્યું (ઇ. સ. ૧૬૭૩).

કસોટીનો કાયદો એ આ ઉશ્કેરાએલી ધર્મઝનૂનનું બીજું ફળ થયું. અને તે છેક ચોથા જોર્જના રાજ્ય સુધી કાયમ રહ્યું. રહેમનું જાહેરનામું રદ કરીને જ સંતોષ ન પામતાં પાર્લમેન્ટે એવો કાયદો કર્યો કે દરેક સરકારી નોકરે એપિસ્કોપલ માર્ગના સંસ્કાર ગ્રહણ કરવા, અને તેની સાથે ધર્મમતની અમુક પ્રતિજ્ઞાઓ લેવી. (ઇ. સ. ૧૬૭૩) એને કસોટીનો કાયદો કહે છે. આ કાયદો પ્રેસ્બિટેરિયન વગેરે સઘળા અન્ય માર્ગીઓને પણ એટલો જ અડચણ ભરેલો હતો. પરંતુ કેથોલિકોની સામે તેમને એટલો દ્વેષ હતો કે પોતે નુકસાન ખમીને તે લોકનું ખંડન કરવાના આ કામમાં તેઓ ખુશીથી સામિલ થયા.

આ કાયદો થવાથી રાજાનો ભાઈ જેમ્સ ડયુક ઑફ યોર્ક, જે નૌકાધિપતિ હતો તેણે હું કેથોલિક છું એમ કબુલ કરી પોતાની નોકરી છોડી દીધી. રાજાના એક પ્રધાને પણ તેમજ કર્યું. એ સિવાય સેંકડો સરકારી નોકરો જે પોતાના ધર્મને વધારે કીંમતી ગણતા હતા તેમને પણ પોતાની નોકરી છોડી દેવી પડી. આ પ્રમાણે ટપોટપ રાજીનામાં અપાતાં જોઈ લોકો ઉલટા વધારે ભય પામ્યા. તેમને નિશ્ચય થયો કે આપણે ધારતા હતા તેમજ લશ્કર વગેરે સઘળા ખાતાંમાં કેથોલિકોને ઘાલી દીધા છે. અને કદાપિ આ થોડા કબુલ કરી ઓધા ખસ્યા તો પણ હજી કોણ જાણે કેટલાએ કેથોલિકો નોકરીમાં છાનામાના ભરાઈ રહ્યા હશે. બધાની ખાત્રી થઈ કે રાજા

આધારે એણે તો એક મોટી તર્કટની કથા જ જોડી કાઢી, એણે કહ્યું કે "પોપે ઇંગ્લાંડનું રાજ્ય જેસ્યુઇટ ગુરુઓને સ્વાધીન કરી દીધું છે. અને તેમણે પોતાના સહી સિક્કાથી પાદ્રી ખાતાની તથા બીજી તમામ નોકરીઓ ઉપર કૅથોલિકોની નીમણૂંકો કરી રાખી છે. એ લોકે જ લંડન શહેર બાળી નાખ્યું હતું, અને હાલ બીજીવાર તેઓ બાળવાની તૈયારી કરે છે. તેઓ એકી વખતે ઉભા થઈ સઘળા પ્રોટેસ્ટંટોને કતલ કરી નાખવાના છે. એ જ સમે ફ્રેંચનું લશ્કર આયર્લાંડ ઉપર ઉતરી પડશે. રાજાને તો અગાઉથી જ ઝેરએર દઇને મારી નાંખ્યો હશે. જેમ્સને પોપની તર્ફથી ભેટ દાખલ રાજ્ય આપવામાં આવશે, પણ એવી શરતે કે પ્રોટેસ્ટંટ પંથનું નિકંદન કરી નાખવું. જો એવી શરત એ કબુલ નહિ કરે તો એનો પણ કાટ કાઢી નાખવામાં આવશે. વગેરે, વગેરે, " આવી અદ્‌ભુત ભયાનક વાર્તા જોડી કાઢીને જ એ બેસી રહ્યો નહિ પણ તેની રાજાને ખબર કરી. તથા એક ધર્માંધ માજીસ્ટ્રેટ નામે ગોડફ્રીની કોર્ટમાં જાતે જઈ પોતેજ એ બાબત ફરીઆદી થયો. જેમ સુકા ઘાસની ગંજીપર દેવતાની એક ચિણગારી પડવાથી મોટા ભડકો થઈ ઉઠે છે, તેમ ઇંગ્લાંડના લોક ભડકેલા તો હતા જ તેમાં આ વાત સાંભળી કે છેક ભયભીત થઈ ગયા. બધાએ આ ગપાટા ખરા માન્યા. રાજા જે ગમે એવી આફતમાં પોતાની ધીરજ તથા હસમુખાપણું છોડતો નહોતો. તેણે તો "વાઃ હું તો મારી જ કતલના તર્કટમાં સામેલ જણાઉં છું!" એમ બોલી એ વાતને હસી કાઢી. પણ એનો ભાઈ તથા પ્રધાનો તપાસ કરવા ગંભીરાઇથી મંડયા. આ ઠગારો તેની જુબાનીમાં તો કયાંનો કયાં ફરી જતો અને આડું-અવળું બોલતો માલમ પડયો, પણ એણે રાણીના ગુરુ કોલમેનનું નામ દીધું. તેને ત્યાં જપ્તી ગઈ ત્યારે તે પોતાના કાગળિયા બાળી નાખતો માલમ પડયો. અને જે બાકી રહેલા કાગળો પકડયા તેમાં આ તર્કટ સંબંધી તો કાંઈ જ નહિ, પણ લુઇ સાથે કૅથોલિક માર્ગના

હૃદયનું લખાણ ઘણું આશાભર્યું હતું ખરૂં. એવામાં પેલા મેજીસ્ટ્રેટને એકા
એક કોઈએ મારી નાખ્યો અને બધાએ એક અવાજે બૂમ પાડી કે
આ કર્મ જેસ્યુઇટોએ જ કરાવ્યું છે. કે તેમનું પોકળ પકડાઈ જાય
નહિ, ઉશ્કેરાએલા વખતમાં લોકો શાંતપણે વિચાર કરી શકતા નથી
આ સમેના ઇંગ્રેજોની તો ખાત્રી જ થઈ કે આ તર્કટની વાત રજે
રજ ખરી છે.

ઓટ્સ જાણે કોઈ મોટો દેશત્રાતા હોય એમ એને ૧૦૦૦
રૂપિયાનું વર્ષાસન બાંધી આપ્યું, તથા તેને તેની સલામતીને માટે
રાજમહેલમાં જ નિવાસસ્થાન આપ્યું. લંડન ઉપર જાણે કાલે જ
હુમલો આવવાનો હોય એમ તેનો દેખાવ થઈ રહ્યો. લોકની કવા
યતી ટુકડીઓ હથીયાર બાંધી રાત્રે પણ તૈયાર ને તૈયાર જ રહેવા
લાગી. રસ્તે સિપાઈઓના પહેરા રાત દહાડો ફરતા થયા. રાજ
મહેલની આસપાસ તોપખાનું આણીને ગોઠવી દીધું. મોટે રસ્તે
પણ કોટબંધી કેમ કરવી તેના મનસુબા થવા લાગ્યા. દરેક માણસ
પોતાના ડગલા નીચે બચાવને માટે હથિયાર રાખ્યાને જ ફરતું
પાર્લમેંટે હુકમ કર્યો કે બધી પ્રજાએ ફલાણે દિવસે અપવાસ
કરવો કે ઇશ્વર રાજી થઈ આ આફત આવવાની છે તેનું નિવારણ
કરે. ખુન થએલા માજીસ્ટ્રેટનું મુડદુ કેટલાક દહાડા સુધી જાહેરમાં
મૂકી છંડાવ્યું. તે જોવા લોકોનાં ટોળેટોળાં આવે, અને તેમની આં
ખમાં ઝેર ભરાય, અને એ આખરે ભૂમિદાહ કરવામાં આવ્યું ત્યારે
એવી તો નવીન ભયાનક ક્રિયાઓ કરાવી કે લોકભીતિમાં કાંઈ પણ
બાકી હશે તે પુરૂં થઇ રહ્યું.

આ તર્કટની ખબર પ્રધાને પાર્લમેંટને કહી હતી, ત્યારથી જ
તેની બધી તપાસ પાર્લમેંટે પોતાના હાથમાં લીધી હતી. ઠેકાણે
ઠેકાણે કૅથોલિકોના ઘરની જડતીઓ લેવાતી. એ ઠગારો જેમ જેમ
લોકનાં નામ વધારતો ગયો તેમ તેમ પાર્લમેંટ તે બધુંએ કબુલ
રાખી પકડા પકડી ચલાવી જ ગઈ. એના એકલાના કહેવા ઉપરથી જ

પાંચ અમીર અને બીજા ૨૦૦૦ માણસને કેદમાં મોકલાવી દીધા. લંડનમાં કોઈ પણ કેથોલિકે રહેવું નહિ એવો હુકમ કર્યો, અને તેમની સામે જે જે કાયદા હતા તે બધા ઘસી ઘાસીને તાજા કર્યા. એટલેથી જ ન ધરાતાં પાર્લમેંટે એવો કાયદો કર્યો કે કોઈ પણ કેથોલિકથી અમીરોની કે આમની સભામાં બેસી શકાય નહિ, અને એ કાયદો છેક ૧૫૦ વર્ષ સુધી ઈંગ્લાંડમાં ચાલુ રહ્યો. ખુદાના ભંડાર આ હરામખોરની વાતો પણ જ્યારે ખૂટવા લાગી ત્યારે પાર્લમેંટે ઇનામની જાહેર ખબર કાઢીને એવા અનેક ઠગારાઓને અસ્તિમાં આણ્યા. અને આ ચંડાલ ચુગલીખોરો આ સમે મહા સત્તાવાન થઈ પડયા, આ લોકભીતિ ઉત્પન્ન તો સ્વાભાવિક રીતે જ થઈ હતી, પણ તેને પાર્લમેંટે જાણી જોઈને જ વધારી મૂકી એમાં કાંઈ શક નથી. એમ કરવાનું કારણ લૉર્ડ શેફ્ટ્સબરી, જે હાલ પાર્લમેંટમાંના રાજા વિરુદ્ધ પક્ષનો દોરવનાર થઈ પડયો હતો તેની હકીકત નીચે આપીએ છીએ તે ઉપરથી બરાબર સમજાશે.

**લૉર્ડ શેફ્ટ્સબરી** એનું મૂળ નામ એશ્લી કૂપર હતું. એ જન્મથી ઘણો બુદ્ધિમાન, સ્વાર્થી ને મહા જુસ્સાવાળો માણસ હતો. અઢાર વર્ષની ઉમરમાં જ એ પેલી ટુંકી પાર્લમેંટમાં દાખલ થયો હતો. પ્રજાવિગ્રહના આરંભમાં એ રાજાની પક્ષે હતો. પણ અગાઉથી જ ચેતી એ પાર્લમેંટ તર્ફ જતો રહ્યો. ક્રોમ્વેલની ટોળીમાં ભરાયો, અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયું ત્યારે તેની પાર્લમેંટમાં આવ્યો. એ પક્ષમાંથી પણ વેળાસર ચેતીને એ છૂટો પડયો, અને મન્ક સાથે મળી જઈ ચાર્લ્સને પાછો આણવાની ખટપટમાં એ જ આગળ પડતો હતો. પુનઃ સ્થાપના થઈ ત્યારે એને અમીરનો ખિતાબ આપી ચાર્લ્સે પોતાના મંત્રીમંડળમાં દાખલ કર્યો. એ જેમ પ્યુરિટનોના પ્રાબલ્યને સમે સાધુ થઈને ફરતો હતો તેમ આ વિષયી રાજાના દરબારમાં એણે મહા વિષયીપણું ધારણ કર્યું. હાજરજવાબી અને રમત ગમતમાં એ સૌથી આગળ પડયો. તે છતાં રાજ્યના કામ-

કાજમાં એના જેવી હોંશીયારી અને ફુરતી તો કોઈની જ હતી નહિ. તેની સાથે એ લાંચીઓ હતો નહિ, એ વાત આ સમેના બીજા બધાની વર્તણુક જોતાં ઘણી વખાણુવા લાયક છે. એ ધર્મમતમાં માત્ર એકેશ્વર વાદી ( deist ) હતો, એટલે ઈશ્વર છે એ સિવાય બીજું કાંઈ પણ ધર્મમાં માનતો નહિ. તે છતાં એ પ્રેસ્બિટેરિયન પક્ષનો અગ્રણી હતો. તેમની ઉપર ધર્મનો જુલમ આ રાજ્યમાં થવા માંડયો ત્યારે મંત્રીમંડળમાં તથા પાર્લમેંટમાં તેમની તર્ફનું બોલનાર એ જ હતો. અને એણે ક્લેરન્ડન સાથે હાડવેર બાંધ્યું હતું તેનું પણ મુખ્ય કારણ એ જ હતું. ક્લૅરન્ડન જતાં રાજા આગળ એનું ચલણ થયું, અને તેણે એને શેફ્ટ્સ્બરીનો ખિતાબ આપ્યો. લૉર્ડ શેફ્ટ્સ્બરીની માગણી ઉપરથી જ હોલાંડ સાથે લડાઈ ચલાવતાં પહેલાં ધર્મછૂટનું રાજાએ જાહેરનામું કાઢયું હતું. ઘણું કરીને આ સમેજ એને ડોવરના ખાનગી તહનામાંની વિગતો માલમ પડી. એણે જોયું કે આ તો રાજાએ આપણને ઠગ્યા જ, અને તેની સાથે એણે પોતાની તમામ કોર મરડી નાંખી. ધર્મછૂટના જાહેરનામા સામે એ જ પાર્લમેંટમાં સૌથી વધારે બોલ્યો, અને કસોટીના કાયદાને પુષ્ટી આપનાર એના જેવો કોઈ પણ બીજો હતો નહિ. હવેથી પાર્લમેંટ જે જે વાતમાં સામી થઈ, તેમાં ઉશ્કેરણી કરનારો શેફ્ટ્સ્બરીજ છે એમ રાજાને સાફ સમજાવા લાગ્યું. તેથી એણે એને કહ્યું કે હવે તું તારૂં પ્રધાનપદ છોડી દે. " અહો ! એમાં શું ? મારે મન તો એ માત્ર *જામો કહાડીને તરવાર બાંધવા બરાબર છે. " એમ બોલી તે કમર બીડી પાર્લમેંટમાં રાજાની સામો પડયો.

હવેથી રાજા પ્રજા વચ્ચે ઇંગ્લાંડમાં ખરેખરો ધમરોળ મચ્યો. પહેલા ચાર્લ્સના વખતના જેવો જ આ ધમરોળ ઘણું કરીને ભયંકર હતો. તે વેળા જેમ પાર્લમેંટને દોરવનાર પિમ, હેમ્પડન વગેરે

---

* આ સમે પ્રધાનો ઇંગ્લાંડમાં જામો પહેરતા, અને સાધારણ ગૃહસ્થો બધા તલવાર બાંધીને ફરતા હતા.

હતા. તેમ આ સમે શૅફ્ટ્સબરી હતો. એ બેશક તેમના જેવો ભલો કે નિર્મળ દેશભક્ત નહોતો જ. એ જે કરતો તે બહુધા અધિકાર લોભથી જ, તોપણુ એની રાજદષ્ટિ દીર્ઘ ને ડહાપણુ ભરેલી હતી. જેમ્સ કૅથોલિક માર્ગનો તથા હડહડતો ઇશ્વરી હકનો હિમાયતી હોવાથી એ ઈંગ્લાંડની ગાદી ઉપર આવે તેમાં પ્રજાને લાભ નથી એમ એનો સિદ્ધાંત હતો અને પરિણામે ઇતિહાસમાં તેજ સિદ્ધ થઈ ચૂક્યું છે.

રાજા સામે શૅફ્ટ્સબરીએ હવે પછી જે પાર્લમેંટ દ્વારા જુદ્ધ મચાવ્યું તે બધાનો ઉદ્દેશ એ જ હતો, અગર જો પાર્લમેંટ તથા લોકને પોતાની તર્ફ ખેંચવા એણે જે ઉપાયો વાપર્યા તે ચાર્લ્સના જેવા જ છળભેદ ભરેલા હતા.

આ પાર્લમેંટ કૅવેલિયર, એપિસ્કોપલ, અને વળી રાજાની લાંચ ખાનારી હોવાથી, તે પ્રેસ્બિટેરિયન પક્ષના અગ્રણીનું કહ્યું માની રાજાની સામે થાય એમ કરવું એ કામ કાંઈ સહેલું નહોતું. ફક્ત પૅપિસ્ટને નામે તેઓ તથા આ સમેના તમામ ઇંગ્રેજો ગાંડા થઈ જાય એમ હતું. અને તેથી તે બાબતનો ભો ચોતરફ ફેલાવવામાં એણે કાંઈ બાકી રાખ્યું નહિ, એ ઓટ્સ જેવા તર્કટીને ઉભા કરવા તો નહિ ગએલો, પણ તેમને પાર્લમેંટની માર્ફત એણે પુષ્કળ ઉત્તેજન અપાવ્યું અને તેઓ ખરૂં કહે છે કે ખોટું તેની જરા પણ પરવાહ રાખી નહિ. એ જૂઠાં તર્કટોથી બિચારા ઘણા નિરપરાધી માણસોના જીવ ગયા, પણ તેથી એ ધરાયો નહિ, અને લોકભીતિ કેમ વધે તેની જ તજવીજો એ કર્યે ગયો.

પણ લોકો પર્યંતે ધરાયા, અને તેમને જે રોમિશ કાવત્રાં એ નામનું હડખાયું લાગ્યું હતું તે સ્વાભાવિક રીતે જ ઓછું થવા લાગ્યું. પણ એટલામાં રાજાના નવા પ્રધાન ડૅન્બીએ લુઈ ઉપર લખેલો એક કાગળ પાર્લમેંટ પક્ષના હાથમાં આવવાથી તેની ઉપર

રાજદ્રોહનું તોહમત મૂકી પાછી આ લોકભીતિ જાગ્રત કરવાનો શેફ્ટ્સ્બરીને દૈવયોગે સારો લાગ મળ્યો.

ડેન્બી ઉપર રાજદ્રોહનો આરોપ પાર્લમેંટે ધપડાવીને મૂક્યો. ડેન્બીએ કાગળમાં લુઈ પાસે પોતાના રાજાને સારૂ નાણું માગ્યાં હતાં. આટલા ઉપરથી તો ખરેખરૂં કાંઈ સાબીત થાય નહિ, પણ લોકો અગાઉથી જ ભરમાઈ રહ્યા હતા કે આપણો દેશધર્મ ડુબાવવાની ખટપટો લુઈ સાથે ચાલી જ રહી છે તેને આટલી સાબીતી બહુ હતી. લોકભીતિ હતી તેથી પણ પાછી હવે આ કારણથી સોગણી વધી પડી. આ કાગળ પકડાયાથી તો રાજા પણ બીધો. બિચારા ડેન્બીને તો એ કાગળ રાજાના કહ્યાથી જ પોતાની મરજી ઉપરાંત લખવો પડયો હતો. માટે ચાર્લ્સને દહેશત લાગી કે જો આ કામની તપાસ બહુ ચાલી તો મેં દેશ હરામીના જે જે કરારો લુઈ સાથે કર્યા છે તે બધા પકડાઈ જવાના. આ દહેશતનો માર્યો એ શેફ્ટ્સ્બરીને ખાનગી બોલાવી નમી પડયો. એણે કહ્યું કે જો આ પાર્લમેંટ વિસર્જન કરો, તો બીજી પાર્લમેંટમાં આ કામ માંડી વાળવાનું હું મારે માથે લઉં છું આ પાર્લમેંટને કાઢી મુકવામાં શેફ્ટ્સ્બરીની મતલબ એ હતી કે આ ગમે એવી પણ કૅવેલિયર હોવાથી છેવટ સુધી પોતાની જોડે રાજા સામી બાથ ભીડવામાં એ સામેલ રહેશે નહિ એમ એ પાકું જાણતો હતો. રાજા પણ સમજતો હતો કે બીજી પાર્લમેંટ પ્રજાપક્ષની જ આવશે, પણ પોતાનું આ બોપાળું નીકળે તે કરતાં બધું એ ઠીક છે, એમ સમજી એણે આ પાર્લમેંટને વિસર્જન કીધી ( ઈ. સ. ૧૬૭૯ ).

બીજી પાર્લમેંટ એ જ વર્ષના માર્ચ મહિનામાં મળી ત્યારે રાજાએ શેફ્ટ્સ્બરી સાથે બોલી કરી હતી તે પ્રમાણે ડેન્બીને રજા આપી, એના મુખીપણા હેઠે એણે કહ્યું તે પ્રમાણેની કાઉન્સિલ સ્થાપી, તથા જેમ્સને હોલાંડ મોકલી દીધો, અને લશ્કરને રજા આપી. તો

પણ લોકનો રોષ ઉતર્યો નહિ. શેફ્ટ્સ્બરીનું ન સાંભળતાં નવી પાર્લમેંટે ડેન્બીનું કામ પાછું કાઢયું, અને તેને રાજાએ માફી બક્ષી, તોપણ તે ન ગણકારતાં તેમણે એને કિલ્લામાં મોકલાવી દીધો.

આ પ્રમાણે પ્રજા તપી રહી હતી, તેનું મૂળ કારણ એ હતું કે બધા ગભરાતા હતા કે હવે પછી ગાદી ઉપર આવનાર જેમ્સનું કરવું શું. બધાના મનમાં આ વખતે એમ જ વસી ગયું હતું કે એને તો રાજગાદીના હકમાંથી બાતલ જ કરવો જોઇએ. ચાર્લ્સ ગમે એવો એકલપેટો અને આપમતલબી હતો, તોપણ પોતાના ભાઈનો આ હક્ક જવા દેવો નહિ જ એવો એણે નિશ્ચય કર્યો હતો. એણે જ્યારે જોયું કે બધા એને બાતલ કરવાની જ વાત લઈ બેઠા છે, ત્યારે એણે એક એવો તોડ કાઢયો કે એ રાજા થાય પણ કેટલોક અખ્તિયાર પાર્લમેંટના હાથમાં એવી રીતનો રાખવો કે લોકોને ધર્મ સંબંધી કાંઈ દહેશત રહે નહિ. આ વાત કાઉન્સિલને તો પસંદ પડી, પણ શેફ્ટ્સ્બરીએ કહ્યું કે એક મ્યાનમાં બે તલવાર કદી પણ રહી શકે નહિ. પક્ષવાળાઓએ જુસ્સાબંધ જેમ્સને બાતલ કરવાનું બિલ પાર્લમેંટમાં ખડું કર્યું, અને આમની સભામાં તે પાસ થયું. શેફ્ટ્સ્બરીને ખબર પડી કે અમીરો ઉપર પોતાનો વગવસીલો ચલાવી રાજા તેમની પાસે એ નામંજુર કરાવવાની તજવીજમાં છે. તેપરથી એણે પિમની પદ્ધતિ પકડી. પાર્લમેંટ પાસે મોટા વાંધા તથા લંડનના મહાજનની પાર્લમેંટ જોગી અર્જીઓ લખીને તૈયાર કરાવી. આ બધું તોફાન જોઈ રાજાએ પાર્લમેંટને મોકુફ કરી.

જો વિરોધી પક્ષ એક મતનો જ રહ્યો હોત, તો આમ મોકુફ કરવાથી રાજાને કાંઈ ફાયદો થાત નહિ. પણ હાલ પ્રજાપક્ષમાં બે તડાં પડવા માંડયા હતાં. ઘણાનો વિચાર એમ હતો કે જેમ્સને તો બાતલ જ કરવો; પણ એના જમાઈ ઑરેંજના રાણાને આપણે કબૂલ રાખવો, આ વિચાર ડહાપણ ભરેલો હતો, અને છેવટે ઈ. સ.

૧૬૮૮ માં ઇંગ્લાંડને એજ રસ્તો લેવો પડયો. પણ આ સમે શેફ્ટ્સ્બરી જે પ્રજાનો અગ્રણી થઈ પડયો હતો તેના મનમાં જુદા જ વિચાર ઘૂમતા હતા. એનો મનસુબો ચાર્લ્સની રાખનો છોકરો ડયૂક ઓફ મન્મથ, જે પોતાની ખૂબસુરતી અને શુરાતનને માટે લોક પ્રિય, પણ નબળા મનનો અને છટકેલી ચાલ ચલગતનો હતો, તેને રાજ ગાદી આપવાનો હતો. એનું આ તો એક રાજ્યસૂત્ર જ હતું કે "જેમ હક્ક કાચો તેમ રાજા સાચો." એ વાત ખરી છે કે હક્ક વિના થયેલા રાજાઓ સ્વાભાવિકપણે લોકને રાજી રાખવા વધારે પ્રયત્ન કરે છે, અને ઇતિહાસમાં જોઈશું તોપણ માલુમ પડશે કે દરેક વંશના સ્થાપન કરનારા ( જે ઘણું કરીને હક્ક વિના જ ગાદી ઉપર આવેલા તે ) સારામાં સારા રાજા નીવડેલા છે. તે છતાં કાંઈ આવો વિચાર કરી કોઈ પણ પ્રજા પોતાના રાજાને ફેરવતી નથી. ફિલસુફો ધારે તે કરતાં લોકો રાજગાદીના હક્કદારોના હક્ક વધારે સંભાળે છે. તેમજ આ સમે ઇંગ્લાંડમાં ઘણા લોકને લાગ્યું કે જેમ્સ નહિ તો ચાલ્યું, પણ તેની કુંવરીનો હક્ક તો કેમ જ ડુબાવાય. એ કુંવરી તથા તેનો વર એ બંને તો પ્રોટેસ્ટંટ હતાં, અને તેને બાતલ કરવાનું કાંઈ પણ બહાનું નહોતું. વળી, એમના હક્ક ડુબાવવા જતાં પ્રજાવિગ્રહ જાગવાનો દરેક સંભવ હતો, અને પ્રજાવિગ્રહ તો ઈંગ્રેજોને કોઈ પણ તોડ કહાડીને દૂર જ રાખવો હતો. આ કારણથી શેફ્ટ્સ્બરીનો મનસુબો લોકને પસંદ પડયો નહિ, અને આ વખતથી જ લોકમાં જે એની સત્તા હતી તે ધીમે ધીમે ક્ષીણ થવા લાગી. કાઉન્સલવાળાઓએ રાજાને ભલામણ કરી, કે તમારે હવે એને બરતર્ફ કરવો જોઇએ, અને હાલની પાર્લમેંટ એણે ભરમાવી ભૂત કરી નાખી છે, તેને પણ વિસર્જન કરો. રાજાએ તેમજ કર્યું ( ઈ. સ. ૧૬૭૯ ).

આ પાર્લમેંટ વિસર્જન થવાને આગલે દહાડે જ તેણે એક મહા અગત્યના કાયદા ઉપર રાજાની સહી લીધી હતી. એને હેબિઅ-

સકોર્પસ ઍક્ટ* કહે છે. પણ હાલ તો આપણે આ પ્રજાવિરોધનું જ સમાધાન કરીએ.

ત્રીજી પાર્લમેંટ બોલાવવી ન પડે તો સારૂં એમ ધારી ચાર્લ્સે લુઈની પાસે વધારે નાણાં કઢાવવાની ભાંજઘડ ચલાવી. પણ તેણે એવી શરતો માગી, કે તે તો ચાર્લ્સને પણ શરમ ભરેલી લાગી, અને છેવટ એણે નાચારીએ પાર્લમેંટને જ બોલાવી. હજી લોકનો જુસ્સો શમ્યો નહોતો તેથી આ વખતની ચૂંટણીમાં પહેલાં કરતાં પણ વધારે રાજવિરોધી મુખત્યારો આવ્યા. તેમણે આવી " પોપિશ તર્કટો " ની વાત ખરી છે એમ ઠરાવ કર્યો, તથા પેલા હરામખોર ચાડીયા, જેનું લશ્કર જ આ સમે ઈંગ્લાંડમાં ઉભું થયું હતું, તેના આગેવાનોને ઇનામ આપ્યાં. લોકનો ભય વધારવા તેમણે મસાલોને અજવાળે દીનદીન કરતાં હજારો ઝનુનીઓને રાત્રે લંડનના રસ્તા પર ટોળાબંધ ફેરવ્યાં, અને પછી તે ટોળાંએ આકાશને ભેદી નાંખે એવા પોકારની સાથે પોપનું બાવલું બાળી મૂક્યું, શૅફ્ટ્સ્બરીએ પંડે આગળ પડી જેમ્સની ઉપર તહોમત મૂક્યું કે તે શા માટે રોમન કેથોલિક ધર્મ પાળે છે. પણ આ સઘળાં એનાં છેલ્લાં તરફડીયાં હતાં. લોકોનો ભરોસો આ પોપિશ કાવત્રાનાં તૂત ઉપરથી ઉઠી જવા લાગ્યો હતો. પાર્લમેંટને મોકુફ કરી હતી તેને પાછી બોલાવવી જોઈએ, એવી જ્યારે શૅફ્ટ્સ્બરી ઠેકાણે ઠેકાણેથી અર્જીઓ કરી મોકલાવવા લાગ્યો, ત્યારે સામી અર્જીઓ પણ થોકડાબંધ આવવા લાગી કે રાજાના આ અખ્તીઆરની વચમાં લોકે પડવું, એને અમે બહુ જ ધિક્કારીએ છીએ. અર્જીઓ કરનારા અને તેને ધિક્કારનારા એવા બે પક્ષ જ દેશમાં

* કર્તા આ મહત્વના ઍક્ટનો સાર આપવાનું ભૂલી જ જાય છે. રાજસત્તાની જેના ઉપર ઇતરાજી થઈ હોય એવા માણસને લાંબા વખત સુધી કેદખાનામાં પૂરી રાખી હેરાન કરવાનો વહીવટ કાયદાની કેટલીક ગુંચો અને અસ્પષ્ટતાઓને લીધે ચાલતો હતો, તેનો આ ઍક્ટની કલમોથી અંત આણવામાં આવ્યો.

પડી ગયા, અને તે થોડા વખતમાં 'વ્હિગ' અને 'ટોરી' એ નામથી પ્રસિદ્ધ થયા. છેવટ જ્યારે પાર્લમેંટ પાછી મળી, અને અમીરોની સભા આગળ જેમ્સને બાતલ કરવાનું બીલ આવ્યું, ત્યારે તેની વિરુદ્ધ પ્રજા પક્ષના જ લૉર્ડ હેલિફાક્સે મજબુત ભાષણ કર્યું, અને લગભગ બમણે મતે તે નામંજુર થઈ ગયું. રાજાએ તુર્ત જ પાર્લમેંટને વિસર્જન કરી. (ઇ. સ. ૧૬૮૧).

ચોથી પાર્લમેંટ બોલાવવાની કાંઇ જરૂર નથી. એમ બધા એના મસલતીયાઓએ કહ્યું, પણ એણે તો બોલાવી. એમ કરવામાં ઊંડો પેચ હતો. એના સમજવામાં આવ્યું હતું કે પાર્લમેંટની ઉન્મત્તાઈથી રખેને પાછો પ્રજાવિગ્રહ ઉઠે એવી દહેશત લોકોને લાગવા માંડી હતી, અને તેથી તેને એક વાર પાછી બોલાવી તેની પાસે એવી ઉન્મત્તાઈ કરાવવી, કે એની મેળે જ લોકોમાંથી "પોપિશ કાવત્રા" નું હડખાયું જઈ પ્રજા વિગ્રહનું લાગે. એ માટે જ આ નવી પાર્લમેંટને ઑક્સફર્ડ મુકામે બોલાવી, કે લોક જાણે કે અસલની પેઠે જ લંડન હાલ ફિસાદે ચડયું છે. જાણે એની જાતને પણ કાંઈ જોખમ આવવાનું હોય એમ એ અંગરક્ષકના તમામ લશ્કરને લઈ ત્યાં ગયો. આથી શૅફ્ટ્સબરી પણ ડગાયો, અને રખેને એ કાંઈ આપણી સામા હથીયાર જ કાઢે એમ ધારી એ પક્ષવાળા પણ બધા નવી પાર્લમેંટમાં પોતાના માણસોને પણ હથીઆર સજાવીને લઈ ગયા, આ જોઈ લોક બીધા કે ખરે આ પ્રજાવિગ્રહની જ તૈયારીઓ જણાય છે. પાર્લમેંટની કામ કરવાની રીત પણ જાણે વિરોધ ઉભો કરવો જ હોય એવી જણાઈ. લૉર્ડ હેલિફાક્સે રાજાની તર્ફથી એવું બીલ રજુ કર્યું કે ચાર્લ્સના પછી જેમ્સ રાજાનો ખિતાબ ધારણ કરે, પણ રાજ્યકાજનો સઘળો વહીવટ એના જમાઈના જ હાથમાં રહે. આવી વાત પણ આમની સભાએ નામંજુર કરી, અને રાજા અગાઉથી જ જાણતો હતો કે હઠે ભરાએલા એ મૂર્ખાઓ નામંજુર કરવાના છે. હવે તો પ્રજાપક્ષમાંના પણ ઘણાખરા પાર્લમેંટને નિંદવા

લાગ્યા. એવામાં એક માણસ ઉપર પોપિશ કાવત્રાને લગતું કામ શિરસ્તા મુજબ ઇનસાફની કોરટમાં ચલાવવાને બદલે અમીરોની સભામાં ઉભું કરેલું જોઈ બધાને લાગ્યું કે આ પાર્લમેંટ પોતે જ આપઅખ્તીઆરી થવા માગે છે. આ પ્રમાણે રાજાએ પાર્લમેંટને તેને પોતાને હાથે જ બેવકુફ બનાવી થોડા દહાડાનું હેવાતણ ભોગવાવી આવી તેવી જ પાછી વિસર્જન કરી દીધી, (ઇ. સ. ૧૬૮૧) અને સમસ્ત પ્રજાના નામનું જાહેરનામું કાઢી તેમાં એણે જણાવ્યું કે આટલી આટલી રીતે પાર્લમેંટનું માન મેં, રાખ્યા છતાં જ્યારે આવી આડાઈ જ પકડી ત્યારે તેને કાઢી મૂકવાની મને જરૂર પડી છે.

**વિરોધી પક્ષનો લય** ઉપલા મુત્સદ્દી પેચથી પૂરેપૂરો થઈ ગયો, અને જ્યારે એ ગાદી ઉપર બેઠો ત્યારે જેવી હતી તેવી જ દેશમાં ચોતર્ફથી રાજભક્તિ પાછી ઉભરાઈ આવી. એ જાહેરનામું સરકારી દેવળોમાં પાદ્રીઓ હરખથી વાંચી પાછા બોધ કરવા લાગ્યા કે રાજાનો રાજપરંપરાનો હક્ક, ધર્મ, કાયદો, કે કોઈ ગુનાહથી પણ રદ બાતલ થઈ શકતો નથી. એ ધર્મસમાજને રાજી કરવા ચાર્લ્સે અપ્રતિજ્ઞાગ્રાહીની ઉપર પાછો જુલમ જારી કર્યો પોતાના ભાઈને ઉઘાડે છોગે પાછો લંડનમાં બોલાવી લીધો, અને તેની મુલાકાતે પાછા અમીરો ધસમસ કરવા લાગ્યા. જે લોક એને બાતલ કરવામાં હતા, તેમને ખારથી કોરટોમાં ધસડવા માંડયા, અને ખુશામતીઆ ન્યાયાધીશો તથા પક્ષપાતી જ્યુરીને હાથે તેમને ટપોટપ શિક્ષા થવા લાગી. શૅફ્ટ્સબરી ઉપર ખોટા સાક્ષી ઉભા કરવાનું તહોમત મૂકવામાં આવ્યું. લંડન હજી પણ એની તર્ફ રહ્યું ખરૂં, અને પ્રાંતની મોટી જ્યુરીએ એને નિર્દોષ ઠેરવ્યો. એ ઉપરથી જ્યુરીને નીમનાર નગરશેઠોને બરતર્ફ કરી તેમને ઠેકાણે દાબદબાણથી પોતાના વગના જ રાજાએ નીમાવ્યા. હવે શૅફ્ટ્સબરી અને તેના પક્ષને બચવાનો એક આરો રહ્યો નહિ, પણ એ જ કે બંડ ઉઠાવવું યા ન્હાસીને દેશચાર ચાલ્યા જવું. આ ખટપટી ખેલાડીએ બંડની પણ ગોઠવણો કરી

જ રાખી હતી, અને કહેતો કે મારી પછાડી દશ હજાર જવાનો ઉભા છે. ઉભા હશે ખરા, પણ દેશની રૂખ ફરેલી જોઈ તેમની હાલ એની પછાડી દોડી આવવાની તો હીંમત ચાલી નહિ જ, અને અહિંયાં તો ઘડીએ ઘુંટ ભરાતી હતી. તેથી શેફ્ટ્સ્બરી રાતોરાત પોતાના મિત્ર તત્વજ્ઞાની લૉકની સાથે હોલાંડ નાસી ગયો. જ્યાં બે મહીનામાં જ એનો ઉગ્ર આત્મા પોતાની આ કેવળ નિરાશાની અવસ્થા જોઈ બીજી દુનિયામાં ચાલતો થયો (ઈ. સ. ૧૬૮૩). એ પડ્યો અને તેની સાથે વિરોધી પક્ષ બધો જ પડી ભાગ્યો. બધા લોક ધર્મભેદનો પણ મમત મૂકી રાજાને ચાહતા થયા, અને તેથી એણે હવે પછી પોતાનું રાજ્ય પાર્લમેંટ વિના આપઅખત્યારપણે જ ચલાવ્યું, અને એ જ્યારે મૂઓ ત્યારે જેમ્સને ગાદીએ બેસતાં કોઈ પણ પ્રકારની હરકત નડી નહિ. પેપિસ્ટ ગાદી ઉપર આવશે, એવી માત્ર કલ્પનાથી જ જે લોક ભડકી ફિરતા હતા તે બધાએ ખુશીની સાથે તે ગાદી ઉપર આવ્યો ત્યારે એને આવકાર આપ્યો. આ પ્રમાણે જ લોકવિચાર તો હમેશાં ઝોલાં ખાયા કરે છે, અને તેથી તેમના અગ્રણીઓએ હમેશાં યાદ રાખવું જોઇએ છે કે જો આપણે અતિપર ગયા તો જે સુમાર્ગે આપણે તેમને ચલાવવા માગતા હઇશું તેથી ઉલટે જ માર્ગે તે થોડા વખત સુધી તો ચડી ગયા વિના રહેવાના નથી. જો શેફ્ટ્સ્બરી પક્ષવાળાએ જેમ્સની કુંવરીનો પણ હક્ક રદ કરી રાજાની રાખના છોકરાને જ રાજા કરવાનો મમત ન કર્યો હોત તો સંભવિત છે કે તે વેળા જ દેશમાં સ્થાયી સમાધાની થઈ ગઈ હોત, અને આવતા રાજ્યમાં જે દુઃખો તથા ઝેમત ઈંગ્રેજી પ્રજાને વેઠવી પડી તે પડત નહિ.

પાર્લમેંટ વિનાનું રાજ્ય ચાર્લ્સે હવેથી ચલાવ્યું તેમાં બધી પ્રજાના હક્કને નુકસાન પહોંચે એવું તો થોડું જ કરેલું જણાય છે. પણ શેહ બેસાડવા પોતાના શત્રુઓની ખબર તો ખૂબ જ લીધી. લંડન વગેરે કેટલાક શહેરોના પટા છીનવી લીધા, અને જ્યારે તેમણે

ભારે દંડ ભર્યા ત્યારે જ હડહડતા રાજપક્ષવાળાને મહાજનમાં નીમી તેમને તે પદો પાછા આપ્યા. હવે જ્યુરીઓ તો રાજા જે કહે તેવો જ ઇન્સાફ કરે એવી થઈ રહી, અને તેથી જે જે માણસો જેમ્સને ખાતલ કરાવવાના કામમાં આગળ પડેલા હતા તેમને પકડી પકડીને સજા કરવા માંડી. તેમને બચવાનો બંડ સિવાય એકે રસ્તો રહ્યો નહિ. અને તેથી તેમણે તેમજ કરવાને ધાર્યું. પણ અવસર ચૂક્યા મેહુલા! શૅફ્ટ્સ્બરીએ કહ્યું તે વેળા તૈયાર થયા હોત, તો કાંઈ પણ આશા હતી. હાલ તો સઘળો દેશ તેમની વિરુદ્ધ થઈ ગયો હતો.

ચાર્લ્સે જોયું કે પ્રજાવિગ્રહની ધાસ્તીના માર્યા લોક હવે હું જે કરૂં તે કરવા દે એવા થઈ ગયા છે. અને તેથી કસોટીના કાયદાને ટાલ્લે મૂકી એણે પાછો જેમ્સને મોટા અધિકારપર નીમ્યો. રાજ્યમાં જેમ્સનું બલ ઘણું વધી ગયું, અને પેલા ટાઇટસ ઓટ્સ ચાડીયાને ભારે શિક્ષા કરવામાં આવી.

લૉર્ડ રસલનું કાવત્રું વ્હિગ પક્ષનાએ તથા બીજા કેટલાક આગેવાનોએ રચ્યું હતું, એમાં અન્મથ, એસેકસનો અર્લ સિડની, લોર્ડ હાવર્ડ, તથા બીજા ઘણા મોટા મોટા માણસો સામેલ હતા. તેમણે સ્કોટલાંડના ડ્યૂક ઓફ આર્ગાઇલ તથા બીજા રાજદ્રોહીઓની સાથે એવી એવી સંતલસ કરી રાખી હતી, કે તમારે ત્યાંથી ઉઠવું, અને અમે લંડન વગેરે કેટલેક ઠેકાણેથી સામટી ઉઠાવણી કરીશું.

રાઈ હાઉસનું કાવત્રું રચનાર કેટલાક ઝનુની સ્વાતંત્ર્ય પક્ષીઓ હતા. એક જૂના પ્રજાસત્તાકીને તાબે રાઈ હાઉસ નામનું ખેતર અથવા પાટી હતી, જ્યાં વિલાયતની રીત પ્રમાણે બંગલા પણ રહેવાને માટે બાંધેલા જ હતા. રાજા ન્યૂમાર્કેટ ગયો હતો: ત્યાંથી પાછા લંડન આવવાનો માર્ગ એ પાટી આગળથી હતો, માટે એ કાવત્રાંખોરોએ એવો ખેત રચ્યો કે આપણે અહિં તૈયાર રહેવું અને એ જેવો અહિંથી જાય તેવો એને બંદુક મારી પૂરો કરવો. પણ

રાજા ધાર્યા કરતાં થોડા દિવસ વહેલો નીકળવાથી બચી ગયો. આ વાત ફૂટી અને એ તર્કટખોરોની મતલબ કાંઈ પણ પાર ન પડતાં તેઓને શિક્ષા થઈ.

આ વાતની તપાસમાં ઉપલું રસલનું કાવત્રું પણ જાહેરમાં આવ્યું, અને ભારે પકડાપકડી ચાલી. મન્મથ તો દેશપાર નાશી ગયો. લોર્ડ હાવર્ડે બધું કબૂલ કરી દીધું, લોર્ડ રસલના કાવત્રાને રાઇ હાઉસનાં તર્કટ સાથે કાંઈ પણ સંબંધ નહોતો, અને તેની તે લોકને કાંઈ પણ ખબર નહોતી, તો એ તે બંને એક જ છે, એમ મનાવવાની સરકારે ઘણી તજવીજ કીધી. લોર્ડ રસલ ઉપર પડેલું કામ ચાલ્યું. એણે બંડની વાત કબૂલ કરી, પણ કહ્યું કે રાજાની જીંદગી લેવાનો વિચાર અમારો હતો જ નહિ. સરકાર તરફના સાક્ષીઓનું કહેવું પણ આને મળતું આવ્યું. બંડનો મનસુબો ખરો. પણ કાંઈ પણ કૃત્ય તેમની તરફથી થએલું જણાયું નહિ. એને માફ કરાવવા એની પતિવ્રતા સ્ત્રીએ આકાશ ને પાતાળ એક કીધાં અને એના બુઢ્ઢા બાપે રાજાની રાખને ૧૦ લાખ રૂપીયાની લાંચ આપી. પણ રાજાએ કોઈનું માન્યું નહિ. એ બોલ્યો કે જો હું એનો જીવ નહિ લઉં, તો એ કોઈ દહાડો મારો જીવ લે એવો છે, રસલ બહાદુરીથી એમ જ બોલતો, કે જ્યાં સુધી મારા શરીરમાં લોહીનો એક છાંટો છે. ત્યાં સુધી હું આપઅખ્તીયારી રાજ્ય ઈંગ્લાંડમાં સ્થાપન થવા દેનાર નથી; અને શિરચ્છેદની શિક્ષા એણે શાંતપણે ભોગવી. (ઇ. સ. ૧૬૮૩).

સિડનીના સામા તો લોર્ડ હાવર્ડ સિવાય બીજા કોઈની પણ સાક્ષી નહોતી; અને રાજદ્રોહના કામમાં કાયદા પ્રમાણે બે સાહેદ તો જોઇએ જ. એ સારો વિદ્વાન્, અને ગ્રીસ તથા રોમની પ્રજાસત્તાક પદ્ધતિઓને પોતાના દિલોજાનથી ચાહનારો હતો. તેથી એના હસ્ત લિખિત નિબંધોમાં-કે જે એણે છાપેલા કે કોઈ રીતે પ્રસિદ્ધ કરેલા નહોતા-એણે પ્રજાસત્તાક મતની તથા કાલી-

ગ્યુલા અને નીરો જેવા જુલમગારોની સામા ઉભા થએલા કિસાદોની તારીફ કીધી હતી. આ વાક્યો ચૂંટી કાઢી તેને જ સાક્ષી દાખલ ચલાવી લેવામાં આવ્યાં અને એને પણ દેહાંતદંડની શિક્ષા કીધી. બીજા પણ કેટલાક વ્હિગ આગેવાનો ગરદન મરાયા, મન્મથને મારી આપવામાં આવી, પણ એ સમજીને જ હોલાંડ નાસી ગયો. (ઇ. સ. ૧૬૮૪).

---

## પ્રકરણ ૨૯ મું.

### બીજો જેમ્સ: ઇ. સ. ૧૬૮૫ થી ૮૮.

**ચાર્લ્સનું મૃત્યુ**—હવે બીજા ચાર્લ્સના રાજ્યમાં નોંધવાનું થોડું જ રહ્યું છે. એ ઇ. સ. ૧૬૮૫ ના પહેલા ભાગમાં મરણ પામ્યો અને મરવા પહેલાં કેથોલિક પાદરીને બોલાવી તે માર્ગમાં ખાનગી રીતે દાખલ થયો. એ ઉપરથી સાબીત થાય છે કે એના દિલમાં એ ધર્મ ઉપર કાંઈ આસ્થા તો ખરી, પણ અમે પાછળ કહી ગયા છીએ તે પ્રમાણે વિષયી જીવમાં હોય છે તેવી સ્વલ્પ અને સ્વાર્થી જ, મરણ ઘડી સુધી એ હતો તેવો જ મશ્કરો અને વિષયમગ્ન રહ્યો. શરીરે મરણવેદનાથી ઘણો રીબાંતો હતો તે વેળા પણ એ હસીને બોલ્યો કે, ગૃહસ્થો મરતાં હું બહુ રસળું છું તે માફ કરજો. છેલ્લે શ્વાસે એણે પોતાના ભાઈને પાસે બોલાવી કાનમાં કહ્યું તે એ જ કે તું મારી ફલાણી રાખનું બરાબર પાલન કરજે.

**જેમ્સ ગાદીએ આવ્યો**—એ મુઓ તે અરસાપર લોક વિચારનું ચક્ર એની અજબ સમયસૂચકતાથી એવું ફેરવાઈ ગયું હતું કે પાછલા સો વર્ષથી ઇંગ્લાંડે પ્રજાસ્વાતંત્ર્યને માટે જે ઝઘડો ઉઠાવ્યો હતો તે બધો ભૂલીને જાણે હાલ તે પાછું આપઅખત્યારી રાજ્યની ઝુંસરી નીચે જ રહેવાને રાજી ખુશી હોય એમ દેખાતું હતું. પ્રોટે-

સ્ટંટ ધર્મની ઝનુન જે આ સૈકાનું ખાસ લક્ષણ હતું, તે પણ આ સમે સુષુપ્તિ અવસ્થામાં આવી પડી હતી. જેમ્સ કેથોલિક હોવાથી ગાદીએ આવી શકે નહિ એવો જ પોકાર છ વર્ષ ઉપર ઉઠયો હતો, અને જેને શાંત કરવા ચાર્લ્સે એના કેટલાક રાજહક્ક ગાદીએ આવે ત્યારે લઈ લેવાની દરખાસ્ત પાર્લમેંટમાં મૂકી હતી. તે પોકાર સઘળો આ સમે શમી ગયો હતો. એટલું જ નહિ પણ બધાએ એમ જ ધારતા થયા હતા કે અલબત હવે જેમ્સને ગાદી મળવી જોઇએ. એ પ્રમાણે જ એને મળી અને કોઈ પણ રૈયતમાંથી નાખુશ થયું એમ જણાયું નહિ. જો જેમ્સમાં એના ભાઈની આવડતનો એક શતાંશ પણ હોત તો આ સમો એવો હતો કે તે સુખેથી ચાહે તેમ રાજ્ય કરી શકત, અને હેમ્પડન વગેરેના પ્રયત્નો મિથ્યા જઈ ઇંગ્લાંડમાં આપઅખ્તીઆરી રાજ્યનું જોર બહુ વધી પડત. પણ ઈંગ્લાંડના સારા નસીબે એ એવો ધર્માંધ, દુરાગ્રહી, અને સમયવિરોધી હતો કે ચતુર ચાર્લ્સે માંડેલી બાજી સઘળી ઉથલી ગઈ, અને ત્રણ વર્ષમાં પદભ્રષ્ટ થઈ એણે પ્રજાસ્વાતંત્ર્યને અડગ પાયા ઉપર આણી મૂકયું.

**જેમ્સની આપઅખ્તીઆરી વર્તણુક** તે ગાદીએ બેઠો તેની સાથે જ શરૂ થઈ. અગર જો એણે પોતાના ભાઈના મરણ સમે મંત્રીમંડળને વચન આપ્યું હતું કે રાજદ્વારી કે ધર્મ સંબંધી સઘળાં કામકાજ હું દેશના કાયદા પ્રમાણે જ કરીશ. તોપણ ગાદીએ બેસતાં જ એ જકાત ઉઘરાવવાની મંજુરી પાર્લમેંટ પાસેથી મળ્યા પહેલાં ઉઘરાવવા મંડી ગયો, અને જે લોકને પ્રતિજ્ઞા ગ્રહણ ન કરવાથી બાજી રાજમાં કેદ કર્યા હતા તેને છોડી દેવાનો પોતે જ હુકમ ફરમાવી દીધો.

સ્કૉટલાંડની પાર્લમેંટમાં કૉવેનન્ટરોની સામા સખ્ત કાયદા ઘડયા. એ પંથના વક્તા અને શ્રોતા બંનેને જ દેહાંત દંડની શિક્ષા ઠેરવી, અને હ્વેવરહાઉસના અમીર ગ્રેહમને એક પલટણ લઈ આ

બીચારા ગરીબ શ્રદ્ધાવાળાઓનો શિકાર કરવાને મોકલ્યો. આ પ્રમાણે જુલમ ચાલી રહ્યો હતો એવામાં એક બે સાધારણ બંડ ઉઠવાથી જેમ્સનો જુલમી સ્વભાવ પૂર્ણપણે પ્રકાશ પામ્યો.

મન્મથનો ડ્યૂક તથા આર્ગાઇલનો અર્લ જે બંને હોલાંડમાં નાસી ગયા હતા, તેમણે જેમ્સને ગાદીએ બેઠેલો જોઈ તેને હેઠળ પાડવાનો વિચાર કર્યો. આર્ગાઇલ સ્કોટલાંડપર ઉતરી પડયો, પણ સાથીઓ જોઇએ તેટલા ન મળી આવવાથી તેનું કાંઈ ફાવ્યું નહિ, અને પકડાઈ જવાથી તેનો જલદીથી શિરચ્છેદ થઇ ગયો.

મન્મથ ડોરસેટ પ્રગણામાં ઉતર્યો, અને ત્યાં એકદમ એના વાવટા હેઠે ૨૦૦૦ આદમી ભેગું થઇ ગયું. આ ઉપરથી કુલાઇ એણે પોતે "બીજો જેમ્સ રાજા" એવું પદ ધારણ કર્યું, અને ધીમે ધીમે મુગલાઈ સ્વારીથી આગળ ચાલવા લાગ્યો. એમ રસળ્યાથી એના પક્ષમાં માણસોની ભરતી તો ખૂબ થવા લાગી ખરી, પણ તે બધાંને પૂરાં પડે એટલાં હથિયારો જ એની પાસે ક્યાં હતાં? અને આ સમો તો ચોંપથી કામ કરવાનો હતો. એવામાં એના સહાયક આર્ગાઇલના પરાભવની માઠી ખબર આવી પહોંચી, અને તે સાંભળી બધાના ટાંટીયા ભાંગ્યા. થોડેક દહાડે રાજાના લશ્કરની સાથે ભેટંભેટા થઈ. તેમાં એણે ભેગા કરેલા ગામડીયા બહાદુરીથી લડયા, પણ પર્યંતે ટકી શકાયું નહિ. (સેજ મૂરનું યુદ્ધ ૬ જુલાઇ). મન્મથે પલાયન આદર્યું પણ વાટમાં પકડાઈ ગયો. માફીને માટે પોતાના કાકાની આગળ તે બહુ બાયલાઈથી કરગર્યો. પણ તેણે કાંઈ પણ રહેમ આણી નહિ, અને લોકોના ત્રાહે ત્રાહેની વચ્ચે એનો શિરચ્છેદ થયો. પણ આટલાથી જ જેમ્સનો ખારીલો સ્વભાવ ધરાય એમ નહોતું. જેણે જેણે મન્મથને કાંઈ પણ સહાયતા આપેલી તે બધાને મારી નાખવાનો એણે નિશ્ચય કર્યો, અને તે કામને સારૂ જેફ્રીઝ નામના એક અધમ સ્વભાવના માણસને ન્યાયાધીશ ઠેરવી તેને પ્રગણામાં તપાસ ચલાવવા મોકલ્યો. આ પાપી ન્યાયાધીશ પોતાનાં ક્રુર કર્મોથી કાળી કીર્તિમાં

અમરત્વ પામી ગયો છે. નીચ ખુશામતીઆ માણસના જેવું આ જગતમાં બીજું કોઈ પણ હિંસક પ્રાણી નથી. બીજાને કોઈ પણ રીતે ખુશ કરી પોતાનો સ્વાર્થ સાધવાનો જ જે ધંધો લઈ બેઠો છે, તેની નજરમાં ફજેતી, બદનામી, કે અનીતિભર્યું એવું કયું કામ છે કે જે કરતાં એનો હાથ કે હૈયું જરાપણ આચકો ખાય ! જેફ્રીઝનું હૈયું ખાટકીથી પણ મહા ક્રૂર, પાષાણથી પણ મહા કઠણ, અને ચંડાળથી પણ મહા ચંડાળ હતું.

જે લોક આ બંડમાં સામેલ થયા હતા તેને જ તેણે શિક્ષા કરી એટલું જ નહિ પણ સહેજસાજ તે પક્ષનું જે લોક કાંઈ બોલેલા કે તે પક્ષના નાસતા ભાગતા લોકને કેવળ દયા ભાવથી જ ઘડીભર આશ્રય આપેલો, તેઓને પણ માત્ર થોડા ઘણા શક ઉપરથી જ પકડીને એણે ભારે સજાએ પહોંચાડયા. ત્રણસે માણસ કરતાં વધારેના તો જીવ લીધા, અને ૮૪૧ જણને ગુલામ દાખલ વેચી વેસ્ટ ઈંડીસમાં મોકલાવી દીધા. મેકોલે કહે છે કે એમાંના એક પંચમાંશ કરતાં વધારેને તો મુસાફરી પૂરી થતાં સુધીમાં વહાણ બહાર ફેંકી દઈ અનેક સુસવાટોને ગુમ કરવામાં આવી હશે. એક ડોસીએ બે બંડખોરને પોતાના ઘરમાં સંતાડયા હશે. તે ઉપરથી તેને જીવતી જ બાળી મૂકવાનો એણે હુકમ કર્યો, અને બહુ રહેમ કરી ત્યારે તેને ફાંસીની શિક્ષા છેવટે થઈ. બીજી એક નિર્ધન સ્ત્રી જેણે પોતાની આખી જીંદગી અપંગ અને નિરાશ્રિતોની સેવા કરવામાં જ ગાળી હતી, તેણે બંડખોરને દયાભાવથી કાંઈ આશ્રય આપેલો માટે તેને બાળી મૂકવાની એણે સજા ઠરાવી અને પાષાણવત્ અંતઃકરણના રાજા ઉપર જ્યારે રહેમની ભલામણ ગઈ ત્યારે તેણે એટલું જ કહ્યું કે કાયદાને કાયદાનું કામ કરવા ઘો. એક છોકરો કાંઈ રાજ્ય વિરુદ્ધ બોલ્યો હશે તેટલા માટે તેને સાત વર્ષ સખ્ત કેદ અને દર વર્ષે જુદા જુદા ગામમાં લઈ જઈ બધા લોકોની સમક્ષ જેરબંધનો માર મારવાની શિક્ષા કરી હતી. આ મારથી તે મરવાની અણીપર આવી પહોંચ્યો ત્યારે તેની સજા માફ કરી, પણ તે બદલ એટલી લાંચ લીધી કે તે બાપડો ગૃહસ્થનો દીકરો જન્મ પર્યંત ભીખારીની અવ-

સ્થામાં જ આવી રહ્યો. લાંચ અને તે પણ બેહદ લાંચ લેવાય, એ તો રાજ્ય તર્ફથી આવો કેર વર્તાતો હોય ત્યારે એક સ્વાભાવિક પરિણામ સમજવું. જેફ્રીઝ જ નહિ પણ જેમ્સનું આખું દરબાર—રાણી, તેની દાસીઓ અને તમામ કારભારીઓ—ધમપોકારે લાંચ લેવા આ પ્રસંગે મંડી ગયાં હતાં. રાજાની આવી રીત જોઈ એના પ્રધાને રાજીનામું આપ્યું, અને બધા જ આંગળી કરડીને રહ્યા. આવા જુલમની સામે તે વખત કદાપિ લોકોથી બોલી શકાય એમ નથી હોતું તથાપિ તે તેમના અંતઃકરણમાં ઊંડો કોતરાઈ રહે છે, અને મોડાં વહેલા પર્યંતે કોઈ પણ દેશમાં તે મહા વિષના વૃક્ષને ઉત્પન્ન કર્યા વિના રહેતો નથી. પણ જાણે આટલું બસ ન હોય તેમ અવિચારી જેમ્સે ધર્મની બાબતમાં પણ પ્રજાને ચીડવવા માંડી.

ધર્મવિરોધ પહેલ વહેલો એણે કસોટીના કાયદાને ન ગણકારી લશ્કરમાં કૅથોલિક સરદારો રાખવાની વાત કાઢીને શરૂ કર્યો. પાર્લમેંટે એ દરખાસ્ત મંજુર રાખી નહિ. ત્યારે તેને એણે એકદમ રૂખ્સદ આપી. બીજી પાર્લમેંટમાં પોતાને અધીન રહે એવા માણસો જ પસંદ કરવાની એણે ગામે ગામ સખ્ત તાકીદો વારંવાર લખવા માંડી, અને એમ કરવા કબૂલ ન થવાથી કેટલાક કસ્બાના એણે પટ્ટા છીનવી લીધા. તોપણ જ્યારે એણે જોયું કે આ વાતમાં તો લોક મારા દબાવ્યા દબાતા નથી ત્યારે એણે બીજી પાર્લમેંટ બોલાવવાની વાત જ માંડી વાળી. આમ જ્યારે કસોટીનો કાયદો પાર્લમેંટની માર્ફત બંધ પાડી શકાયો નહિ ત્યારે એણે એ તકરાર ઇનસાફની કોર્ટમાં આણી, અને ત્યાંના ચાર જડજને બરતર્ફ કરી બાકીના પાસે એવું ઠેરવાવ્યું કે રાજા પોતાની સત્તાથી ગમે તે કાયદાનો અમલ બંધ પાડી શકે. હવે એણે પાર્લમેંટની કાંઈ પણ દરકાર રાખ્યા વિના ચોતર્ફ કૅથોલિકોની નિમણુકો રાજ્યમાં કરવા માંડી. વળી એ જ સત્તાની રૂએ એણે કૅથોલિકોની સામે જે જે કાયદા હતા તે બંધ પાડ્યા. વિશેષ એ કે વ્યાખ્યાનકર્ત્તાઓને

હુકમ કર્યો કે કોઈ ધર્મની નિંદા કરવી નહિ. મતલબ કે તમારે કૅથૅાલિક માર્ગની સામે બોલવું પણ નહિ. જ્યારે આ હુકમ અમલમાં આવ્યો નહિ, ત્યારે તેમને શિક્ષાએ પહોંચાડવાના હેતુથી હાઈ કમીશન કોર્ટ એટલે ધર્મ બાબતની તપાસ ચલાવનારી કોર્ટ એણે પાછી ઉભી કરી; જે કોર્ટને લીધે પહેલા ચાર્લ્સના વખતમાં આટલું બધું તોફાન ઉઠયું હતું, જે કહાડી નાખવાનો લાંબી પાર્લમેંટે કાયદો કર્યો હતો, અને જે કાયદો પુનઃસ્થાપના વખત કાંઈ પણ વાંધા વિના બહાલ રાખવામાં આવ્યો હતો. પણ જેમ્સનો વિચાર તો આ કોર્ટને પાછી પહેલાંના જેવા ધર્મબળાત્કારનું સાધન કરવાનો હતો. એ કોર્ટની માર્ફત હેન્રી અને ઇલિઝાબેથે કેથોલિક માર્ગ કાઢી પ્રૉટેસ્ટંટ પંથ ઇંગ્લાંડમાં સ્થાપન કર્યો હતો, તો જેમ્સે વિચાર્યું કે હું શા માટે એ જ દ્વારે પ્રૉટેસ્ટંટ પંથને કાઢી પાછો કેથોલિક માર્ગ દાખલ કરું નહિ!

હવે જાહેરમાં કૅથોલિક માર્ગની ક્રિયાઓ થાવા માંડી. જેઝ્યુઇટોએ ઠેકાણે ઠેકાણે નિશાળો ઉઘાડી, અને વિવિધનામી બાવાઓ લંડનમાં આવી ધમધોકાર મઠો બાંધવા લાગ્યા. દેશના મહાવિદ્યાલયમાં રાજાએ એક રોમન કૅથોલિકને ઊંચ પદવી આપી અને બળાત્કારે તેમને કબુલ રાખવાની જરૂર પાડી. છેવટે તો લોકવિચારને છેક જ તુચ્છ ગણી એણે રોમથી પોપના પ્રતિનિધિને બોલાવ્યો, અને દરબારમાં જાહેર રીતે તેનો સારો આદરસત્કાર કર્યો.

લોક વિચાર ગમે એવી રાજભક્તિનો હોય પણ જ્યાં આવો ધર્મવિરોધ ચાલે ત્યાં તે કદી પણ ઉશ્કેરાઈ ગયા વિના રહે નહિ. લોકોમાં હોહાકાર થઈ રહ્યો અને લંડનની પાસે ૧૩૦૦૦ આદમી એકવાર ભેગું થઈ ગયું. પણ હજી કોઈનો વિચાર રાજાની સામા થવાનો નહોતો, અને જો જેમ્સે ચેતીને પાછાં ડગલાં ભર્યાં હોત કે એટલેથી જ અટકયો હોત તો એની ખરાબી થાત નહિ. પણ એ દુરાગ્રહી માણસ તો એમ જ સમજતો હતો કે પાછા હઠવાથી મારા બાપની ખરાબી થઈ હતી, અને તેથી મારે તો સ્વસત્તા ચલાવવામાં

કાંઈ પણ પાછું હઠવું જ નહિ. એને તો કેવળ આપઅખિત્યારી જ જોઈતી હતી, અને સ્કૉટલાંડ તથા આયર્લાંડમાં એણે એમ જ કરવા માંડ્યું હતું.

**સ્કૉટલાંડમાં**. મૂળથી એણે રાજકીય તથા લશ્કરી સત્તા કૅથોલિક અમલદારોના હાથમાં જ સોંપી હતી. પછીથી પાર્લમેંટને કહ્યું કે તમે કૅથોલિકને છૂટ આપવાનો કાયદો કરો. આ દેશની બિચારી પાર્લમેંટ ચાર્લ્સના વખતથી રાજાની હાએ હા જ ભણનારી થઈ પડી હતી. પણ તેને પણ આ વાત બહુ ભારે લાગી. અને જ્યારે એવી લાલચ દેખાડી કે ઇંગ્લાંડ સાથે નિરંકુશ વ્યાપાર ચલાવવાની તમને રજા આપીશું ત્યારે તેમણે જવાબ દીધો કે શું અમે અમારો ધર્મ વેચીશું? આમ જ્યારે કાંઈ વળ્યું નહિ ત્યારે જેમ્સે પોતે જડજોને હુકમ કર્યો કે તમારે કૅથોલિક સામેના કાયદા મારી સત્તાની રૂએ રદ બાતલ ગણવા, અને તે પ્રમાણે જ ત્યાં ચાલવા લાગ્યું.

**આયર્લાંડમાં** તો પાર્લમેંટને પૂછવાની પણ તસ્દી ન લેતાં એણે કૅથોલિકને મોકળે મહાલવા દીધા હતા, અને ૧૬૮૭ ની સાલમાં એવા હડહડતા કૅથોલિકને ત્યાં સુબો કરીને મોકલ્યો કે તેણે સઘળી મુલકી અને લશ્કરી નોકરીમાંથી તમામ પ્રોટેસ્ટંટોને હાંકી મૂક્યા, ડબ્લિન વગેરે શેહેરોના પટા ખૂંચી લીધા, અને લશ્કરમાં ખૂબ વધારો કરવા માંડ્યો; તેમાં અલબત્ત ચૂંટી ચૂંટીને કૅથોલિકને જ ભર્યા. લશ્કર વધારી તેના ભયે ઇંગ્રેજી પ્રજાનું સર્વ સ્વાતંત્ર્ય હરી લેવાનો વિચાર જેમ્સે કર્યો હોય એમ સ્પષ્ટ જણાય છે. ચાર્લ્સે પણ તજવીજે સ્થાયી લશ્કર વધારીને ૧૦૦૦૦ નું તો કર્યું હતું જ, પણ એણે તો એક ઝપાટે ૨૦૦૦૦ નું કરી મૂક્યું.

**ધર્મછૂટનું જાહેરનામું**. રાજાની આવી દાનત જોઈ ઇંગ્રેજ લોક ક્યારના એની સામે જોશમાં આવ્યા હતા. માત્ર પાદરીઓ જ હજી વિચારમાં હતા કે કરવું શું? રાજા કાવદાની ઉપર છે, અને તે તો જે કરે તે મૂગે મોંઢે ખમવું જોઇએ, એવો બોધ કરનારા જે એપિ-

સ્કોપલ ધર્મગુરુઓ, તેમને મોટો વિચાર થઈ પડયો કે આપણાથી તે કેમ બોલાય કે રાજાની સત્તા હવે તો રોકવી જોઈએ. માટે આટલો તેમનાજ ધર્મનો વિરોધ થતો હતો તોપણ પોતાની રાજભક્તિ કાયમ રાખી અને કાંઈ બોલવું નહિ એવો હજી પણ નિશ્ચય કર્યો. પરંતુ મૂર્ખ જેમ્સ તેમને મોંમાં આંગળી ઘાલીને બોલાવે એવો હતો. પોતાના ભાઈને ધર્મછૂટનું જાહેરનામું કાઢવાથી કેટલીક મુશીબતો વેઠવી પડી હતી, તે જાતે જોએલી છતાં એણે તેમ કરવાની હિંમત ચલાવી. એના મનમાં એમ હતું કે એમ કરવાથી પ્રેસ્બિટિયનો ભોળવાઈ મારા પક્ષમાં આવશે. જે લોક મીઠડા ચાર્લ્સથી પણ ભોળવાયા નહોતા તે એનાથી જ શું આ વેળા ભોળવાવાના હતા! જ્યારે કે એણે સ્કોટલાંડમાં નવા કાયદા ઘડાવી એ માર્ગના લોકને કૂતરાને મોતે મારી નંખાવ્યા હતા; અને અહીં પણ તેના ઉપર બને તેટલો જુલમ કર્યો હતો. તેથી એ લોક તો સૌથી વધારે બૂમ પાડી ઉઠ્યા કે અમારે એવી ધર્મની છૂટ જોઈતી નથી. ડાહ્યા ડાહ્યા કેથોલિકોએ પણ આવી જેમ્સને વિનવ્યો કે તમે છેક ઉછાળી પગ ભાંગો નહિ. પણ એ કોઈનું માને એવો નહોતો. બિચારા કેથોલિક નિરાશ થઈ પોતાને ઘેર ગયા અને મનથી નિશ્ચય કર્યો કે આપણે તો સમજીને રાજદરબારથી દૂર રહેવું, નહિ તો વિફરેલી પ્રજા પહેલવહેલો ખારફૂટો આપણો વાળી જ નાખશે. હજી પણ આ આપમતિયો રાજા કાંઈ સમજ્યો નહિ. પણ એ જાહેરનામું ફરીથી કાઢ્યું, અને આ વખત તો આવી આજ્ઞા કરી કે તમામ સરકારી ધર્મગુરુઓએ તે પોતાનાં દેવળોમાં સર્વ સમાજને વાંચી સંભળાવવું. આતો બહુ થઈ, એપિસ્કોપલ ધર્મગુરુઓ તે બિચારા હવે પોતાની રાજભક્તિ કયાં સુધી જાળવી શકે? તોપણ તેમણે હજી નમ્રતાથી રાજાને વિનવવાનો જ વિચાર રાખ્યો. સૅન્ક્રોફ્ટ નામના મુખ્ય ધર્માધ્યક્ષની સાથે બીજા છ ધર્માધ્યક્ષોએ મળી રાજાને એક વિનયપૂર્વક અર્જી કરી કે અમને અમારા મત વિરુદ્ધ વર્તવાની ફરજ પાડવી જોઈએ નહિ. આ સાત ધર્માધ્યક્ષને તુર્ત જ

એ અરજી વાંચી કોપાયમાન થઈ રાજાએ કિલ્લામાં મોકલાવી દીધા, તથા રાજદ્રોહી ગણી તેમના ઉપર કામ ચલાવવાનો નિશ્ચય કર્યો. આ કામ એવું તો લોકની મરજી વિરુદ્ધ હતું કે પેલો ખુશામતીઓ જેફ્રીઝ જે હાઈ કમીશનની કોર્ટનો મુખ્ય ન્યાયાધીશ હતો, તેની પણ હિંમત એ કામ પોતાની આગળ ચલાવતાં ચાલી નહિ. અને તેણે રાજાને સમજાવી દેશની ખરી અદાલતમાં તે મોકલાવ્યું. ત્યાં એ કામ ૨૨ દહાડા ચાલ્યું તે જોવાને લોકની ઠેઠઠઠ ભેળી થાય. આ સમે આખું શહેર ભેઉથત્ર થઈ ગયું હતું, અને જ્યારે એ પવિત્ર કારાગ્રહ નિવાસીઓને કોરટમાં લાવતા લઈ જતા ત્યારે લોકો તરફથી તેમના ઉપર ઠેકાણે ઠેકાણે ધન્યવાદનો વર્ષાદ વર્ષી રહેતો હતો. ન્યાયાધીશો ઉપર રાજા તરફનું અપાર દબાણ થયું. પણ આવા હડહડતા અન્યાયના કામમાં અને તે પણ તમામ લોકના પોકારની સામે તેમનાથી રાજાની મરજી બરાબર રાખી શકાઈ નહિ. અને જ્યુરીએ જ્યાં તેમને નિર્દોષ ઠરાવ્યા ત્યાં તેઓ કરે પણ શું? જ્યુરીએ તેમને નિર્દોષ ઠરાવ્યા, ત્યારે ચો તરફથી જે ધન્યવાદ ઉઠ્યો. તેનો પોકાર શહેરમાં સર્વત્ર ફેલાઈ ગયો. અને તે રાજાની છાવણીએ પહોંચતાં ત્યાં એના ખુદ પહેરેગીરો પણ એ ધન્યવાદમાં ઉલટથી ઉમેરો કરવા લાગ્યા. રાજાએ ચોંકીને પૂછ્યું કે શું છે? કોઈએ જવાબ દીધો, 'કાંઈજ નહિ, એ તો પેલા ધર્માધ્યક્ષો નિર્દોષ ઠર્યા.' આ સાંભળી એનું અંતઃકરણ બળીને ખાખ થઈ ગયું, અને હોઠ કરડી બબડતો બબડતો ચાલ્યો ગયો. એણે જોયું, અને ખાત્રી થઈ, કે મારા પોતાના માણસ પણ લાગણી ને વિચારમાં મારા વિરોધી જ છે. આ સમે વળી એવો બનાવ બન્યો કે જે સઘળાં કુટુંબોમાં શુભ આનંદનો ગણાય છે અને જેથી સ્વાભાવિકપણે જ સુખવૃદ્ધિની આશાતૃષ્ણાઓ બંધાય છે, પણ તે જેમ્સને મહા અશુભ અને દુઃખનું મૂળ થઈ પડયો. એને ઘેર પુત્રનો જન્મ થયો.

રાજપુત્રનો જન્મ અણુચિંતવ્યો સાત ધર્માધ્યક્ષોને કેદ કર્યા હતા

તેને બીજે દહાડે જ થઈ ગયો. રાણીને ગર્ભ રહેવાની વાત લોકો મૂળથી જ ખોટી માનતા હતા. તેઓના વહેમમાં આથી અત્યંત વધારો થયો. બધે વાત ચાલી, કે આ તો લુચ્ચા જેમ્સે પારકો છોકરો આણીને અડાવી દીધો છે. અને તેથી પ્રજાના ઘણા ભાગે એને રાજપુત્ર લેખે કદી પણ કબુલ કર્યો જ નહિ, અગર જો આપણા હાલ પતિત દેશની પેઠે એ પ્રમાણે રાજકુળનો ભ્રષ્ટ કરવાનો રિવાજ ત્યાં નથી. અને જેમ્સે એ પુત્રના જન્મ સંબંધી જે સાક્ષીઓ પાછળથી જાહેર કરી તે તપાસતાં તમામ ઇતિહાસવેત્તાઓની ખાત્રી થઈ છે કે એમાં કાંઈ પણ વગળ નહોતું, તોપણ તે વેળાના લોકે તો એને આણેલો છોકરો જ ગણ્યો. આ પ્રસંગે એ બાળકને ખોટો માનવામાં ઇંગ્રેજી પ્રજાનો સ્વાર્થ પણ બહુ જ રહેલો હતો. અત્યાર સુધી તો લોકો જેમ્સનો આટલો બધો જુલમ ખમતા થકી પણ એવો દિલાસો માનીને બેઠા હતા કે રાજા ઘરડો થયો છે, હવે કાંઈ સંતતિ થનાર નથી, અને ચાર પાંચ વર્ષે એ મરશે કે એની પુત્રી મેરી જે જાતે ધર્મિષ્ઠ અને પ્રોટેસ્ટંટ પંથના હાલ સર્વોપરિ સ્તંભ વિલિયમ સાથે પરણેલી છે તે ગાદીએ આવશે, અને પાછાં સઘળાં સારાંવાનાં થઈ જશે. પણ આ રાજપુત્રના જન્મથી તો તેમની આશાઓનું સઘળું ચણતર જમીનદોસ્ત થઈ ગયું. હવે તો તેમની સન્મુખ ભયાનક દુઃખનો દરીઓ આવીને ઉભો રહ્યો, જેમાં જો એકવાર પડ્યા તો તેમણે જોયું કે ફરીથી બહાર નીકળવાનો આ ભવમાં કદી પણ આરો આવવાનો નથી. જેમ્સ એ કુંવરને કેથોલિક માર્ગની હડહડતી કેળવણી આપવાનો જ, અને જ્યારે એવો રાજા ઈંગ્લાંડની ગાદીએ આવ્યો, ત્યારે તો પછી ધર્મદ્રોહનો પાર જ રહેવાનો નહિ. માટે હવે તો જે થાય તે હાલ જ કરી નાંખવું જોઈએ, એમ સઘળાનો નિશ્ચય થયો. અને વિલિયમ સાથે છુપી મસલતો ક્યારની ચાલતી હતી તે અમલમાં આણવા બંને પક્ષવાળા તત્પર થઈ ગયા.

વિલિયમ સાથે મસલતો તો ઇંગ્રેજોના કોઈ કોઈ અગ્રણી ચાર્લ્સના વખતથી જ ચલાવી રહ્યા હતા. વિલિયમ જાણતો હતો

કે મોડું વહેલું ઈંગ્લાંડનું રાજ્ય મારી સ્ત્રીના હક્કથી મારા હાથમાં આવ્યા વિના રહેવાનું નથી. અને તેથી તે ઇંગ્રેજી રાજનીતિ તથા લોકોની રૂખનો નિરંતર અભ્યાસ કર્યા કરતો હતો. એ કેવો ડાહ્યો, શાણો, પરાક્રમી, અને પ્રોટેસ્ટંટ પંથનો ખરો હિમાયતી, તથા યૂરોપમાં એક નાના રાજ્યના આગેવાન છતાં તે કેવી સરાઈથી લુઈ જેવાને હંફાવી રહ્યો હતો, તે તો આપણે પાછળ જોઈ ગયા છીએ. તેથી જ્યારે જ્યારે ઈંગ્લાંડની પ્રજાના અગ્રણીઓ ગભરાતા ત્યારે તેઓ વિલિયમની આગળ જઈ પોતાનાં દુઃખ રોતા, અને તે તેમને બનતી મદદ કરી તેમનું સાંત્વન કરતો. જેમ્સ ગાદીએ બેઠા પછી તો રાજવિમુખ પુરુષોને વિલિયમનું દરબાર એક મોટું આશ્રયસ્થળ થઈ પડયું હતું. ઈંગ્લાંડની રાજપ્રકરણી સ્થિતિની રજેરજ ખબર ત્યાં દરરોજ ખાનગી પત્રદ્વારા ચાલી જતી હતી. અને સ્વાતંત્ર્ય પક્ષના ઉતાવળીઆ આગેવાનો તો કયારના એને લખ્યા જ કરતા હતા કે તમે અહિંયા ધસી આવી દેશનું રાજ્ય હસ્તગત કરી લ્યો. હજી સુધી વિલિયમ તેમને એ વાતની ના ને ના જ કહેતો, અને માત્ર જેમ્સને વારંવાર શિખામણ દેતો કે તમારે તમારી પ્રજાને રાજી રાખવી જોઈએ. પણ જ્યારે સાત ધર્માધ્યક્ષોને કેદ કર્યા, અને રાજપુત્ર જન્મ્યો—જેને બધા આણેલો જ ગણતા હતા—ત્યારે બધી પ્રજા અધીરી થઈ ગઈ. ટોરી પક્ષ અને તેના પાદરીઓ પણ હવે લાખો વાર પોતે પ્રબોધેલો અનવરોધ મત ટાલ્લે મૂકી રાજાને રોકવાના વિચારમાં પ્રવૃત્ત થયા, અને એક ધર્માધ્યક્ષ તથા બીજા છ આગેવાનોએ મળી વિલિયમને આર્જવપૂર્વક નિમંત્રણપત્ર લખી મોકલ્યું કે હવે તો તમારે લશ્કર લઈને પ્રજાની વાહારે ધાવું જોઈએ જ. વિલિયમે પણ જોયું કે હવે સબૂરીનો વખત નથી. ઇંગ્રેજ પ્રજા હવે બધી વિફરી છે અને જે થવાનું હશે તે બધું આ વખતે જ થઈ જશે. માટે બધી વાતનો વિચાર કરી એણે નિશ્ચય કર્યો કે ઈંગ્લાંડપર સ્વારી લઈ જવામાં અગર જોખમો ઘણાં રહેલાં છે તોપણ હવે તો ઈશ્વરનો ભરોસો રાખી ચાહોમ જ કરવું.

સ્વારીની તૈયારીઓ થવા લાગી કે તુરત લુઇને તેની ખબર પડી અને તેણે જેમ્સને ચેતાવ્યો. પણ તેણે એ વાત ખરી માની નહિ. લુઈએ ઉપરા ઉપરી કાગળો તથા જાસુસો મોકલી એને કહાવ્યું કે અલ્યા તું હજી ઊંઘમાં ઊંઘે છે કેમ? અને બીજી તરફથી વિલિયમને એક એલચી મોકલીને જાહેર રીતે કહેવડાવ્યું કે ઇંગ્લાંડના રાજા સાથે અમારે દોસ્તી હોવાથી તમે જો તેની સામા કાંઈ પણ ઉઠાવણી કરશો તો તમારે અમારે વઢવાઢ થયા વિના રહેનાર નથી. પણ મિજાજનો જાહેલ અને અક્કલનો પાતીયા જેમ્સ તો આથી ઉલટો ગુસ્સે થયો, અને કહેવા લાગ્યો કે જાણે મારો આશ્રયદાતા હોય એમ ડોળ કરી લુઈ આખા યુરોપમાં મારૂં અપમાન શા માટે કરતો હશે! ફ્રાન્સથી લશ્કરી મદદ આપવાનું કહેણ લઈને લુઈનો એલચી આવ્યો હતો તેને આ પ્રમાણે કહી એણે કાઢી મૂક્યો, અને બીજા દેશના એલચીઓને બોલાવી કહ્યું કે લુઈ કહે છે તે પ્રમાણે પરસ્પર સહાયતાના કોલકરાર અમારી વચ્ચે કદી પણ થયા નથી. આ તે શી નાદાની! પણ ટુંકી બુદ્ધિની સાથે મમતી સ્વભાવ જોડાએલો હોય છે ત્યારે તે માણુસ બાળકથી પણ વધારે નાદાન થઈ પડે છે. તેમાં વળી જેની ઉપર આ વેળા સંપૂર્ણ ભરોસો તે માણુસ જ ફુટેલું હતું. એનો કારભારી સંડરલાંડ ફુટેલ હતો. એ ચાર્લ્સના વખતનું એક જૂનું પાપ હતો. લુઈ સાથે ખાનગી કાવત્રાં ચાલી રહ્યાં હતાં, તે વેળા ચાર્લ્સની તરફનો એલચી ત્યાં જ હતો. એ ઘણો હોંશિયાર, ખુશામતે બહાદુર, અને પૂરો મતલબી હતો. જેમ્સ ગાદીએ આવ્યો, અને તેની કેથોલિકો ઉપર જ પ્રીતિ જણાવા લાગી ત્યારે સંડરલાંડ તે માર્ગમાં વટલી જઈ રાજાની મૂછનો બાલ થઈ પડ્યો. આવા નીચ ખુશામતીઆથી જ ઘણાં રાજ ખરાબ થાય છે. સંડરલાંડ એક તર્ફ જેમ્સને ખુશ કરવા આ પ્રમાણે કરતો હતો તે વેળા જ બીજી તરફથી એના દરબારની ખાનગી બાતમીઓ વિલિયમને આપી તેને પણ ખુશ રાખતો હતો; કેમકે એવા સમયસાધુઓ

હમેશાં એમ વિચારે છે કે મોટાની મહેરબાની કોઈ વખત પણ કામની જ છે. વિલિયમને બાતમી મોકલવા તેણે જે દ્વાર રાખ્યું હતું, તે જ એનું સંપૂર્ણ નીચપણું સાબીત કરી આપે છે. એની સ્ત્રીને હેન્રી સિડની નામના એક વ્હિગ સાથે આડકતરો સંબંધ હતો. તેથી એ વિલિયમને જે બાતમી મોકલવી હોય તે પોતાની સ્ત્રીને કહેતો અને તે સિડનીને કહી વિલિયમને લખાવતી. જેમ જેમ જેમ્સની પડતીના દિવસ પાસે આવતા દેખાયા, તેમ તેમ એ વિલિયમના પક્ષમાં વધારે ને વધારે જતો ગયો. વિલિયમની આવવાથી એને ફાયદો તો બેશક કાંઈ જ નહોતો, પણ એને તો હવે પોતાના માથાની ફિકર પડી હતી. નીચ ખુશામતીઆ હમેશાં બહુ જ બાયલા હોય છે. અને તેથી એણે ધાર્યું કે હું અગાઉથી વિલિયમ સાથે વગ કરી રાખું તો પ્રજાપ્રકોપને સમે મારો બચાવ થઈ જાય, અને હવે એ હરામખોર પોતાના અન્નદાતાને ઊંધી સલાહ આપી તેને પાયમાલ કરવાનું જ લઈ બેઠો.

એની સલાહથી વિલિયમના હુમલાની વાત જેમ્સે માની નહિ, અગમચેતી દાખલ પણ કાંઈ તૈયારીઓ કરી નહિ, ઉલટી પ્રજાને વધારે કનડવા માંડી. પોતાના લશ્કરને જ નારાજ કીધું, અને વારંવારની ચેતવણીઓને કાંઈ પણ ન ગણકારી. લુઇની દોસ્તીનો પણ છેવટે જાહેરમાં તિરસ્કાર કર્યો. લુઈએ આથી ચીડવાઈ જેમ્સના રક્ષણ અર્થે જે લશ્કર હોલાંડ ઉપર ધસાવડો કરવાને તૈયાર કરી રાખ્યું હતું તેને જર્મની ઉપર હુમલો કરવામાં રોક્યું; અને તેથી વિલિયમને ઇંગ્લાંડ ઉપર સ્વારી લઈ જવાનું કામ એ તર્ફથી તો નિર્ભય થઈ ગયું.

**રાજાનો ગભરાટ.**—આખરે જેમ્સની આંખ ઉઘડી. જ્યારે એના એલચીનો જ હોલાંડથી કાગળ આવ્યો કે સ્વારીનો હવે તો અહિંયા જાહેર ઠરાવ થઈ ચૂક્યો છે અને થોડા વખતમાં તે ઉપડશે પણ ખરી, ત્યારે ભરોસે ભૂલેલા જેમ્સનું લોહી જ ઉડી ગયું, અને

કેટલીક મિનિટ સુધી તો તે બોલી પણ શક્યો નહિ. હવે સંડર-લાંડને કાઢી મૂક્યો અને પ્રજાને રાજી કરવા બીજા પ્રધાનોએ જે જે કહ્યું તે એ કરવા લાગ્યો. હાઇકમિશનની કોરટ તત્કાળ કાઢી નાંખી, જે જે શહેરના પટ્ટા ખુંચવી લીધા હતા તે પાછા આપ્યા, જે પાદરીઓને બરતર્ફ કર્યા હતા તેમને પાછાં તેમનાં વતનો આપી દીધાં, પાઠશાળામાં કેથેલિકની નિમણુક બાબત તે શાળાવાળાને મર્જીમાં આવે તેમ કરવાનું લખ્યું, છૂટનું જાહેરનામું રદ કર્યું, પાર્લ-મેંટ બોલાવી અતઃપર કાયદા પ્રમાણે જ રાજ કરવાનું વચન આપ્યું, તથા રાણીને પુત્ર જન્મ્યો છે તે ખરો છે એ બાબતના પુરાવા સારા સારા માણસોને બોલાવી તેમની આગળ રજુ કર્યા. પણ હવે એમ કરવાથી શું વળે? બધા સમજતા હતા કે આ બધું એ બીક-નો માર્યો જ કરે છે. ભય આવે ત્યારે જ જે રાજા પ્રજાની માગણી-ઓ આપવા તૈયાર થાય છે તે રાજાની પ્રજા તેનો તે માટે કદી પણ ઉપકાર માનતી નથી, પણ ઉલટી એવા ધમકી ભરેલા માગ-ને જ આશીર્વાદરૂપ ગણે છે. બધા લોક હાલ ઈંગ્લાંડમાં વર્ષાદની પેઠે વિલિયમની રાહ જોવા લાગ્યા.

**વિલિયની સ્વારીમાં** ૧૪૦૦૦ વીણી કાઢેલા સિપાઈઓ હતા. તે બધાનાં ૫૦૦ વહાણ થયાં. વિલિયમનો વિચાર ઈંગ્લાંડના પૂર્વ કિનારા ઉપર ઉતરવાનો હતો; પણ પ્રતિકૂલ પવનથી તે દક્ષિણ તરફ ખેંચાયો. આ દૈવયોગથી જેમ્સની આરમારો ત્યાંની ત્યાં જ એની રાહ જોતી ઉભી રહી, અને એ તો બિનઆફતે ઇંગ્લિશ ખાડીને પસાર કરતો દક્ષિણ તરફ ચાલ્યો. આ પ્રમાણે થવાની ખબર પડતાં એ આરમારોએ એનો કેડો લીધો, પણ તેનો મુકાબલો થઈ શકે તે પહેલાં વિલિયમનાં વહાણો ડેવનશાયરના કિનારાની લગભગ જઈ પહોંચ્યાં. અને એવામાં પાછો પવન ફરવાથી એ આરમારો જ્યાંથી આવી હતી તે તરફ ખેંચાઈ. આ બનાવને માટે વિલિયમે કિનારે ઉતરી આખા લશ્કરને ભેગું કરી ઈશ્વરસ્તવન કર્યું. પછી એણે

પોતાની તર્ફનાં દેશમાં જાહેરનામાં મોકલ્યાં. એ જાહેરનામું ઘણું ડહાપણ ને વિસ્તારથી લખાએલું હતું, પણ તેનો સાર એના વાવટા ઉપરના બે બોલમાં સમાએલો હતોઃ "પ્રોટેસ્ટંટ માર્ગ અને ઇંગ્લાંડની સ્વતંત્રતા." એ જાહેરનામામાં સાફ જણાવ્યું હતું કે ઇંગ્લાંડના મોટા મોટા અમીરો અને ધર્માધ્યક્ષોના આમંત્રણ ઉપરથી હું આવ્યો છું અને મારો હેતુ ઇંગ્લાંડને સ્વતંત્ર પાર્લમેંટ અપાવવી એ જ છે.

થોડા દહાડામાં કેટલાક મોટા અમીરો એને પોતાના માણસો લઈને આવી મળ્યા અને ઇંગ્લાંડમાં ઘણે ઠેકાણે એની તર્ફનાં બંડ ઉઠયાં. જેમ્સ લશ્કર લઈ સોલ્સબરી મુકામે આવી મોરચા બાંધીને ઉભો રહ્યો. વિલિયમનું લશ્કર થોડું પણ કવાયતી, અનુભવી અને એકતંતી હતું. જેમ્સના લશ્કરમાં માણસની સંખ્યા તો ઘણી, પણ તેમાં આખર સુધી કોણ ટકી રહેશે તેનો જેમ્સને પણ જરા ભરોસો નહોતો.

**રાજાનું પલાયન**—ધાર્યા પ્રમાણે જ જેમ્સની ફોજમાં ખુટામણ થવા માંડી. રાજાનો માનીતો અને લશ્કરનો ઉપસેનાપતિ લૉર્ડ ચર્ચિલ તથા ચાર્લ્સનો રક્ષાપુત્ર ડયૂક ઑવ ગ્રેફ્ટન, એ પણ થોડા દિવસમાં પોબારા ગણી ગયાં. રાજા એ ગભરાઈને છાવણી ઉપાડી વાટમાં એનો પોતાનો જમાઈ (એનનો વર) પણ નાસીને શત્રુપક્ષમાં જતો રહ્યો. લંડનમાં જઈ જુવે છે તો પોતાની કુંવરી એન પણ મળે નહિ. આ પ્રસંગે જેમ્સની છાતી ભરાઈ આવી અને તે બોલ્યો કે અરે પ્રભુ ! મારાં છોકરાં પણ મારો ત્યાગ કરીને ચાલ્યાં જાય છે ! હવે તે છેક ગભરાઈ ગયો. કેટલાક સુશીલ પુરુષોની સલાહથી બંડખોરોને માફી જાહેર કરી, પાર્લમેન્ટ બોલાવવાનાં નિમંત્રણ કાઢયાં અને વિલિયમ સાથે વિષ્ટિ કરવા કેટલાક અમીરોને મોકલ્યા. પણ એનું અંતઃકરણ કહેતું હતું કે હવે પ્રજાનું તુટેલું મન ફરીથી સંધાવાનું નથી તેથી તેણે પોતાની રાણી તથા કુંવરને ફ્રાન્સ મોકલાવી દીધાં અને બીજે

દહાડે પોતે પણ છાનોમાનો વેષ બદલીને ચાલતો થયો. (૧૧ મી ડીસેંબર ૧૬૮૮) આ રીતે ઇંગ્લાંડ હાલ તો અરાજ્યની અવસ્થામાં આવી પડ્યું

**અરાજ્યની અવસ્થા** આવી પડેલી જોઈ લંડનમાં તે વેળા કેટલાક શાણા અમીરો હતા તેમણે એકઠા મળી લૉર્ડ હેલિફાક્સના પ્રમુખપણા હેઠે કામચલાઉ રાજ્યવ્યવસ્થા પોતાના હાથમાં લીધી અને વિલિયમને કહાવી મોકલ્યું કે હવે તમે તાકીદથી અહિયાં ચાલ્યા આવો. એટલામાં જેમ્સ ઓળખાઇ પડવાથી તેને કેટલાક લોકે પકડીને પાછો લંડન આણ્યો. વિલિયમે જોયું તો માલુમ પડ્યું કે ટાઢે પાણીએ જે ખસ જતી રહેલી તે પાછી આવી છે. પણ એ જેવો પરાક્રમી તેવો જ કળાવાળો પણ હતો. એણે જેમ્સ પ્રતિ એવો અનાદર દાખવ્યો કે એ પોતાની મેળે જ બીજી વાર નાસી ફ્રાન્સમાં ચાલ્યો ગયો.

હવે લંડનના લોકે વિલિયમને રાજમુકુટ આપવા માંડ્યો, પણ એણે કહ્યું કે પાર્લમેન્ટની અનુમતિ વિના કોઇથી કાંઈ પણ થઈ શકે નહિ. પછી રાજ્યવ્યવસ્થાપકોની સલાહથી એણે એક કામચલાઉ પાર્લમેન્ટ બોલાવી.

કામચલાઉ પાર્લમેન્ટ ઇ. સ. ૧૬૮૯ ની શરૂઆતમાં ભેગી થઈ તેમાં અમીરોની સભા ખાતે ટોરી અને આમમાં વ્હિગ ઘણા હતા. પણ વિલિયમે કોઈની ઉપર કાંઈ પણ દબાણ ન ચલાવતાં કહ્યું કે તમે તમારી નજરમાં આવે તેમ રાજ્યની વ્યવસ્થા કરો. થોડાક ટોરીનો હજી પણ એવો વિચાર હતો કે જેમ્સને પાછો બોલાવી કેટલાક કરારો લખાવી લઈ એને પાછું રાજ્ય ચલાવવા દેવું. આ વાત પ્રજાના ઘણા ભાગને બિલકુલ પસંદ નહોતી, અને પાર્લમેન્ટમાં એ ચર્ચા ચાલી તે વેળા બારણે લોકોનાં ટોળે ટોળાં ભારે હોકાર કરી રહ્યાં. લૉર્ડ લવલેસે અમીરોની સભામાં ઉન્મત્તાથી કહ્યું કે તમારે એકદમ મેરી તથા વિલિયમને રાજા રાણી નીમવાં એવી આ અર્જી મને આપવાની લોકોના તરફથી ભલામણ થઇ છે. અને જ્યારે એને પૂછ્યું કે એ ઉપર કોઇના હસ્તાક્ષર કયાં છે ? ત્યારે એણે જવાબ દીધો કે તમારે હાથ જોવાની

મરજી છે તો હું અહિંયાં બીજીવાર આવીશ ત્યારે તમને જોઈએ તેટલા- બતાવીશ. પણ વિલિયમની મરજી આમ બળાત્કારે કાંઇ પણ કામ કરાવવાની નહોતી એણે લવલેસને બોલાવી બહુ ઠપકો દીધો અને બારણે ધાંધલ કરનારાઓને રોકવા પોલીસની માર્ફતે પૂરતો બંદોબસ્ત કરાવ્યો. આ સમે વ્હિગ ને ટોરી બંને પક્ષના આગેવાનો પોતાનું કાર્ય રીતસર અને રાજી ખુશીથી જ કરાવવાને ઇચ્છતા હતા માટે ઘણી જ રકઝકો ચલાવી છેવટે એટલો ઠરાવ તો એકમત થઈ બંને સભાએ કર્યો કે બીજા જેમ્સ રાજાએ રાજા પ્રજા વચ્ચેની મૂળ શરતો તોડી આપણા રાજ્યતંત્રને ઊંધો વાળવાને પ્રયત્ન કર્યો તેથી તથા જેઝ્યુઇટ વગેરે દુષ્ટ માણસોની બદસલાહથી દેશના મુખ્ય કાયદાઓ તોડ્યા તેથી તથા પોતે રાજ્ય છોડીં જતો રહ્યો છે તેથી તેણે રાજ્યપાટનો ત્યાગ કર્યો છે, જે કારણથી તે હવે ખાલી ગણવામાં આવે છે. વળી ઇંગ્લાંડનો રાજા રોમન કેથોલિક નહિ જ હોવો જોઈએ, એવો ઠરાવ પણ સર્વાનુ- મતે થયો. પછી એ ખાલી ગાદીનું કરવું શું તે બાબત માંહોમાંહે ઝગડો ઉઠયો. રાજાના ઈશ્વરી હક્કની વાત ટોરી પક્ષના મનમાં હજી એટલી ભરાઇ હતી કે જેમ્સ જેના અભિષેક વખતે તેમણે વફાદાર રહેવાના સોગંદ લીધા હતા તે જીવતાં બીજાને રાજા કહેતાં તેમને બહુ આંચકો પડતો, તેથી સૅન્ક્રોફ્ટ ધર્માધ્યક્ષે એવી ભલામણ કરી કે રાજાભિધાન જેમ્સને જ કાયમ રાખવા દેવું, પણ સઘળી સત્તા તેના પ્રતિનિધિ દાખલ વિલિયમને આપવી. આ દરખાસ્ત સામે કેટલાક ટોરી પક્ષવાળા જ કહેવા લાગ્યા કે એ તો લાંબી પાર્લમેંટે રાજાને નામે તેની જ વિરુદ્ધ કામો કર્યાં હતાં તેના જેવું થાય. વ્હિગ પક્ષ તો આખો આ વિચારની સામો હતો. તેમણે કહ્યું કે જ્યાં સુધી કોઈ બીજાને આપણે રાજાભિધાન ધારણ કરાવીશું નહિ ત્યાં સુધી વિગ્રહનાં મૂળ દેશમાં તાજાં ને તાજાં જ રહેશે. છેવટે ટોરી પક્ષવાળા જેમ્સની કુંવરી મેરીને રાજ્યપદ ધારણ કરાવી ખરો કારભાર તેના વર વિલિયમને સોંપવા તૈયાર થયા. મેરી આ વેળા હજી હોલાંડથી

અહિં આવી પહોંચી નહોતી. પણ તેના ધર્મગુરુ બર્નેટે જાહેર કર્યું કે હું પાકું જાણું છું કે એ કુંવરી તો પોતાને કાલક્રમાગત રાજપદ મળે ત્યારે પણ પાર્લમેંટની મંજુરી લઈ તે પોતાના સ્વામીને અર્પણ કરવાનો જ વિચાર રાખે છે. આ ઉપરથી તેણીને પૂછાવી જોયું તો તેણીએ સાફ લખ્યું કે વિલિયમ મારો સ્વામી છે તેને અધીન રહેવું એ જ મારી સદાસર્વદા મનોવૃત્તિ છે. અને મને જે તેની પ્રતિસ્પર્ધી દાખલ ઉભી કરવા માગો છો તે મારા જીવને બેહદ દુઃખ ઉપજાવે છે. વિલિયમ પણ પોતાની રાણીના કરતાં ઉતરતી પંક્તિની કોઈ પણ પદવી સ્વીકારવા રાજી ન હતો. તેણે બંને પક્ષના મોટા મોટા અગ્રેસરોને બોલાવ્યા અને ગંભીરાઈથી કહ્યું કે, "જુઓ, હું અત્યાર સુધી ચૂપ રહ્યો છું; મેં કોઈને ભય પણ નથી દેખાડયો તેમ કોઈ પ્રકારની વિનંતિ પણ કરી નથી; મારા મનમાં શું છે તે પણ મેં હજી કોઈને જાણવા દીધું નથી; પણ હવે મારે મારો વિચાર જાહેર કરવો જોઈએ. તમે આમ કરો એમ કહેવાનો મને હક નથી અને મારી ઇચ્છાએ નથી. પણ જે અધિકાર લેવાથી મારી આબરૂને ખલેલ પહોંચે અથવા લોકને લાભ થાય નહિ તે અધિકાર લેવાને ના પાડવી એ મારો હક છે. હાલ મને પ્રતિનિધિ ઠેરવવા કેટલાક લોકો ઇચ્છે છે. હવે પ્રતિનિધિ ઠેરવવાથી દેશને લાભ થશે કે નહિ તેનો વિચાર કરવો એ તમારૂં કામ છે. પણ મારે તમને ચોકખું કહેવું જોઈએ કે હું પ્રતિનિધિ થનાર નથી. તેમજ કેટલાકની ઇચ્છા એમ છે કે મેરીને ગાદી ઉપર બેસાડવી અને તેની હૈયાતી સુધી મારે રાજા એ નામ ધારણ કરી તે કહે તેટલી સત્તા ભોગવવી. હવે સ્ત્રી જાતિ ઉપર કોઈ પણ પુરુષ જેટલી પ્રીતિ રાખી શકે તેટલી બધી પ્રીતિ મારે મેરી ઉપર છે, તોપણ તેના એ હાથ નીચે આપેલો અનિશ્ચિત અધિકાર લેવા નીચો નમું એવો હું નથી. મારો સ્વભાવ જ એવો છે કે સર્વોત્તમ વધૂનો પણ મારાથી ખિદમતદાર થઈ રહેવાય નહિ. ઇંગ્લાંડનું રાજકાજ હાથમાં લેવાની મને લલુતા નથી, પણ જો હાથમાં લઉં

તો જેથી મારી આબરૂ વધે તથા લોકને લાભ થાય તે જ રીતનું હું અંગીકાર કરીશ. માટે જો મને મારી જીંદગી સુધી રાજ્ય આપતા હો તો તે મારે કબૂલ છે; નહિ તો હું મારે દેશ પાછો જવા કોઈ પણ દિલગીર નથી. બેશક, એ વાત વાજબી છે કે મેરી સિવાય બીજી કોઈ સ્ત્રીને પેટે મને સંતતિ થાય તો તેના કરતાં શાહજાદી એન અને તેના વંશજોનો હક્ક પ્રથમ ગણાવો જોઈએ. આ ધીરવીર નરના મ્હોંમાંથી આવી સ્પષ્ટ ઉક્તિ નીકળી તેની સાથે જ એને રાજ-પદ આપવું એ તો સર્વેના મનમાં નિશ્ચય થઈ ગયું. થોડા કલાકમાં બધા પક્ષ એકમત થયા કે વિલિયમ અને મેરી એ બંનેને રાજા અને રાણી એ નામથી ગાદી ઉપર બેસાડવાં, સિક્કા ઉપર બંનેનાં મોઢાં પાડવાં, સરકારી લેખપત્રો બંનેના નામના લખાય, બંનેને રાજ-પદનો માનમર્તબો તથા હકો મળે, પણ રાજ્યકારભારમાં વિભાગ પાડવાથી હરકત પડે માટે તે એકલા વિલિયમને હાથે જ ચાલે.

હક્કપત્રિકા.—આ ઠરાવથી પ્રજા રાજી રાજી થઈ ગઈ. બધાને મનનો માન્યો રાજા મળ્યો અને ઘેર ઘેર દીવાળી થઈ રહી. પણ આવા હર્ષોન્માદનું સમે પણ પ્રજાના અગ્રણીઓ પોતાની ગંભીર ફરજ ભૂલ્યા નહિ. રાજ્ય કોને આપવું તે ઠરી ચુક્યું, પણ કેવી શરતે તેનો હજી વિચાર કરવાનો હતો. વિલિયમ તો જોઈએ તેવો પ્રજાસ્વાતંત્ર્યનો મિત્ર હતો તોપણ હવે પછી કોઈ રાજા પાછો પ્રજાવિરોધક થઈ શકે જ નહિ એવી રાજ્યવ્યવસ્થા કરવાનો આ સમય હતો અને તે કરવાનું આ દીર્ઘદર્શિ પ્રજાનાયકો ભૂલ્યા નહિ જ. તેમણે વિલિયમ તથા મેરીને રાજ્યપદ આપવા બાબતનો જે લેખ તૈયાર કર્યો તેમાં પ્રજાહક્કને અચળ પાયા ઉપર આણી મૂક્યો. આ લેખ ઇંગ્લાંડના ઇતિહાસમાં હક્કપત્રિકા ( Declaration of Rights ) એ નામથી ઓળખાય છે. અને તેને કેટલાક જાણ મોટા પટા ( Magna Charta ) કરતાં પણ વધારે અગત્યની ગણે છે.

એ પત્રિકાના પહેલા ભાગમાં જેમ્સનાં આપઅખત્યારી અને

ગેરકાયદેસર કામો ગણાવી તે કારણોને લીધે પાર્લમેંટે રાજ્યત્યાગનો જે ઠરાવ પ્રથમ કરેલો તે નોંધ્યો છે. બીજા ભાગમાં એનાં એ જ કામો ફરીથી ગણાવી તે કાયદા વિરુદ્ધ છે એમ સ્પષ્ટ જણાવ્યું છે, અને પછી ત્રીજા ભાગમાં એમ લખ્યું છે કે ઉપર જે મર્યાદા દેખાડી તે મર્યાદામાં રહી વિલિયમ તથા મેરીએ રાજ્ય કરવું. એ બંનેની હયાતી પછી મેરીની સંતતિએ, તે ન હોય ત્યારે શાહજાદી એન અને તેના વંશજોએ, અને તે પણ ન હોય ત્યારે વિલિયમના વંશે રાજ્ય કરવું, એવો પાર્લમેંટનો ઠરાવ તેમાં નોંધેલો છે.

જે જે કામો કાયદા વિરુદ્ધ ગણાવ્યાં છે તેમાં મુખ્ય આ છેઃ— ૧. રાજકર્ત્તાથી પાર્લમેંટને પૂછ્યા વિના કાયદા રદ કરવા અથવા બંધ પાડવા; ૨–પાર્લમેંટની મંજૂરી વિના, અથવા તેણે જેટલી મુદતને માટે મંજૂરી આપી હોય તે સિવાય બીજી રીતે, રાજકાજને માટે કે પોતાના ખપને માટે રાજાએ વસુલાત ઉઘરાવવી; ૩. સુલેહશાંતિના વખતમાં પાર્લમેંટની રજા વિના સ્થાયી લશ્કર રાખવું; ૪. રૈયત (પ્રોટેસ્ટંટ) પોતાના રક્ષણને માટે પોતાની સ્થિતિ પ્રમાણે હથીયાર રાખે તેમાં કાંઈ અટકાવ કરવો; ૫. પાર્લમેંટમાં જે બોલાય અથવા થાય તે બાબત પાર્લમેંટની બાહાર કોઈના ઉપર આરોપ મૂકવો અથવા તેને સતાવવો. આ હકપત્રિકા તે ખરેખરી હકપત્રિકા જ છે. રાજાના ઈશ્વરી હકની જે ઘેલછા પાછલા પચાસ પોણોસો વર્ષથી ઈંગ્લાંડમાં જોશથી ચાલી રહી હતી તે મૂળમાંથી છેદાઈ હવે હમેશને માટે કબરમાં દટાઈ. વિલિયમને જે ગાદી મળી તે વંશપરંપરાના હકથી નહિ પણ પાર્લમેંટની રૂએ, હવે પછી ઈંગ્લાંડમાં જે જે રાજાઓ થવાના તે ઈશ્વરી હકની રૂએ નહિ પણ પાર્લમેંટની રૂએ, હવેથી સાફ નિર્ણય થયો કે રાજા જે રાજ્ય કરે તે ઈશ્વરી હકની રૂએ નહિ પણ કાયદાની રૂએ, અને જો તે કાયદાને તોડે તો તેનો તત્કાળ જ રાજ્ય ઉપરથી હક ઉઠી જાય છે. કાયદાને મોટાં મોટાં ધોરણો કયા

તે આ પત્રિકામાં બતાવ્યાં છે. ટુંકામાં રાજપદ એ ઇશ્વરદત્ત નહિ પણ પ્રજાનું આપેલું અને અમુક શરતો પ્રમાણે વર્તે ત્યાં સુધી જ છે, એવું જે હાલની યુરોપીયન રાજનીતિનું પ્રથમ સૂત્ર તે હવે ઈંગ્લાંડના કાયદામાં સ્પષ્ટપણે પ્રતિપાદિત થયું. મેગ્નાચાર્ટાના કાળથી ઈંગ્લાંડમાં પ્રજાના હક્કને માટે જે મહામથન શરૂ થએલું તેનો આ પત્રિકાથી છેડો આવ્યો, અને રાજવર્ગે કબુલ કર્યું કે અમારી શક્તિનું મૂળ અને છેવટ કારણ પ્રજાની પ્રસન્નતા એ જ છે. પ્રજાને અનુસરવું એ રાજાનો મુખ્ય ધર્મ ઠર્યો. પ્રજાને માટે રાજભક્તિનો હતો તેમ જ હવેથી રાજાઓને માટે પ્રજાભક્તિનો ધર્મ મુકરર થયો. આ ફેરફાર જ હવે પછીની ઈંગ્લાંડની પરમોન્નતિનું મુખ્ય કારણ છે. જ્યાં સુધી કોઈ પ્રજા પોતાનું પોતાપણું સમજી નથી ત્યાં સુધી તે કદી પણ શ્રેષ્ઠતાને પામી શકતી નથી.

રાજ્યવિપ્લવ ( Revolution ) એ નામથી આ મોટો ફેરફાર ઈંગ્લાંડના ઇતિહાસમાં ઓળખાય છે. દુનિયામાં ઘણાંએ રાજ્ય ઉથલી જઈ નવા થયાં છે; પણ ઈંગ્લાંડનો આ રાજ્યવિપ્લવ તો અપૂર્વ જ છે. લોહીનો એક પણ છાંટો પડ્યા વિના મોટું રાજ્ય ઉથલીને બીજાના હાથમાં ગયું, એટલું જ નહિ પણ આખું રાજ્ય-તંત્ર બદલાઈ ગયું. જે દિવસે આ હક્કપત્રિકા વંચાઈ, વિલિયમે કબુલ રાખી, અને એને તથા મેરીને રાજ્યાભિષેક કરવામાં આવ્યો, તે દિવસ (૧૩ મી ફેબ્રુઆરી સને ૧૮૮૮) ઈંગ્રેજી પ્રજાની જીંદગી-માં મહા મંગળદાયક છે. એ દિવસે રાજાનો અથવા રાજકુલનો ફેરફાર થયો, એટલું જ નહિ, પણ રાજાપ્રજાના સંબંધમાં જ મોટો ફેરફાર થઈ ગયો. એ દિવસથી જ પ્રજાના સર્વોપરિ હક્ક ઈંગ્રેજી કાયદામાં સ્પષ્ટપણે કબુલ થયા. એ દિવસથી જ ઈંગ્રેજી પ્રજા બાલ્યા-વસ્થામાંથી નીકળી તરુણાવસ્થામાં આવી. પ્રજાનું તારુણ્યબળ કેવું જોરાવર, કેવી હોંસ ને ઉમેદોને વધારનારૂં, કેવા પરાક્રમ કરાવનારૂં,

કેવી ઉન્નતિને પહોંચાડનારૂં, તથા કેવા કેવા દિગ્વિજય કરાવી દુનિયામાં અખંડ કીર્તિએ પ્રજાને પમાડનારૂં છે તે હવે પછીના ઇંગ્લાંડના ઇતિહાસમાં જોઈશું. ૧૮ મા સૈકાથી ઈંગ્લાંડનો તારૂણ્યકાળ શરૂ થાય છે.

## પ્રકરણ ૩૦ મું.

### વિલિયમ ત્રીજો અને મેરી: ઇ. સ. ૧૬૮૯ થી ૧૭૦૨.

આપણે પાછલા પ્રકરણમાં જોઈ ગયા કે ઈંગ્લાંડમાંથી કોઈ પણ જેમ્સના પક્ષમાં રહ્યું નહિ. અને આખી પાર્લમેંટ નિર્વિઘ્નપણે વિલિયમ તથા મેરીને રાજ્યાભિષેક કર્યો. પણ આ સમે ઇંગ્લાંડની પાર્લમેંટનો સ્કોટલાંડ કે આયર્લાંડ ઉપર કાંઈ પણ અધિકાર નહોતો. અને તેથી ત્યાંના લોકે આ રાજ્યવિપ્લવ કેવી રીતે અંગીકાર કર્યો તે જોવું જોઈએ.

સ્કોટલાંડમાં તો જેમ્સનો જુલમ વિશેષ હોવાથી ત્યાંના લોક ઇંગ્લાંડ કરતાં પણ વધારે બેદિલ થઈ રહેલા હતા. વિલિયમની સામે થવા જેમ્સે સ્કોટલાંડમાંથી લશ્કર બોલાવી લીધું, ત્યારથી જ તેમણે બંડ ઉઠાવ્યું હતું, અને એપિસ્કોપલ પાદરીઓને પોતાના દેશમાંથી મારી કાઢયા હતા. વિલિયમે લંડનમાં કેટલાક સ્કોચ અમીરો હતા તેમની સલાહથી તત્કાળ તે લોકની પાર્લમેંટ ભેગી કરી, અને તેમણે આવી ઈંગ્લાંડની પેઠે જ હક્કનો ખરડો તૈયાર કરી, તથા વિશેષમાં એ કે એપિસ્કોપલ ગુરુઓની સત્તા કાઢી નાંખવી જોઈએ એવી શરતે વિલિયમ તથા મેરીને રાજપદ આપવાની ઇચ્છા દેખાડી. વિલિયમે એ શરતે એ રાજ્ય અંગીકાર કર્યું, અને તેથી સ્કોટલાંડનો ઘણો ખરો ભાગ રાજી ખુશીથી એની સત્તા હેઠે આવ્યો. માત્ર ઉત્તર તરફનો પહાડી ભાગ જે હાઇલાંડ કહેવાય છે ત્યાંના

જંગલી અને લૂટારૂ લોકો, જે આવા ફેરફારને વખતે લૂટવાને લોભે તોફાન કરવા હમેશાં તત્પર જ હોય છે તેમણે એક બંડ ઉઠાવ્યું. વિલિયમે તત્કાળ તેમની સામે પોતાનું લશ્કર મોકલ્યું. હાઇલાન્ડરોએ પોતાનો પડાવ એક ઉંચી ડુંગરી ઉપર નાખ્યો અને તે ઉપર ચડીને થાકયાપાકયા શત્રુઓ આવ્યા કે તુર્ત જ જંગલી ટોળીઓએ જુસ્સાબંધ તેમની ઉપર એવો ધસારો કર્યો કે તેમને નાસતાં ભોંય ભારે પડી. પણ એ યુદ્ધમાં એમનો નાયક ડંડી પડવાથી અને હાઇલાંડરો પોતાને મળેલી લૂટ લઈને પાછા પોતાના ડુંગરામાં જઈ ભરાવા વધારે આતુર હોવાથી તેમની આ ફતેહનું કંઈ ભારે પરિણામ ન નીપજતાં આ બળવો ઉઠયો હતો તેવો જ શમી ગયો, અને આખા દેશમાં ધીમે ધીમે સમાધાની થઈ.

**ગ્લેન્કોની કતલ.**—આ પ્રસંગે એક અત્યંત ક્રૂરતાનું કર્મ નાહક કરવામાં આવ્યું કે જેની જોડી જ ઇતિહાસમાં નથી. આ લૂટારૂ ટોળીઓના નાયકોને માટે જાહેરનામાં કરવામાં આવ્યાં હતાં કે અમુક તારીખ સુધીમાં જે આવીને વિલિયમને તાબે થવાના સોગંદ નહિ લઈ જાય તેને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવશે. આ ઉપરથી એક પછી એક સઘળા નાયકો ધીમે ધીમે આવીને સોગંદ ખાઈ ગયાઃ સિવાય એક બુઢો એક આયન ગ્લેન્કો. એ છેક છેવાડા આથમણા ડુંગરામાં ગ્લેન્કો નામની ઉજડ ખિંડમાં વસતો હતો અને મુદ્દતને છેલ્લે જ દહાડે એ એક સ્થળે આવીને સોગંદ લેવા ખડો થયો, ત્યારે સોગંદ આપવાનો અધિકાર હોય એવો ત્યાં કોઈ અમલદાર નહોતો તેથી એ બીજે ગામ ગયો અને ત્યાં રીતસર સોગંદ ખાઈ પોતાને વતન ગયો. પણ આમ કરતાં મુદત વીતી ગઈ. હવે આ સમે વિલિયમ તરફથી જે અમલદાર સ્કોટલાંડમાં સત્તાધીશ હતો તે બણો ક્રૂર માણસ હતો. તેણે આ બહાને એ ટોળીને જડમૂળમાંથી જ ઉખેડી નાખવાનો મનસુબો કર્યો અને તેમ કરવા વિલિયમને આડું અવળું સમજાવી તેની મંજુરી મંગાવી. આટલે

લગી તો હજી એક સાધારણ ક્રૂરતાની જ એ વાત થઈ, પણ હવે પછીની જે હકીકત છે તે સાંભળતાં જંગલી માણસને પણ કંપારી છૂટે એમ છે. એણે ઘણો જ અધમ છળભેદ વાપર્યો. આ પાપિષ્ઠ કર્મ કરવાને જે સિપાહીઓને મોકલ્યા તે પ્રથમ તો સ્નેહભાવથી આ લૂટારૂ લોકના ઘરમાં જઈ વસ્યા, અને કેટલાક દિવસ સુધી તેમની મહેમાનગીરી ભોગવી. પછીથી લાગ જોઈ તેઓ હથીઆર લઈ ઉભા થયા અને તે તમામ ટોળાને તેનાં છોકરાં છઈઆં સાથે પૃથ્વી ઉપરથી નાબુદ જ કરી નાખી. આ ત્રાસદાયક બનાવમાં વિલિયમ જાતે ઘણે દરજ્જે નિર્દોષ હતો.

આયર્લાંડ જેમ્સને પક્ષે જુસ્સાથી ઉભું થયું, કેમકે વસતિનો ઘણો ભાગ કૅથોલિક અને મૂળથી ઈંગ્રેજોના જુલમે કાયર થઈ ગએલો હતો. પહેલાંથી જ જેમ્સના મનમાં મોટી હુંફ આયર્લાંડની જ હતી. એણે ત્યાં નવો સુબો નીમ્યો હતો તેણે લશ્કરમાંથી પ્રોટેસ્ટંટોને કાઢી તમામ કૅથોલિકો રાખ્યા હતા. ઈંગ્લાંડમાં વિલિયમ આવવાના સમાચાર મળ્યા કે તુર્ત જ આયર્લાંડમાં ભારે હુલ્લડ મચ્યું. ત્યાં વસેલા થોડા પણ મહા સમૃદ્ધિવાન જે ઈંગ્રેજો હતા, તેમની ઉપર આખી વસતિ તૂટી પડી, ને તેમની તમામ માલમતા એક ઘડીમાં ખેદાનમેદાન કરી નાંખી. અને તેમના વિકરાળ જુસ્સામાંથી જે બચ્યા તે જ લંદનડરી વગેરે થોડાક કિલ્લા જે હજી ઈંગ્રેજોના હાથમાં રહ્યા હતા ત્યાં ભરાઈ બેઠા. બંડખોરોનું મોટું લશ્કર લંદનડરી ઉપર ધસી આવ્યું. આ કિલ્લા ઉપર ૧૦૫ દહાડા સુધી ઘેરો રહ્યો અને ભૂખમરાથી માંહે ભરાએલા ઈંગ્રેજોના બહુ જ ભૂરા હાલ થયા તોપણ તેમણે નમણું આપ્યું નહિ, બંડખોરનું ટોળું મહા મોટું હતું, અને આ વેળા જેમ્સ પણ ત્યાં આવી પહોંચ્યો હતો. પણ એની પાસે બધા માણસોને પૂરાં પાડી શકાય એટલાં હથીઆર જ નહોતાં તો કિલ્લાને તોડવા જોગી તોપો વગેરેની જોગવાઈ એની પાસે ક્યાંથી હોય? તેથી બંડખોરે એ આખરે થાકી ઘેરો

ઉઠાવ્યો, અને એવામાં ઇંગ્લાંડથી વાહાર પણ આવી પહોંચી.

કેટલાક વખત પછી વિલિયમ પંડે આયર્લાંડ ઉપર ચડ્યો. (ઇ. સ. ૧૬૯૦) અને બોઇન નદીની લડાઇમાં શત્રુસેનાને એવી તો તારાજ કરી નાંખી, કે જેમ્સને નિરાશ થઇ પાછું ફ્રાન્સ જતા રહેવું પડ્યું. તોપણ આઇરિશ લોકે હજી મમત મૂક્યો નહિ. કેટલીક લડાઇમાં હાર ખાતાં ખાતાં લિમરિકના કિલ્લામાં ભરાઇ તેમણે સારો ટકાવ કર્યો. અને જ્યારે તેમને કૅથોલિક ધર્મ પ્રમાણે ચાલવા દઇશું, વગેરે કેટલીક કબૂલતો આપી ત્યારે જ તેઓ તાબે થયા. (ઇ. સં. ૧૬૯૧). અગર જો પાછળથી આ શરતો ઈંગ્રેજી પાર્લમેંટે બરાબર પાળી નહિ. આ પ્રસંગે ૧૨૦૦૦ આઇરિશોને દેશવટે જવાની રજા મળી, અને તેઓ ફ્રાન્સના લુઇની સેનામાં નોકરીએ રહી "આઇરિશ બ્રિગેડ" એ નામથી ઇતિહાસમાં બહુ કીર્તિવાન થયા છે.

**બીચી હેડની લડાઇ**—વિલિયમ આયર્લાંડમાં આવ્યો તે વેળા લુઇએ ઈંગ્લાંડ ઉપર એક નૌકાસેન મોકલ્યું. તેનો અને વલંદા તથા ઈંગ્રેજોના સંયુક્ત નૌકાસેનનો ઈંગ્લિશ ચૅનલમાં બીચી હેડ આગળ મુકાબલો થઇ ગયો. આ સમે ઇંગ્રેજી નૌકાધિપતિ બેદિલ હોવાથી ફ્રેંચની ફતેહ થઇ, અને તેમણે ઈંગ્લાંડના કિનારા ઉપર ઉતરી બેચાર ગામડાં બાળી મૂક્યાં. પણ લોકે સામો ઉઠાવો ઠેર ઠેર કરવાથી એ વહાણોનું કાંઇ વિશેષ ચાલી શક્યું નહિ. (ઇ. સ. ૧૬૯૦).

**લાહોગની લડાઇ** જે બે વર્ષ પછી થઇ, તેમાં ઈંગ્રેજોની ઉપલી ફજેતીનો બરાબર બંગ વળી રહ્યો. જેમ્સ પક્ષનો આ છેલ્લો બગીરથ પ્રયત્ન હતો. ઈંગ્રેજી પ્રજાનો આ વેળા કેટલોક ભાગ વિલિયમના રાજ્યથી નારાજ થઇ ગયો હતો, અને જેમ્સને પાછો આણવા લુઈ સાથે ઘણાં કાવત્રાં ચાલી રહ્યાં હતાં. વિલિયમને બોલાવનાર વ્હિગ પક્ષમાંના પણ કેટલાક આગેવાનો આ વેળા એના વિરોધી થઇ

ગયા હતા. એમના કહેવાથી લુઈએ બીચી હેડ કરતાં પણ જબરૂં નૌકાસેન ઈંગ્લાંડ ઉપર હુમલો કરવાને મોકલ્યું. વિલિયમ આ પ્રસંગે હોલાંડમાં યુદ્ધે ચડયો હતો, અને અહિંયા ઈંગ્રેજી નૌકાસેનનો જે અધિપતિ રસલ નામે હતો તે ઉપર કહ્યું તેવા વિરોધી થઈ ગએલા વ્હિગોમાંનો એક અને ઘણા આકળા સ્વભાવનો માણસ હતો. પણ આ પ્રસંગે એણે જે વર્તણુંક ચલાવી, તે દેશાભિમાનનો ઘણો જ અચ્છો નમૂનો છે. એ જેમ્સને પાછો લાવવાની ખટપટમાં હાલ સામેલ હતો, પણ જ્યારે તેમાંના એક જણે એને સૂચવ્યું કે ફ્રેંચ આરમારો આવે ત્યારે તું તેની મદદમાં રહેજે, ત્યારે એણે તેને સાફ લખ્યું કે "એમ તો તું કદી ધારતો જ નહિ, કે હું અમારા પોતાના દરિયા ઉપર ફ્રેંચોને ફતેહ પામવા દઈશ. યાદ રાખજે કે જો એ પરદેશી વ્હાણ આવ્યાં, તો હું તેની સાથે આથડયા વિના રહેવાનો નથી, પછી તેમાં જેમ્સ રાજા પંડે જ હોય તો એ શું થયું ?" એ પ્રમાણે જ એણે કીધું. (ઈ. સ. ૧૬૯૨). પોતાના રાજાથી રૂભાએલા પણ ખરા દેશાભિમાની આ પુરુષે લાહોગની લડાઈમાં શત્રુઓનાં વહાણોને જ પાયમાલ કરી નાંખી એવી તો ફત્તેહ મેળવી કે તેવી ફતેહ ઇંગ્રેજોએ આ પહેલાં ઈલિઝાબેથના રાજ્યમાં જ મેળવી હતી. આ હારથી ફ્રાન્સનું નૌકાબળ તૂટયું તે તૂટયું જ. વહાણો તો પાછાં એટલાં જ બીજાં બનાવ્યાં, પણ ફ્રેંચ ખારવાઓના મનમાંથી આત્મબળનો જે ભરોસો ઉઠી ગયો તે ફરીથી પાછો કદી જ આવ્યો નહિ, અને હવેથી ફ્રાન્સ યુરોપનાં મોટાં નૌકાબળમાં ગણાતું બંધ પડયું. આ મહા વિજયના હર્ષદાનમાં મેરી રાણીએ પોતાને સારૂ ગ્રીનિચનો મહેલ બંધાવવા માંડયો હતો તે ઘવાએલા ખલાસીઓના દવાખાના માટે પ્રેમથી અર્પણ કરી દીધો; અને તે અદ્યાપિ ગ્રીનિચ હોસ્પિટલ એ નામથી એ ભલી રાણીના કીર્તિસ્તંભરૂપે જગતમાં ઉભો છે.

મેરી રાણીનું મરણ ઉપલા બનાવ પછી બે વર્ષમાં સેયડના ભૂંડા રોગથી નીપજ્યું. કેમકે હજી દુનિયામાં ગોશિળાના કાંઈ

શોધ થઈ નહોતી. વિલિયમ પોતાની આવી પતિવ્રતા સ્ત્રીના મરણથી ઘણો જ ખિન્ન થયો, અને કેટલાક વખત સુધી એનાથી રાજકાજ ઉપર પણ મન દઈ શકાયું નહિ. તે છતાં લાહોગની લડાઈ પછી જેમ્સનો પક્ષ, જેને લેટિન ભાષાના શબ્દથી "જેકોબાઈટ" કહેતા તે એવો નિર્બલ થઈ ગયો હતો કે હકદાર રાણી મેરી તો મરી ગઈ એમ જાણી કેટલાંક બંડ ફિસાદ ઉઠાવવાની તજવીજો થઈ તે બીલકુલ ફાવી શકી નહિ. હાલ ઈંગ્લાંડની ગાદી ઉપર વિલિયમ એવા પરિપક્વપણે સ્થાપિત થઈ રહ્યો હતો કે તે કોઈથી પણ ડગાવ્યો ડગે એમ નહોતું. હવે ઈંગ્લાંડનો રાજ્યવિપ્લવ બરાબર દૃઢીભૂત થઈ રહ્યો અને તેથી જે આ રાજ્યવિપ્લવના સ્વાભાવિક પરિણામ દાખલ જ ઈંગ્લાંડની રાજ્યરીતિમાં કેટલાક ફેરફાર થયા તે અત્રે વર્ણવવા જોઈએ.

**રાજ્યરીતિમાં ફેરફાર** આ સમે સ્વાભાવિકપણે પ્રસંગાનુસાર જ થયા, પણ તે અત્યંત અગત્યના અને ઈંગ્રેજ રાજ્યતંત્ર ઉપર બહાલી અસર કરનારા થઈ પડયા. પહેલો ફેરફાર તો પાર્લમેંટે એ કર્યો કે રાજાના ખર્ચને માટે જે નાણું મંજુર થતું હતું તે હવેથી એક વર્ષને માટે જ મંજુર કરવું, અને એ મંજુરી પ્રતિવર્ષે જુદી જુદી જ આપવી. પાછલાં બે રાજ્યોમાં ભૂલ એ જ થઈ હતી કે રાજાઓને જન્મ પર્યંતને માટે નાણાં મંજુર કરી આપ્યાં હતાં અને તેથી તેમને પાર્લમેંટની ગરજ થોડી જ રહેતી. વિલિયમ રાજા તો પ્રજાનો મિત્ર જ હતો તોપણ પાર્લમેંટે વિચાર્યું કે પાછલી નશીયતનો લાભ લેવો એ આપણી ફરજ છે, અને તેની આવકારના ઉમરકામાં હતા એવે સમે પણ વિલિયમને ફક્ત ચાર વરસને માટે જ નાણાંની મંજુરી આપી. આ જોઈ વિલિયમને ઘણું માઠું લાગ્યું, અને કોઈની આગળ બોલ્યો પણ ખરો કે ઈંગ્રેજ ગૃહસ્થો કેવા છે કે જેમ્સ રાજા જે તેમના ધર્મ તથા સ્વાધીનતાનો શત્રુ હતો તેનો તેમને એવો ભરોસો પડયો હતો કે જીંદગી પર્યંતનાં તેને નાણાં

મંજુર કરી આપ્યાં હતાં, અને મેં જેણે તેમના ધર્મ તથા સ્વાધીનતાનું સંરક્ષણ કર્યું છે તેનો તેમને ભરોસો પડતો નથી. પણ આવા રાજક્રોધનાં વચન સાંભળી પોતાની ફરજમાંથી કાંઈ પણ ન ડગતાં પાર્લમેંટ એવો ઠરાવ કર્યો કે હવેથી તો એ મંજુરી દરવર્ષે પૃથક પૃથકપણે જ આપવી.

બીજો ફેરફાર પણ એટલી જ અગત્યનો હતો. રાજાને અત્યાર સુધી જે નાણું અપાતાં તેમાંથી તેનો ખાનગી અને સરકારી ખર્ચ બંને ચાલતો. પણ હવે પાર્લમેંટે તેના ભાગ પાડી નાંખ્યા અને આટલા ખાનગી સારૂ, આટલા સરકારી ખરચ સારૂ એમ મંજુરીમાં ચોકખું બતાવવા લાગ્યા. વળી જ્યારે સરકારી આંકડો છૂટો પડયો ત્યારે તેનો હિસાબ માગવામાં કાંઈ ઘણો અવિવેક રહ્યો નહિ, અને એમ હિસાબ માગતાં માગતાં છેવટ સઘળો સરકારી જમા ખરચ પાર્લમેંટની જ સત્તા હેઠે આવી ગયો.

ત્રીજો ફેરફાર એ થયો કે સ્થાયી લશ્કર સ્થપાયું અને તે ઉપર પાર્લમેંટે પોતાનો જ હાથ રાખ્યો. લડાઈ ઉઠે ત્યારે લશ્કર રાખી લેવું અને તે પતી કે પાછું તેને કાઢી નાખવું, એવો અત્યાર સુધી આ દેશમાં રિવાજ હતો. ક્રૉમ્વેલના સ્થાયી લશ્કરે લોકોના મનમાં એવો તો ભય પેસાડી દીધો હતો કે આ સમેના ઈંગ્રેજ લોકને સ્થાયી લશ્કર જેવું આ જગતમાં કાંઈ પણ ભયંકર ભાસતું નહિ, અને તેથી વિલિયમને જે હક્કપત્રિકા આપી હતી તેમાં સાફ જણાવ્યું હતું કે સ્થાયી લશ્કર રાખવું એ દેશના કાયદા વિરુદ્ધ છે. આવો રિવાજ એકલવાયા રાજ્યને બોજે, અને અત્યાર સુધી ઈંગ્લાંડને પરદેશ સાથે થોડો જ સંબંધ હોવાથી તેને બોજયો હતો. પણ હાલ તો જેમ્સને પદભ્રષ્ટ કર્યો તેથી અને વિલિયમની રાજ્યનીતિએ યૂરોપના ઝગડાઓમાં એને ઝોકાવી દીધું હતું અને તેથી સ્થાયી લશ્કર રાખવું એ હવેથી અવશ્યનું જ થઈ રહ્યું. હવે એ લશ્કરના ખર્ચ તથા લશ્કરી ગુનાહની શિક્ષા બાબત કાંઈ કાયદો કરવાની જરૂર પડી અને "મ્યુટિની

એક્ટ " એટલે બંડનો કાયદો એ નામનો એક એક્ટ પાર્લમેંટે એક વર્ષને માટે કાઢ્યો; અને ત્યારથી એવો જ રિવાજ પડી ગયો છે કે પ્રતિ વર્ષે એ એક્ટ નવેસરથી મંજુર કરવો. આમ થવાથી ઇંગ્લાંડના સ્થાયી લશ્કરનું અસ્તિત્વ જ બિલકુલ પાર્લમેંટનાં હાથમાં આવી ગયું. પિમની પાર્લમેંટ જે માગતી હતી તે પર્યંતે એની મેળે થયું.

ઉપલા ત્રણ ફેરફાર માત્ર કાનુન (procedure) ના જ છે પણ તેની અસર કેટલાક કાયદા કરતાં પણ જબરી થઈ છે. પ્રતિ વર્ષે રાજ્ય ખરચનાં નાણાં કે સ્થાયી લશ્કરના કાયદાની મંજુરી વિના રાજ્ય ચાલી શકે જ નહિ, અને તેથી પ્રતિ વર્ષે પાર્લમેંટને એક વાર પણ ભેગી કર્યા વિના રાજાનો છૂટકો જ રહ્યો નહિ.

ચોથો ફેરફાર મંત્રીઓના મંડળ સંબંધી છે. અત્યાર સુધી રાજાઓ પોતાની મર્જીમાં આવે તેને કારભારીઓ કરતા અને તેઓ કયા પક્ષના છે કે તેઓ એક બીજા સાથે એકમત ધરાવે છે કે નહિ તેની પણ કોઈ પરવા રાખતું નહિ. યથાર્થતાથી બોલીએ તો અત્યાર સુધી મંત્રીઓ હતા, પણ મંત્રીમંડળ હતું નહિ. વિલિયમે પણ આવીને પહેલાં જે મંત્રીઓ રાખ્યા તેમાં વ્હિગ તેમજ ટોરી પણ હતા. વ્હિગમાંના પણ કેટલાક તો એક બીજાના વિરોધી હતા, એમ હોવાથી હાલ જેવું ઇંગ્લાંડના મંત્રીમંડળમાં એકદીલથી કામ ચાલે છે તેવું કદી પણ ચાલતું નહિ. પણ એથી એ વધારે નુકસાન તો એ હતું કે એ મંત્રીમંડળને પાર્લમેંટ સાથે કાંઈ વિશેષ નિસ્બત ન હોવાથી તેઓ રાજાની કે પોતાની મર્જી પ્રમાણે જ વર્તતા અને પાર્લમેંટ તેમને ઘડીએ ઘડીએ કનડતી. પાર્લમેંટ અને મંત્રીમંડળ જાણે સ્વભાવિકપણે જ વિરોધી હોય એમ થઈ રહેતું. આ હરકત વિલિયમને થોડા વખતમાં માલુમ પડી. ઘડીએ ઘડીએ પોતાના વિચાર ફેરવતી પાર્લમેંટને રાજી રાખી કામ કરવું એ બહુ જ મુશ્કેલ થઈ પડયું. એક મ્યાનમાં બે તલવાર સમાય નહિ એ કહેવત એને ખરી માલમ પડી, અને એણે જોયું કે રાજા તથા પાર્લમેંટ વચ્ચે

જે અત્યાર સુધી ઈંગ્લાંડમાં કજીયા ચાલ્યા આવે છે તેમાં કોઈનો વાંક નથી પણ તે એ રાજ્યપદ્ધતિનું જ સ્વાભાવિક પરિણામ છે, ત્યારે કરવું શું? આ પ્રસંગે પેલા કુટેલ પણ વિચક્ષણ સંડરલાંડે એક સરસ જુક્તિ બતાવી. એણે કહ્યું કે પાર્લમેંટમાં જે પક્ષ બળવાન હોય તેના જ અગ્રણીઓને કારભાર સોંપ્યો હોય, તો તેમના કારભારની સામે કોઈનું પણ ચાલી શકે નહિ. દૂર બેસી ફક્ત ભૂલો કાઢવી એ સહેલ છે, પણ જ્યારે પોતાના હાથમાં એક કામ કરવાનું આવે છે ત્યારે માણસને માલુમ પડે છે કે તે કરવામાં કેટલી વ્યવહારી હરકતો રહેલી છે. વળી અગ્રણીઓનો પક્ષ બળવાન હોવાથી પાર્લમેંટમાં કોઈ તેમના કારભાર વિરુદ્ધ બોલવા નીકળશે તો તેનું ત્યાં કાંઈ ચાલશે નહિ, તેમજ એ અગ્રણીઓને પોતાના પક્ષનો શો વિચાર છે તે સાંભળીને જ ચાલવાની જરૂર પડશે, અને એમ થશે એટલે પાર્લમેંટ અને મંત્રીમંડળને કોઈ વખત પણ હાલના જેવું બીયાબારૂં થશે નહિ. આ વાત રાજાની નજરમાં ઉતરી અને એ વખતથી ઈંગ્લાંડમાં એવો રિવાજ નીકળ્યો છે કે પાર્લમેંટમાં જે પક્ષ બળવાન હોય તેમાંથી જ મંત્રીઓ નીમવા. એ રીતે નીમેલા મંત્રીઓ એકસંપથી પરસ્પર વર્તે છે એટલું જ નહિ પણ પાર્લમેંટ-ની પણ ઘણી ખરી દોરી તેમના જ હાથમાં રહે છે. જ્યાં સુધી પાર્લમેંટમાં એ પક્ષનું જોર કાયમ રહે છે ત્યાં સુધી તેઓનો કારભાર પણ કાયમ રહે છે, અને જ્યારે બીજા પક્ષનું બળ વધી પડે છે ત્યારે તેમને રૂખ્શદ આપી રાજા બીજા પક્ષમાંથી નવા કારભારીઓ રાખી લે છે. આ રિવાજ ફેરથી પાર્લમેંટની સત્તામાં પણ અપૂર્વ વધારો થઈ ગયો. હવે મંત્રીઓ નામના જ રાજાના સેવક પણ વસ્તુતઃ તો પાર્લમેંટની મર્જી જોઈને જ વર્તનારા થઈ રહ્યા. હવે રાજ્યનો વહીવટ નામનો જ રાજાના હાથમાં રહ્યો, પણ ખરેખરૂં જોઈએ તો પાર્લમેંટે ચૂંટી કાઢેલી પોતામાંની ઉપસભા જ આખા દેશનો કારભાર ચલાલવા લાગી એમ કહીએ તો કહી શકાય.*

* "એક નવા રૂપની રાજ વ્યવસ્થા દાખલ કરવી એવો તો વિલિયમના મનમાં વિચારજ નહોતો. પણ આ "જંટો" મંત્રી મંડળની નીમણુક હાલની કેબિનેટ વ્યવસ્થાની દિશામાં આગળ વધતું એક ઘણું લાંબું ડગલું હતું."

આ રીતે આ બધા ફેરફારોથી સર્વોપરિ સત્તા રાજા કરતાં પણ વધારે ખરી રીતે ઈંગ્લાંડમાં આ સમેથી પાર્લમેંટના જ હાથમાં આવવા લાગી. અને એ કારણથી જ અમે કહીએ છઈએ કે આ સમેનો રાજ્યવિપ્લવ તે ખરેખરો રાજ્યવિપ્લવ હતો.

**પરરાજ્ય નીતિ** ( Fereiug Policy ) એટલે પારકાં રાજ્યો સાથે કેવી નીતિથી વર્તવું તેનો પણ નિયમિત પાયો વિલિયમે જ ઈંગ્લાંડમાં રોપ્યો. અત્યાર સુધી ઈંગ્લાંડના રાજાઓ પરદેશ સાથે ઘણાએ સંધિવિગ્રહ કરતા, પણ તેનું એક મુકરર ધોરણ કાંઈ હતું નહિ. પોતાનું સગપણ, પ્રીતિ, કે તાત્કાલિક લાભનો જ વિચાર કરતા અને લોકોને પણ તેમજ કરવું વાજબી લાગતું. ઈલીઝાબેથના સમયથી ઈંગ્રેજ લોકની એવી પરરાજ્યનીતિ મુકરર થઈ રહી હતી ખરી કે પ્રોટેસ્ટંટ મુલકોને મદદ કરવી અને કૅથોલિક સાથે લડવું. અને એમ નહોતું થતું તે માટે જ પહેલા જેમ્સના વખતથી રાજા પ્રજા વચ્ચે ઘણો અણબનાવ લાંબા વખત સુધી અહીંયાં ચાલ્યા કર્યો હતો. પણ પોતાના દેશની ઉન્નતિ કે પ્રતિસ્પર્ધીઓનું ખંડન થાય એવા હેતુથી જ હમેશાં સંધિવિગ્રહ કરવો એ વૃત્તિ હજી કોઈની થઈ નહોતી.

યૂરોપ ખંડમાં પણ વિલિયમ જ પહેલ વહેલો રાજ્યવેત્તા હતો કે જેણે આવી વૃત્તિને શાસ્ત્રીયરૂપ આપી તે પ્રમાણે અખંડ લક્ષથી વર્તવા માંડ્યું હતું.

**બળતુલા** ( Balance of Power ) નો સિદ્ધાંત જે પાછળથી બહુ પ્રસિદ્ધ થયો અને જેના ધોરણે જ સઘળાં રાજ્યો વર્ત્તવા લાગ્યાં તે આ સમે તો વિલિયમના જ સમજવામાં હતો. આ સિદ્ધાંતનું લક્ષ્ય એ હતું કે જૂદાં જૂદાં રાજ્યો સંધિઓમાં એ પ્રમાણે ગોઠવાઈ રહે કે તેમની શક્તિઓનું સામસામું સમતોલ ન થતાં કોઈ એકની તરફથી બીજાને દહેશત રહે નહિ. જો કોઈ એક રાજ્યની શક્તિ વધી પડે, તો બીજાંએ ભેગાં થઈ તેને ઓછી કરવી અને

કોઈને પણ બીજા કરતાં વિશેષ બળવાન થઈ જવા દેવું નહિ; સંધિ-વિગ્રહ કરતી વેળા સગપણ, પ્રીતિ કે ન્યાયાન્યાય કરતાં બળતુલા ઉપર જ વધારે નજર રાખવી, અને જે પલ્લું ભારે થઈ ગયેલું માલુમ પડે, તેને તો હલકું જ પાડવું. આ સમે એ પ્રમાણે ફ્રાન્સના સંબંધમાં બીજાં રાજ્યોએ વર્ત્તવાની જરૂર હતી, કેમકે તે રાજ્ય મહા જબરદસ્ત થઈ પડ્યું હતું. અને જો આ સમે એને વિલિયમ જેવો દીર્ઘદૃષ્ટિવાળો સબળ હરીફ સામો મળ્યો નહોત, તો તે યુરોપ-માં ચક્રવર્તિ થઈ પડવાની દહેશત હતી. વિલિયમની આ ગંભીર રાજ્યનીતિ એ સમેના ઇંગ્રેજો બિલકુલ સમજતા નહોતા. જે કામની અગત્યની સમજ નહિ તે કામમાં તેમને દોરતાં વિલિયમને બહુ જ મુશ્કેલ પડ્યું, અને એ કારણથી જ તે કેટલાક વખત સુધી દેશમાં અપ્રિય થઈ પડ્યો. પણ હાલ તો ઇંગ્રેજો લુઈની સામે લડવા રાજી જ હતા; કેમકે જેમ્સને તમામ મદદ કરનાર તે જ હતો.

**ફ્રાન્સની સામે યુરોપનું મહા ઐક્ય** ઉભું કરનાર પણ વિલિયમ જ હતો. આખી જીંદગી મથીને એણે યુક્તિપ્રયુક્તિથી એ ઉભું કર્યું હતું. ઇંગ્લાંડની ગાદી લેવામાં પણ એનો મુખ્ય ઉદ્દેશ એ જ હતો, કે એમ થવાથી ઇંગ્લાંડ એ મહા ઐક્યમાં અડગ રહે. હાલ એ મહાઐક્યમાં ઇંગ્લાંડ, હોલાંડ, જર્મની, ઑસ્ટ્રિયા અને સ્પેન ભેગાં થઈ ફ્રાન્સની સામે યુરોપખંડની ભૂમિ ઉપર યુદ્ધ ચલાવતાં હતાં. આયર્લાંડમાં બંડ જોરપર હતું તે વેળા પણ વિલિયમનું વિશેષ લક્ષ તે તર્ફ જ હતું. પંડે યુરોપના એ યુદ્ધમાં ચડ્યો હતો અને પ્રસંગો-પાત જ પોતાના રાજ્યમાં આવતો, અને ખરે યુરોપમાં આ સમે મામલો એવો જ હતો. લુઈ પોતાના નૌકાસૈન વગેરેથી ઇંગ્લાંડને ખૂબ સતાવતો થકો યુરોપના કેટલાક મુલક ઉપર જુસ્સાબંધ હુમલા લઈ ગયો હતો; અને તેની સામે આટલાં બધાં રાજ્યો એકઠાં થયાં હતાં, તોપણ એનું પગલું આગળ જ ધસતું જતું હતું. કેટલાક વખત સુધી વિલિયમના યુદ્ધકૌશલ્યનું ફળ એટલું જ થયું કે હાર તો

પોતાની જ થાય, પરંતુ શત્રુ દૂર ગયા કે પાછી પોતાની સ્થિતિ હતી તેવી જ થઈ જાય. ટુંકામાં આ મહાઐક્યથી ઘણામાં ઘણું એટલું જ થઈ શક્યું, કે ફ્રેંચ શક્તિના વૃદ્ધિંગત પ્રવાહને રોકયો. એવામાં વિલિયમે નામૂરનો કિલ્લો સર કરી ( ઇ. સ. ૧૬૯૫ ) પહેલ વહેલો જ પણ ઘણો કિંમતી જય મેળવ્યો. હવે લુઈ ને માલુમ પડવા માંડયું કે હું પૈસે ટકે તથા માણસે નાહક ખુવાર થાઉં છું અને બહાલી લાભ તો મને કાંઈ મળતો નથી તેથી એણે બીજાં બે-એક વર્ષ તરફડીયાં મારી છેવટે રિઝિવકનું તહનામું કર્યું ( ઇ. સ. ૧૬૯૭ ). આ તહનામાથી એણે જીતેલા ઘણાખરા મુલકો તથા જેમ્સનો પક્ષ છોડી દીધો અને વિલિયમને ઇંગ્લાંડના રાજા તરીકે કબૂલ રાખ્યો. આ તહનામાથી ઇંગ્રેજ લોક રાજી રાજી થઈ ગયા. તેમણે જાણ્યું કે લડાઇના પાપમાંથી છુટયા. તેઓ હવે વિલિયમને કહેવા લાગ્યા કે લશ્કરને રજા આપી તમારો આ મહાભારત ખર્ચ બંધ પાડો. ઇંગ્રેજી લશ્કરને પાર્લમેંટે રજા અપાવી એટલું જ નહિ પણ અમારી સ્વાધીનતાને જોખમકર્ત્તા છે એમ કહી વલંદાઓની ટુકડીઓ પણ વિલિયમ પાસે ઇંગ્લાંડને ખર્ચે રહેતી હતી તેને પાછી તેમને દેશ મોકલાવી દીધી. શાણા વિલિયમે પ્રજાની રૂખ હાલ એવી દેખા એ પ્રમાણે કર્યું. પણ એ તો એના મનમાં પાકું જાણતો હતો કે થોડા વખતમાં એથી પણ વધારે લશ્કરની જરૂર પડવાની છે. લુઈ સાથે તહનામું આ સમે કરવાનો પણ એનો હેતુ એ જ હતો કે હવે પછી યૂરોપમાં જે જગડો ઉઠવાનો હતો તેને માટે બરાબર તૈયાર થવું. એને ઇતિહાસમાં સ્પેનિશ વારસાનો ઝગડો કહે છે.

સ્પેનિશ વારસાનો ઝગડો આ રીતનો હતો. સ્પેનનું રાજ્ય હાલ યુરોપની ગણનામાં હલકું પડી ગયું હતું, તોપણ તેનો વિસ્તાર અહિંયાં અને અમેરિકામાં બહુ મોટો હતો. હાલ જે સ્પેનની ગાદી ઉપર રાજા હતો તે જઈફ—મરવાની તૈયારી પર આવી રહેલો હતો. અને તે અપુત્ર હોવાથી તે મુઆ કેડે એનું રાજ્ય કોને મળે છે તે

બાબત યુરોપના બધા રાજાઓ વીમાસણુમાં પડયા હતા. એ રાજાની મોટી બહેન લુઇ સાથે પરણી હતી તે રૂએ ફ્રાન્સનો પાટવી કુંવર એનો વારસ થાય એમ હતું. એની નાની બહેનનો પૌત્ર બાવેરિયાનો રાણો હતો. પણ આ બંનેએ પોતાના હક્ક પૂર્વે સંધિઓ થએલી તેમાં છોડી દીધા હતા. અને ત્યારે જો એ બંનેને બાદ કરીએ તો આ મોટા રાજ્ય ઉપર ઑસ્ટ્રિયાના પાદશાહનો હક લાગતો હતો. કેમકે એ સ્પેનના રાજાની ફોઈનો દીકરો થાય. હવે જો સ્પેનનું આવું મોટું રાજ્ય ફ્રાન્સના હાથમાં જાય તો તો આખા યુરોપનાં બળતુલા ઉથલી જ જાય એમાં કાંઈ શક નહોતો. એટલી નહિ તોપણ એવી જ દહેશત ઑસ્ટ્રિયાના પાદશાહના હાથમાં એ રાજ્ય જવાથી પણ હતી. માટે વિલિયમનો વિચાર એ વારસો બાવેરિયાના રાણાને અપાવવાનો થયો, અને બીજા હક્કદારોને રાજી રાખવા તેમને કાંઈ ટુકડો ટુકડો મળે એવી રીતના કરાર એણે કરાવી લીધા, એને "વહેંચણીની પહેલી સંધિ" કહે છે. પણ એ ઉપર સહીઓ ન થઈ એટલામાં તો રાણો મરણ પામ્યો. હવે તો ફ્રાન્સ ને ઑસ્ટ્રિયા બંને બાથંબાથા આવી જાય એવો સમય આવી પહોંચ્યો. બેમાંથી જે જીતે તે યુરોપની સલામતીને બહુ જ નુકસાન કરનાર હતું. પણ વિલિયમ એકલો કરે શું ? ઇંગ્રેજો આ અરસાપર સુલેહ સુલેહ પોકારી રહ્યા હતા, અને લશ્કર હતું તેને પણ રૂખશદ આપી ચૂકયા હતા. એટલું જ નહિ, પણ આ પ્રસંગે જેકોબાઈટ તર્ફટો ધમધોકારે ઇંગ્લાંડમાં ચાલવા લાગ્યાં હતાં, અને ટોરી પાર્લમેંટ શીંગડાં બાંધીને જ એની સામે રાજકાજની બાબતમાં રોજ ઝગડા ઉઠાવતી હતી. તે છતાં વિલિયમે યુક્તિ પ્રયુક્તિથી દબાવી સમજાવી "વહેંચણીની બીજી સંધિ" કરાવી (ઈ. સ. ૧૭૦૦), તેમાં ઑસ્ટ્રિયાના કુંવરને સ્પેન, નેધર્લાંડ અને વેસ્ટ ઈંડીઝ મળે એવી ગોઠવણ કરી હતી. આ કરાર ઉપર ઑસ્ટ્રિયાએ સહી કરી હતી, અને કહ્યું કે અમારો હક્ક તમામ રાજ્ય ઉપર પહોંચે છે, પણ જ્યાં સુધી ઇંગ્લાંડ, હૉલાંડ

અને ફ્રાન્સ એ બાબત એકસંપી રહે ત્યાં સુધી એના એકલાનું કાંઈ ચાલે એમ નહોતું. આ વહેંચણીની સંધિયો સ્પેનીયર્ડ લોકને મૂળમાં જ પસંદ નહોતી. કેમકે આમ થવાથી તેમના વિસ્તીર્ણ રાજ્યના ટુકડે ટુકડા થઈ જતા હતા. માંદો રાજા પણ વહેંચણીની વાતથી રાજી નહોતો. અને તે કોઈની ઉશ્કેરણીથી મરતાં મરતાં એવું વશીયતનામું કરી ગયો કે મારૂં તમામ રાજ્ય ફ્રેંચ યુવરાજના બીજા કુંવરને મળે. લુઈ આ જાણી રાજી રાજી થઈ ગયો. પણ હમણાં જ સંધિ ઉપર સહી કરેલી અને તે વિરુદ્ધ ચાલીશં તો સમર્થ દુશ્મનો ઉભા થયા વિના રહેવાના નથી એવા વિચારથી એ કાંઈક અચક્યો. પણ ઇંગ્રેજો જે યૂરોપની લડાઈઓથી કંટાળી ગયા હતા તે તો આ વશીયતનામાંના વખાણ કરવા લાગ્યા. આ જોઈ લુઈને હિંમત આવી, અને એણે પોતાના પૌત્રને મૅડ્રિડ મોકલી રાજ્યનો કબજો લેવડાવ્યો. ( ઈ સ. ૧૭૦૧ ) અને અભિમાનથી બોલવા લાગ્યો કે હવેથી પીરીનીઝના પહાડો દૂર થયા છે.

વિલિયમને આ સમે પોતાની પ્રજાનું મૂર્ખત્વ જોઈ જે દુઃખ લાગ્યું તેનું વર્ણન શક્ય નથી. એણે જોયું કે મારા જન્મનું સઘળું કર્યુંકારવ્યું એક ઘડીમાં ધૂળ મળી જાય છે. ફ્રાન્સ યુરોપમાં સર્વોપરિ—સર્વોપરિ નહિ પણ બધાને પોતાના પગ નીચે ચગદી નાંખે એવું જબરદસ્ત રાજ્ય થઈ જાય છે. જે મહાઐક્ય જોડવાને એણે એનો જન્મારો કાઢેલો, તે એક ક્ષણમાં છિન્નભિન્ન થઈ ગયું. સ્પેન જે અત્યાર સુધી ફ્રાન્સની સામે હતું તે તો આપોઆપ આ બનાવથી ફ્રાન્સનું જ થઈ ગયું. બાવેરિયાનો નવો રાણો જેને વિલિયમ પોતાની તર્ફનો ગણતો હતો તેણે પણ નેધરલાંડમાં ફ્રાન્સના કુંવરની સત્તા કબૂલ કરી; અને તેમ થવાથી જર્મનીમાં ફાટ પાડી, અને તેથી પણ વધારે નઠારૂં એ કે જર્મનીને આમ અર્ધવિરોધી જોઈ ઓસ્ટ્રિયાને પણ ફ્રાન્સની સામાં કાંઈ પગલું ભરતાં ભારે આંચકો

પડયો. ચોતર્ફ આવો રંગ જોઈ હોલાંડે પણ સ્પેનમાં ફ્રાન્સનું આ-
ધિપત્ય કબુલ કર્યું, અને પેલા મહાઐક્યમાંથી ફ્રાન્સની સામે એકલો
વિલિયમ જ રહી ગયો. એકલો તે એકલો જ પોતાને પંડે, કેમકે
એની પ્રજા જેમાં હાલ ટોરીમતનું બળ વધી પડયું હતું તે તો
અચી ફ્રાન્સના એ કામમાં સંમતિ આપવા એકપગી જ થઈ રહી
હતી. આ બધાની સાથે વિલિયમનું પોતાનું શરીર, જે નહાનપણથી
જ નબળું અને દમીએલ હતું, તે હાલ એવું કથળી ગયું હતું
કે તે સમજ્યો કે હવે મારો કાળ નજદીક આવ્યો છે, તે છતાં પણ,
આટલું-બધું થતાં પણ આ ધીર પુરુષે પોતાની હિંમત છોડી નહિ.
બળતુલાના ગૂઢ સિદ્ધાંતનો આ આદિદ્રષ્ટા નિશ્ચયપૂર્વક જાણતો હતો,
કે યુરોપનો હાલ ખરો લાભ ફ્રાન્સની સામે થવામાં રહેલો છે,
અને તેમ છે તો મોડુંવહેલું પણ તે થયા વિના રહેવાનું નથી જ. હાલ
બધાની આંખપર આવરણ આવી ગયું છે તો સબૂરી ધરવી, અને
જોવું કે ફ્રાન્સની મદોન્મત્ત પ્રકૃતિથી કે ઇંગ્રેજી પ્રજાના પળે પળે
બદલાતા જનવિચારથી ક્યારે લાગ મળે છે. પણ એ દરમ્યાન એ
આળસુ બેઠો નહિ. હોલાંડમાં જઈ એણે પાછું પેલું મહાઐક્ય
સજીવન કરવા ભગીરથ પ્રયત્ન આદર્યો, અને તેમ થયું ત્યારે જ તે
જંપ્યો. હોલાંડ, નેધર્લાંડ, ઓસ્ટ્રિયા, અને પછીથી ડેન્માર્ક, સ્વી-
ડન, અને જર્મનીનાં ઘણાંખરાં સંસ્થાનો પણ આ ઐક્યમાં સામેલ
થઈ તેને ખરેખર મહાઐક્ય જ કરી મૂક્યું. આ પ્રમાણે ખાનગી
કરારો કરી તે ઇંગ્લાંડમાં પાછો આવ્યો ત્યારે એના ધારવા પ્રમાણે
જ જનવિચાર એને અનુકૂળ થઈ રહ્યો હતો. આ અરસાપર જેમ્સ
મરણ પામ્યો, અને લુઈએ રિઝવિકના તહનામાની કાંઈ પણ દરકાર
ન રાખતાં જેમ્સના કુંવરને ઇંગ્લાંડના રાજા દાખલ માન્ય રાખ્યો
હતો. આ સમાચાર સાંભળતાં જ ઇંગ્લાંડની આખી પ્રજા ચીડી ઉઠી.
યુરોપની લડાઈઓમાં પોતાનું હિત ક્યાં રહેલું છે તે તેઓ હાલ
સમજતા નહોતા એ ખરું; પણ પોતાના દેશમાં જુલ્મી કે કેથોલિક

રાજા ન જ જોઈએ એ મમત તો વ્હિગ ને ટોરી બધાને મન અડગ જ હતો. એ વખતની ટોરી પાર્લમેંટ આટલી રાજાની વિરોધી થઈ રહી હતી તોપણ તેણે જ હાલ ઍક્ટ ઑફ સેટલમેંટ નામનો કાયદો કર્યો હતો. તેનો હેતુ એ જ હતો કે જેમ્સનો છોકરો ઈંગ્લાંડની ગાદી ઉપર કોઈ પણ કાળે આવી શકે નહિ.

**ફ્રાન્સ સાથે લડાઈ** ઉઠાવવા ઇંગ્રેજી પ્રજા વિલિયમ જેટલી જ હાલ એ કારણથી તૈયાર થઈ રહી હતી. હૉલાંડમાંથી એ પાછો આવ્યો ત્યારે ઉમળકાથી એને લોકે ઠેકાણે ઠેકાણે માન આપ્યું. એણે નવી પાર્લમેંટ બોલાવી તેણે આવી એકદમ લડાઈને સારુ નાણાં છૂટે હાથે આપ્યાં, દરિયાઈ અને જમીનનું ભારે લશ્કર મંજુર કર્યું, અને ઠરાવ કર્યો કે ફ્રાન્સ આ અપમાનનો બદલો ન આપે ત્યાં સુધી તેની સાથે સલાહ કરવી જ નહિ. લડાઈની ધમધોકારે તૈયારીઓ થવા લાગી, અને વિલિયમની ધારણા અંતે પાર પડી. પણ એ ધારણા પાર પાડી તેનો છેવટનો જશ લેવાનું વિલિયમના નસીબમાં નહોતું. આ તૈયારીની ધામધૂમમાં એ એના ઘોડા ઉપરથી પડ્યો ને એના ડૉકનું હાડકું ભાંગી ગયું. આ જખમ પ્રથમ તો ભય ભરેલો જણાયો નહિ, અને એ પોતાનું કામ પણ કરવાને શક્તિમાન રહ્યો. પણ પાછળથી દરદ વધ્યું અને ૮ મી માર્ચ સને ૧૭૦૨ ને રોજ આ યશસ્વી પુરુષ અને ઈંગ્લાંડનો ખરેખરો ત્રાતા બાવન વર્ષની ઉંમરે બરાબર તેર વર્ષ રાજ કરી એકાએક દેવલોક થયો.

**વિલિયમનો સ્વભાવ તથા બુદ્ધિ** આપણે પાછળ પ્રસંગોપાત બહુ વર્ણવી ગયા છીએ. અત્રે વિશેષ કહેવાનું એટલું જ છે કે એને કાયદા પ્રમાણે જ રાજ્ય કરવાનું પસંદ હતું, અને તેમ કરતાં પણ પાર્લમેંટ જ્યારે આડે આવતી ત્યારે સમો વિચારી પોતાની વાત પડતી મૂકતો, પણ કદી એ પ્રજાનું સ્વાતંત્ર્ય ઓછું કરવાનો વિચાર એના મનમાં થતો નહિ. એ સમજતો હતો કે જો પ્રજામતને અનુસારી રાજ્ય કરવું એ જ ઉત્તમ રાજ્યનીતિ છે તો કોઈ

પ્રસંગે પ્રજામત ગમે એવા મોટી રીતે પણ રાજાએ ધારેલા કામની વિરૂદ્ધનો થઈ જાય તોપણ રાજાનો એજ ધર્મ છે કે તે વેળા ખામોશ ખાઈ જઈ તેમની મરજી પ્રમાણે વર્તવું. અને જો તેમ કરે નહિ તો પછી તેના અને આપઅખ્તીઆરી રાજ્યમાં વસ્તુતઃ કાંઈ ફરક રહેતો નથી. આવો શાંત ગંભીર અને પ્રજાસ્વાતંત્ર્યને ખરા અંતઃકરણથી ચાહનારો રાજા એના જેવો બીજો કોઈ પણ થયો નથી. અને પ્રજાસત્તાના આ ઉદય કાળમાં આવો રાજા મળ્યો એ ઈંગ્લાંડના હકમાં થોડા સુભાગ્યની વાત હતી નહિ. એના ઉપર વચમાં લોકોની અપ્રીતિ થઈ હતી તેનું મુખ્ય કારણ તો એ જ હતું કે એની પ્રકૃતિ ઠંડી અને થોડાબોલી હતી અને તેની સાથે એ ક્યારે પણ અંગ્રેજી ભાષા તથા રીતભાતોમાં પલોટાઈ ગયો નહોતો. બીજું ટોરી પક્ષ પ્રથમ તો એને નિમંત્રણ કરવામાં સામેલ થયો હતો ખરો, પણ એ ગાદીએ બેઠો કે તુર્ત જ તેમને લાગ્યું કે આ તો આપણે આપણા પહેલાના સઘળા આચારવિચારની છેક વિરૂદ્ધનું જ કામ કર્યું. વળી કેટલાકનો એને નિમંત્રણ કરવામાં પણ હેતુ એટલો જ હતો, કે એ બહાને જેમ્સને ધમકાવીને ઠેકાણે આણવો. વળી પડતાની દયા સઘળાને આવે છે. અને તેથી જેમ્સ જ્યારે રાજ્યભ્રષ્ટ થઈ પરરાજ્યનો આશ્રિત થઈ રહ્યો ત્યારે સ્વાભાવિક રીતે જ ઘણા માણસોની લાગણી તેના તરફ વળી. જેકોબાઇટ પક્ષ ઊભો થયો અને કેટલીક મુદત સુધી ઇંગ્લાંડમાં ચાલુ રહ્યો. એ પક્ષ ન ફાવ્યો તેનું કારણ એ છે, કે જેમ્સ કૅથોલિક માર્ગનો હડહડતો હિમાયતી જ રહ્યો. જો આવો ધર્મવિરોધ ન હોત તો કેવળ સ્વતંત્રતાની જ વાંચ્છનાથી ઇંગ્રેજો છેવટ સુધી એના વિરૂદ્ધ રહેત એમ કાંઈ કહી શકાતું નથી. હવે આ રાજ્યમાં જે અગત્યના કાયદા થયા તે સામટા નીચે નોંધીએ છીએ.

**ધર્મછૂટનો કાયદો** તો વિલિયમે ગાદીએ બેઠો તે જ વર્ષે કર્યો હતો. ઈંગ્લાંડમાં તે સમે જે પક્ષ બળવાન હતો તેમાંના ઘણાખરા પ્રોટેસ્ટ-ન્ટ જ હતા, અને તેઓ આવી છૂટ મેળવવા તેઓ તત્પર થાય એમાં

કાંઈ નવાઈ નથી. પણ સ્કૉટલાંડની પાર્લમેંટ સામી થઈ તેને એણે સાફ લખ્યું હતું કે અમે કદી પણ માની શકતા નથી કે ખરા ધર્મની વૃદ્ધિને માટે બળાત્કારની જરૂર હોય; અને અમે અમારી સત્તા કદી પણ કોઈ પક્ષના ઉછૃંખળ મનોવિકારને તૃપ્ત કરવામાં વાપરવા ઇચ્છશું નહિ. ત્યાં પણ ધર્મછૂટનો કાયદો દાખલ કરાવ્યો ત્યારે જ એ રહ્યો. પણ આ છૂટ પ્રોટેસ્ટંટ પંથને માટે જ હતી. ઇંગ્લાંડમાં હજી રોમન કેથોલિક ઉપર ઘણો દ્વેષભાવ હતો, અને હાલ તો આયર્લાંડમાં તેમણે બંડ ઉઠાવ્યું હતું ત્યારથી તેમનું નામ અત્યંત ત્રાસદાયક થઈ પડ્યું હતું. બીચારા થોડાક કેથોલિકોથી કાંઈ બ્હીવાનું નથી અને એમને એમના ધર્મ પ્રમાણે ચાલવાની છૂટ આપી હોય તો તેઓ ખાસ તાબેદાર રૈયત થઈ જાય એવી સમજ ઇંગ્લાંડના લોકમાં આવતાં બહુ વાર લાગી, અને કેથોલિકને સરકારી નોકરી કરવાની છૂટ તો છેક આ ઓગણીશમા સૈકામાં જ મળી છે.

**હકનો કાયદો**—હકપત્રિકા જે વિલિયમને ભેટ કરી હતી તેમાં જરૂર ફેરફારની સાથે રીતસર જે કાયદો થયો તેને હકનો કાયદો કહે છે. એની પરમ અગત્ય વિષે તો અમે પાછળ પુષ્કળ વિવેચન કર્યું છે.

**ત્રિવર્ષી પાર્લમેંટનો કાયદો પાર્લમેંટ કર્યો** (ઈ. સ. ૧૬૯૪). તેમા એવું ઠરાવવામાં આવ્યું કે કોઈ પાર્લમેંટને ત્રણ વર્ષથી વધારે મુદ્દત ચલાવવી નહિ; એટલી મુદ્દત પૂરી થતાં નવી પાર્લમેંટ બોલાવવી જ. બીજા ચાર્લ્સની કેવેલીયર પાર્લમેંટને રાજાએ સાડાસત્તર વર્ષ સુધી ચલાવ્યા કરેલી તે અનુભવથી બીતીને ફરીથી એ મુજબ બની જ ન શકે તેટલા માટે આ કાયદો ઘડવામાં આવ્યો.

**છાપાની છૂટનો કાયદો.**—આ વખતે ઇંગ્લાંડમાં એવો ધારો હતો કે કોઈ કાંઈ પણ પુસ્તક બનાવે તો તેણે એક સરકારી અમલદાર જેને છાપખાનાનો નિરીક્ષક કરીને કહેતા તેને બતાવવું, અને તે જો રજા આપે તો જ તે છપાય. ઘણા વખતથી આ જંગલી જુલમી કાયદાની સામા વિદ્વાન લોકો પોકાર ઉઠાવી રહ્યા હતા; જેમાં મિલ્ટન

કવિનો છાપખાનાની સ્વતંત્રતા વિષેનો સમર્થ નિબંધ જાણીતો છે. તોપણ આ વખત સુધી સાધારણ લોકોને એમ લાગતું કે દેશમાં રાજ્ય, ધર્મ તથા નીતિ વિરુદ્ધ પુસ્તકો ન છપાય તેને માટે કાંઈ પ્રતિબંધ જરૂરનો છે. પણ હવે અનુભવથી માલમ પડયું કે એક માણસના મર્જી ઉપર પુસ્તક સારૂં કે નઠારૂં ઠેરવવાનું રાખવાથી રાજ્ય, ધર્મ કે નીતિના વિચારોનું રક્ષણ તો કાંઈ પણ થતું નથી પણ માત્ર સ્વચ્છંદી જુલમનું તે સાધન થઈ પડે છે. તેથી આ સમે એ જંગલી કાયદાને રદ્દ કરવામાં આવ્યો (ઇ. સ. ૧૬૯૫). અને એમ કરવાથી પરિણામે માલુમ પડયું કે રાજદ્રોહ વધારવાને બદલે છાપખાનાની છૂટ તો તેને જડમૂળમાંથી જ નબળો કરી નાંખે છે. લખાણથી મનમાં ઉભરા બહાર નીકળી જઈ બંડ ફિસાદ કરવાનું મન લોકને રહેતું નથી, અને એથી ઉલટું જ્યારે માણસોનાં મોઢાં સીવી લેવામાં આવે છે ત્યારે તેઓ મનમાં ને મનમાં ધુમરાઈને કોઈ દહાડો ભારે તોફાન કરી મૂકે છે.

**રાજ્યવારસાનો કાયદો** ઇ. સ. ૧૭૦૧ માં કરવાની એ ઉપરથી જરૂર પડી કે એનનો એકનો એક કુંવર એ વખતે મરણ પામ્યો, અને વિલિયમ તો સંતતિ રહિત જ હતો, તેથી પાર્લમેંટે ઠરાવ કર્યો કે એન નિર્વંશ મરી જાય તો પહેલાં જેમ્સની કુંવરી જે હેનોવરના ઇલેકટર સાથે પરણેલી હતી તેને અથવા તેના વંશજોને ઇંગ્લાંડની ગાદી મળે, કેમકે તે પ્રોટેસ્ટંટ માર્ગી હતાં. આ સમે પાર્લમેંટ વિલિયમની સાથે મહા વિરોધી થઈ વર્તતી હતી તોપણ આ ઉપરથી તમે જોશો કે કેથોલિક રાજા ન થાય એ બાબતનો સૌનો આગ્રહ અડગ જ હતો. આ કાયદામાં બીજી પણ કેટલીક કલમો વારસા સાથે સબંધ ધરાવતી નહિ પણ પાર્લમેંટની સત્તામાં વધારો કરનારી નાંખી દીધી છે: ૧—રાજાએ સ્થાપિત ધર્મમાં સામેલ થવું જ જોઈએ; ૨—પાર્લમેંટની રજા વિના રાજાએ પરદેશ સાથે લડાઈ ઉઠાવવી નહિ; ૩—પરદેશીઓને સરકારી

બોધા આપવા નહિ; ૪—હૅનોવેરિયન વંશ ગાદીએ આવ્યા પછી કોઈ પણ માણસ રાજાની નોકરી કરતો હશે અથવા પેન્શન લેતો હશે તેનાથી પાર્લમેંટમાં બેશી શકાશે નહિ; ૫—ન્યાયાધીશો જ્યાં સુધી સારી વર્તણુક રાખે ત્યાં સુધી તેને બરતર્ફ થઈ શકે નહિ; ૬—જેની ઉપર આમની સભાએ કાંઈ આરોપ મૂક્યો હોય તે એમ દલીલ કરી શકે નહિ કે મને રાજા તર્ફથી માફી મળી છે; વગેરે.



## પ્રકરણ ૩૧ મું.

### એન: ઈ. સ. ૧૭૦૨ થી ૧૭૧૪.

આ રાણીની કારકીર્દીમાં બે બનાવો બહુ જ મોટા બન્યા; એક તો દેશાંતરના સંબંધમાં ઈંગ્લાંડનો ઠેકાણે ઠેકાણે મહા વિજય થયો તે, અને બીજો એ કે સ્કૉટલાંડનું રાજ્ય ઈંગ્લાંડ સાથે જોડાઈ ગયું. એને ઈંગ્લંડ સ્કૉટલાંડનો સંયોગ કરીને કહે છે અને એ વિષયને જ અમે પહેલ વહેલો પતાવવા માગીએ છીએ કે પછી નિરંતર ઈંગ્રેજોએ જે આ સમે દુનિયામાં ડંકો કરવા માંડ્યો તેનું વર્ણન સામટું કરી શકાય.

ઈંગ્લાંડ સ્કૉટલાંડનો સંયોગ દીર્ઘદર્શી ક્રોમ્વેલે તો એક વાર કર્યો હતો જ, પણ બીજા ચાર્લ્સે આવી તુર્ત જ પોતાની સ્વાર્થી ટુંકી નજરથી તે પાછો તોડી નાંખ્યો હતો, તે તર્ફ હાલ ઈંગ્રેજોનું પાછું લક્ષ ગયું. વિલિયમ ગાદીએ આવ્યો ત્યારથી આ વિચાર ઘોળાવા લાગ્યો હતો, પણ એ બે દેશની ધર્મ તથા વેપાર સંબંધી અદેખાઈઓથી તે અત્યાર સુધી પાર પડી શક્યો નહોતો. સ્કૉટલાંડ ઈંગ્લાંડના કરજમાં કાંઈ પણ ભાગ આપવા ના પાડતું હતું, ઈંગ્લાંડ પોતાના સંસ્થાનો સાથે એકહથ્થુ વેપાર ચલાવતું હતું તેમાં સ્કૉટલાંડને ભાગીયું કરતું નહોતું, વળી ઈંગ્લાંડના પાદરીઓ સ્કૉટલાંડમાં પણ પોતાના

એપિસ્કોપલ પંથનું લાકડું પેસાડવાને પહેલાં જેવા જ હજી તત્પર હતા અને એથી ઉલટું સ્કૉટલાંડના પ્રેસ્બિટેરિયનો કાયદાથી એવી છૂટ આપવાને પણ રાજી નહોતા કે કોઈની મરજી એપિસ્કોપલ માર્ગે ચાલવાની હોય તો ભલે તેઓ તે પ્રમાણે ચાલે. મતલબ કે બંને દેશ પોતપોતાનો મમત અને સ્વાર્થ જ દેખતા અને એમ જ્યાં હોય ત્યાં કદી પણ એકત્રપણું થઈ શકે નહિ. પરંતુ ૧૭૦૩ માં ઈંગ્લાંડની આંખ ઉઘડી. સ્કૉટલાંડની પાર્લમેંટે સલામતીનો ઍક્ટ એ નામનો એક કાયદો કર્યો તેમાં હવે પછી કોણે રાજા થવું તે બાબત કાંઈ પણ ન લખતાં એવું ઠરાવ્યું કે ઈંગ્લાંડનો જે રાજા આપણને એવી ખાત્રી નહિ આપે કે તમારા ધર્મ, વ્યાપાર તથા સ્વતંત્રતાનું હું રક્ષણ કરીશ તેને આપણે રાજા દાખલ કબુલ જ રાખવો નહિ. હવે પછી કોને રાજ્ય મળે એ વાત તેઓ જાણી જોઈને જ ગળી ગયા અને અંગ્રેજોએ રાજ્યવારસાનો જે કાયદો કર્યો હતો તેને કાંઈ લેખવતા જ ન હોય એમ તેમણે દેખાડયું. ઈંગ્રેજોએ જોયું કે હવે તો આ લોક ખરા રસે ચડયા છે અને જો બહુ ખેંચવા જઈશું તો ત્રુટી ગયા વિના રહેવાનું નથી. અરે ખરે તોડીને રાજ્ય જુદું પાડવાની જ આ સમે ઘણાક સ્કોચ લોકોની દાનત હતી, તેથી ઈંગ્રેજી પાર્લમેંટે એક કમીશન નીમ્યું અને તેને ગમે તેમ કરી બંને દેશની પાર્લમેંટ એક થઈ જાય એવો તોડ કાઢવાનું સોંપ્યું. લૉર્ડ સમર્સ ઘણો ડાહ્યો, સમજુ અને તજવીજીઓ માણસ હતો, તેણે ત્રણ ત્રણ વર્ષ મહેનત કરી ત્યારે આ કામનો નીવેડો આવ્યો. ધર્મ છૂટ માગતા હતા તો તેણે તે પહેલી શરતમાં જ આપી અને ઠરાવ્યું કે જેમ ઇંગ્લાંડનાં એપિસ્કોપલ તેમજ તમારા મુલકમાં પ્રેસ્બિટેરિયન માર્ગ ચાલશે, અને એટલાથી પણ જ્યારે તેમના મનનું સમાધાન થયું નહિ ત્યારે એક એવી કલમ નાંખી કે ઈંગ્લાંડના દરેક રાજાએ ગાદી ઉપર બેસતી વખત એવી પ્રતિજ્ઞા લેવી કે હું સ્કોટલાંડમાં એ માર્ગનું સંરક્ષણ કરીશ. અમારા મુલકના કાયદા જૂદા છે એવી જે તેમની એક તકરાર

હતી તેનો ફડચો એવી રીતે કર્યો કે તમારો ઇનસાફ તમારા કાયદા પ્રમાણે જ થશે, પણ હવે પછી તેમાં કાંઈ ફેરફાર કરવો પડે તો તે બાબતનો સંયુક્ત પાર્લમેંટને અધિકાર આપવો જોઈએ. આ વાત સ્કૉચ લોકે કબુલ રાખી. આણી તર્ફથી પોતાના ઇંગ્રેજોને સમજાવ્યા કે હવે તમારૂં એકલપેટાપણું નહિ ચાલે અને સંસ્થાનો સાથે વેપાર કરવાની છૂટ તો એ લોકોને પણ આપવી પડશે જ. આટલું બધું થયું. અને તેની સાથે મોટું તો એ કે છુટે હાથે લખલૂટ નાણાંની લાંચો આપી સામા પક્ષના મુખીઓનાં મ્હોં બંધ કર્યાં ત્યારે જ એ આ બે દેશોની પાર્લમેંટો એકત્ર કરાવી શકયો. આ કોલકરારો બાબત જે પર્યંતે ઍકટ થયો ( ઇ. સ. ૧૭૦૭ ) તેને " સંયોગનો ઍકટ " કહે છે. એની રૂએ સંયુક્ત પાર્લમેંટમાં સ્કૉટલાંડના લોક પોતાની તર્ફના ૪૫ મુખત્યારો મોકલે તથા અમીરો પોતાનામાંથી ૧૫ ને તેમની જીંદગીને માટે ચૂંટી કાઢી અમીરોની સભામાં મોકલે એમ ઠર્યું, તથા સ્કૉટલાંડને ધર્મ કાયદા અને વેપારની જોઈતી હતી તે પ્રમાણે જ સઘળી છૂટ મળી આજ પણ ટવીડ નદી ઓળંગી કે કાયદો કેટલીક બાબતોમાં વિલક્ષણપણે જુદો પડે છે. હવેથી આ બે સંયુક્ત મુલકોનું નામ કાયદામાં ગ્રેટબ્રિટન રાખ્યું, અને તેનો વાવટો પણ બંને દેશના વાવટાનું સંમિશ્રણ કરીને નવો જ બનાવ્યો.

આ ઠરાવથી સ્કોચ લોકો પહેલાંતો બહુ નારાજ થયા અને પોતાના આગેવાનોને હરામખોર ગણી ગાળાગાળ દેવા લાગ્યા. પણ ધીમે ધીમે તેમને માલુમ પડતુ ગયું કે આમ એકત્ર થવાથી બંને દેશને ફાયદો છે અને તેને જ પરિણામે આ સંયુક્તતાથી બંને દેશને ઘણો જ ફાયદો થયો છે. આથી સ્કૉટલાંડમાં સમૃદ્ધિનો અપૂર્વ વધારો થયો અને એ બે નિકટના દેશો અન્યોન્ય વિગ્રહોની ફરી ફરી થતી ખુવારીથી નિરંતરના મુક્ત થઈ પોતાનું સમગ્ર બળ વિદેશ વિજય-માં જ વાપરવાને શક્તિમાન થયા.

ચાલો હવે એ વિદેશ વિજયોનું જ પ્રસ્તુત માંડીએ છીએ. જે વિજયોની અખંડિત વર્ધમાન શ્રેણિ આજ પર્યંત ચાલુ જ રહી છે, અને જે વડે આંગ્લ ભૂમિએ આ ભૂતલપર પોતાનું એવું વિસ્તીર્ણ સામ્રાજ્ય ચોતર્ફ ફેલાવી મૂક્યું છે કે તેની જોડે પૂર્વે થઈ ગએલાં રોમનાદિકનાં મહારાજ્યો પણ હાલ મુકાબલે થઈ શકતાં નથી. આ મહાવિજયોનો આરંભ એનના વખતથી જ થયો. આ સમે જે વિજયો થયા તેનો જશ ડયુક ઑફ માર્લબરો નામના એક મહા પ્રસિદ્ધ અને મહા પરાક્રમી ઈંગ્રેજી સેનાપતિને છે અને તેથી તેનું કાંઈ પૂર્વ ચરિત્ર અત્રે પ્રથમ આપવાની જરૂર છે.

ડયૂક ઑફ માર્લબરો—એનું મૂળ નામ જોન ચર્ચિલ હતું. એનો જન્મ ઇ. સ. ૧૬૫૦ માં એક કેવેલીયરને ઘેર થયો હતો. જેમ્સ જે તે વેળા ડયૂક ઑફ યૉર્ક કહેવાતો હતો તેણે પહેલ વહેલી લશ્કરી ખાતામાં એને નોકરી અપાવી. જેમ્સની આગળ એનો પગ પહોંચવાનું કારણ તો નામોશી ભરેલું જ હતું. એની બહેનને તે ખુલ્લી રીતે રાખીને રહ્યો હતો. આવો જ્યાં વગ ત્યાં જલદીથી એ કર્નલની પદવીએ પહોંચે એમાં કાંઈ આશ્ચર્ય નથી. પણ આ પાંચ વર્ષની ટુંકી મુદ્દતમાં જ એણે અસાધારણ સેનાપતિના સઘળા ગુણો દર્શાવ્યા. દારુણ રણમાં પણ એ જરાએ ગભરાતો કે બહાવરો થતો નહિ. યુદ્ધનું કામ એ એના મનથી લીલા સમાન જ હતું. એની યુદ્ધનીતિ યાહોમ કરવાની હતી, પણ તેની સાથે જ એ કાર્ય ચિંતનમાં શાંત અને ગંભીર હતો. તેથી એનાં મોટામાં મોટાં સાહસ તે અતિ ડહાપણના પ્રયોગ જેવાં જ નીવડતાં. ટાઢ, તરસ, કે થાક વેઠવાની શક્તિ તો એની અજાયબ સરખી હતી. અને તે તેવીને તેવી જ ઘડપણમાં પણ રહી. એ જાતે દેખાવડો અને બોલવા ચાલવામાં એવો લાવણ્યતાવાળો હતો કે જ્યાં જાતો ત્યાં બધાનાં મન એક ક્ષણમાં હરી લેતો. ખરે ઉદાત્ત નાયકનાં જે જે લક્ષણો કહ્યાં છે તેમાંનાં કેટલાંક તો એનામાં ઉત્કૃષ્ટ રીતે માલૂમ પડે છે. ફક્ત

એનામાં મોટો દોષ તો એ હતો કે એ મહા ધનનો લોભી, કૃપણ, શઠ અને આપસ્વાર્થીઓ હતો. જેમ્સની ઉપર જ્યારે પોપિશ તર્કટોના હડખવાને સમે મોટું વાદળ ચઢી આવ્યું હતું ત્યારે એ તેને જ વળગી રહ્યો. તેના ઘરમાં જ એ એક અંગીભૂત માણસની પેઠે રહેતો હતો, અને જ્યારે તેને દેશવટો લેવો પડ્યો ત્યારે તેની સાથે એ પણ દેશવટે ગયો. અલબત એ બધુંએ મતલબને માટે કરતો હતો, કાંઈ નિર્મલ સ્નેહથી નહિ. જેમ્સ પાછો આવ્યો અને ગાદીનશીન થયો ત્યારથી ચર્ચિલની ઉપર રાજકૃપાના વરસાદ વરસવા માંડ્યા, અને અમીરનો દરજ્જો તથા લશ્કરનું ઉપરીપણું મળ્યું. મન્મથ ચડી આવ્યો હતો ત્યારે તેને હઠાવી કાઢનાર એજ સેનાપતિ હતો, અને એ સેજમુરની લડાઈમાં એણે સારૂં પરાક્રમ દાખવ્યું હતું. આ પરાક્રમનું ઇનામ એને જોઈએ તેવું મળ્યું નહિ. અને તેનું કારણ એ સમજી ગયો કે રાજા કહે છે પણ હું કેથોલિક થાતો નથી તે જ હોવું જોઈએ. આ વખતથી એણે પોતા મનમાં ગાંઠ વાળી. એણે જોયું કે હવે મારૂં કાંઈ વધારે ભલું આ ધર્માંધ રાજા કરવાનો નથી, અને તેની સાથે જ એ રાજાના કરેલા સઘળા ઉપકારો વિસરી જઈ વિલિયમ સાથે કાવત્રાં ચાલતાં હતાં તેમાં એ પણ સામેલ થઈ ગયો. લશ્કરનો ઉપરી છતાં પોતાના રાજાને ખુટામણ કરી વિલિયમને ચર્ચિલ તુર્ત મળી ગયો હતો એ તો આપણે તે પ્રસંગસર કહી ગયા છીએ. વિલિયમ ગાદીએ આવ્યો ત્યારે એને અર્લ ઑફ માર્લબરોનો ખિતાબ મળ્યો. કેમકે આવા રાજફેરફારને વખતે સામા પક્ષની સાથે હરામખોરી કરનારાં માણસને મનમાં ગમે એટલાં ધિક્કારીએ તોપણ તેનો ગુણ જાણી ભારે ઇનામો આપી રાજી કરવા પડે છે. તોપણ એ ખરૂં છે કે જે એકનો થયો નહિ તે બીજાનો પણ થવાનો નહિ જ. વિલિયમ સાથે પણ માર્લબરોએ જલદીથી ખૂટેલપણું કર્યું. જેકોબાઇટ પક્ષમાં તે ભળ્યો. અને એમ કરવામાં એનો હેતુ વિલિયમ અને જેકોબાઇટ પક્ષ એ બંનેને ઠગી ત્રીજું પોતાને ફાવતું જ કરાવી લેવાનો હતો.

એની ગણુત્રી એવી હતી કે હાલ જેકોબાઇટ જીતે તો વિલિયમનું રાજ્ય જાય. અને પછી જ્યારે તે જેમ્સના કુંવરને આપવાની વાત નીકળે ત્યારે એ તો કેથેલિક છે એમ કહી બીજા લોકને ઉશ્કેરી એનનને જ તે અપાવવું, અને એમ થયું એટલે તો પછી હું રાજ્યમાં પોતાની મેળે જ સર્વ સત્તાધીશ રહીશ.

એન ગાદીપર આવે ત્યારે તો રાજ્યમાં એનું જ ધાર્યું થાય એમાં એની ગણુત્રી જરાએ ખોટી નહોતી. વિલિયમને મુકીને મારે રાજ નથી જોઇતું એટલે સુધી જેણે એન પાસે કહેવડાવેલું તે તેના રાજ્યમાં તો કર્તા હર્તા જ થઈ રહે એમાં શું આશ્ચર્ય ? એનની સઘળી દોરી માર્લબરોની મડમ સારા જેનિંગ્સના હાથમાં હતી. એ બંને બાળસહીયરો હતી, અને જેમ જેમ મોટી થતી ગઈ તેમ તેમ બંનેનો પરસ્પર સ્નેહ વધતો જ ગયો. આવો જ્યાં સ્નેહનો બંધ ત્યાં બેમાં જે વધારે બુદ્ધિમાન અને દૃઢ મનનું હોય તેના કહ્યા પ્રમાણે જ બીજું કરે. એમાં પણ એક ભોળું અને બીજું તો ચતુર ને પાકું હોય, તો તો તેનું ચલણ પૂરેપૂરૂં જ ચાલે. સારા જેનિંગ્સ તો ચતુરાઈનું અદ્ભુત પૂતળું હતું, તેણીએ ચર્ચિલ સરખા લોભી માણસને પણ એવો મોહિત કરી નાંખ્યો હતો કે, તે જાણતો હતો કે દાયજામાં એની તર્ફથી ફૂટી બદામ પણ આવવાની નથી, તોએ તે ખુશીથી એની સાથે પરણ્યો હતો. અને એ પ્રથમાનુરાગની મોહિની ઘડપણ સુધી પણ એવી ને એવી જ કાયમ રહી હતી, અગર જો કે માર્લબરો બીજાના સંબંધમાં સર્વદા લાગણી વિનાનો જ માણસ હતો, પણ વિચક્ષણ વિલિયમથી આ કાવત્રું છાનું રહ્યું નહિ. માર્લબરો પાસેથી બધા અધિકાર લઈ લીધા, અને એ સ્ત્રી પુરુષનો દરબાર બંધ કર્યો. પણ એન પોતાની સખીથી વિખુટી રહી નહિ. તે દરબારમાંથી નીકળી બીજે ઠેકાણે જઈ વસી. અને ત્યાં માર્લબરોએ ટોરી પક્ષવાળાઓને એકઠા કરી નિરંતર

-બારે ખટપટ કરવા માંડી. જેમ્સના કુંવર સાથે એ ખાનગી પત્ર-વ્યવહાર ચલાવવા લાગ્યો. અને તેમાં કોઈ બીજા તર્કટીઓ પણ નહોતા કરતા એવું એણે અધમ કામ કરવા માંડયું. ફ્રાન્સની સામે લડાઈની ગોઠવણો જે થતી તેની પણ બાતમી કાઢી દેશના શત્રુઓને એ પહોંચાડતો. બેશક બુદ્ધિના ગુણોમાં જેવો એ ઉંચો તેવો જ સદ્‌ગુણોમાં બહુ નીચો હતો. આ પછી થોડા વખતમાં મેરી મરી ગઈ. અને ત્યારે વિલિયમે જોયું કે હવે તો એનને પાછી દરબારમાં બોલાવવી જોઈએ. કેમકે મારી પછીની વારસ એ જ રહી. તે છૂટી વસવાથી તેને નામે ઘણાં તર્કટો ઉઠે. એન આવી તેની સાથે દરબારમાં માર્લબરોનું ખટપટી જોડું પણ પાછું આવ્યું. વિલિયમે એને અધિકાર અલબત્ત કાંઇ જ સોંપ્યો નહિ. પણ જ્યારે યૂરોપમાં મહાયુદ્ધો ચલાવવાનો સમય આવ્યો ત્યારે એણે મોટા દીલથી માર્લબરોની અસાધારણ બુદ્ધિ સામે જોઈ ત્યાંના લશ્કરનું સેનાપતિપણું એને જ સોંપ્યું. ત્યાર કેડે દૈવયોગે જલદી જ એ ઘોડા પરથી પડ્યો, અને મરણસમો પાસે આવ્યો તે વેળા એણે એનને બોલાવી કહ્યું કે યુદ્ધમાં તેમજ રાજકાજની મસલત આપવામાં માર્લબરો સૌથી યોગ્ય છે અને તેથી તેને જ તું અગ્રણી કરીને વર્તજે. એનની આગળ આ ભલામણની કાંઈ જ જરૂર નહોતી, તોપણ વિલિયમનું મોટું દિલ અને પુરુષપરીક્ષા કેવી હતી તે આ ઉપરથી જણાશે. એણે જે ધારણામાંથી મહા ઐકય ઉઠાવેલું તે પાર પાડી શકે એવો ધીરવીર બુદ્ધિનો પુરુષ આ સમે એક માર્લબરો જ હતો, અને તે એનની કૃપાથી હાલ ઇંગ્લાંડમાં સર્વ સત્તાધીશ થવાથી જ તેનો ડંકો યૂરોપમાં સઘળે ઠેકાણે વાગી રહ્યો.

વિલિયમના મૂઆ પછી ત્રણ દહાડામાં જ માર્લબરોને દેશ અને પરદેશમાંના તમામ લશ્કરનો કેપ્ટન જનરલ નીમ્યો. તથા લડાઈના કામમાં એ ત્યાં રોકાયાથી દેશનું રાજકાજ બીજાને સોંપવું જોઈએ જ એમ હોવાથી એનો મિત્ર લૉર્ડ ગોડોલ્ફિન જે સદા

એને પૂછીને જ વર્ત્યો તેને દેશમાં મુખ્યમંત્રીને સ્થળે મુકરર કર્યો. તે અલબત્ત માર્લબરોની પેઠે ટોરી મતનો જ હતો, અને તેથી તમામ એ પક્ષવાળા હાલ જે યુરોપમાં લડાઈ ચાલી તેની સામે પહેલાંની પેઠે ન થતાં એકદિલથી મદદ કરવા લાગ્યા. વિહુગ લોકો તેમાં એવા વિચારથી એકમત થયા કે ભલે કારભારી અને સેનાપતિ વિરુદ્ધ પક્ષના છે પણ તેઓ જે હાલ વિદેશ વિગ્રહ ચલાવે છે તે તો આપણો જ ચિંતવેલો અને આદરેલો છે. આ રીતે આવા સુયોગથી આખો દેશ એકસંપી થઈ મંડ્યો અને પરદેશ ખાતે ઉપરા ઉપર મહા પરાક્રમો અને વિજયો થવા લાગ્યા. આ મોટા જંગના ભડકા યુરોપમાં એકી વખતે ચાર ઠેકાણેથી લાગી ઉઠ્યા. ઇટાલી, સ્પેન, જર્મની, અને ફ્લૅન્ડર્સ એ ચારે આ લડાઈનાં મથકો હતાં. ઇટાલી ઉપર ઑસ્ટ્રિયાનું લશ્કર ત્રુટી પડ્યું. સ્પેન ઉપર ઇંગ્રેજી નૌકાસૈન ચડ્યું. જર્મનીમાં બાવેરિયાનો રાણો ફ્રેંચ સાથે મળી જઈ પાદશાહના લશ્કર સાથે લડવા મંડ્યો. ફ્લેન્ડર્સમાં વલંદા સાથે મળીને લડવા માર્લબરો પંડે જ ચડ્યો કેમકે એ સૌથી વધારે અગત્યનું મથક હતું. આ રીતે ફ્રાન્સની ઉપર ચોતર્ફ હુમલો આવ્યો. પણ એ બધાની સાથે ટક્કર લઈ શકે એવું તે આ સમે હતું, અને જો તેને આ જંગમાં પાછળથી નમવું પડ્યું, તો તેનું મોટું કારણ માર્લબરોની અપૂર્વ યુદ્ધકળા એ જ છે. ફ્લૅન્ડર્સમાં જઈ માર્લબરો સંયુક્ત સેનાનો સર સુબેદાર નીમાયો. જૂદા જૂદા દેશના સ્વતંત્ર સેનાપતિઓ ઉપર તેમાંના એક જણે ઉપરીપણું કરવું એ મહા વસમું કામ છે. એથી પણ વધારે વસમું તેમના રાજાઓને આ મહાઐક્યમાં સ્થિર રાખવા એ હતું. આ મહેનતને તો વિલિયમને પણ ઘણી વાર ખુબ જ પરસેવો ઉતરાવ્યો હતો. પરંતુ માર્લબરોની કળા અપૂર્વ જ હતી, પ્રુશિયાનો રાજા બધામાં મહા રીસાળ, પતરાજીખોર, અને છીંકતાં છીંડાં પાડે એવો હતો. જુઓ હવે એણે કેવી હસવા સરખી એક સહેજ ગતથી જ તેને વશ કરી લીધો. એક દિવસે જાહેર

દરબારી ખાણા ઉપર બેઠા હતા તે વેળા માર્લબરોએ પોતાના માનમર્ત્તબાની કાંઈ પણ પરવાહ ન રાખતાં ખવાસની પેઠે હાથ લુછવાનો રૂમાલ પોતે જ એ રાજાની આગળ ધર્યો. આથી તે રાજા એવો રાજી રાજી થઈ ગયો કે હવે પછી રાજ્યપ્રકરણી કામોમાં માર્લબરો જે કહેતો તેની એ ના જ કહેતો નહિ!

એના હાથમાં સેનાધિપત્ય આવતાં જ એણે તો લડાઈમાં યાહોમ કરવાનું કર્યું, અગર જો એની ઉંમર આ વખતે બાવન વર્ષની હતી. જે ઉંમરે ઘણાની સાહસ બુદ્ધિ તો કયારની સ્વર્ગવાસિની જ થઈ રહેલી હોય છે. વલંદાના પ્રતિનિધિઓ ડગલે ડગલે એના સાહસમાં અંતરાયી થઈ પડતા તોપણ એ મ્યૂસ નદી ઓળંગીને તો આગળ ધસ્યો જ, અને ફ્રેંચ લશ્કર ત્યાંથી ભાગ્યું કે એણે એક પછી એક કિલ્લાઓ લેવા માંડયા. લીજનું શહેર સર કરવાની સાથે લોઅર-રાઈનના પ્રદેશો સાથેનો ફ્રાન્સનો સંબંધ તુટી ગયો, હોલાંડના હુમલાની દહેશતો હતી તે સઘળી જ દૂર થઈ, અને અંગ્રેજી શસ્ત્રનો ચોતર્ફ જયજયકાર બોલાવા લાગ્યો; કેમકે આટલા થોડા વખતમાં લડાઈનાં બીજાં મથકો ઉપર તો કાંઈ જ નહિ અથવા નહિ જેવી જ મહાઐક્ય વાળાઓની ફતેહ થઈ હતી. પાર્લમેંટે પ્રસન્ન થઈ ૫૦૦૦ પૌન્ડનું વર્ષાસન એને બક્ષ્યું.

**બીજા વર્ષની સ્વારીમાં** પણ કેટલાક કિલ્લાઓ લઈને માર્લબરોએ પોતાનો વિજય જારી રાખ્યો, પરંતુ એના મનમાં એક ઝપાટો કરવાનો હતો તેમાં વલંદાઓ હા ભણતા નહોતા. તેથી એણે કંટાળીને પોતાના ઓધાનું રાજીનામું પણ ઈંગ્લાંડ મોકલ્યું હતું પરંતુ એના મિત્રોએ જેમ તેમ સમજાવી એની પાસે તે ખેંચી લેવડાવ્યું. પોર્ટુગલ આ વર્ષે એ મહાઐક્યમાં ભળ્યું અને તેથી સ્પેનપર હુમલો લઈ જવાની સરલતા એ લોકને મળી. સેવોય સામેલ થવાથી ઈટાલી મધ્યેનું ફ્રેંચ લશ્કર ફસાઈ પડવાની દહેશતમાં આવી પડયું. પણ લુઈનું પાસું બાવેરિયા તર્ફ બહુ ચડતું હતું. ત્યાંના

રાણુાને પાદશાહનું લશ્કર સતાવતું હતું તેમાંથી તેને મુક્ત કર્યો હતો એટલુંજ નહિ પણ એ બે સંયુક્ત સેનાઓના સરદાર વચ્ચે જો મતભેદ પડયો ન હોત તો તેઓ વિએના ઉપર જ ધસી જવાને શક્તિમાન થયા હોત. લુઇનો વિચાર વિએના જ સર કરી આ લડાઈનો અંત આણવો એમ હતો અને તે મતલબથી એણે પોતાનું વીણી કાઢેલું ભારે લશ્કર તે તર્ફ મોકલ્યું.

માર્લબરો એની મતલબ તુર્ત સમજી ગયો અને તેની સામા એણે લુઇથી પણ વધારે સાહસિક બેત રચ્યો. એ બેત એણે એવી તજવીજથી પાર પાડ્યો કે એના સાથી અને શત્રુઓ બંને ઠગાયા. બહુ દૂર જવું નથી એમ વલંદાઓને ફરી ફરીને સમજાવ્યા કર્યા અને એણે પોતાના લશ્કરને દક્ષિણ તર્ફ કુચ કરાવી આગળ ધસ્યો જ્યારે એ તળ જર્મનીમાં પેઠો અને વર્ટમબર્ગના ડુંગરી મુલકમાંથી હજારો કષ્ટ વેઠતો તે ત્યાં આગળનાં જર્મન લશ્કરને મળી ગયો, અને તેને સાથે લઈ તડામાર પહાડો અને નદીઓને ન ગણકારતાં બાવેરિયાના મધ્ય ભાગમાં આવીને ઉભો, ત્યારે જ એની ખરી મતલબ બધાના સમજવામાં આવી. માર્લબરોને અકસ્માત અહિંયાં આવેલો જોઈ બંને પક્ષ વાળા છક્ક થઈ ગયા અને લડાઈનું સ્થળ ફેરવી તેમણે આ તર્ફ કુચ કરવા માંડી. ત્રીશ હજાર ફ્રેંચનું લશ્કર દોડતું રાણાની મદદે આવી પહોંચ્યું જે શરણુ થવાની તૈયારી પર આવી રહ્યો હતો. પાદશાહનું લશ્કર પણ પ્રિન્સ યુજીનની સરદારી હેઠે ત્યાં આવી પહોંચવાથી બંને પક્ષનાં દળ સરખાં થઈ રહ્યાં.

બ્લેનહિમ નામના એક ગામડાની પાસે પડાવ નાખીને ફ્રેંચ લશ્કર ઉભું. એ સ્થળ બચાવને માટે ઘણું જ મજબુત હતું. લશ્કરના અગ્રભાગે કળણવાળી જગા હતી, જમણા હાથ ઉપર ડાન્યુબ નદી વહેતી હતી, અને ડાબી તર્ફ જે ડુંગરામાંથી એ નદી નીકળે છે તે આવેલા હતા. ફ્રેંચ સેનાપતિ ટેલાર્ડે વળી આસપાસ ખાઈઓ ખોદી હતી. અને એનું તોપખાનું સામા પક્ષના

કરતાં ઘણું ચડીયાતું હતું. પણ માર્લબરોને મનતો આનંદ જ હતો. આ પ્રસંગે એણે એક કાગળ લખ્યો હતો. તેમાં તે લખે છે કે મને ધારવાને મોટું કારણ છે કે બધું ઠીક જ થશે. કેમકે ફ્લૅન્ડર્સમાં દરેક કામને માટે યુદ્ધમંત્રીઓનું મંડળ ભેગું કરી તેમની સંમતિ લેવી પડતી હતી અને અહિંયાં તો દરેક સુબેદાર મારી આજ્ઞા પ્રમાણે ચાલવાને તત્પર અને તે આજ્ઞાનું મારી ઇચ્છા ઉપરાંત બીજું શું કારણ છે તે જાણવાને જરાપણ માગતા નથી. તે છતાં આવા સ્થળ ઉપર હુમલો કરવો એ કાંઈ સહેલું કામ નહોતું. સવારમાં બંને લશ્કરે કૂચ કરવા માંડી, તોપણ યુજીન જેણે જમણી તર્ફથી યુદ્ધ કરવું એમ ઠરેલું હતું, તેને નદી ઓળંગતાં જ બપોર થઈ ગયા. ડાબી તર્ફથી ઇંગ્રેજોએ તો તેને ટપ ઓળંગી બ્લેનહિમના ગામડા ઉપર હલ્લો કર્યો. જેમાં ફ્રેંચ પાયદળનો ઘણો ભાગ ખાહી બંધી કરીને ઉભેલો હતો. એ હુમલો તેમણે બહાદુરીથી પાછો હઠાવ્યો. અને પેલી તર્ફ યુજીનને પણ એવી રીતે આવતાં અટકાવ્યો. પણ મધ્ય ભાગ અજિંક્ય છે એમ તેઓ ધારતા હતા. તે ઉપર જ મુખ્ય હુમલો લઈ જવા માર્લબરોએ ધાર્યું હતું. કળણ ઉપર કૃત્રિમ માર્ગ બાંધી માર્લબરોએ પંડે જ આઠ હજાર સ્વારો લઈ તે તર્ફ હલ્લા કર્યા. ફ્રેંચ હેદળે પહેલીવાર તો સારો ટકાવ કર્યો પણ બીજે હુમલે તેમની હાર તુટી, અને નાસતાં ડેન્યૂબ તર્ફ સપડાઈ જવાથી પર્યંતે શરણ થવાની તેમને જરૂર પડી, આથી શત્રુનાં દળમાં ભંગાણ પડયું. જમણો ભાગ પણ ચો તર્ફથી ઘેરાઈ જઈ તાબે થયો. ફક્ત ડાબી શાખા નાસીને પાસેના કરબામાં જતી રહી. આ મહા યુદ્ધમાં શત્રુઓનાં ૨૦ હજાર માણસ માર્યા ગયાં, સેનાપતિ ટેલાર્ડ સહવર્ત્તમાન ૧૪ હજાર કેદી પકડાયા, અને ૨૦ હજાર જ બચીને પાછા આવ્યા. તેમનો કેડો લઈ માર્લબરોએ જર્મનીનો તમામ મુલક થોડા વખતમાં ફ્રેંચોથી મુક્ત કર્યો. આ લડાઈમાં આટલાં બધાં માણસો અને કિલ્લાઓ ખોયા એ ફ્રાન્સને મોટું જ નુકશાન હતું. પણ એથીએ ભારે નુકશાન આબરૂનું થયું. ફ્રેંચ શસ્ત્રો તો અજિત જ એવી

જે તેની શાખ ઘણાં વર્ષથી પડેલી તે જતી રહી, અને હવેથી પ્રતિષ્ટા બળનો લાભ મહા ઐક્યવાળાને મળ્યો. હવેથી "માર્લબ્રુક" એ નામ ફ્રાન્સના પ્રત્યેક બાળકને રોવું હોય ત્યારે ચૂપ રાખવાનું મોટું સાધન થઈ પડયું. કૌશલ કે ફળ જોતાં દુનિયામાં જે મહા યુદ્ધો ગણાય છે તેમાંનું આ એક છે. એ ઇ. સ. ૧૭૦૪ માં થયું હતું. આ વિજયથી માર્લબરોને ઇંગ્લાંડમાં મોટાં ઇનામ અકરામ મળે એમાં કાંઈ આશ્ચર્ય નથી. તેમાં વળી હજી સુધી રાજ્યમાં મોસાળ જમવું અને મા પીરસણે એમજ એને ચાલ્યું આવતું હતું. પાંચ હજારનું એને વર્ષાસન આપ્યું હતું તે આ સમે પેઢી ધર પેઢીનું કર્યું એને વુડસ્ટોકમાં એની ભારે ઝાગીર હતી ત્યાં એક મહા મોટો સુશોભિત મહેલ બંધાવી એને ભારે માનમર્તબાથી અર્પણ કર્યો. બ્લેનહિમનો મહેલ એવું એનું નામ પાડયું છે, અને દર વર્ષ એના વારસો આ બક્ષીસનામાની શરતે ફ્રાન્સના ઝુંડાનો એક જરકશી ભરેલો સુંદર નમુનો આ મહા યુદ્ધના સ્મરણાર્થે ઇંગ્લાંડના રાજાને નઝર કરે છે. આવો એક જ બીજો ઝુંડો દરવર્ષ નઝર થાય છે, અને તે વૉટરલૂનો છે.

નોકાબળ પણ આ સમે એટલે દરજ્જે નહિ તોએ બીજા કરતાં ઇંગ્લાંડનું ઠીક પ્રકાસ્યું. જિબ્રાલ્ટરનો મહા અગત્યનો કિલ્લો જે અત્યાર સુધી દુર્ગમ્ય ગણાતો હતો તે તેના સ્પેનિશ કિલ્લેદારની બેદર્કારી ગફલતનો લાભ લઈ સર જોર્જ રૂક એ નામના ઇંગ્રેજી નૌકાધિપતિએ ઇ. સ. ૧૭૦૪ માં જ કબજે કરી લીધો. અને પછી ફ્રાન્સ તથા સ્પેનની આરમારો બહુએ મથી, પણ તે પાછો તેમના હાથમાં જવા દીધો નહિ. ભૂમધ્ય સમુદ્રનું આ બારૂં હાથમાં આવેથી ફ્રાન્સની એ સમુદ્ર ઉપરની સત્તા નાશ પામી અને ઇંગ્રેજો ત્યાં સત્તાધીશ થયા. સ્પેનના કિનારા ઉપર બીજી પણ કેટલીક વહાણોની લડાઇઓ થઈ તેમાં પીટરબરોના અર્લે થોડા જ માણસોની સાથે બાર્સિલોનાનું બંદર સર કરી લઇ, તે તર્ફના મુલકમાં પાદશાહનો બીજો પુત્ર, જેને ત્રીજો ચાર્લ્સ એ નામથી મહા ઐક્યવાળાઓએ સ્પેનના રાજા દાખલ કબુલ રાખ્યો હતો, તેની આણ વર્તાવી એ જાણવા લાયક છે.

જમીનપર લડાઈ આ સમે જોઈએ તેવી ઝપાટાબંધ ચાલતી નહોતી એ જોઈ માર્લબરોનો જીવ ઘણો જ મુંઝાતો હતો. અમુક હદની આગળ એણે ધસવા માંડયું કે વલંદાના સરદારોએ પોતાનાં લશ્કર પાછાં બોલાવી લીધાં. વોટર્લૂના ક્ષેત્રપર ફ્રેંચ લોકોની સાથે યુદ્ધ મચાવવાની એણે દરખાસ્ત કરી, કે તે તેમણે એક મતે નામંજુર કરી નાખી. આ ઉપરથી ચીડવાઈ એણે ડચ સંસ્થાનો ઉપર કાગળ લખ્યો તેમાં સાફ કહ્યું કે જો ગયા વર્ષ જેટલી મને આ વર્ષે સત્તા હોત તો બ્લેનહિમ કરતાં પણ મેં હાલ મોટો વિજય મેળવ્યો હોત. આ ફરીયાદ ઉપરથી તેમણે પોતાના આડતીઆઓને પાછા બોલાવી લીધા. પણ એમ થતાં શિયાળો માથે આવી પડયો. અને આપણા દેશમાં જેમ ચોમાસામાં તેમ ત્યાં શિયાળામાં લડાઈઓનું કામ અતિશય ટાઢના સબબથી બંધ રાખવું પડે છે. આ શિયાળો એણે વિએના, બર્લિન, હેનોવર, વગેરે કેટલેક ઠેકાણે જાતે જઈ સાહસિક યુદ્ધની ઉશ્કેરણી તથા તૈયારી કરવામાં કાઢયો. એની મરજી તો આલ્પ્સ (Alps) ઓળંગી જઈ ઈટલી ઉપર જ એકદમ ધસાવડો લઈ જવાની હતી. આટલું બધું સાહસતો સહગામી રાજ્યોએ કબુલ રાખ્યું નહિ, પણ ફ્લેન્ડર્સમાં જ્યારે એ પાછો ઇ.સ. ૧૭૦૬ માં આવ્યો ત્યારે એને ત્યાં કોઈ પણ પ્રતિરોધક રહ્યું નહિ.

રેમિલિસના યુદ્ધમાં માર્લબરોને મળેલી આ સત્તાનો તુર્ત લાભ જણાઈ આવ્યો. અહિંયાં પણ ફ્રેંચના અગ્રભાગમાં કળણ હતું અને તેઓ એક ઢોળાવ ઉપર ચડીને ઉભા હતા. માર્લબરોએ પ્રથમ શત્રુની ડાબી શાખા ઉપર દેખાડવાનો હલ્લો કરાવ્યો. અને તેઓનું લક્ષ તે તરફ લાગ્યું કે એકદમ તે પોતાના લશ્કરનો ઘણો અને જબરો ભાગ લઈને તેમની જમણી બાજુ ઉપર તુટી પડયો, અને ત્યાંથી ટપ પાછો વળી તેમની આખી હારના ઉપર એવો ધસાવડો કર્યો કે તે તુટી અને નાસભાગ ચાલી રહી. ૧૫૦૦૦ માણસ શત્રુઓનું મુવું, અને એક દોઢ કલાકની મુદતમાં તમામ મેદાન થઈ ગયું.

સઘળો સરંજામ અને તોપખાનું મૂકી જે નાઠા તે જ બચ્યા. (ઈ. સ. ૧૭૦૬ ). આ પરાભવમાંથી તાજા થવાનો કાંઈ પણ તેમને વખત ન આપતાં માર્લબરોએ મોટા મોટા કિલ્લાઓ ઉપર અનુક્રમે ઘેરો ઘાલી પોતાને તાબે કરી લીધા, અને એમ થવાથી ફ્લેન્ડર્સનો આખો દેશ ફ્રેંચની સત્તાથી સ્વતંત્ર થયો.

પરચુરણ લડાઈઓ આ યુરોપના દારુણજંગમાં ચાર મથકો ઉપર અને વળી દરીયાપર જે જે થઈ તે બધી અમે આ ટુંકા ઇતિહાસમાં વર્ણવી શકતા નથી, પણ તેનો માત્ર હુંડો સમગ્રપણે આ મથાળા નીચે આપીએ છીએ. રેમિલિસની લડાઈમાં હાર ખાધી તે અરસાપર ફ્રાન્સની ચારેતર્ફ પડતી જ હતી. ઇટલીમાંથી પ્રિન્સ યુજીન અને સેવોયના ડયુકે મળી તેમને કાઢી મૂકયા હતા. સ્પેનમાં પીટરબરો પોતાનો ટકાવો કરી રહ્યો હતો, એટલું જ નહિ પણ અંગ્રેજી અને પોર્ટુગીઝ લશ્કરોની સહાયતાથી ત્રીજા ચાર્લ્સે ખુદ મૅડ્રિડમાં પ્રવેશ કર્યો હતો. સર જોન લીકે મેજોર્કાનો ટાપુ હસ્તગત કરી લીધો હતો. પણ ફ્રાન્સ આ પડતીમાંથી જલદી પાછું ટટાર થઈ ગયું. જેમ્સના રક્ષાપુત્ર માર્શલ બેરિકને લશ્કર લઈ સ્પેનમાં મોકલ્યો. તેણે ફતેહની સાથે ચાર્લ્સને મૅડ્રિડમાંથી હાંકી મૂક્યો. ર્‌હાઈન નદીના કાંઠા ઉપર ફ્રેંચની કેટલીક ફતેહો થઈ. મેજોર્કા ટાપુ ગયો હતો તે પાછો આવ્યો. યુજીન ફ્રાન્સના મુલક તર્ફ ધસ્યો હતો તેને પાછો હઠાવી કાઢયો. ફ્લેન્ડર્સમાં માર્લબરોને પોતાના સાથીઓની નાહિંમતથી માત્ર પડાવ નાખીને જ બેસી રહેવું પડયું હતું. અગર જો એક વખત એ યુજીનને સાથે લઈ ઓડેનાર્ડના ક્ષેત્રપર ધસી ગયો અને ફ્રેન્ચનાં એક મોટાં લશ્કરને ત્યાં સજજડ હાર ખવડાવી તથા એક મજબુત કિલ્લો લાખ માણસની ચોકીમાંથી ઝપાટાબંધ ઝુંટી લીધો.

લુઈનું હવે અભિમાન ગળ્યું. એણે જોયું કે મારો દેશ આ નિરંતર લડાઈઓથી ખુવાર થઈ જાય છે- અને તેથી તેણે ઈ. સ. ૧૭૦૮ માં સલાહનાં કહેણ મોકલ્યાં. એ કહેણ શુદ્ધ મનનાં હતાં;

મહાઐક્યવાળા જે જે માટે લડતા હતા તે તે સઘળી વસ્તુઓ આ-પવા એ કબૂલ થયો. પણ લુઈનો ભરોસો ન પડવાથી તથા ફતેહથી કાંઈ રોફમાં પણ આવેલા તેથી તેમણે એવી માગણી કરી કે તમારે પોતે જ લશ્કર મોકલી તમારા પૌત્ર પાસેથી સ્પેનની ગાદી ખાલી કરાવી આપવી જોઈએ. લુઈએ ગંભીર તિરસ્કારથી એટલો જ જવાબ વાળ્યો કે જો મારે યુદ્ધ કરવું એ જ અવશ્ય છે તો તે મારા છોક-રાંની સામા લડવા કરતાં મારા શત્રુઓની સાથે લડવું જ હું વધારે પસંદ કરૂંછું, એમ કહી એણે દેશાનુરાગી વાણીથી ફ્રાન્સને પૂછ્યું કે બોલો હવે તમારી શી ઈચ્છા છે? અને તે બધાએ કહ્યું કે જે થાય તે ખરૂં પણ લડવું જ. આ ઉશ્કેરાએલા જુસ્સાની અસર માલ્પ્લા કવેટનું યુદ્ધ (ઈ. સ. ૧૭૦૯માં) થયું તેમાં જણાઈ આવી. ફ્રેંચ લશ્કરે ૧૨૦૦૦ માણસ ખોયાં તો સામાવાળીયાનાં ૨૪૦૦૦ કાપી નાંખ્યાં, અને અગર જો પરિણામે ફતેહ માર્લબરો અને યુજીનની જ થઈ તોપણ એ નાસતા શત્રુની હારો એમનાથી તોડી શકાઈ નહિ. અંગ્રેજી વહાણોએ ઈ. સ. ૧૭૦૮ માં સાર્ડિનિયા તથા મિનાર્કા લીધા હતા, અને હાલ અમેરિકામાં જેને નોવાસ્કોશિયા કરીને કહીએ છીએ તે સંસ્થાનો આ સમે ફ્રેંચ પાસેથી તેમણે પડાવી લીધાં. પણ વિગ્રહનું કેંદ્ર જે સ્પેન ત્યાં એકે પક્ષની હાર જીત સ્થાયી રહેતી નહિ. મહા-ઐક્યની સેનાએ ચાર્લ્સને પાછું મેડ્રિડ અપાવ્યું. (ઈ. સ. ૧૭૧૦) પણ થોડા જ મહીનામાં ફ્રેંચ લશ્કરે આવી તેમને હરાવ્યા અને અંગ્રેજી સેનાપતિને શરણ થવાની જ જરૂર પાડી. ૧૭૧૧ માં તો ચાર્લ્સને સ્પેનમાં પગ મૂકવા જેટલી પણ જગ્યા રહી નહિ. તે પાછો જર્મનીમાં ગયો અને ત્યાં છઠ્ઠો ચાર્લ્સ એ નામથી પાદ-શાહ નિમાયો.

માર્લબરો ફ્લેન્ડર્સમાં કાંઈને કાંઈ ફત્તેહ કર્યા જ કરતો હતો. પણ એને આ અરસા ઉપર ઇંગ્લાંડ પાછા જવાની જરૂર પડી, કેમકે ત્યાં પાર્લમેંટનો મામલો આટલા વખતમાં છેક બદલાઈ જઈ એના

માથા ઉપર ભારે રાજ્યપ્રકરણી વાદળ ચડી આવ્યું હતું.

**પાર્લમેંટના ફેરફાર** નોંધવા એ હવેથી દરેક રાજ્યની હકીકતમાં અગત્યનો વિષય થઈ પડે છે. આપણે પ્રથમ કહી ગયા છીએ કે એનની મહેરબાનીથી માર્લબરો સઘળી વાતનો કર્ત્તાહર્તા થઈ પડ્યો અને પોતાને અનુસરતું ટોરી મતનું જ મંત્રીમંડળ એણે બેસાડ્યું. પણ રાણીની મહેરબાનીથી જ કારભાર થઈ શકે એવો વખત કાંઈ ઇંગ્લાંડમાં રાજ્ય-વિપ્લવ પછી રહ્યો નહોતો. યુરોપના જંગ સંબંધી ટોરી અને વ્હિગ શરૂઆતમાં એકમત હોવાથી બધું ઠીક ચાલ્યું પણ વિરુદ્ધ પક્ષવાળાને એક બીજા સાથે લાંબા વખત સુધી બનવું અશક્ય જ છે, અને જ્યાં મતભેદ પડ્યો ત્યાં તો રાજ્યવિપ્લવ પછી ઇંગ્લાંડની સ્થિતિ એવી થયેલી હતી કે પાર્લમેંટમાં જે પક્ષનું બળ વધારે તેના હાથમાં રાજ્યનો વહીવટ છેવટે જાય જ.

એન રાણીનો અંતર્ભાવ ટોરી પક્ષ ઉપર જ હતો. માર્લબરો ટોરી મતનો હતો અને બન્યું ત્યાં સુધી તે પક્ષને જ વળગી રહ્યો. પણ ટોરીનો વિચાર આ સમે દેશાંતરમાં લડાઈઓ ન કરવી એમ હતો અને તેથી અગર જો તેઓ પ્રથમ તો પોતાના પક્ષવાળા પ્રધાન તથા સેનાધિપતિથી આ વિગ્રહ ચાલે છે એમ જાણી તેમાં એકમત થયા હતા, તોપણ થોડા જ વખતમાં તેઓ બડબડવા લાગ્યા. તેમને રાજી રાખવા ધર્મઐક્યને લગતો એક જુલમી કાયદો તેમણે કરવા માંડ્યો તેમાં માર્લબરોએ તેમને પુષ્ટિ આપી. પણ અમીરોની સભામાં તે રદ ગયો. કેમકે આ વેળા જેમ આમની સભામાં ટોરીનું તેમજ અમીરોમાં વ્હિગપક્ષનું પ્રબળ હતું. આ વાતમાં તો ધર્મબળાત્કારીઓનું કહ્યું કરી શકાયું નહિ ત્યારે માર્લબરોએ રાણી પાસે ગોર મહારાજોને મહા દક્ષિણાનું દાન કરાવી તૃપ્ત કર્યા. અત્યાર સુધી એવો ધારો હતો કે પાદરીઓએ પોતાની જાગીરોનાં "પહેલાં ફળ" તથા "દશાંશ" દર વર્ષે સરકારમાં આપવાં.

રાણીએ ઠરાવ કર્યો કે હવેથી એ નાણાં સરકારમાં જમા ન કરતાં તેનું એક જૂદું ફંડ જ કરવું અને તેમાંથી જે પાદરીઓની ઉપજ થોડી હોય તેને કાંઈ વધારો આપવો. આ ફંડને એને રાણીનું મહાદાન કરીને કહે છે. આટલું કરતાં પણ ટોરીપક્ષનો વિદેશ વિગ્રહ ઉપર જે સ્વાભાવિક અભાવ તે શી રીતે દૂર થાય ? ડગલે ડગલે ટોરી પ્રધાનો માર્લબરોને નડતા હતા અને તેમને દબાવી પટાવી પોતાને મતે ચલાવતાં એ છેક થાકી જ ગયા હતા. અને તેમાંના ઘણાખરા ૧૭૦૪ માં રાજીનામું આપી છૂટા થયા. તેમની જગોપર માર્લબરોએ મધ્યમ ટોરી વિચારના માણસો નીમ્યા, જે હજી વિદેશ વિગ્રહને પસંદ કરતા હતા. આ નવા મંત્રીઓમાં રોબર્ટ હાર્લી અને હેન્રી સેંટજોન જે આગળ જતાં લૉર્ડ બોલિંગ બ્રૉક એ નામથી પ્રસિદ્ધ થયો તે જાણવા લાયક છે. છૂટા પડેલા ટોરી આગેવાનો જેકોબાઈટની સાથે મળી જઈ પાર્લમેંટમાં માર્લબરોની સામે ભારે તોફાન ઉઠાવવા લાગ્યા. અને આ વેળા ઉપર બ્લેનહીમનો મહા વિજય એણે ન કર્યો હોત તો એની ખરાબી હતી. આ મહાવિજયનો જય જયકાર દેશમાં ગાજી રહ્યો હતો તે સમે જ એણે આ વિરોધી પાર્લમેંટને વિસર્જન કરી બીજી બોલાવી. નવી પાર્લમેંટમાં ધાર્યા પ્રમાણે જ યુદ્ધનીતિને પસંદ કરનારા વધારે નીમાયા (ઇ. સ. ૧૭૦૫). એનો મિત્ર ગોડોલ્ફિન ક્યારનો કહ્યા કરતો હતો કે વ્હિગપક્ષને રાજી રાખવા તેમનામથી કોઈને કારભારમાં મારી સાથે સામેલ કરવા જોઈએ, કેમકે યુદ્ધનીતિ તેમને પસંદ હતી તોપણ કારભારમાં પોતાનો હાથ ન હોવાથી તેઓ તે દાઝે મંત્રીમંડળના વિરુદ્ધ પક્ષમાં મત આપવા પ્રવર્ત્તમાન થતા હતા. આ ઉપરથી રેમિલિસના વિજયનું ટાંકણું સાધી એણે રાણીને દબાવી વ્હિગપક્ષના અગ્રણી અને પોતાના જમાઈ લૉર્ડ સંડરલાંડને રાજ્યમંડળમાં દાખલ કરાવ્યો. આ જોઈ આખો ટોરીપક્ષ વધારે પ્રતિકૂળ થયો અને જેમ જેમ તેઓ એની સામે વધારે થવા લાગ્યા તેમ તેમ એને પરપક્ષ ઉપર વધારે આધાર રાખવાની જરૂર પડી. એને આ

સંકડામણનો લાભ લઈ સંડરલાંડ બીજા વ્હિગ અગ્રણીઓને પણ ધીમે ધીમે રાજ્યકારભારમાં દાખલ કરાવતો ગયો, જેમાં રૉબર્ટ વૉલપોલ નામનો પુરુષ હાલ તો ઉપાધિકાર ઉપર જ નીમાયો, પણ થોડા વખતમાં તે પોતાના બુદ્ધિબળે મહામંત્રી થઈ પડવાનો છે. આ પ્રસંગ ઉપર જ પેલા ટોરીપક્ષના હાર્લી અને સેંટજોન જે હજી કારભારી મંડળમાં ટકી રહ્યા હતા તેમને માર્લબરોએ અપમાનની સાથે પદભ્રષ્ટ કરાવ્યા અને હવે આખું પ્રધાનમંડળ વ્હિગમય જ થઈ રહ્યું. (ઇ. સ. ૧૭૦૮) આ જોઈ આખો ટોરીપક્ષ દાંત કકડાવીને ઉભો થયો, તેને હાર્લી અને સેંટજોન છૂટા પડવાથી આ પ્રસંગસર જોઈએ તેવા સબળ અગ્રણી મળ્યા. સેંટજોન સારો વિદ્વાન્ અને જબરો કલમબાજ હતો. એણે રાજ્યમંડળને તોડી પાડવાનું એક નવું હથિઆર વપરાશમાં આણ્યું. વર્તમાનપત્રો અને ચોપાનીયાં કેટલાક વખતથી ઇંગ્લાંડમાં નીકળતાં હતાં. પણ અત્યાર સુધી તેનું લોકવિચાર ઉપર જોર નહિ જેવું જ હતું. સેંટજોને પોતાની તથા બીજા મિત્રોની કલમથી આખા દેશને ગજાવી મૂકયો; વાદવિવાદ, વિવેચન, ખંડન, વક્રોકિત, મશ્કરી ઠઠ્ઠા, કવિતા વાતો વગેરે વાણીના સર્વ પ્રકારો વાપરી લોકના મનમાં એણે ઠસાવવા માંડયું કે પર રાજ્યોની લડાઈઓમાં આપણે ખરાબ થવું એના જેવી કોઈ બેવકૂફી નથી, અને જે લોકો એ લડાઈનો પક્ષ કરે છે તે માત્ર પોતાના સ્વાર્થને માટે જ છે. માર્લબરોનું ખુલ્લું નામ દઈ તેની ઉપર સખ્ત હુમલા કરવા માંડયા. એ અભિમાની, પતરાજીખોર, લુચ્ચો, સ્વાર્થી, નિર્દય, લોભીયો, લાંચીયો અને ચોર છે, એમ છચોક લખાવવા માંડયું. લડવામાં પણ બાયલો જ છે એમ પણ એના દુશ્મનો છાતી ઠોકીને કહેતા અચકાયા નહિ. આ રીતે લેખનબળથી પ્રજા મત વિદેશવિગ્રહની સામે થવા આવ્યો હતો તેવામાં લુઈ તર્ફથી સલાહનાં કહેણ આવ્યાં તે ના કબૂલ થવાથી બધા લોકને લાગ્યું, કે આ પ્રધાનમંડળ શું કરવા બેઠું છે. કહે છે કે માર્લબરોનો અભિપ્રાય તો એ કહેણ કબૂલ રાખવાનો હતો. પણ વ્હિગ મંત્રીઓએ દુરાગ્રહથી એનું કહ્યું

માન્યું નહિ. એ ગમે તેમ હો, પણ લોકને તો એમ જ ભાસ્યું કે માર્લબરો પોતાની કીર્તિ અને લાભને અર્થે જ આ લડાઈ લંબાવ્યા કરે છે. જ્યારે માલપ્લાકવેટની લડાઈમાં વીશ વીશ હજાર માણસો કપાઈ મૂઆં અને લોહીની ખરેખરી જ નદીઓ ચાલી ત્યારે તો ઇંગ્રેજોને કંપારી છૂટી, અને લાગ્યું કે હવે તો ગમે તે રીતે આ પારકી લડાઈમાંથી આપણે ખસી જ બેસવું જોઈએ.

**મિસિસ મેશામ**—આ સમે રાણી પણ માર્લબરો ઉપર કફા થઈ રહેલી હતી. જ્યારથી હાર્લી અને સેંટજોન રાજ્ય મંડળમાં આવ્યા હતા ત્યારથી જ તેમણે એની સામે રાણીના કાન ભરવા માંડ્યા હતા. હાર્લીએ પોતાની એક પીતરાઈ બહેન જે પાછળથી મિસિસ મેશામ થઈ તેને રાણીની હજુરમાં સખીપણાના કામપર રખાવી અને એના ધાર્યા પ્રમાણે જ તેણીએ ધીમે ધીમે રાણીની પ્રીતિ લેડી માર્લબરો ઉપરથી ઉતરાવી પોતાની ઉપર ખેંચી લીધી. રાણીને મૂળથી વ્હિગનું નામ પણ ગમતું નહોતું. પહેલવહેલો સંડરલાંડને દાખલ કરાવ્યો તે વેળા માર્લબરોએ રાજીનામું આપવાની ધમકી દેખાડી ત્યારે જ તે નાચારીએ કબૂલ થઈ હતી. એ પ્રસંગે ઘણા સહવાસથી મોંઢે ચડી ગએલી લેડી માર્લબરો એવાં તો ધમકી ભરેલાં વેણ ઓચરી હતી કે તે વખતથી જ રાણીનું મન એના ઉપરથી ઉઠી ગયું હતું. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પેલી નવી માનીતી સખીએ આ ઇતરાજીમાં વધારો જ કરાવ્યો. આ ખટપટ માલુમ પડવાથી જ માર્લબરોએ હાર્લી વગેરેને પદભ્રષ્ટ કરાવ્યા હતા. તેમને કાઢી મૂકવા એ રાણીને બિલકુલ ગમ્યું નહોતું. પણ હજી આ દિગ્વિજયી સેનાપતિને દૂભાવવાની એનમાં હિંમત આવી નહોતી. અને જ્યાં દેશાવરમાં આવો જંગ જામી રહ્યો હતો ત્યાં એને દૂભાવાય પણ કેમ? બધું રાજમંડળ વ્હિગમય કરાવી નાંખ્યું તો તે પણ રાણીએ નાચારીથી કર્યું. પણ મનમાં હવે એમ થઈ રહ્યું કે ક્યારે લાગ આવે કે હું માર્લબરોને દૂર કરી મારી મર્જીમાં આવે તેવા પ્રધાનોને રાખી

હું મારૂં રાજ્ય ચલાવું. આવો લાગ ઉપર કહ્યું તે પ્રમાણે પ્રજામત વ્હિગપક્ષની વિરુદ્ધ થઈ જવાથી મળ્યો, અને તેનો લાભ ખટપટ હાર્લીએ બરાબર લીધો. મિસિસ મેશામની માર્ફતે રાણીને સમજાવ પ્રથમ તો માર્લબરોના જમાઈ સંડરલાંડને અને પછીથી એના મિ ગોડોલ્ફિનને રજા અપાવી. વ્હિગ પ્રધાનોને સમજાવ્યું કે આ તે માર્લબરો ઉપર રાણી ગુસ્સે છે તેથી આમ થાય છે, અને એમ સમજ તેઓ કાંઈ બોલ્યા નહિ. કેમકે તેઓ જાણતા હતા કે માર્લબરોએ કાંઈ આપણને હૈયાના હેતથી બોલાવ્યા નહોતા પણ માત્ર આપણ જરૂર પડયાથી જ, પછી થોડા વખતમાં તેમનો વારો આવ્યો ત્યા આ વ્હિગ મંડળને કાઢી મૂક્યું. ત્યારે માર્લબરો પણ કાંઈ બોલ્યે નહિ. તેનાં કારણ બે હતાં; એક તો તેઓ થયા તેવા થવું, અ બીજું બને તો પાછા ટોરી પક્ષમાં મળી જવું. પણ ટોરી પક્ષ તે એને છૂંદી મારવાના જ વિચારમાં હતો. અને તેથી પર્યંતે એને પરપક્ષમ કાયમ રહેવું પડ્યું. આ રીતે પાછો ટોરી પક્ષનો કારભાર ઇ. સ ૧૭૧૦ માં થયો. એ જ વર્ષે નવી પાર્લમેંટ બોલાવી, અને તે બહ ટોરીમતની જ આવી. તેમણે આવી પોતાની મર્જી મુજબ ધર્મબળાત્કારન એક બે કાયદા કર્યા. પણ આવતા રાજ્યમાં તે જલદી જ રદ કર વામાં આવ્યા. રાણીની હજૂરમાંથી ડચેસ ઓફ માર્લબરોને અપમા સાથે કાઢી મૂકવામાં આવી, અને અગર જો માર્લબરોના સેનાધિપત્યને હજી કાંઈ છેડયા નહિ તોપણ એને ન પૂછતાં ફ્રાન્સ જોડે સલાહન બાંજઘડો કરવા માંડી. અમીરોની સભા જેમાં વ્હિગ મતનું હા જોર હતું તેણે એની ઉશ્કેરણીથી સલાહની સામે વાંધો ઉઠાવ્યો. પણ રાણી, પ્રજા, અને આમની સભા એ બાબતમાં એકમત હોવાથ તેમનું કાંઈ ચાલી શક્યું નહિ. ઇ. સ. ૧૭૧૧ માં બાર નવા અમીરો નીમી તે સભામાં વ્હિગનું જે પ્રબળ હતું તે તોડી નાખ્યું. માર્લબરોન સેનાધિપત્ય પણ લઈ લીધું. અને એની ઉપર તથા બીજા એક ઉપર આમની સભામાં એવું તહોમત ઉપરથી મૂકવામાં આવ્યું

એમણે સરકારી પૈસા ઉચાપત કર્યા છે. આ ઉપરથી માર્લબરોને ગુન્હેગાર ઠેરવી એના સઘળા સરકારી ઓદ્ધા લઈ લેવામાં આવ્યા. આ બનાવ પછી માર્લબરો દેશ છોડી યુરોપમાં જઈ વસ્યો.

**યૂટ્રેક્ટનું તહનામું**:—હવે સલાહ કરવામાં કશી હરકત રહી નહિ, અને તેથી યૂટ્રેક્ટ મુકામે બધા રાજ્યોના એલચીઓ એક વર્ષથી ભેગા થયા હતા. તેમણે તે જલદીથી કરી નાખી. અગર જો લુઈએ પ્રથમ સલાહનાં કહેણુ મોકલ્યાં હતાં તેના જેટલું નહિ તોપણ બધા મહાઐક્યવાળાને આ તહનામું લાભકારક જ હતું. સ્પેન અને તેના સંસ્થાનો લુઈના પૌત્રનાં જ હાથમાં રહ્યાં, પણ એવી શરતે કે સ્પેન ને ફ્રાન્સનાં રાજ્ય કોઈ વખત પણ એક ધણીના હાથમાં આવવા દેવા નહિ. નેપલ્સ, મિલાન, અને નેધરલાંડ એ પાદશાહને આપી દેવામાં આવ્યાં, સેવોયના ડ્યુકને સિસિલી અને બાવેરીયાવાળાને સાર્ડિનિયા મળે તથા તે બંને હવે પછી રાજા કહેવાય એમ ઠર્યું. હોલાંડને ફ્રાન્સની સામે અત્યંત બચાવ કરવામાં બહુ ઉપયોગી થઇ પડે એવા ફ્લૅન્ડર્સમાંના કેટલાક કિલ્લા મળ્યા. પ્રશિયા સાથે ફ્રાન્સે કેટલાંક પ્રગણાંઓનો બદલો કર્યો. ઇંગ્લાંડને જિબ્રાલ્ટર, મિનોર્કા, નોવાસ્કોશિયા, અને સેંટ ક્રિસ્ટોફર મળ્યા, તથા ન્યૂફાઉડલાંડ તથા હડસન બે તર્ફના મુલકમાં બીજા કોઈએ હાથ ઘાલવો નહિ, એમ ફ્રાન્સે કબૂલ કર્યું. વળી વિશેષ એ કે લુઈએ પ્રતિજ્ઞા લીધી કે ઇંગ્લાંડમાં પ્રૉટેસ્ટંટને ગાદી મળવાનો કાયદો છે તેને જ હું પુષ્ટિ આપીશ તથા જુઠા હકદાર (the Pretender) ને ફ્રાન્સમાં રહેવા દઈશ નહિ.

આ છેલ્લી શરત સમય જોતાં સૌથી વધારે અગત્યની હતી કેમકે રાણીનું શરીર હવે કેટલાક વખતથી એવું જ ચાલતું હતું. અને જેકોબાઇટ પક્ષના ચોતર્ફ ભારે ખટપટ ચલાવી રહ્યા હતાઃ ખટપટ જ નહિ પણ તૈયારીઓ સુદ્ધાં કરવા માંડી અને તેમાં સેંટજોન જે હાલ કેટલાક વખતથી વાઇકાંઉટ બોલિંગ બ્રોકનો ખિતાબ ધારણ કરતો થયો હતો તે તથા બીજા કારભારીઓ પણ સામેલ હતા. રાણી

પંડનો વિચાર પણ એવો જ હોય એમ જણાય છે. પણ એનના એકાએક મરણથી સૌનાં ધાર્યાં મનમાં રહ્યાં.

રાણીનું મરણ ઈ. સ. ૧૭૧૪ માં પચાશ વર્ષની ઉંમરે માથા પર લોહી ચડી જવાથી નીપજ્યું. મરતાં મરતાં તે પોતાનું રાજ્ય શ્રુસ્બરીના ડયૂકને ભળાવતી ગઈ. તેણે તાબડતોબ બે પલટણો બોલાવી તથા વારસાના કાયદા મુજબ સોફિયા મરી ગઈ હતી તેથી તેના કુંવરની આણ ચોતર્ફ "પહેલો જ્યોર્જ" એ નામે દેશમાં ફેરવી દીધી.

એ ભલી, માયાળુ, તથા ખાનગી ચાલ ચલગતમાં કેવળ નિષ્કલંક હતી તેથી એને "ભલી રાણી એન" કરીને કહે છે. એના રાજ્યમાં બંડ ફિસાદ કાંઈ પણ થયાં નહિ, અને કોઈને રાજદ્રોહને માટે શિક્ષા કરવાની જરુર પડી નહિ. તે ધર્મસમાજને ખરા દિલથી ચહાતી હતી તે એનાં "મહાદાન" ઉપરથી જણાય છે. એ નબળા મનની તથા કાંઈક આળસુ પ્રકૃતિની હતી, પણ તેથી ઈંગ્લાંડને ઓર લાભ થયો. વિલિયમની પછી પરંપરાના હક્કથી એ રાજ્યપદને પામી હતી તેથી એની ઉપર પ્રજાની ભક્તિ ઘણી જ હતી. અને જો એણે બીજા ચાર્લ્સની પેઠે આપમુખત્યારીથી વર્તવા ચાહ્યું હોત, તો તે કેટલેક દરજ્જે વર્તી શક્ત. પણ એણીએ પ્રધાનોને જ બહુધા રાજ્યની કડાકૂટ કરવા દીધી. અને હવે પછીના જ્યોર્જ ૧ લો અને જ્યોર્જ ૨ જો એ બે રાજા થયા તે પણ બહુધા એવા જ હોવાથી ઈંગ્લાંડમાં એવો દસ્તૂર પડી ગયો કે ખરૂં રાજ્ય તો જોખમદાર પ્રધાનો વડે જ ચાલવું જોઈએ અને બને ત્યાં સુધી રાજાએ તેમના કામમાં વચ્ચે પડવું નહિ. રાજ્ય વિપ્લવથી જેનાં બીજ નંખાયાં હતાં તે બંધારણ ઈંગ્લાંડમાં આ પ્રમાણે સુદ્રઢ અને કાયમનું થવા પામ્યું.



## भाग ५ मो : अपूर्ण.

## પ્રકરણ ૩૨ મું.

### જ્યોર્જ પહેલો : ઈ. સ. ૧૭૧૪ થી ૧૭૨૭.

હેનોવર રાજવંશ જ્યોર્જને બેપીએ ખબર મોકલી બોલાવ્યો હતો, તેને આવતાં દોઢેક મહિનો લાગ્યો, તોપણ એને ગાદીએ બેસતાં કોઈથી કાંઈ વિઘ્ન થઈ શક્યું નહિ, કારણ કે પ્રજાનો મોટો ભાગ રાજ્યવિપ્લવની ગોઠવણને જ ચાહનારો હતો. આ વેળા એ પાકી આધેડ વયનો હતો—એને ૫૪ વર્ષ થયાં હતાં, અને એનો જે કુંવર હતો તેની જ ઉંમર ૩૦ વર્ષની હતી. તથા તેને પણ સાત વર્ષનો પુત્ર હતો. આ જોઈ બધાની ખાત્રી થઈ કે આ વેલો કાંઈ નાબુદ થાય એવો નથી; અને તેથી તેના મનમાં આગળ કોણ આવશે એવા અંદેશાથી રાજભક્તિ ડગડગતી હશે તેની પણ દૃઢીભૂત થઈ.

જ્યોર્જ પાકું સમજતો હતો કે આ જે મને ગાદી મળી છે તે વ્હિગમતનું જ પરિણામ છે. તેથી એણે તમામ કારભારીઓ એ પક્ષના જ રાખ્યા. તેમણે તુર્ત પેલા ટોરી પક્ષના ખટપટીઆઓને પકડવા માંડ્યા. ઓક્સફર્ડ પકડાયો. તેને કિલ્લામાં મોકલાવી દીધો, બોલિંગબ્રોક અને આર્મંડ તો નાસીને જેમ્સના કુંવર પાસે યુરોપમાં જઈ રહ્યા એ બંનેને ગુન્હેગાર ઠેરવી તેની જાગીરો જપ્ત કરવાનો પાર્લામેંટે હુકમ કર્યો. બોલિંગબ્રોક નાઠો, તે સમજીને જ નાઠો હતો. એણે જેમ્સના કુંવરને કહ્યું કે હાલ તમારૂં ઈંગ્લાંડમાં કાંઈ ચાલે એમ નથી,

પણ તેણે એની સલાહ ન માનતાં પોતાની તર્ફથી બંડ ઉઠાવવા કેટલાક અવિચારી ઇંગ્રેજોને પરવાનગી આપી.

જેકોબાઇડ બંડ એક ઇંગ્લાંડના ઉત્તર ભાગમાં, અને બીજું સ્કૉટલાંડમાં ઉઠ્યું. ઇંગ્લાંડના બંડખોરો તો થોડુંક આગળ વધ્યા એટલામાં જ તેમને સાથીઓ ન મળવાથી બિન શરતે શરણ થવાની જરૂર પડી. સ્કૉટલાંડવાળાના છેક જ એવા હાલ થયા નહિ. તોપણ જેમ્સનો પુત્ર આવી પહોંચે તે પહેલાં તેમણે એક હાર ખાધી (શેરિફ મ્યૂરની લડાઈ, નવેમ્બર, ૧૭૧૫). તે આવ્યેથી ઉલટું તે લશ્કર એના નિરુત્સાહી સ્વભાવથી વધારે નાહિંમત થઈ ગયું, અને તેમને છોડી એ પાછો ફ્રાન્સમાં ભાગી ગયો. (ઈ. સ. ૧૭૧૬).

**સાત વર્ષનો કાયદો:**– આવે સમે પાર્લમેંટમાં વિરુદ્ધ મતના સભાસદો આવે તો સારૂં નહિ એમ જાણી, તે ત્રણ વર્ષે મળવી જોઈએ એવો જે કાયદો હતો તે કાઢી નાખી સાત વર્ષનો કર્યો (ઈ. સ. ૧૭૧૬). પ્રજાને તે પસંદ પડયો અને હજી પણ તે જ ચાલુ છે.

**ત્રિરાજ્ય સંધિ**–ફ્રાન્સ આ જૂદા દાવાદારને મદદ ન કરે એ હેતુથી તેની સાથે સંધિ કરવામાં આવી. એને ત્રિરાજ્ય સંધિ કહે છે. કેમકે તેમાં ઇંગ્લાંડ, ફ્રાન્સ અને હોલાંડ એ ત્રણે રાજ્યો સામેલ હતાં (ઈ. સ. ૧૭૧૭). બીજે જ વર્ષે એમાં ઑસ્ટ્રિયાનો પાદશાહ પણ ભળ્યો અને ત્યારે તે ચતુરાજ્ય સંધિ એ નામથી ઓળખાઈ.

**વ્હિગ કારભાર.**–આ જેકોબાઇટ બંડનું સૌથી અગત્યનું પરિણામ તો એ થયું કે જેમ રાજાને તેમ જ આખી ઇંગ્રેજી પ્રજાને પણ ટોરીપક્ષ અળખામણો થઈ પડયો. કેમકે તેના અગ્રણીઓ બધા જ આ સમે જેકોબાઈટ હતા. આમ થવાથી વ્હિગપક્ષનો કારભાર નિષ્કંટકપણે ધમધોકાર ચાલ્યો. વ્હિગ કારભાર આ પ્રમાણે શરૂ થયો તે

ઘણું કરીને એક અડધી સદી સુધી જ અખંડ ચાલુ રહ્યો. એ અરસામાં મંત્રીમંડળો કેટલીક વાર બદલાયાં, પણ જે થાય તે વ્હિગનાં. વ્હિગ જ—ટોરીનો તો જાણે રાજ્યકારભારમાંથી કાંકરો જ નીકળી ગયો. વ્હિગ પક્ષ જાતે પણ ખરેખરો આ સમે રાજ્યસત્તા ભોગવવાને જોગ જ હતો. તેઓ બધા સાર્વજનિક બુદ્ધિના, શાણા, અને સુસંપી હતા. વ્હિગ મતના તમામ ગૃહસ્થોએ પોતપોતાનાં ઠેકાણે ઠેકાણે મંડળો બાંધી દીધાં હતાં, અને ત્યાં સાર્વજનિક કામ પોતાના અગ્રણીઓ તરફથી જેમ સૂચના મળે તેમ જ એક સંપથી કરતા હતા. ખરે, આ સમે આખા વ્હિગ પક્ષની દોરી આઠ દશ અગ્રણી કુળોના જ હાથમાં હતી. એ જ કુળો મૂળ સ્ટુઅર્ટ વંશના જુલમની સામે થયાં હતાં, એ જ કુળોના સાહસિક પરિશ્રમથી રાજ્યવિપ્લવ થયો હતો, અને એજ કુળો હૅનોવર વંશને પણ ગાદીપર આણનારાં હતાં. પ્રજાસ્વાતંત્ર્યનો ઉત્સાહ હજી પણ તેમનો એવોને એવો જ અખંડિત હતો. સાર્વજનિક કામોમાં તેઓ પોતાની પદરના લાખો રૂપિયા ખરચતા, આમની સભામાં પોતાનો પક્ષ વધારવા તેમણે કેટલાંક ગામનાં ગામને લાંચ આપી વ્હિગ મતના જ પ્રતિનિધિ મોકલનારાં કરી રાખ્યાં હતાં. પાર્લમેંટના ગ્રામવાસી સભાસદોનો $\frac{9}{10}$ (નવ દશાંશ) આ સમે તેમના સગાં સંબંધી કે આશ્રિતોનો જ થતો. નગરવાસી વ્યાપારી વર્ગ તો તેમની ઉપર રાજી જ હતો, કેમકે તેઓને ધાસ્તી હતી કે જો જેમ્સ કુળ પાછું આવે તો વિલિયમને એનના વખતમાં જે સરકારને ભારે દેવું થઈ ગયું છે તે બધાનો તે ઇનકાર કર્યા વિના રહે નહિ. એથી ઉલટું વ્હિગ પક્ષવાળા સરકારની આંટ જાળવવાને બહુ ખંતી હતા. એટલું જ નહિ પણ તેમણે હવેથી સઘળી રાજનીતિ જ વ્યાપાર વર્ધક પકડી હતી. તેમજ, જે બે દુરાગ્રહથી વ્હિગ પક્ષનું આજ પર્યંત પાછું પડવું થતું હતું તે તેમણે આ સમે છોડી દીધા. ધર્મસમાજને છોડવો જ નહિ એવો તેમણે હવેથી નિશ્ચય કર્યો. તે રાજ્યધર્મ થઈ રહ્યો છે તો ભલે તેમ રહેતો. તેની સત્તા લોકોની મતિ ઉપર ઘણી

છે તો તે તોડવાનો પ્રયત્ન કરવો એ સામે પવને પોતાનું હોડકું હંકારવા જેવું છે; એથી બહેતર તો એ જ માર્ગ છે કે એ ધર્મ-સમાજને પ્રત્યક્ષ કનડગત કાંઈ પણ ન કરતાં તેમાં ધર્માધિકારીઓ ધીમે ધીમે એવા બેસાડી દેવા કે જે રાજ્યપ્રકરણી બાબતમાં વ્હિગ મતના હોય. માત્ર હવે અન્ય પ્રોટેસ્ટંટ માર્ગો ઉપર કાયદાની તર્ફનો જે જુલમ છે તે કળે કળે દૂર કરવાની રાજનીતિ રાખવી. આ વિચારથી પાછલા રાજ્યમાં ધર્મબળાત્કારના જે એક બે એકટ થયા હતા, તે આ સમે તત્કાળ દૂર કર્યા, અને કસોટીનો કાયદો પણ કાઢી નાખવાની મર્જી હતી, પરંતુ એવો મોટો ફેરફાર ધર્મસમાજ હજી સાંખી શકશે નહિ એમ સમજાયાથી તે વાત ડહાપણથી મુલતવી રાખી; જો કે એ કાયદાની અડચણોમાંથી પ્રોટેસ્ટંટોને મુક્ત કરવાને માટે વરસો વરસ પાર્લમેંટમાં એક માફી પત્ર પસાર કરવાનો વહીવટ અખત્યાર કરવામાં આવ્યો. વિદેશવિગ્રહ એ અત્યાર સુધી વ્હિગપક્ષને લોકમાં અપ્રિય કરી નાખનારૂં બીજું કારણ હતું. આપણે પાછળ જોઈ ગયા છીએ કે અત્યાર સુધી દેશાવરો સાથે જંગ ઉઠાવનારા વ્હિગ પ્રધાનો અને તે સામે પોકાર ઉઠાવી તેને બંધ પાડનાર ટોરીપક્ષના હતા. પરંતુ આ સમે વ્હિગ પક્ષની રાજનીતિ એ બાબતમાં એટલી બધી બદલાઈ ગઈ કે તેઓ તો હવેથી અવિગ્રહ નીતિના અનુસારક ગણાવા લાગ્યા. સારાંશ કે વ્હિગ અગ્રણીઓ આ સમે જે અપૂર્વ સત્તા ભોગવી ગયા તે તેમના સુગુણોને લીધે જ. સુગુણો હંમેશાં જ સિદ્ધિદાયક છે. અને તેની સાથે પચાશ પચાશ વર્ષ સુધી જે તેમનો અધિકાર અખંડિત રહ્યો તેનું વિશેષ કારણ તો એ જ કે પોતાના સ્વાતંત્ર્ય મતને તેઓ છેવટ સુધી સાચા ને સાચા જ રહ્યા. રાજ્ય ને ધર્મ સંબંધી પ્રજાને સ્વાતંત્ર્ય ભોગવતી કરવી એ તરફ જ તેઓ નિરંતર લક્ષ રાખતા. આવી ઉંચ બુદ્ધિના ઉંચ પુરુષોના લાંબા કારભારનું મોટું શુભ ફળ એ થયું કે તેઓ કામથી દૂર થયા તોપણ લોકને સ્વતંત્રતાનો એવો અભ્યાસ પડી ગયો કે પાર્લમેંટ વિના રાજ્ય કરવું, ઇન્સાફના કામમાં હાથ ઘાલવો, છાપખા-

નાંઓને બંધનમાં રાખવાં, કે ધર્મભેદને માટે કોઇને પણ સતાવવો એ વાત તો ઇંગ્લાંડમાં બની શકે જ નહિ, એમ સર્વેને સમાન રીતે જ પ્રતીત થઈ રહ્યું.

**અવિગ્રહ નીતિનો** સિદ્ધાંત એ છે કે કોઈ પણ દેશને બીજા સાથે લડાઈ ઉઠાવવામાં ફાયદો નથી- છેવટે કદાપિ પોતે જીતે તોપણ નુકસાનનો સરવાળો જ વધારે થાય. લડાઈનો ખર્ચ પૂરો કરતાં લોકો ઉપર કરનો ભારે બોજો પડે છે એ તો ઉઘાડું જ છે. અને તે વિચારથી જ ટોરીપક્ષવાળા અત્યાર સુધી વિદેશવિગ્રહની સામે થતા હતા. પણ આ તો એનો નાનામાં નાનો ગેરફાયદો છે. એવો વિશેષ કર આપવાથી લોકોની સમસ્ત આર્થિક સ્થિતિ કાંઈ બહુ બગડતી નથી. પણ મોટો ગેરલાભ તો એ છે કે જ્યારે હજારો માણસ પોતાનો ચાલુ કામ ધંધો છોડી સિપાહીગિરીમાં પડે છે ત્યારે તેટલું દેશમાં નવું દ્રવ્ય ઉત્પન્ન થતું બંધ પડે છે. એથી પણ દ્રવ્યની વિશેષ હાનિ તો દેશાવર સાથનો વ્યાપાર પડી ભાગવાથી થાય છે. કેમ કે બે દેશો વચ્ચે લડાઈ ચાલે છે ત્યારે તેઓ વેપારને બદલે એક બીજાનાં વહાણ કે વણઝારો લૂંટી લેવાનો જ ઉદ્યોગ આદરે છે. આવા જોખમને સમે વેપારી પરદેશ માલ મોકલે નહિ, અને એમ થવાથી લાખો માણસ રોજી વિનાના થઈ જાય, મતલબ કે મજુરો ભૂખે જ મરે, શાહુકારો તુટી જાય, અને કરોડો રૂપીયાનું નુકસાન દેશને થાય. આમ થવા પછી છેવટે કદાપિ લડાઈમાં જીતી એકાદો મુલક હાથમાં આવ્યો તોપણ આ બધા નુકસાનોના મુકાબલામાં તે ફાયદો કાંઇ જ નથી. આ વાત હાલ યૂરોપના રાજ્યવેત્તાઓ બરાબર સમજે છે અને સોવાર વિચાર કર્યા કેડે નાચારીએ જ એવા વિદેશવિગ્રહ માથે વહોરી લે છે. પણ આ પ્રમાણે રાજકર્તાઓની વૃત્તિ થવી એ દેશના વ્યાપાર બળ ઉપર બહુ આધાર રાખે છે. જ્યાં સુધી દેશમાં વ્યાપાર ધંધો બહુ વધ્યો નથી ત્યાં સુધી લડાઈથી આ જાતનું નુકસાન થોડું જ હોય છે. અને વખતે તો પરદેશને લૂટી લાવવામાં જ લાભ રહેલો હોય. આવા જંગલી કાળમાં

તો રાજા ને પ્રજા બંનેને જ વિદેશવિગ્રહ બહુ વહાલો લાગે છે. અને જો પાડોશનો દેશ કાંઈ સુખરી શ્રીમાન થયો હોય છે તો તો તેના પૂરા ભોગ જ આવી મળે છે. પણ જેમ જેમ દેશમાં વેપાર ધંધો વધતો જાય છે તેમ તેમ લડાઈપરથી રુચી ઓછી થતી જાય છે અને છેવટે વેપારી વર્ગ તો લડાઈ ને ધીક્કારનારો જ થઈ પડે છે. જ્યારે એથી પણ વેપાર બહુ વધે છે ત્યારે વિદેશવિગ્રહના ગેરફાયદા બીજાને પણ કંઈ કંઈ પ્રત્યક્ષ થવા લાગે છે. અને તેના લાભાલાભ ઉપર વિચક્ષણ રાજ્યકર્ત્તા કાંઈ ધ્યાન આપવા માંડે છે. પણ પૂરેપૂરૂં ધ્યાન તો ત્યારે અપાય છે કે જ્યારે વ્યાપારી વર્ગ અગમ બુદ્ધિથી એકદેશી હીંગતોળુ જ ન રહેતાં પોતાના દેશના રાજકાજમાં બોલવાનો હક સંપાદન કરેલો હોય છે. ત્યારે તો વ્યાપારવૃદ્ધિનો વિચાર કરવો એ દેશની રાજનીતિનું એક અવશ્યનું અંગ થઈ પડે છે.

ઈંગ્લાંડ હાલ આ સ્થિતિએ આવી પહોંચ્યું હતું. છેલ્લા સો વર્ષમાં ઇંગ્લાંડનો વ્યાપાર અત્યંત જ વધ્યો હતો, અને રાજકાજમાં વ્યાપારી વર્ગનો મત જમીનદારોના કરતાં પણ વધારે સત્તાવાના થવાની તૈયારીમાં હતો. વ્હિગપક્ષને મોટો આશ્રય વ્યાપારી વર્ગનો હોવાથી એ પક્ષે પ્રથમ ચેતી પહેલાં જે તેમને વિદેશવિગ્રહનો આગ્રહ હતો તે તમામ છોડી દીધો, અને વ્યાપારવૃદ્ધિએ પોતાની રાજનીતિનું મુખ્ય કેંદ્ર કર્યું. હવેથી તમે જોશો કે અવિગ્રહ મતને થોડો ઘણો પણ અનુસરી વ્હિગપક્ષ હમેશાં વર્તે છે, અને વખતે વિદેશવિગ્રહ ઉઠાવે છે તે પણ વ્યાપાર વૃદ્ધિની જ લલુતાથી. રાજ્યલોભની ખાતર જ વિગ્રહ ઉઠાવવો એ વાત હવેથી ટોરી પક્ષનું લક્ષણ થઈ પડ્યું. અને હવે ટોરી પક્ષને પણ કેટલેક અંશે તો વ્યાપારી વર્ગના વિચારને માન આપવું પડે છે.

આ અવિગ્રહ નીતિનો મૂળ પ્રવર્ત્તક રોબર્ટ વૅાલપોલ નામનો આ સમે જે પ્રધાન થયો તે હતો. પણ એના કારભારનું વર્ણન કરતાં પહેલાં દક્ષિણ મહાસાગરનો "પરપોટો" એ નામની જે

ઈંગ્લાંડમાં આ સમે શેરસટ્ટાની ઘેલાઈ ચાલી તેની કાંઈક હકીકત જાણવી જોઈએ.

**દક્ષિણ મહાસાગરનો પરપોટો** ( સાઉથી સી બબલ ).
મુંબાઈમાં શેરસટ્ટાની ઘેલાઈ આપણે અહિંયાં ઇ. સ ૧૮૬૫ માં ચાલી હતી તે તો તમારા જાણવામાં હશે જ. અમેરિકામાં ગુલામ બાબત લડાઈ ઉઠવાથી રૂના ભાવ ખાંડીએ ૮૦૦ સુધીના થઈ ગયા. અને તેથી આપણા મુલકમાં અનગળ પૈસો આવ્યો. એકદમ વધી પડેલી આટલી બધી મૂડી ચાલુ વેપારમાં નાખવાનો માર્ગ ન હોવાથી નવા નવા ઉદ્યોગને નિમિત્તે ઘણી ઘણી કંપનીઓ બંધાઈ, અને તેમાં બહુ નફો થશે એમ ધારી તેના શેરો ઉપર લોકે પડાપડી કરવા માંડી. એ પડાપડીના કારણથી શેરોના ભાવ એકદમ બહુ વધ્યા. એ ભાવો પ્રતિદિન વધતા જોઈ સટ્ટાની હોંસ બધાને છૂટી, અને તેનો લાભ લઈ કેટલાક લુચ્ચા સટોરિયાઓએ તેના ભાવ છેક જ બહેકાવી મૂક્યા. જોતજોતામાં રખડતા માણસો લખપતિ ને કરોડાધિપતિ થઈ જવા લાગ્યા. એકએનો શેર જેને આ લોક ખાડાનો કહેતા અને જે છેવટે મોટો ખાડો જ નીવડ્યો, તેનો ભાવ લગભગ લાખ રૂપિયાનો બોલાયો અગર જો તે મૂળે તો દશ હજારનો જ હતો. આ જોઈ બધાનું કલેજું ફટક્યું; અને નીચ કે ઊંચ, વિદ્વાન્ કે મૂર્ખ, સ્ત્રી કે પુરૂષ, સઘળા જ શેરસટ્ટાની મોહજાળમાં ફસી પડ્યા. કોઈને પણ વિચાર રહ્યો નહિ કે એકના ચાર તો આપણે હાલ આપીએ છીએ, તો પછી એ ધંધો ગમે તેવો હોય તોપણ એમાં એથી તે વધારે નફો શી રીતે છૂટવાનો હતો ? પણ એ વખતે એવા વ્યવહારી નફાનો વિચાર જ કોણ કરે છે ? બધાની ગણત્રી એટલી જ હતી કે કાલે ભાવ વધ્યો કે તુર્ત એ વેચી નાખી આપણે નફો ગાંઠે બાંધીશું. પણ આવી ઘેલાઈની ગણત્રી ઉપર જે ભાવ વધવા માંડેલા તે ક્યાં સુધી ટકી રહે ? એક વાર આચકો લાગે કે જેમ આવો ચડેલા તેમજ પાછા ગગડીને નીચે બેસે, અને તેમાં બધાને

જ બેય સાથરે કરી નાંખે. એમજ આખરે થયું, અને લાખો માણસ પાયમાલ થઈ ગયા. એ પાયમાલી ફક્ત મુંબાઇમાં જ નહિ પરંતુ ગુજરાત, કાઠિયાવાડ, કચ્છમાં પણ ફેલાઇ, અને હજી પણ તેની માઠી અસર કેટલેક ઠેકાણે છેક દૂર થઈ નથી.

આવું જ અને બલ્કે એથી પણ મોટે દરજ્જે ઇંગ્લાંડમાં આ વખતે થયું હતું. અહિંયા પાછલા દોઢસો વર્ષથી વ્યાપાર અને દ્રવ્યની વૃદ્ધિ ઉત્તરોત્તર થતી જ આવી હતી, અને તેમાં યૂટ્રેકટની સંધિ પછી જે અવિગ્રહ આવ્યો તેના પ્રતાપે દેશમાં ઘણો જ વેપાર વધી ગયો. જેની પાસે થોડા પૈસા હોય તે પણ એમ ધારવા લાગ્યો કે એને જો વેપારમાં નાંખ્યા હોય તો તુર્ત તવંગર થઈ જવાય. નવી નવી કંપનીઓ બંધાવા લાગી, અને તેમાંની કેટલીકે સારૂં કામ કરી વહેંચણી પણ સારી આપી. એથી શેર રાખવાનો પવન ફેલાયો, અને બેવકૂફ કે લુચ્ચા માણસો એ હવાઈ ખ્યાલની જે કંપની કાઢવા માંડી તેમાં ઘણા લોક ઝંપલાવી પડયા.

એમાં " સાઉથ સી " એટલે દક્ષિણ મહાસાગરમાં વેપાર કરનારી કંપની એણે તો બધાને ગાંડા જ કરી મૂકયા. એ કંપની મૂળ ઇ. સ. ૧૭૧૦ માં હાર્લીએ ઉભી કરાવી હતી, અને તે કંપનીએ સરકારી કરજ ૯૦ લાખ પૌંડનું પતાવી પોતે લીધું તેના બદલામાં તેને સારા વ્યાજની સાથે દક્ષિણ મહાસાગરમાં એકહથ્થુ વેપાર ચલાવવાની પરવાનગી આપી. એક હથ્થુ વેપાર ચલાવવાથી તો ન્યાલ જ થઈ જવાતું હશે એમ આ સમે ઈગ્રેજ લોકના સમજ્યામાં હતું. અને તેથી જ્યારે ઇ. સ. ૧૭૧૯ માં એ જ કંપનીએ બીજા ૭૫ લાખનું સરકારી દેવું પોતે પતાવી લીધું ત્યારે એના શેરો ઉપર લોકોનો મોહ વધ્યો અને જેની પાસે સરકારી લોન હતી તેમાંના ઘણાકે તો તે સાટે આ શેર જ લેવા કબૂલ કર્યા. આ પ્રસંગનો લાભ લઈ એના લુચ્ચા ડિરેકટરોએ એ શેર છેક જ સટ્ટાપર ચગાવ્યા અને મૂળ જે એ ૧૦૦ પાઉંડનો

તેના એક વખતે ૧૦૦૦ પૌન્ડ બોલાયા. આ જોઈ આખો બજાર ચમક્યો અને બધા જ શેરોના ભાવ આસમાને જઈ પહોંચ્યા. અરે એની અસર ફ્રાન્સમાં પણ જઈ પહોંચી અને ત્યાં પણ એવી સેંકડો પરપોટા કંપનીઓ ઉભી થઈ. શેરસટ્ટાનો પવન જોસથી ફુંકાવા લાગ્યો પણ પરપોટા તે કાંઈ આખરે ફૂટયા વિના રહે! અને તે ફૂટયા તેની સાથે જ લોકની ચોતર્ફ પાયમાલી થઈ ગઈ. શેરોમાં ઘણા લોક મરી ગયા. એટલું જ નહિ પણ શેરને લીધે સેંકડો શાહુકારો ભાગવાથી બાકી હતા તેને ઘેર પણ રડાપીટ મંડાઈ. હજારો આબરૂદાર કુટુંબો તો ઘેરબાર વિનાનાં થઈ ગયાં અને હજારો માણસો રોટલો પણ ખોઈ બેઠા.

આ જોઈ બધા લોક સરકારની ઉપર કોપાયમાન થઈ ગયા, કેમકે મંત્રીમંડળમાંના ઘણાક સાઉથ સી કંપનીના તર્કટમાં સામેલ હતા. પાર્લમેંટમાં તેમની સામે કામ ચાલ્યું, અને તે સમે તકરારના જુસ્સામાં માથે લોહી ચડી જવાથી એક પ્રધાન તો બીજે દહાડે જ મરી ગયો. એણે તો નહિ પણ એના કેટલાક સાથીઓએ લાંચ ખાધી હતી એમ છેવટે સાબીત થયું. એ તપાસ ચાલતી હતી એટલામાં જ એક તો હેબકથી મરી ગયો. બીજાને કેદની શિક્ષા મળી અને બધું રાજમંડળ આપોઆપ રાજીનામું આપીને ચાલતું થયું. હવે રોબર્ટ વૉલપોલ જેણે ઘરથી જ આ શેરસટ્ટાની ઘેલછા સામે વારંવાર પોકારીને ચેતવણીઓ આપી હતી, તે સમસ્ત પ્રજાના એક અવાજે પ્રધાનપદને પામ્યો.

**સર રોબર્ટ વૉલપોલ** એ ઇંગ્લાંડમાં જે મોટા પ્રધાનો થઈ ગયા છે તેમાંનો એક ગણાય છે. રાજની ઉપજ ખર્ચની આવડતમાં એ અદ્વિતીય જ હતો. શેરસટ્ટાની ઘેલાઈથી દેશનો વેપાર ધંધો પડી ભાગવાની તૈયારીમાં આવ્યો હતો. તે એની ચતુરાઈથી પાછો ટટાર થયો. એના હાથમાં કારભાર આવ્યો કે તુર્ત જ એણે સો કરતાં વધારે નિકાસની અને આશરે ચાળીશેક આયાતની વસ્તુઓ

ઉપરથી જગાત કાઢી નાખી એણે રાજભાષણમાં સાફ જાહેર કર્યું હતું કે આપણી કારીગરીની ચીજોને પરદેશ ચડાવતાં અને તે બનાવવામાં કામ લાગતી વસ્તુઓ પરદેશથી આવતાં જેટલી થોડી હરકત તથા ખરાજાત થાય એમ કરવું એના જેવું કાંઈ પણ વ્યાપારવર્દ્ધક બીજું કામ નથી. એ અવિગ્રહ રાજનીતિનો મૂળ પ્રચારક હતો તે તો આપણે પ્રથમથી જ કહી ગયા છીએ.

મહામંત્રીપદ પહેલ વહેલું ઇંગ્લાંડમાં એને જ આપવામાં આવ્યું, અને તે આ રીતે બન્યું. અત્યાર સુધી રાજાઓ પંડે મંત્રીમંડળ મળતું તેમાં પ્રમુખસ્થાને બિરાજતા. હાલ જ્યોર્જને ઇંગ્રેજી કે એના કારભારીઓને જર્મન ભાષા આવડતી નહોતી. રાજાને કાંઈ સમજાવવું હોય તો તે ફ્રેંચમાં કહે ત્યારે જ. આમ હોવાથી પૂતળાની માફક આવીને સભામાં બેસી રહેવું એ રાજાને પસંદ પડયું નહિ, અને તેણે હુકમ કર્યો કે મંત્રીમંડળે પોતપોતામાં એક વાર વિચાર કરી મને તે જાહેર કરવો કે પછી તે ઉપર હું મારી સંમતિ આપીશ. બીજા જ્યોર્જને પણ એવું જ ઇંગ્રેજી ભાષાનું કાચું હોવાથી તેણે આ રીત કાયમ રાખી. અને ત્યારથી એવો રિવાજ પડયો કે મંત્રીમંડળે પોતપોતામાં જ વિચાર કરવો. આમ રાજાએ મંત્રીમંડળમાં આવવું બંધ કર્યું. ત્યારે પોતાનું પ્રમુખસ્થાન તેમાંના કોઈને આપવું જ જોઈએ અને તે જેને આપવામાં આવે છે તે આ વખતથી મહામંત્રી કહેવાય છે.

વોલપોલનો કારભાર ઈ. સ. ૧૭૨૧ માં થયો તે છેક ઈ. સ. ૧૭૪૨ સુધી એટલે તે મુઓ ત્યાંસુધી જ લગભગ રહ્યો. અગર જો એ દરમ્યાન આ રાજા તો મરી પણ ગયો. અને બીજો જ્યોર્જ જે ગાદી ઉપર આવ્યો તેની એના ઉપર પ્રીતિ પણ નહોતી. એના લાંબા કારભારમાં લડાઈના ઝબકારા કાંઈ જ થયા નહિ. પણ આખો દેશ લક્ષ્મીદેવીથી ઝળાંઝળાં થઈ રહ્યો. માન્ચેસ્ટર અને

બર્મિંગહામની વસ્તી આ અરસામાં ત્રીશ વર્ષે બમણી થઈ ગઈ અને ત્યાં કારીગરી અને વેપાર એ બંને દિનપર દિન વધ્યાં જ ગયાં. લિવર્પૂલ એક નાનો સરખો ગામડીયો કસ્બો હતો. તે ઇંગ્લાંડનું ત્રીજા નંબરનું બંદર થઈ રહ્યું. ખેતીમાં સુધારો થઈ ખેડુતો સુખી થઈ ગયા અને તેની સાથે દેશની આબાદીનું મુખ્ય ચિન્હ જે જમીનનાં ગણોત, તે પહેલા કરતાં ત્રણ ગણાં વધ્યાં.

આવો કારભારી લોકપ્રિય થાય એમાં શું આશ્ચર્ય ? વેપારી તથા તમામ ગૃહસ્થ વર્ગ તો એની ઉપર ફિદા ફિદા જ થઈ ગયો. અને પાર્લમેંટમાં એનું જોર એટલું હતું કે આપણે સામું બોલીને શું કરી શકવાના છિએ એમ ધારી ટોરી પક્ષના તો કેટલીક વાર ત્યાં હાજર પણ થતા નહિ. આટલી બધી સત્તાનું મૂળ કારણ તો અલબત્ત એની ઉત્તમ રાજનીતિ જ હતી; પણ તેની સાથે એ પણ ખરૂં કે પાર્લમેંટવાળાઓને લાંચ આપવામાં પણ એ બહુ જ પૂરો હતો.

પાર્લમેંટવાળાઓને લાંચ આપવાની રીત વૉલપોલે જ કાઢી એમ તો કાંઈ નથી. લાંચનો ધારો તો રાજ્યમાં જ્યારથી આમની સભા સર્વોપરિ સત્તાધીશ થઈ હતી ત્યારથી નીકળ્યો હતો. એ સભાસદોનો મત હવે કાંઈ જેવી તેવી વસ્તુ નહોતી, અને તેથી તે મેળવવા કારભારીઓ બહુ ખરચ કરતા. આ સમે પાર્લમેંટના કામકાજ છપાતાં નહોતાં તેથી અમુક સભાસદે કેવો મત આપ્યો છે તે લોકને જાણવામાં આવતું નહિ. અને તેથી તેઓ નિડરપણે તે વેચતાં કાંઈ પણ લજવાતા નહિ. વૉલપોલનો તો આ બાબત મનુષ્ય જાત વિષે એવો હલકો વિચાર હતો કે તે હંમેશાં જ કહેતો કે " દરેક માણસની કીંમત છે. " એટલે, ચાહે એવો માણસ હોય પણ જો તેના માપ પ્રમાણે કોઈ લાંચ આપનાર મળે તો તે ચળ્યા વિના રહે જ નહિ. આ નિયમ લાગુ ન પડે એવા તો જગતમાં વિરલા જ, એમાં કાંઈ શક નથી. તોપણ એવા વિરલાએ હોય છે ખરા. વૉલપોલ પડે જ કદી પણ

લાંચ ખાતો નહિ અને જ્યારે એનો કારભાર છૂટ્યો ત્યારે એ મૂળ હતો તે કરતાં પણ નિર્ધન અવસ્થામાં માલુમ પડ્યો.

**સ્પેન સાથે લડાઈ અને દેશમાં બખેડા** આ રાજ્યમાં કેટલીક વાર થયા, પણ તેમાં નોંધવા જોગ કાંઈ પણ નથી.

**રાજાનું મરણ** ઇ. સ. ૧૭૨૭ માં તે હૅનોવર જતો હતો તેવામાં વાટમાં નીપજ્યું. એમ કહે છે કે ઇંગ્લાંડની ગાદી ઉપર આવ્યો તે પહેલેથી જ એણે કાંઈ ખોટા શક ઉપરથી પોતાની પરણિયત સ્ત્રીને એક કિલ્લામાં કેદ કરી રાખી હતી અને તે હાલ મરતી વખત પોતાના ધણીને ગુસ્સાભર્યો કાગળ મોકલતી ગઈ, તેમાં એમ લખ્યું હતું કે તે મારી ઉપર જુલમ ગુજાર્યો છે તેનો જવાબ દેવા હું તને ઈશ્વરના દરબારમાં એક વરસ ને એક દિવસની મુદતમાં બોલાવું છું. આ કાગળ એને રસ્તામાં મળ્યો, અને તે વાંચતાં જ એ ભયભીત થઈ ધરણીએ ઢળ્યો તે પાછો સચેત જ થયો નહિ. પાસેના ગામમાં લઈ જતાં એ ગાડીમાં પ્રાણમુક્ત થયો.



# ગુજરાતી સાહિત્યપરિષદ્દભંડોળ કમિટિ.

## નીચેનાં પુસ્તકો નીચે લખેલાં ઠેકાણાંથી મળશે:—

| | | |
|---|---|---|
| ૧. | પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ કૃત હિંદનું રાજ્યબંધારણ | રૂા. ૧—૦—૦ |
| ૨. | બંકિમચંદ્ર ચેટરજી કૃત રજનીનો તરજુમો | રૂા. ૦—૧૨—૦ |
| ૩. | ફરસ્તા કૃત ગુજરાતના સુલતાનોનો તરજુમો | રૂા. ૧—૦—૦ |
| ૪. | મૅકિમલન કૃત સૃષ્ટિની ઉત્પત્તિનો અનુવાદ | રૂા. ૧—૦—૦ |
| ૫. | પ્લેટો કૃત ફીડ્રસનો તરજુમો (કર્તા મ. ર. ભટ્ટ) | રૂા. ૧—૪—૦ |
| ૬. | રણજીતકૃતિ સંગ્રહ | રૂા. ૨—૪—૦ |
| ૭. | પ્રો. મેકડોનેલ કૃત—સંસ્કૃત વાઙ્મયનો ઇતિહાસ. | રૂા. ૪—૮—૦ |
| ૭. | બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નો અહેવાલ અને નિબંધસંગ્રહ | રૂા. ૧—૮—૦ |
| ૮. | ત્રીજી ગુજ. સા. પરિષદ્‌નો ,, | રૂા. ૨—૦—૦ |
| ૯. | પાંચમી ,, ,, ,, ,, | રૂા. ૩—૦—૦ |

આ ઉપરાંત રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી કૃત મ્હારી કમળા અને બીજી વાતો તથા સ્વ. નવલરામ લક્ષ્મીરામ કૃત ઈંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ એ ચોપડીઓની નવી આવૃત્તિઓ બહાર પડી છે, અને મોલિયેરનાં કેટલાંક નાટકોનો અનુવાદ છપાય છે, અને બીજી ચોપડીઓ તૈયાર થાય છે.

મળવાનાં ઠેકાણાં:—

## શુદ્ધિપત્રક (અગત્યની ભૂલોનુ).

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧ | ૨૪ | રાજ્યાંભિષેક | રાજ્યાભિષેક |
| ૧૫ | ૨૩ | એકદથ | એકદમ |
| ૧૬ | ૨૬ | મેળવી અને | મેળવી આપ્યા અને |
| ૨૮ | ૧૫ | અધિપત્ય | આધિપત્ય |
| ૩૦ | ૨૬ | થા | શા |
| ૩૫ | ૩ | જાન | જૉન |
| ,, | ૨૫ | ચાદમામાં | ચૌદમામાં |
| ,, | ૨૬ | લત્રણુ | લક્ષણુ |
| ૩૮ | ૧ | તેણે | (ન જોઈએ) |
| ,, | ૧૮ | કોના, | મના, |
| ૪૫ | ૨૨ | ज्यां | जहां |
| ૪૬ | ૧૦ | बहिरतहि | बहीतरहि |
| ,, | ૧૬ | રેજાઓ: | રાજાઓ: |
| ૪૭ | ૨૨ | ઓગેવાન | આગેવાન |
| ૫૧ | ૮ | ઓમાંથી | એમાં |
| ૫૩ | ૨૦ | નાહીનો | નાનો |
| ૫૬ | ૨ | એમજ હતું | એમ હતું જ |
| ,, | ૬ | પેતાના | પોતાના |
| ,, | ૧૬ | આ | (ન જોઈએ) |
| ૬૨ | ૧૪ | માંડયા | મંડયા |
| ,, | ૨૬ | હુકમ | હુમલો |
| ૬૩ | ૨૭ | પડયા | પાડયા |
| ૬૪ | ૨૭ | પકડી, (પછી ઉમેરો) | એટલે આ ફ્રેંચ હયદળ |
| ,, | ,, | પડયા, | પડયું, |

| | | | |
|---|---|---|---|
| ૯૨ | ૨ | વર્તાયા | વર્ત્યા |
| ૧૦૧ | ૨૪ | જો | જો કે |
| ૧૦૨ | ૨૧ | વલંદના | વલંદાનાં |
| ૧૦૬ | ૨૫ | ઓળખવા | ઓળખાવા |
| ૧૦૮ | ૨૨ | માનતા | મનાતા |
| ૧૧૩ | ૧૩ | પોપને | પોપને |
| „ | ૧૪ | લોબર્ડ | લોમ્બર્ડ |
| ૧૧૪ | ૨૩મી લીટીમાં ' નીકળ્યો ' પછી ' અસ્થિક ' વાંચવું. | | |
| ૧૧૮ | ૪ | ચાલગલગત | ચાલચલગત |
| ૧૧૯ | ૯ | ઉડાવવા | ઉઠાવવા |
| ૧૨૨ | ૧૬ | (New Testment) | (New Testament) |
| ૧૨૫ | ૧૯ | અને | એને |
| ૧૨૬ | ૨૫ | પડયા | પાડયા |
| ૧૨૯ | ૧૮ | ઓટેસ્ટંટ | પ્રોટેસ્ટંટ |
| „ | ૨૪ | રૈયતનો ભાગ | રૈયતનો મોટો ભાગ |
| ૧૩૪ | ૧૯ | લોકમાં વિશેષ હતો | લોકમાં હતો |
| ૧૩૫ | ૧૭ | ઓરખાય છે | ઓળખાય છે |
| „ | ૧૦ | જેમ્સ | જેમ્સ |
| ૧૩૬ | ૨૬ | પછી | પહેલાં |
| ૧૩૭ | ૭ | જાય; એમ | જાય; અને એમ |
| „ | ૮ | લિક | લિકે |
| ૧૩૮ | ૪ | પકડવાની | પકડાવાની |
| ૧૪૦ | ૧૬ | જેમ્સના | જેમ્સનો |
| ૧૬૬ | ૧૭ | સભામાં | સમામાં |
| ૧૭૨ | ૨૬ | ઠામ | ડામ |
| ૧૭૮ | ૨૩ | ધણુ | પણુ |
| ૧૮૭ | ૧૯ | વત ( પછી ઉમેરવાનું ) | પરંતુ |

| | | | |
|---|---|---|---|
| ૧૮૮ | ૧ | રાજ | રાજકર્ત્તા |
| ૧૮૯ | ૧૩ | હૉલિઅ, | હૉલિસ, અને |
| ૧૯૮ | ૯ | તેઓના | તેઓનો |
| ૧૯૯ | ૧ | યૂકેસલ | ન્યૂકેસલ |
| ,, | ૧૮ | કહવા | કરવા |
| ૨૦૦ | ૫ | શકયો | શકાયો |
| ૨૦૨ | ૭ | હતી, ( પછી ઉમેરવાનું ) પણ | |
| ૨૦૫ | ૨૬ | નોર્ધમ્પટની | નોર્ધમ્પટનની |
| ૨૦૬ | ૮ | દારૂ ગોળો ( પછી ઉમેરો ) પકડાઇ ગયો, અને | |
| ,, | ૧૦ | માણુસ | માણુસ જ |
| ૨૦૭ | ૪ | ફરી | કરી |
| ,, | ૮ | ‘હતું’ (પછીનું) ‘એમ હતું’ ન જોઇએ. | |
| ૨૦૯ | ,, | ઉપરથી | ઉપાયોથી |
| ,, | ૯ | ગણતી | મેળવતી |
| ,, | ૧૫ | છૂટનો દેવીમત | છૂટના દેવીમતનો |
| ૨૧૧ | ૭ | લોકોનો | લોકોને |
| ૨૧૩ | ૧૩ | તેમના | તેમનામાંના |
| ૨૧૮ | ૧૧ | લંબાવાની | લંબાવવાની |
| ૨૧૯ | ૨૧ | અત્રિંક્ય | અજિંક્ય |
| ૨૨૨ | ૧૪ | પેબ્રોક | પેંબ્રોક |
| ૨૨૭ | ૫ | બીજો | બીજા |
| ,, | ૭ | શિક્ષા કરવાનો | શિક્ષા રૂપે કરવાનો |
| ૨૩૯ | ૧૬ | તે | તેને |
| ,, | ૨૭ | દેવોએ | દેશોએ |
| ૨૪૦ | ૧૦ | રે | કે |
| ૨૪૧ | ૨૦ | સમ | સમુ |
| ૨૪૭ | ૧૦ | કરતાં | કતા! |

| | | | |
|---|---|---|---|
| ૨૭૮ | ૨૦ | પડત્રામાં | પાડવામાં |
| ૨૯૯ | ૩ | જ | જે |
| ૩૦૭ | ૬ | રાજકુળનો | રાજકુળને |
| ૩૧૧ | ૧૭ | વિલિયની | વિલિયમની |
| ૩૧૩ | ૨૪ | ઉન્મત્તાથી | ઉન્મતાઈથી |
| ૩૨૪ | ૯ | રાજ્યવિપ્લિવ | રાજ્યવિપ્લવ |
| ,, | ૨૨ | તેની | તેના |
| ,, | ૨૩ | ઉમરકામાં | ઉમુળકામાં |
| ૩૨૮ | ૨૫ | સમતોલ ન | સમતોલન |
| ૩૩૭ | ૧૧ | મનમાં | મનના |
| ૩૪૨ | ૨૪ | પોતા મનમાં | પોતાના મનમાં |
| ૩૪૯ | ૯ | એને | અને |
| ૩૫૨ | ૧૫ | મિનાર્કો | મિનોર્કો |
| ૩૫૪ | ૨૭ | એને | અને |

# ગુર્જર સાક્ષર જયન્તીઓ.

અમદાવાદની સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ વિદ્વાનો–સાક્ષરોની જયન્તીઓને પ્રસંગે થયેલાં ભાષણોનો સંગ્રહ "ગૂજરાત વિદ્યાપીઠ" નાં મહાવિદ્યાલયોમાં પાઠ્યપુસ્તક તરીકે ચલાવવા પસંદ થવાથી વિદ્યાપીઠના કાર્યવાહકોની ખાસ સૂચનાથી આ સંગ્રહ છપાવ્યો છે. આમાં વિદ્વાનોનાં નીચેના લેખો આવ્યા છે:—

| વિષય. | ભાષણકર્ત્તા. |
|---|---|
| ૧ કલાપી | રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, બી. એ. |
| | રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. |
| ૨ અખો | રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. |
| ૩ મીરાંબાઈ | રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ. |
| ૪ ગોવર્દ્ધનરામ | રા. રા. લલિત |
| ૫ નર્મદાશંકર | રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. |
| | પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલએલ. બી. |
| ૬ મણિલાલ | પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, " " |
| ૭ ધીરો | રા. રા. કાશીકરામ વિશ્વહરરામ મહેતા, બી એ. |
| ૮ બાલાશંકર | રા. રા. રામમોહનરાય જસવંતરાય દેસાઇ, બી.એ. |
| ૯ પ્રેમાનંદ | રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ. |

આ ઉપરાંત પહેલી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ સદ્‌ગત સા. શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું તથા બીજી પરિષદ્‌ના પ્રમુખ સા. શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું પ્રમુખ તરીકેનું ભાષણ પણ આમાં સંપૂર્ણ આપ્યું છે.

પૃષ્ઠ ૩૩૦, પાકું છીંટનું પુંઠું કિંમત રૂ. ૨–૦–૦. (પોસ્ટેજ જુદું)

# ગુલામી વહેપાર.

## (દાસત્વપ્રથા—દુઃખદર્શન.)

**કિંમત રૂ. ૧-૮-૦ છે. ઈનામ લાઈબ્રેરી માટે મંજુર છે.**

---

આફ્રિકામાંથી કાફ્રી-સીદી લોકોને લાલચ આપી અથવા બળાત્કારે અમેરિકા લઇ આવી, તેઓને બકરાં અને મેંઢાની માફક વેચી દેવામાં આવતાં હતાં. ત્યાં ગુલામો ઉપર કેવા કેવા અત્યાચાર કરવામાં આવતા હતા, તે સાંભળતાં પણ પત્થર જેવું હૃદય પીગળી જાય. ગુલામોના માલિકો પોતાનાં ગુલામોનો પ્રાણ લેતા તો પણ કાયદાની રૂએ તેઓને શિક્ષા કરવામાં આપતી નહોતી. ગુલામો ઉપર ગુજરતા આવા ભયંકર અત્યાચાર જોઇએ **મિસીસ. એચ. બી. સ્ટો નામની એક અમેરિકન વિદુષીએ** લોકો ગુલામગીરીનું ખરૂં સ્વરૂપ જાણી શકે તે માટે 'અન્કલ ટૉમ્સ કેબીન' (Uncle Toms Cadin) નામનો એક સર્વોત્કૃષ્ટ ગ્રંથ નૉવેલ રૂપે લખ્યો. એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી થોડા વખતમાં જ ઉત્તર તથા દક્ષિણ પ્રદેશનાં રહેવાસીઓ વચ્ચે ગુલામોને સ્વતંત્રતા આપવા માટે એક ભયંકર યુદ્ધ (Civil war) શરૂ થયું અને તે લગભગ ચારપાંચ વર્ષ ચાલ્યું. અન્તે ઇ. સ. ૧૮૬૫માં ત્યાં ગુલામગીરીનો અંત આવ્યો.

આ પુસ્તકમાં વર્ણવેલી સર્વ બાબતો સાચી છે. આ પુસ્તક પ્રકટ થયા પછી પ્રથમ આવૃતિમાં કેવળ અમેરિકામાં જ તેની ૩૧૩૦૦૦ નકલો વેચાઈ ગઈ હતી અને ત્યારપછી દશ વર્ષમાં તેના ઓછામાં ઓછી ૧૪૦૦ આવૃત્તિઓ નિકળી ચૂકી છે. આવી જગપ્રસિદ્ધ, **લોકપ્રિય તથા ઐતિહાસિક સત્ય બનાવોથી ભરપૂર નવલકથા આવશ્ય વાંચવા લાયક છે. દરેક ભાગની કિં. રૂ. ૧-૮-૦.**

( રાષ્ટ્રીય શાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકે ચાલુ છે. )

# મેવાડ-પતન.

બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર બાબુ દ્વિજેન્દ્રલાલ રોયના ઐતિહાસિક ઉત્તમ નાટક સુંદર ભાષાંતર. કિં. રૂ. ૦ા૦.

આ નાટક મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ તથા જહાંગીરના સમયનું છે. તેમાં દંપતિપ્રેમ, દેશપ્રેમ ને વિશ્વપ્રેમ એ ત્રણ ઉચ્ચતમ પવિત્ર ભાવનાઓને અત્યંત મનોહર રીતે ખીલવી તાદસ્ય કરી બતાવી છે. મેવાડનું પતન થતાં તે જહાંગીરના કબજામાં જાય છે છતાં હિંદુ મુસલમાનોનું ઐક્ય ઘણીજ સરસ રીતે સાધવાનો ઉત્તમ માર્ગ કવિએ આમાં દર્શાવ્યો છે.

# સુખશાંતિ-વિચારણા.

આ સુપ્રસિદ્ધ અંગ્રેજ ગ્રંથકાર સર જૉન લબકના એક પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું છે. આમાં સામાજીક સુખની અભિવૃદ્ધિના નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા હિંદુ ધર્મનાં શાસ્ત્રીય પ્રમાણો સાથે કરવામાં આવ્યો છે.

પ્ર૦ ૧ લું સુખ. ૨ જું મન. ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ. ૬ ઠું ઔદાર્ય. ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું ધન. ૯ મું વિવેકબુદ્ધિ. ૧૦ મું શાન્તિ.

ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર થયું છે. કિં. રૂ. ૧-૮-૦

# જીવનસુધારણાના સન્માર્ગ.

(ભાગ ૧-૨. લેખક વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ, બી. એ.) જીવનમાં નવીન ઉત્સાહ રેડનાર, નવીન ચૈતન્ય જગવનાર, અપૂર્વ આનંદ અને શાંતિ પ્રેરનાર તેમજ માનસિક શક્તિઓનો અજબ રીતે વિકાસ કરનાર સદ્વિચારોથી ઓતપ્રોત આ પુસ્તક પ્રત્યેક સ્ત્રી-પુરૂષને સ્વપરહિત સાધવામાં અમૂલ્ય મદદગાર થઈ પડે તેવું છે.

**ભાગ પહેલામાં**—(૧) લોકપ્રિય થવાની કળા. (૨) આનંદ-પ્રાપ્તિના માર્ગો. (૩) જીવનસૌન્દર્ય. (૪) સ્વાશ્રયી બનો. (૫) સત્ય-મિત્રતાનું સ્વરૂપ. (૬) માનસિક મિત્રો અને શત્રુઓ. (૭) વાચન-દ્વારા શિક્ષણ (૮) મહત્વાકાંક્ષા. (૯) આત્મસુધારણા. (૧૯) નિદ્રા દરમિયાન ચારિત્ર્યનું બંધારણ.

**બીજા ભાગમાં**—(૧) આભ્યંતર શાંતિ. (૨) વ્યક્તિગત આકર્ષણ શક્તિ (૩) સમજશક્તિની બક્ષીસ. (૪) મનુષ્યની પ્રભાવ-શીલતા. (૬) ઉતાવળ એ વિનાશનું કારણ છે. (૬) આત્મ-નિર્ભર-તાનું મહત્વ. (૭) ઉદ્યોગપરાયણતા. (૮) બોધક સૂત્રો;

રૉયલ સોળપેજી પૃષ્ઠ ૨૫૦ લગભગ. કિંમત—ભાગ ૧ લો ૧—૦—૦
ભાગ ૨ જો ૦—૬—૦

**શિક્ષાનો આદર્શ**—મૂળ લેખક ડૉક્ટર રવીન્દ્રનાથ ટાગોર. ૩૨ પૃષ્ઠનો લાંબો ઉપોદ્ઘાત લખનાર—સા. શ્રી છગનલાલ હરિલાલ પંડ્યા. આ પુસ્તકમાં હાલની શિક્ષણ પદ્ધતિ, તેની ખામીઓ અને હિન્દીઓ માટે ઉત્તમ શિક્ષણપદ્ધતિ કેવી હોવી જોઈએ, તેના આદર્શ વિષેના જુદા જુદા લેખો એ કવિવરના છે. પાકું પુંઠું. કિંમત રૂ. ૧-૦-૦

# ના. ગોખલેનાં વ્યાખ્યાનો.

## ( ભાગ ૧–૨ સચિત્ર દરેકની કિંમત દસ આના. )

મહાત્માશ્રી ગાંધીજીની દેખરેખ નીચે તૈયાર કરનારઃ—

**મહાદેવ હરિભાઈ દેસાઇ; બી. એ. એલ. એલ. બી.**

**પહેલા ભાગમાંના વ્યાખ્યાન–( પ્રસિદ્ધ વ્યક્તિઓ સંબંધી )**

( ૧ ) દાદાભાઈ નવરોજી. ( ૨ ) મહાદેવ ગોવિંદ રાનડે.
( ૩ ) સર ફીરોજશાહ મહેતા. ( ૪ ) વ્યોમેશચન્દ્ર બેનરજી.
( ૫ ) શિષિરકુમાર ઘોષ. ( ૬ ) ભગિની નિવેદિતા.
( ૭ ) એ. ઓ. હ્યુમ. ( ૮ ) સર વિલ્યમ વેડર્બર્ન.
( ૯ ) લૉર્ડ નોર્થબ્રુક અને " હોમ ચાર્જીસ. "

**આ ભાગમાં કુલ વ્યાખ્યાનો ૧૩ અને આઠ છબીઓ છે.**

---

**બીજા ભાગમાં આ પ્રમાણે દસ ભાષણો અને ૧૦ છબીઓ છે.**

[ ૧ ] નાતાલમાં લઇ જવામાં આવતા ગીરમીટીઆ મજુરો. ( ૨ ) ગીરમીટ પદ્ધતી–વડી ધારાસભા. [ ૩ ] ટ્રાન્સવાલમાં હીન્દીઓની સ્થિતિ. (લાહોર કોંગ્રેસ) (૪) ટ્રાન્સવાલમાં આપણી સ્થિતિ. ( મુંબઇ ) ( ૫ ) જોહાનીસ્બર્ગ મિજલસનું ભાષણ. ( ૬ ) ડર્બનમાં આપેલું ભાષણ. [ ૭ ] આફ્રિકાના પત્રકારોની ટીકાઓનો જવાબ. [ ડર્બન ] [ ૮ ] પ્રિટોરીઆમાં વિદાય સમયે આપેલું ભાષણ. [ ૯ ] વસાહતોમાં હિન્દીઓની સ્થિતિ. ( બાંકીપુર કોંગ્રેસ ) [ ૧૦ [ આફ્રિકાના પ્રવાસની રોજનિશી.

# હિન્દનું રાજ્યતંત્ર.

## (તેનો વિકાસ) કિંમત રૂ. ૧-૧૨-૦

અનુવાદક—મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી બી. એ. એલ એલ. બી.
પ્રકાશક—ધિ ઑલ ઈન્ડિયા હોમરૂલ લીગ; (સ્વરાજ્ય સભા)
સાઈઝ—ડેમી ૮ પેજી પૃ. ૩૫૦ પાકું છીંટનું પુંઠું.

આ ગ્રંથમાં નીચે પ્રમાણેના વિષયો છે;-

[ ૧ ] સામ્રાજ્યના બંધારણમાં રાજકીય ફેરફારો.
[ ૨ ] સામ્રાજ્યમાં હિંદનું સ્થાન. ( ૩ ) હિન્દ સ્વરાજ્ય.
( ૪ ) પાર્લામેન્ટની સત્તા. ( ૫ ) ઈંગ્લાંડની સરકાર.
( ૬ ) હિન્દની સરકાર. ( ૭ ) વડી ધારાસભા.
( ૮-૯ ) પ્રાન્તિક સરકારો—નાણાંનો વહીવટ; વહીવટ સ્વાતંત્ર.
( ૧૦ ) ,, ધારાબંધનને લગતી સ્વતંત્રતા
( ૧૧ ) પ્રાન્તિક ધારાસભાઓ—બંધારણ અને સંખ્યા.
[ ૧૨ ] ,, ચુંટણીની રચના, પદ્ધતિ અને સત્તાઓ.
[ ૧૩ ] જીલ્લાનો વહીવટ. [ ૧૪ ] સનંદી નોકરીઓ.
[ ૧૫ ] લશ્કરી નોકરીઓ. [ ૧૬ ] દેશી રાજ્યો. [ ૧૭ ] ટુંક સાર.

**હિન્દના રાજ્ય વહીવટ સમસ્તની સંપૂર્ણ માહિતી આપનાર આ ગ્રન્થ સ્વરાજ્યની ઈચ્છા ધરાવનાર પ્રત્યેક હિંદી ગૃહસ્થના તથા ગુજરાતના જાહેર પુસ્તકાલયમાં અવશ્ય રાખવા યોગ્ય છે.** લખોઃ—

**જીવનલાલ અમરશી મહેતા,**
પીરમશાહ રોડ;—અમદાવાદ.

# રાષ્ટ્રીય વિદ્યાલયો માટે પસંદ કરવા યોગ્ય પુસ્તકો.

